REGISTERED NO. B. 43.

અંક ૧ લો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જાનુઆરી. ૧૯૧૨.

વિષય અનુક્રમણિકા. પૃષ્ઠ.



તન્ત્રી ( ઑગસ્ટ ૧૯૦૨ થી )-અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપલ, ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ કંપનિ પ્રેસમાં મૅનેજર રણછોડલાલ ગંગારામે છાપ્યું.

**શાળાપત્ર જ્યુબિલિઅંક—તૈયાર છે.** 'શાળા પત્ર'ના જે ગ્રાહકો ઇ. સ. ૧૯૧૧ સુધીનું 'શાળાપત્ર' નું લવાજમ પૂરેપૂરૂં ભરી ચૂક્યા હોય તેમણે 'શાળાપત્ર' ની ઑફિસમાંથી એ અંક લઈ લેવો. ટપાલ મારફતે મંગાવ નારે ટપાલ ને પૅકિંગના બે આના મોકલી આપવા, મોકલશે ત્યારે તેમને અંક મોકલવામાં આવશે.

તન્ત્રી.

---

નિશાળોનાં ઇનામપત્ર.

**નિસરાયા**—પા. ઝવેરભાઈ રણછોડભાઈ રૂ ૧૧) કપડા, પતાસા સામ **રખા**—ગામ લોકો રૂ. ૨૧) સ્કુલ જમાડી **આંકલાવ**—પા. ઉમેદભાઈ કાળીદાસ રૂ ૫૦) સ્કુલ જમાડી શેઠ અમૃતલાલ પાનાચંદ રૂ ૫) પેન્સિલો ગોરજી માહુસિંગ પ્રેમરતનજી રૂ. ૪-૮-૦ કાપડ. **સંધાણા**—ગામ લોક રૂ ૨૯-૪-૦ સ્કુલ જમાડી **નેસ**—ગામ લોકો રૂ. ૧૫) સ્કુલ જમાડી. **વાં સખીલીઆ**—ગામ લોકો રૂ. ૮-૮-૦ સ્કુલ જમાડી **વડોદ**—શેઠ ગોવિંદદાસ નાથાભાઇ રૂ ૪૦) સ્કુલ જમાડી **હીરબારસી**—કન્યાશાળા પટેલ ભુલાભાઈ વહેરીભાઈ રૂ. ૪૬-૪-૦ ઓઢણો. **કભાસી**—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૨૦) સાધુ લક્ષ્મણદાસજી રૂ. ૨૦ સ્કુલ જમાડી. **ભાનેર**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂ ૬) ચોપડીઓ, ગામ લોકો રૂ ૨૨-૪-૦ સ્કુલ જમાડી. **પડાલી**—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૮ મીઠાઈ, રૂ. ૪૨) સ્કુલ જમાડી. **સૈયદપુરા**—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૭ સ્કુલ જમાડી **સુરકુવા**—પટેલ હન્જીવનભાઈ નારણભાઈ, પટેલ વાઘજીભાઈ નારણભાઈ અને પરોત કાળીદાસ અમથારામ રૂ ૨૦) સ્કુલ જમ **થામણા**—કન્યાશાળા સ્કુલ કમિટિના મેમ્બરો વગેરે રૂ ૧૫) જમાડી તથા ઇનામ **ખરોલ**—શાહ જમનાદાસ પીતામ્બર રૂ સ્કુલ જમાડી **ખાંધલી**—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદગૃહસ્થો ૯-૧૧-૩ સ્કુલ જમાડી **ભુમેલ**—ભાઈલાલભાઈ તળશીભાઈ રૂ. ઝવેરભાઇ લલ્લુભાઈ રૂ. ૫) તથા જુદા જુદા ગૃહસ્થો રૂ. ૯) મિઠ

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૫૦ મું, સને ૧૯૧૧.

## અનુક્રમણિકા.

----

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું. જાન્યુઆરી, ૧૯૧૨. અંક ૧ લો.

ગત વર્ષનું પુનરવલોકન—પ્રભુકૃપાથી અમારા માસિકનુ પચાસમુ વર્ષ પૂરૂ થઈ એકાવનમું વર્ષ બેઠુ છે. ગત વર્ષ હિંદુસ્તાનના બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમા સુવર્ણાક્ષરથી અંકિત થયુ છે એ માગલિક વર્ષમાં આપણા કૃપાળુ રાજાધિરાજ, શહેનશાહ શ્રીમાન્ પાંચમા જ્યૉર્જ અને તેમના સુપત્ની મહારાણી શ્રીમતી મેરીના મગલમય પગલાં આપણા દેશમાં થયાં હતાં, તેથી હિન્દની પ્રજા રાજાને દેવસમાન ગણતી આવી છે અને લોકપાલના અંશથી રાજમૂર્ત્તિની ઘટના થાય છે એમ માને છે તેને અસાધારણ રાજભક્તિ દર્શાવવાની અમૂલ્ય તક મળી હતી પ્રજાએ એ તકનો લાભ લઈ સ્થળે સ્થળે હૃદયની સાત્ત્વિક ઊર્મિ પ્રકટ કરી હતી હિંદી પ્રજા બ્રિટિશ સામ્રાજ્યના અન્ય અગોની પ્રજા કરતાં લવમાત્ર પણ રાજભક્તિમા ઊતરતી નથી, પરતુ તેનો પૂજ્યભાવ અને ભક્તિ તથા પ્રીતિ આબાલવૃદ્ધ પ્રસરેલાં છે અને માત્ર બાહ્ય નથી પણ આન્તર હોવાથી શુદ્ધ અને સતેજ છે એમ વિશાળ હિંદનાં સર્વ સ્થળોમા, ખૂણાના ગામડામા, તેમજ રાજનગરો ને અન્ય મોટાં શહેરોમા, અનેક રીતે પ્રસિદ્ધ થયુ છે જે પ્રજા ચિરકાળથી રાજામાં દેવની ભાવના કરતી આવી છે તે પ્રજા જે રાજ્યમાં અનેક પ્રકારના સુખ અને વૈભવનો પ્રશાન્તિથી ઉપભોગ કરે છે અને ઉચ્ચ પ્રકારની, પાશ્ચાત્ય તેમજ આર્ય, આંગ્લ તેમજ સસ્કૃત, કેળવણીનાં મિષ્ટ, અમૃતમય, કલ્પવૃક્ષનાં ફળ જેવાં ફળનો સ્વાદ લઈ અદ્વિતીય અને અનશ્વર હૃદયાનન્દમા વિલસે છે તે રાજ્ય વિષે એક સ્વરે આવો ઉદ્ઘોષ કરે કે 'धन्यं न्यायनिबन्धनं विजयतामाङ्ग्लं सुराज्यं चिरम्' અને રાજશ્રીને વિષે આશીર્વચન વદે કે 'श्रीमान् ज्योर्जमहाधिपो विजयतां राज्ञीसमेतश्चिरम्' તેમા આશ્ચર્યજ શું છે? અમે પણ પ્રભુપ્રાર્થના કરી યાચીએ છીએ કે'—

आयुर्देहि जयं देहि यशो देहि द्विषो जहि ।
श्रीमते राजराजाय सपत्नीकाय देवि नः ॥
'चिरं जीव चिरं नन्द चिरं पालय मेदिनीम् ।
चिरमाश्रितलोकानां पूरय त्वं मनोरथान् ॥
कमलसूतनया मुखपङ्कजे वसतु ते कमला करपल्लवे ।
वपुषि ते रमतां कमलाङ्कजः प्रतिदिनं हृदये कमलापतिः ॥'

સમગ્ર આર્યાવર્તનું આ મંગલવર્ષ 'શાળાપત્ર'ના જીવનમા વિશેષ મહત્વનો સમય હતુ એ જ્યુબિલિ વર્ષના મહોત્સવમા અમે સુપરરૉયલ સોળપેજી કદના ફોટસો પૃષ્ટનો દળદાર અંક અમારા ગ્રાહકને મફત આપ્યો છે એ અંકમા 'શાળાપત્ર'નો પચાસ વર્ષનો સક્ષેપમા ઇતિહાસ આપવામા આવ્યો છે કેળવણી, સાહિત્ય, ભાષા, ન્યાય અને માનસશાસ્ત્ર આદિ વિષયો એ વર્ષોમા ભિન્ન ભિન્ન કલમે સમયને અનુસાર ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુથી કેવી રીતે ચર્ચાયા છે તેનુ એ ઇતિહાસમા દિગ્દર્શન કર્યું છે જુદા જુદા તન્ત્રીઓના સમયમાની વિષયોની વર્ગણી તરફ પણ નજર કરતા જણાશે કે 'શાળાપત્ર' માત્ર શિક્ષકોનેજ ઉપયોગી વિષયોની ચર્ચા કરી કૃતાર્થ થતુ નથી, પરતુ સાહિત્ય અને ભાષાના ચર્ચાતા અનેક ફૂટ પ્રશ્નોનુ વિવેચન કરી સાહિત્યપ્રેમી અને વિદ્યાવિલાસી પુરુષોને પણ આનન્દ પમાડે છે. એ ઇતિહાસથી 'શાળાપત્રે' પચાસ વર્ષમા જે સાહિત્યસેવા બજાવી છે તેની તુલના નિષ્પક્ષ વાચકવર્ગ કરશેજ એવી આશા છે. પચાસ વર્ષના ઇતિહાસ ઉપરાત એ જ્યુબિલિ અકમા અમે પ્રતિષ્ઠિત લેખકોની કસાયલી કલમોથી લખાયલા, કેળવણી અને સાહિત્યને લગતા વિષયો આપ્યા છે અને તે શિક્ષકવર્ગને ઘણા ઉપયોગી તથા આનન્દદાયક થઈ પડ્યા વિના રહેશે નહિ અમારી યાચના સ્વીકારી અનેક વિદ્વાન્ ગૃહસ્થોએ અને શિક્ષકોએ પોતાના લેખો 'જ્યુબિલિ અંક'માં પ્રસિદ્ધ કરવા લખી મોકલ્યા હતા, તેમાના ઘણાખરા અમે પ્રકટ કર્યા છે ને કેટલાક 'શાળાપત્ર'ના આ વર્ષના અંકોમા પ્રસિદ્ધ કરવામા આવશે અમે એ સર્વ લેખો તરફ શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચીએ છીએ

શિક્ષણશાસ્ત્રના વિષયો—ગત વર્ષમાં 'નવુ ને જૂનુ' તથા 'કાવ્ય

ને શાસ્ત્રના વિનોદો' એ બે લેખો પૂર્ણ થાય છે પ્રથમમાં હાઇ સ્કૂલો ને કૉલેજોમાં જૂની ને નવી શિક્ષણશૈલી વિષેનો અમારો અનુભવ આપ્યો છે અને તેમાના દૃષ્ટાન્તો કલ્પિત નથી, પણ સાક્ષાત્ અનુભવેલા છે, તેથી એ લેખ હાલના શિક્ષકવર્ગને માર્ગદર્શક થશે એવી આશા છે શિક્ષણ ને પરીક્ષા તેમજ પ્રશ્નપત્ર વિષે એમા અમે જે વિચારો દર્શાવ્યા છે તે તરફ અમે વાચકવર્ગનુ ખાસ લક્ષ ખેચીએ છીએ. બીજો લેખ શિષ્ટ શિક્ષકવર્ગની સહૃદયતા કેળવી તેમને ઉચ્ચ પ્રકારનાં કાવ્યની ખૂબી સમજતાં શિખવશે વળી 'કેળવણી' અને 'ગુજરાત સાહિત્યસભામા વાંચેલો લેખ' એ બે લેખો પણ શિક્ષકવર્ગને શિક્ષણના વિષયમા તેમજ ભાષાજ્ઞાનમાં ઘણા ઉપયોગી થઈ પડશે એવી આશા છે. આગલા વર્ષની પેઠે 'વાચનમાળાના ખુલાસા' આપવા જારી રાખ્યા છે 'પ્રાણિવર્ણન'ના મથાળા નીચે પદાર્થપાઠના શિક્ષણમા ઉપયોગી થઈ પડે એવી અનેક હકીકતનો સમાવેશ કરવામાં આવ્યો છે 'સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડનુ ટુકુ જીવનવૃત્તાન્ત' પણ ગત વર્ષના અંકોમા આપ્યુ છે, તેમજ 'ગુજરાતી ભાષામા વપરાતા અરબી ને ફારસી શબ્દો'ની યાદી જારી રાખવામાં આવી છે. 'પુરુષ અને સ્ત્રીઓ માટેની વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજના ધારાઓનો સગ્રહ' તેમજ 'પુરુષશિક્ષકો ને સ્ત્રીશિક્ષકો માટેના ધારાસગ્રહ' અને 'ગ્રાન્ટ-ઇન્-એઇડકોડ' એ બધુ શિક્ષકોને ઉપયોગી છે ને તે એકજ વર્ષના અંકોમા આપ્યુ છે એટલે જ્યારે જરૂર પડે ત્યારે તે જોવુ સુગમ પડશે

નવીન વર્ષમા આજ શૈલીએ વિષયોનુ વિવેચન કરવામા આવશે. આશા છે કે શિક્ષકો 'શાળાપત્ર'નો બરાબર ઉપયોગ કરશે અને પોતાનું તેમજ શિષ્યવર્ગનુ કલ્યાણ સાધવામા હમેશ તત્પર રહેશે

---

## રાજગીત.

( રા રા. જટાશકર રામજી ત્રવાડી, ગારીયાધાર )

### હરિગીત.

સૃષ્ટિતણા સૌંદર્યમા, આ હિંદ કોહિનૂર છે,
ઇગ્લીશ કેરા અમલમાં, તે શાતિથી ભરપૂર છે;

માણિક્ય જડીઉં કુંદને, આભાસ એવો થાય છે,
*અવિચળ તપો આ રાજ, એવું હિંદના જન ચહાય છે. ૧
મોગલ, મરેઠા, મારતા, અતિશય જુલમ દરશાવતા,
વળી ત્રાસ પિંઢારા દઇ, ઠગ ફાંસીખોરા ફાવતા;
તે સર્વ દૂર દફે થઇને, ન્યાય નેક અપાય છે,
અવિચળ તપો આ રાજ, એવુ હિંદના જન ચહાય છે. ૨
ઇચ્છાનુસારે ધર્મ પાળે, સર્વ લોકો પ્રીતથી,
હુન્નરકળામા પ્રવીણતા, પામેજ રૂડી રીતથી;
આબાદી વધવા કાજ, કેળવણીજ શ્રેષ્ઠ અપાય છે,
અવિચળ તપો આ રાજ, એવું હિંદના જન ચહાય છે. ૩
યાચો પ્રભુની પાસ જોડી, હાથ શિશુ પ્રેમી ઉરે,
દીર્ધાયુ પંચમ જ્યૉર્જ થઈ, જય પામજો ભૂ ઉપરે;
વળી સર્વ બોલો ગર્વથી, ધન્ય ધન્ય દિવસ આજનો,
જય તાજનો, જય રાજનો, જય સકળ રાજસમાજનો.

---

## હિંદુસ્તાનનું ૧૯૧૧ નું વસ્તીપત્રક (વર્તમાનપત્રોને આધારે)

### ૧૯૦૧ પછીની કુલ વસ્તી.

### ઇલાકા, દેશી રાજ્ય અથવા એજન્સિ.

| | ૧૯૧૧ | ૧૯૦૧ |
|---|---|---|
| હિંદ .. ... | ...૩૧,૫૧,૩૨,૫૩૭ | ૨૯,૪૩,૬૧,૦૫૬ |
| ઇલાકાઓ ... | ...૨૪,૪૨,૬૭,૫૪૨ | ૨૩,૧૬,૦૬,૯૪૦ |
| અજમેર–મારવાડ ... | ૫,૦૧,૩૯૫ | ૪,૭૬,૯૧૨ |
| અંદામાન અને નિકોબારના ટાપુ ... | ૨૬,૪૫૯ | ૨૪,૬૪૯ |
| બલુચિસ્તાન .. ... | ૪,૧૪,૪૧૨ | ૩,૮૨,૧૦૬ |
| બંગાળા ... .. | ૫,૨૬,૬૮,૨૮૯ | ૫,૦૭,૧૫,૭૯૪ |
| મુબઇ (ઇલાકો) ... | ...૧,૯૬,૭૨,૬૪૨ | ૧,૮૫,૫૯,૬૨૦ |
| મુબઇ... .. | ..૧,૬૧,૧૩,૦૪૨ | ૧,૫૮,૦૪,૭૬૬ |
| સિંધ ... .. | ... ૩૫,૧૩,૪૩૫ | ૩૨,૧૦,૬૧૦ |

*નોટ—નાના અક્ષરવાળી લીટીઓ સારા રાગના બે ત્રણ છોકરાએ અને મોટા અક્ષરવાળી લીટીઓ બધા છોકરાઓએ બોલવાની છે.

| | |
|---|---|
| એડન ... ... ... ૪૬,૧૬૫ | ૪૩,૯૭૪ |
| બર્મા ... ... .. ૧,૨૧,૧૫,૨૧૭ | ૧૦,૪,૯૦,૬૨૪ |
| મધ્ય પ્રાંતો અને બિરાર ...૧,૩૯,૧૬,૩૦૮ | ૧,૧૯,૭૧,૪૫૨ |
| કુર્ગ ... ... ... ૧,૭૪,૨૭૬ | ૧,૮૦,૬૦૭ |
| પૂર્વ બંગાળા અને આસામ ...૩,૪૦,૧૮,૫૨૭ | ૩,૦૫,૧૦,૩૪૪ |
| મદ્રાસ ... ... ..૪,૧૪,૦૫,૪૦૮ | ૩,૮૨,૨૯,૬૫૪ |
| વાયવ્ય સરહદનો પ્રાંત .. ૨૧,૯૬,૯૩૩ | ૨૦,૪૧,૫૩૪ |

## જિલ્લાઓ અને વહીવટી પ્રદેશો.

| | |
|---|---|
| પંજાબ... ... ... ૧,૯૯,૭૪,૯૫૬ | ૨,૦૩,૩૦,૩૩૭ |
| આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો ૪,૭૧,૮૨,૦૪૪ | ૪,૭૬,૯૨,૨૭૭ |
| આગ્રા... ... ... ૩,૪૬,૨૪,૦૪૦ | ૩,૪૮,૫૯,૧૦૯ |
| અયોધ્યા .. .. ૧,૨૫,૫૮,૦૦૪ | ૧,૨૮,૩૩,૧૬૮ |
| રાજ્યો, એજન્સિઓ ... ૭,૦૩,૬૪,૯૩૫ | ૬,૨૭,૫૫,૧૧૬ |
| બલુચિસ્તાનનાં રાજ્યો ... ૩,૯૬,૪૩૨ | ૪,૨૮,૬૪૦ |
| વડોદરા રાજ્ય ... .. ૨૦,૩૨,૭૯૮ | ૧૯,૫૨,૬૯૨ |
| બંગાળાના રાજ્યો .. ... ૪૫,૩૮,૧૬૧ | ૩૮,૮૧,૪૪૮ |
| મુંબઈ ઇલાકાનાં રાજ્યો ... ૭૪,૧૧,૬૭૫ | ૬૯,૦૮,૫૫૯ |
| મધ્યહિંદની એજન્સિ ... ... ૯૩,૫૬,૯૮૦ | ૮૪,૯૭,૮૦૫ |
| મધ્યહિંદનાં રાજ્યો...... .. ૨૧,૧૭,૦૦૨ | ૧૬,૨૧,૧૪૦ |
| પૂર્વ બંગાળા અને આસામના રાજ્યો. ૫,૭૫,૮૩૫ | ૪,૫૭,૭૯૦ |
| હૈદ્રાબાદ રાજ્ય... ... ૧,૩૩,૭૪,૬૭૬ | ૧,૧૧,૪૧.૧૪૨ |
| કાશ્મીર ,, ... ... ૩૧,૫૮,૧૨૬ | ૨૯,૦૫,૫૭૮ |
| મદ્રાસના ,, ... ... ૪૮,૧૧,૮૪૧ | ૪૧,૮૮,૦૮૬ |
| કોચીન ,, ... ૯,૧૮,૧૧૦ | ૮,૧૨,૦૨૫ |
| ત્રાવણકોર ,, ... ... ૩૪,૨૮,૯૭૫ | ૨૯,૫૨,૧૫૭ |
| મ્હૈસુર ,, . . ૫૮,૦૬,૧૯૩ | ૫૫,૩૯,૩૯૯ |
| વાયવ્ય સરહદ પ્રાંત .. ૧૬,૮૨,૦૯૪ | ૮૩,૯૬૨ |

## એજન્સિઓ અને ડુંગરી જાતો.

| | |
|---|---|
| પંજાબના રાજ્યો ... ૪૨,૧૨,૭૯૪ | ૪૪,૨૪,૩૯૩ |
| રજપૂતાના એજન્સિ .. ૧,૦૫,૩૦,૪૩૨ | ૯૮,૫૩,૩૮૬ |
| સિક્કિમ... ... ૮૭,૯૨૦ | ૫૯,૦૧૪ |
| સંયુક્ત પ્રાંતો .. ૮,૮૨,૦૩૬ | ૮,૦૨,૦૯૭ |

ફ્રેંચ તાબાના પ્રદેશોની વસ્તીના કામચલાઉ
આંકડા નીચે પ્રમાણે છે.

| | | ૧૯૧૧ |
|---|---|---|
| પોંડીચેરી .. | ... | ૧,૮૪,૮૪૦ |
| કેરીકલ .. | .. | ૫૬,૫૭૭ |
| યાનોન... | | ૫,૦૩૩ |
| માહીમ .. | .. | ૧૦,૬૩૬ |
| ચ દ્રનગર .. | ... | ૨૫૨૯૩ |
| કુલ— | | ૨,૮૨,૩૭૯(૧૯૦૧મા ૨,૭૩,૧૮૫) |

પોર્ટુગીઝ સરથાનોની વસ્તી તા ૩૧ મી ડીસેંબર ૧૯૧૦ માં ગણાઈ હતી તેમા કુલ સખ્યા ૬,૦૪,૯૩૦ આવી છે



## પ્રાણિવર્ણન.

### *જળબિલાડી.

આ પ્રાણી વિષે સન ૧૯૦૧ ના શાળાપત્ર. પૃષ્ઠ ૧૮૨ મે ઘણીખરી હકીકત આપી છે; પ‍ંતુ તેમા નથી તેવી બીના મને ચોકસ રીતે મળવથી તે વાચકવર્ગને ઉપયોગી ધારીને આપુ છુ

આ પ્રાણીને કેટલાક લોકો જળમનુષ્ય પણ કહે છે, અને તેની વસ્તી ગુજરાતમા વાત્રક નદીની ઉ.ચી ભેખડોમા તદ્દન નિર્જન સ્થાને છે. તેઓ વાંદરાની માફક ટોળાબધ રહે છે, અને જમીન ઉપર વાંદરાની માફક ઉ-ભાંજ બેસે છે તેઓ ચીંચીઈ કરીને અવાજ કરે છે તેઓની શિકાર કરવાની રીત અને તે શિકાર વ્હેચી ખાવાની રીત ઘણી રમુજી છે

પોતાની ટોળીને વર્તુળાકારમા ગોઠવી તે વર્તુળ નાનો કરતા કરતા છેક

*આ પ્રાણી વિષે મહીકાંઠા એજન્સિના એક ઠાકોર સાહેબ સાથે મારે પુષ્કળ વાત થઈ હતી તેઓ કહેતા હતા કે "તે પ્રાણીને જીવતાં પકડવાને એક પાણીના ધરમા મેં કેટલાક માણસોને નાખી ઘેરી લીધાં હતાં તે વખતે તેઓ મારા માણસો ઉપર હુમલો કરી વધતીઓછી ઇજા કરી જતા રહ્યા હતા. ને પરથી જણાય છે કે તેના બચ્ચાંને પાળીએ તોજ પળાય છે.

નાનો કરી અંદર ઘેરાયલા માછલાને ઝપાટાબંધ પકડી એક પછી એક બહાર મૂકી આવે છે એમ જેટલા માછલા પકડાય તેટલાનો બહાર ઢગલો કરે છે. પછી બહાર તેમની મિજલસ વર્તુળાકારમા ગોઠવાય છે ત્યારબાદ તે વહેંચણી શરૂ કરે છે નાયકની રજા સિવાય ભાગમાં આવેલુ માછલુ કોઈ ખાઈ શકતા નથી આ ટોળાના નાયકની માછલાની વહેંચણમા જેને ગેરઇન્સાફ મળ્યો હોય (નાનુ આવ્યુ હોય અગર ઓછુ આવ્યુ હોય) તે બિલાડી તુર્ત અવળી ફરી બેસે છે, એટલે વહેંચણ ફરી શરૂ થાય છે કદાપિ ભાગ પાડતા એકાદ માછલુ ખુટયુ હોય તો ફરી અંદર પડી એક માછલુ પકડી લાવી સરખે ભાગે વહેંચે છે, અને એકાદ વધ્યુ હોય તો જેને ભાગ નાનુ આવ્યુ હોય તેને આપે છે. કોઈ કોઈ વખતે વહેંચણમા જબરી તકરાર પડે છે, અને કોઈ રીતે તેઓ સમાધાની પર આવતા નથી ત્યારે તેનો નાયક તેમના પર ગુસ્સે થઈ બધા માછલા પ્રથમ હતા તેમ ભેગા કરી તેના પર પિસાબ કરી પાણીમા જતો રહે છે, અને બધી મિજલસ ફીકે મોટે બરખાસ્ત થાય છે. પણ આવી તકરાર ક્વચિતજ થાય છે પિસાબ કરવાથી માછ-લાં પર ગંધ ઊઠે છે, અને તે રદ થાય છે આ મિજલસ વખતે કોઈ શિકારી ત્યા જઈ ચઢે તો પોતાના ભાગમા આવેલા માછલા પર પિસાબ કરી (રદ કરી) ટપોટપ પાણીમા પડે છે

ઉપયોગ—તેનુ ચામડુ રેશમ જેવુ સુવાળુ હોય છે અને ઘણુજ ગરમ હોય છે તેના ચામડાની ટોપી બહુ સુંદર થાય છે,[1] અને ઝામરનો દર્દી તે ટોપી ઘાલે છે તો બહુ ફાયદો કરે છે તેના બુટ પણ કેટલાક માણસો કરાવે છે. તે પહેરવાથી પગે આવેલો વા મટી જાય છે વળી કેટ-લાએક માણસો અમુક દરદો ઉપર તેનુ માસ પણ વાપરે છે તેનો શિકાર દિવસે થવો મુશ્કેલ છે તે એવા ચાલાક છે કે જરા ગણસાર થતાંમાંજ ચેતી જાય છે, માટે ઘણે ભાગે ચાલાક શિકારી તેનો શિકાર રાત્રે કરે છે.

લિ. કેવળરામ દયારામ રાવળ,

મહેતાજી. દેહમાઇ તા. મોડાસા.

---

૧. આ ટોપી મેં એક સ્ટેટના ફોજદાર પાસે જોઈ હતી તેમણે માથાના દરદ માટેજ કરાવી હતી તે કહેતા હતા કે શિઆળામા પણ આ ટોપી પહેરવાથી માથે પસીનો છૂટે છે.

## પંચાંગ. ઈસ્વી સન ૧૯૧૨, સંવત્ ૧૯૬૮-૬૯.

| તારીખ. | જાન્યુઆરી | | ફેબ્રુઆરી | | માર્ચ | | એપ્રિલ. | | મે | | જુન | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોષ-માહ | | માહ-ફાગણ. | | ફાગણ-ચૈત્ર | | ચૈત્ર-વૈશાખ | | વેશાખ-જેઠ | | જેઠ-અષાડ (અધિક) | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૧૨ | સો | ૧૩ | ગુ | ૧૩ | શુ. | ૧૫ | મો | ૧૫ | બુ | ૨ | શ. |
| ૨ | ૧૩ | મ | ૧૪ | શુ. | ૧૪ | શ. | ૧ | મં | ૧ | ગુ. | ૨ | ર. |
| ૩ | ૧૪ | બુ | ૧ | શ. | ૧૫ | ર | ૨ | બુ. | ૨ | શુ | ૩ | સો |
| ૪ | ૧૫ | ગુ | ૨ | ર | ૧ | સો | ૩ | ગુ | ૩ | શ. | ૪ | મ. |
| ૫ | ૧ | શુ. | ૩ | સો. | ૨ | મ | ૪ | શુ | ૪ | ર | ૫ | બુ |
| ૬ | ૨ | શ. | ૪ | મ. | ૩ | બુ | ૫ | શ. | ૫ | સો | ૬ | ગુ |
| ૭ | ૩ | ર | ૫ | બુ | ૪ | ગુ. | ૬ | ર | ૬ | મ. | ૭ | શુ |
| ૮ | ૪ | સો. | ૬ | ગુ. | ૫ | શુ. | ૭ | સો. | ૭ | બુ | ૮ | શ. |
| ૯ | ૫ | મ. | ૭ | શુ | ૬ | શ | ૭ | મ. | ૮ | ગુ. | ૯ | ર. |
| ૧૦ | ૬ | બુ | ૮ | શ | ૭ | ર | ૮ | બુ | ૯ | શુ. | ૧૦ | સો |
| ૧૧ | ૮ | ગુ. | ૯ | ર | ૮ | સો | ૯ | ગુ | ૧૦ | શ | ૧૧ | મ. |
| ૧૨ | ૯ | શુ. | ૧૦ | સો. | ૯ | મં. | ૧૦ | શુ | ૧૧ | ર. | ૧૨ | બુ |
| ૧૩ | ૧૦ | શ | ૧૧ | મ | ૧૦ | બુ. | ૧૧ | શ. | ૧૨ | સો | ૧૩ | ગુ |
| ૧૪ | ૧૦ | ર | ૧૨ | બુ. | ૧૧ | ગુ. | ૧૨ | ર | ૧૩ | મ. | ૧૪ | શુ. |
| ૧૫ | ૧૧ | સો. | ૧૩ | ગુ. | ૧૨ | શુ. | ૧૩ | સો | ૧૪ | બુ | ૩૦ | શ |
| ૧૬ | ૧૨ | મ. | ૧૩ | શુ | ૧૩ | શ | ૧૪ | મ | ૩૦ | ગુ. | ૧ | ર |
| ૧૭ | ૧૩ | બુ | ૧૪ | શ | ૧૪ | ર | ૩૦ | બુ | ૧ | શુ. | ૨ | સો. |
| ૧૮ | ૧૪ | ગુ. | ૩૦ | ર | ૩૦ | મો. | ૧ | ગુ | ૨ | શ | ૪ | મં. |
| ૧૯ | ૩૦ | શુ. | ૧ | સો | ૧ | મ. | ૨ | શુ | ૩ | ર. | ૫ | બુ |
| ૨૦ | ૧ | શ. | ૨ | મં | ૨ | બુ | ૩ | શ. | ૪ | સો. | ૬ | ગુ |
| ૨૧ | ૨ | ર | ૩ | બુ | ૩ | ગુ | ૪ | ર | ૫ | મ | ૭ | શુ. |
| ૨૨ | ૩ | સો | ૪ | ગુ. | ૪ | શુ | ૫ | સો | ૬ | બુ | ૮ | શ. |
| ૨૩ | ૪ | મં. | ૫ | શુ. | ૫ | શ | ૬ | મ. | ૭ | ગુ | ૯ | ર. |
| ૨૪ | ૫ | બુ | ૬ | શ. | ૬ | ર | ૮ | બુ | ૮ | શુ | ૧૦ | મો. |
| ૨૫ | ૬ | ગુ. | ૭ | ર | ૭ | સો. | ૯ | ગુ. | ૯ | શ | ૧૧ | મં. |
| ૨૬ | ૭ | શુ. | ૮ | સો. | ૮ | મ | ૧૦ | શુ | ૧૦ | ર. | ૧૨ | બુ |
| ૨૭ | ૮ | શ | ૧૦ | મં. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૨ | સો. | ૧૩ | ગુ. |
| ૨૮ | ૯ | ર | ૧૧ | બુ. | ૧૦ | ગુ | ૧૨ | ર. | ૧૩ | મ. | ૧૪ | શુ. |
| ૨૯ | ૧૦ | સો. | ૧૨ | ગુ | ૧૧ | શુ | ૧૩ | સો | ૧૪ | બુ | ૧૫ | શ |
| ૩૦ | ૧૧ | મં. | | | ૧૨ | શ | ૧૪ | મં. | ૧૫ | ગુ | ૧ | રવિ |
| ૩૧ | ૧૨ | બુ. | | | ૧૪ | રાવ | | | ૧ | શુ. | | |

## પંચાંગ. શક ૧૮૩૩-૩૪.

| તારીખ | જુલાઇ. અષાડ–દ્વિ-અષાડ | | ઑગસ્ટ. દ્વિ-અષાડ શ્રાવણ. | | સપ્ટેમ્બર શ્રાવણ–ભાદરવો | | ઑક્ટોબર ભાદરવો–આસો | | નવેમ્બર આસો–કાર્તિક | | ડીસેમ્બર કાર્તિક–માગશર | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૨ | સો. | ૩ | ગુ | ૫ | ર | ૫ | મ. | ૭ | શુ | ૭ | ર |
| ૨ | ૩ | મ. | ૪ | શુ. | ૬ | સો | ૬ | બુ. | ૮ | શ | ૯ | સો |
| ૩ | ૪ | બુ. | ૫ | શ. | ૭ | મ | ૭ | ગુ. | ૯ | ર | ૧૦ | મ |
| ૪ | ૫ | ગુ. | ૬ | ર. | ૮ | બુ | ૮ | શુ | ૧૦ | સો | ૧૧ | બુ |
| ૫ | ૬ | શુ | ૭ | સો | ૯ | ગુ. | ૯ | શ. | ૧૧ | મ | ૧૨ | ગુ |
| ૬ | ૭ | શ | ૮ | મ | ૧૦ | શુ | ૧૧ | ર | ૧૨ | બુ | ૧૩ | શુ |
| ૭ | ૮ | ર. | ૯ | બુ. | ૧૧ | શ | ૧૨ | સો | ૧૩ | ગુ | ૧૪ | શ |
| ૮ | ૯ | સો | ૧૦ | ગુ | ૧૨ | ર | ૧૩ | મ | ૧૪ | શુ | ૩૦ | ર |
| ૯ | ૧૦ | મ. | ૧૧ | શુ | ૧૩ | સો | ૧૪ | બુ | ૩૦ | શ | ૧ | સો |
| ૧૦ | ૧૧ | બુ | ૧૨ | શ | ૧૪ | મ | ૩૦ | ગુ | ૧ | ર | ૨ | મ |
| ૧૧ | ૧૨ | ગુ | ૧૩ | ર | ૩૦ | બુ | ૧ | શુ | ૨ | સો | ૩ | બુ |
| ૧૨ | ૧૩ | શુ | ૩૦ | સો | ૧ | ગુ. | ૨ | શ. | ૩ | મ | ૪ | ગુ |
| ૧૩ | ૧૪ | શ | ૧ | મ. | ૩ | શુ | ૩ | ર | ૪ | બુ | ૫ | શુ. |
| ૧૪ | ૩૦ | ર. | ૨ | બુ. | ૪ | શ | ૪ | સો | ૫ | ગુ | ૬ | શ. |
| ૧૫ | ૧ | સો | ૩ | ગુ | ૫ | ર. | ૫ | મ. | ૬ | શુ | ૬ | ર |
| ૧૬ | ૨ | મ | ૪ | શુ | ૬ | સો | ૬ | બુ | ૭ | શ | ૭ | સો |
| ૧૭ | ૩ | બુ | ૫ | શ | ૭ | મ | ૭ | ગુ | ૮ | ર | ૮ | મ. |
| ૧૮ | ૪ | ગુ | ૬ | ર | ૮ | બુ | ૮ | શુ | ૯ | સો. | ૯ | બુ |
| ૧૯ | ૫ | શુ | ૭ | સો | ૯ | ગુ | ૯ | શ | ૧૦ | મ | ૧૦ | ગુ |
| ૨૦ | ૭ | શ | ૮ | મ. | ૧૦ | શુ | ૧૦ | ર | ૧૧ | બુ | ૧૧ | શુ |
| ૨૧ | ૮ | ર. | ૯ | બુ | ૧૦ | શ | ૧૧ | સો | ૧૨ | ગુ | ૧૨ | શ |
| ૨૨ | ૯ | સો | ૧૦ | ગુ | ૧૧ | ર | ૧૨ | મ | ૧૩ | શુ | ૧૩ | ર |
| ૨૩ | ૧૦ | મ. | ૧૧ | શુ | ૧૨ | સો | ૧૩ | બુ | ૧૪ | શ | ૧૪ | સો |
| ૨૪ | ૧૧ | બુ. | ૧૨ | શ | ૧૩ | મ | ૧૪ | ગુ | ૧૫ | ર | ૧૫ | મ. |
| ૨૫ | ૧૨ | ગુ | ૧૩ | ર | ૧૪ | બુ | ૧૪ | શુ | ૧ | સો | ૧ | બુ |
| ૨૬ | ૧૩ | શુ | ૧૪ | સો | ૧૫ | ગુ | ૧૫ | શ | ૨ | મ. | ૩ | ગુ |
| ૨૭ | ૧૪ | શ | ૧૫ | મ | ૧ | શુ. | ૧ | ર | ૩ | બુ | ૪ | શુ |
| ૨૮ | ૧૪ | ર | ૧ | બુ | ૨ | શ | ૨ | સો | ૪ | ગુ | ૫ | શ. |
| ૨૯ | ૧૫ | સો. | ૨ | ગુ | ૩ | ર | ૪ | મ. | ૫ | શુ. | ૬ | રવિ |
| ૩૦ | ૧ | મ | ૩ | શુ. | ૪ | સો | ૫ | બુ | ૬ | શ | ૭ | સો |
| ૩૧ | ૨ | બુ | ૪ | શ | | | ૬ | ગુ | | | ૮ | મ |

ગુજરાતી ભાષામાં વપરાતા અરબીફારસી શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે 'શાળાપત્ર' માં આપવામાં આવે છે. અહિં સાધારણ વપરાશના અરબીફારસી શબ્દો એકજ સ્થળે આપ્યા છે, એટલે શુદ્ધ જોડણીમાં લખવા ઇચ્છનારને એકજ સ્થળે જોવું સુગમ પડશે.

અકબર ( અકબર=ઘણો મોટો ).
અકલ ( અક્કલ ).
અખબાર ( અખબાર=સમાચાર ).
અજતરફ ( તરફથી ).
અજનબી ( અજાણ્યો )
અતલસ ( લુગડાની જાત )
અતાલીક ( શિક્ષક ટ્યૂટર )
અદ્ના ( હલકું ).
અફલાતૂન ( તત્ત્વવેત્તા પ્લેટોનું નામ છે, તે પરથી બહુ મોટા માણસના અર્થમાં વપરાય છે )
અફ્વા ( અફ્વા=મોઢાની વાત ).
અફસોસ ( અફસોસ ).
અબ્લક ( કાબરચીતરો )
અબ્રક ( અબરખ )
અબીર ( અબીલ ).
અબૂબક્ર ( વિશેષ નામ ).
અમ્ન ( અમન=શાંતિ )
અમલ.
અમાનત ( અનામત )
અર્જ ( અરજ )
અર્ઝાં ( સોંઘું )
અયૂજન ( ઐજન )
અયૂન ( ઐન આંખ ).
અયૂબ ( ઐબ )
અયૂવાન ( ઐવાન=મકાન ).
અયૂશ ( ઐશ )
અરફાત ( સ્થાનનું નામ ).
અરબ ( દેશ તથા ત્યાંના લોકો )
અરબી.

અર્સા ( અર્સો=વખત )
અક્ગાર ( ઘણાના અર્થમાં વપરાય છે ).
અલપ્તગીન ( વિશેષ નામ ).
અલ્બત્તા ( અલબત )
અલ્મસ્ત ( મસ્ત ).
અલ્વાન ( રંગબરંગી ).
અલાહિદા ( ઇલાયદું ).
અવ્વલ ( અવ્વલ=પહેલો )
અવૂકાત ( ઓકાત ).
અવૂજાર ( ઓજાર )
અવૂરત ( ઓરત ).
અવૂલાદ ( ઓલાદ ).
અવૂલિયા ( ઓલીયા )
અવૂરંગજેબ ( ઓરંગજેબ ).
અશ્રફી ( મોહોર ).
અશ્રાફ ( પ્રતિષ્ઠિત-સારા ).
અસ્તર ( અસતર )
અસ્બાબ ( અસબાબ=સામાન ).
અસ્લ ( અસલ ).
અહ્મક ( હેમક મૂર્ખ )
અહ્સાન ( એહસાન=ઉપકાર ).
આકિલ ( આકલ=બુદ્ધિમાન ).
આખિર ( આખેર ).
આગાહી ( આગાહ=જાણ થવી ).
આજમાઇશ ( અજમાશ ).
આજિજી ( આજીજી ).
આદાબ.
આફ્રીન ( આફરીન=ધન્ય છે ! ).
આફતાબ ( આફતાબ=સૂર્ય ).
આબ્કારી ( આબકારી ).

આબ્ખોરા ( આબખોરા=લોટો )
આબ્દાર ( આબદાર=પાણીવાળુ ).
આબ્નુસ ( આબનુસ=મોસમ ).
આબ્રૂ ( આબરૂ )
આબિદ ( આબેદ=સક્ત ).
આવાઝ ( અવાજ )
આમ્દાની ( આમદની=ઉપજ )
આઈના ( આયનો=આરસી ).
આર્ઝૂ ( આરઝુ=આશા ).
આલમ્ગીર ( આલમગીર ).
આલીજાહ ( આલીજા=મોટી પદવી-વાળો ).
આશિક ( આશક=ચાહનાર ).
આશરા ( આશેરા=મોહરમનો ૧૦ મો ચાંદ )
આસ્તીન ( આસતીન=બાંય )
આહિસ્તા ( આહિસ્તે=ધીમે ).
આસ્માન ( આસમાન=આકાશ )
આશાઇશ ( આસાએશ=આરામ લેવો )
આસૂદા ( આસુદા=સુખી )
ઇકબાલ ( ઈકબાલ=નસીબ ).
ઇખ્તિયાર ( અખતીયાર )
ઇક્રાર ( ઈકરાર=હા પાડવી ).
ઇક્સીર ( અકસીર )
ઇજ્જત ( ઈજ્જત )
ઇજ્ન ( ઈજન=નોતરૂ ).
ઇજ્લાસ ( ઈજલાસ=બેઠક ).
ઇજાર ( ઈજાર=સુરવાળ ).
ઇન્કાર ( ઈનકાર=ના પાડવી )
ઇન્સાન ( ઈનસાન )
ઇન્તિખાબ ( ઈન્તેખાબ ).
ઇન્તિજાર ( ઈન્તેજાર )
ઇન્સાફ ( ઈનસાફ ).
ઇમ્લા ( અમલો )
ઇમામ ( ઈમામ=આગેવાન ).
ઇરાદા ( ઈરાદો )
ઇલ્મ ( ઈલમ ).
ઇલાકા ( ઈલાકો ).
ઇલ્લાવા ( અલાવા=સિવાય ).
ઇવજ ( અવેજ ).
ઇવજી ( અવેજી ).
ઇસ્મ ( ઈસમ ).
ઇસ્લામ ( ઈસલામ )
ઈજા.
ઈદ
ઈમાન
ઉમ્દા ( ઉમદા )
ઉમર ( ઉમર=વિશેષનામ ).
ઉમ્ર ( ઉંમર=વય ).
ઉર્દૂ ( ઉર્દુ ).
ઉર્દૂ
ઉહ્દા ( ઓહદો ).
ઉર્સ ( ઉરસ ).
ઉસ્તરા ( અસતરો ).
એલ્ચી ( એલચી ).
અંગૂર ( અંગુર=દ્રાક્ષ ).
કત્લ ( કતલ )
કદ્ર ( કદર ).
કર્જ ( કરજ )
કદૂરત ( કદુરત=મલિનતા )
કબ્જ ( કબજ ).
કબ્જા ( કબજો ).
કબ્ર ( કબર ).
કબૂતર.
કબૂલ.
કમ્તર ( કમતર ).
કમ્જાત ( કમજાત ).
કમીસ ( ખમીસ ).
કલામિશરીફ=કુરાન.
કયદ ( કેદ ).
કયફ ( કેફ ).
કયસર ( કૈસર ).
કવ્મ ( કોમ ).

ખુશ્કી ( ખુશકી )
ખુસ્રવ ( ખુશરૂ વિશેષ નામ )
ખુશ્હાલ ( ખુશાલ વિ. નામ)
ખુશામદ ( ખુશામત ).
ખુરાક ( ખોરાક )
ખૂન
ગનીમત (ગણીમત. લૂટનો માલ).
ગર્કાબ ( ગરકાવ )
ગલ્તાં ( ગુલતાન )
ગર્દ ( ગરદ=ધૂળ )
ગર્દન ( ગરદન )
ગર્મ ( ગરમ )
ગય્ર ( ગેર-બીજો, ઉપસર્ગ છે )
ગય્બ ( ગેબ )
ગવ્ર ( ગોર-વિચાર કરવો ).
ગવ્હર ( ગોહર ).
ગલીજ ( ગલીચ )
ગાફિલ ( ગાફેલ )
ગાલીચા ( ગલીચા )
ગાશિયા ( ઘાશીઓ ).
ગિર્દ ( ગિરદ=ચારેતરફ )
ગિલાફ ( ગલેફ )
ગિરિફ્તાર ( ગીરફ્તાર=ફસાયલો )
ગુરૂર ( ગરૂર=અહંકાર )
ગુમ સ્તા ( ગુમાસ્તો ).
ગુલાલ ( ગલાલ )
ગુલિસ્તાન ( ગુલસ્તાન=બગીચો, કિતાબનુ નામ છે ).
ગુજસ્તા ( ગુદસ્તા )
ગુફ્તગૂ ( ગુફતેગુ=બોલચાલ )
ગુર્ગાબી ( ગુરગાબી=એક પ્રકારનો જોડો ).
ગુલ્કંદ ( ગુલકંદ )
ગૂર
ગોર } ( ઘોર=કબર ).
ગોશ્ત ( ગોશ=મટન ).
ગંજફા ( ગંજફા )
ગુંજાઇશ ( ગુંજાસ ).
ચકલા ( ચકલો )
ચપાતી ( ચપાટી=રોટલીની જાત).
ચમન ( ચીમન=બગીચો ).
ચવ્ગાન ( ચોગાન )
ચર્બી ( ચરબી ).
ચશ્મ ( ચશમ=આંખ ).
ચશ્મા ( ચશમા )
ચાકૂ ( ચપ્પુ )
ચાપ્લૂસી ( ચાપલુસી ખુશામદ કરવી ).
ચાશ્ની ( ચાસણી )
જઇફ ( જૈફ=વૃદ્ધ )
જખ્મ ( જખમ )
જબ્ત ( જપ્ત ).
જમાઅત ( જમાત=નાત ).
જમીન્-દોજ ( જમીનદોસ્ત ).
જર્દી ( જરદી )
જલ્દ ( જલદ ).
જશ્ન ( જશન=સમારંભ )
જવાલ ( જુઆળ )
જહન્નમ ( જહાનમ=નરક ).
જલ્લાદ ( મારો )
જહૂ ( ઝહોરા. વિ૦ નામ છે ).
જહ્મત ( જેહમત=દુઃખ, મુસીબત ).
જાદૂ ( જાદુ )
જામિન ( જામીન )
જાલિમ ( જાલમ=જુલમ કરનાર).
જાસૂસ ( જાસુસ )
જાહિર ( જાહેર ).
જાહિલ ( જાહેલ=અજ્ઞાન )
જિઅ્યા ( જઇઆવેરો ).
જિયારત ( જારત=દર્શન ).
જિયાદા ( જાદે=વધારે ).
જિયાફત ( જાફત=ઉજાણી ).

જિરાઅત ( જરાએત–ખેતીની જમીન )
જિક્ર ( જીકર )
જિગર ( જીગર=કાળજુ )
જિદ ( જીદ ).
જિંદગી ( જીદગી )
જિલ્અ (જિલ્લો )
જિબ્રઇલિ
જિબ્રાઇલિ } ( જીબ્રાઇલ=ફિરિસ્તા છે)
જુમ્મા ( ઝમ્મો )
જુકામ ( જુખામ=સળેખમ ).
જુદા ( જુદુ )
જુમ્લે ( જુમલે=ટોટલ ).
જુલ્લાબ ( જુલાબ=રેચ )
જિનૂન
જુનૂન } ઝનૂન
જુમિશ ( જુમેશ=હાલવુ )
જગાર ( જગાલ=નામાનો ડાટ ).
તકદીર ( તગદીર=નસીબ )
તક્રાર ( તકરાર )
તકલીફ ( તકલીફ )
તક્સીર ( તકસીર=મુન )
તકાઝા ( તકાદો-જો ).
તકયા ( તકીઓ=ઓશીકું )
તખ્ત
તખલ્લુસ ( કવિનું ઉપનામ હોય છે તે )
તખ્તિતાવૂસ ( તખ્તે તાઉસ=મયૂરાસન )
તકાવી ( તગાવી )
તજ્વીજ ) તજવીજ ).
તર્બુજ
તર્બુઝ } તડબૂચ.
તદ્બીર ( તદબીર )
તન્ખાહ ( તનખા=પગાર ).
તન્દુરસ્ત ( તન્દુરસ્ત )

તબલચી ( તબલચી ).
તબાહી ( તવાહ )
તબીઅત ( તબીયત ).
તવેલા ( તબેલો )
તપચા ( તમચો ).
તર્કીબ ( તરકીબ ).
તર્જમા
તર્જુમા } તરજુમો.
તરફ
તરાજૂ ( ત્રાજવુ ).
તરહ ( તરેહ )
તલ્ખ ( તલ્લખ=તેજ )
તશ્રીફ ( તશરીફ=પધારવુ ).
તસ્બીહ ( તસ્બી=માળા ).
તસ્વીર ( તશબીર=ચિત્ર )
તકબ્બુરી ( તકોબરી=અહંકાર ).
તસ્દીઅ ( તસ્દી ).
તવ્બા ( તોબા )
તવ્ર ( તોર=તોરમાં જવાબ દે છે. રીત, ઢગ ).
તાબૂત.
તાઇફા ( તાયફો ).
તુખ્મ ( તુખમ=બી ).
તૂમાર ( તુમાર ).
તૂફાન ( તોફાન ).
તમૂ ( તણુ )
તમૂર ( તણુરો )
દગ્લા ( ડગલો ).
દફ ( ડફ=હોળીમાં છોકરા વગાડે છે તે, ખંજરી ).
દબ્બા ( ડબ્બો ).
દિમાગ
દમાગ } ડમાક=મગજ, સ્વભાવ
દખ્લ ( દખલ ).
દફ્તર ( દફતર ),
દફ્ન ( દફન )

દર્ગાહ ( દરગાહ=રોજો, મોટા માણસનુ આશ્રમ ).
દર્જી ( દરજી ).
દર્ગુજર ( દરગુજર=ક્ષમા કરવી ).
દરજા ( દરજ્જો ).
દર્દ ( દરદ )
દર્બાર ( દરબાર )
દર્હમ } દરમ=નાણુ છે.
દિરમ }
દર્વાજા ( દરવાજો ).
દર્બાન ( દરવાન=દ્વારપાળ ).
દર્યા ( દરીઓ )
દર્યાફ્ત ( દરીઆફ ).
દલ્લાલ ( દલાલ )
દસ્તૂર ( દસ્તુર ).
દહ્શત ( દેશત=બીક ).
દર્વેશ
દાનિશ ( દાનેશ=બુદ્ધિ ).
દાગ ( ડાઘ )
દાઇરા ( ડાયરો=મંડળી ).
દાખિલ ( દાખલ )
દિલ ( દીલ )
દિયાનત ( દાનત ).
દિક્કત ( મહેનત, તકલીફ )
દિગર }
દીગર }
દિલાસા ( દીલાસો ).
દિલ્ગીર ( દીલગીર ).
દીબાચા ( દિબાચો ).
દીદાર ( દેદાર=દર્શન )
દીવાન ( દિવાન ).
દીવાર ( દિવાલ=ભીત ).
દુમ્ચી ( ડુમચી )
દુઆ ( આશીર્વાદ ).
દુન્યા ( દુનીઆ ).
દુરસ્ત ( દુરસ્ત )
દુશ્મન ( દુશમન ).

દૂર્બીન ( દુરબીન )
દોજખ ( નરક )
નકલ ( નકલ )
નકશા ( નકશો ).
નખ્રા ( નખરા )
નકદ ( નગદ )
નજ્રાના ( નજરાણુ ).
નજદીક ( નજીક )
નમક ( નિમક=મીઠુ ).
નય ( ને=હુક્કાની ).
નમાજ ( નિમાજ )
નમૂના ( નમુનો )
નર્દ ( નરદ=સોગઠી )
નર્મ ( નરમ )
નવ્કર ( નોકર )
નવાજિશ ( નવાજેશ=મહેરબાની કરવી, આપવુ ).
નવ્વાબ ( નવાબ )
નવ્બત ( નોબત )
નસ્લ ( નસલ=જાત, કુટુબ ).
નસીહત ( નસીઅત )
નક્શા ( નવશો=નકશો )
નવીસદા ( લખનાર ).
નાઇબ ( નાયબ )
નાકિસ ( નાકેસ=અપૂર્ણ ).
નાજિર ( નાજર ).
નાબૂદ ( નાબુદ )
નામર્દ ( ના મરદ )
નાસિપાસ ( નાસીપાસ=ઉપકાર ન માનનાર ).
નાસૂર
નાશિતા } નાસ્તો.
નાસ્તા }
નિગાહ ( નીઘા ).
નિકાહ ( નકો)
નિર્ખ ( નીરખ=ભાવ ).
નિસ્બત ( નીસબત ).

નિહાલ ( ન્યાલ ).
નિઝામ ( નીઝામ ).
નીમ ( અર્ધો ).
નીલમ ( લીલમ ).
નુક્તા ( નુકતો )
નુકસાન.
પર્દા ( પડદો )
પર્ગના ( પરગણુ )
પર્વર્દગાર ( પરવરદેગાર )
પર્વા } પરવા
પર્વાહ
પર્વાન્ગી ( પરવાનગી ).
પર્હેજ ( પરહેજ )
પયગમ્બર ( પેગમ્બર )
પયગામ ( પેગામ )
પયદા ( પેદા )
પયદાઇશ ( પેદાશ ).
પયરવી ( પેરવી ).
પલીદ ( પલીત ).
પસદ
પિસ્તા ( પસ્તા ).
પુલ ( પૂલ )
પેશાબ
પેશ્તર ( પેશતર=પહેલા ).
ફકત.
ફત્વા ( ફતવા )
ફર્ક ( ફરક )
ફર્જ ( ફરજ )
ફર્જંદ ( ફરજંદ ).
ફ્યૂસલા ( ફેસલો ).
ફત્હ ( ફતેહ )
ફય્લ ( ફેલ=કામ ).
ફર્માઇશ ( ફરમાશ ).
ફરમાન ( ફર્માન ).
ફર્શ.
ફર્શબદી ( ફર્શબંધી ).
ફર્રાશ.
ફર્યાદ ( ફરીઆદ )
ફવ્જ ( ફોજ )
ફસ્લ ( ફસલ )
ફસાદ ( ફિસાદ )
ફાજિલ ( ફાજલ ).
ફાતિમા ( ફાતમા=વિ૦ નામ છે ).
ફાતિહા ( ફાતીયો એક પ્રકારની ધર્મની ક્રિયા છે ).
ફાનૂસ ( ફાનસ )
ફાઇદા ( ફાયદો ).
ફારિગ ( ફારેગ )
ફિર્દવ્સ ( ફરદોસ=સ્વર્ગ )
ફિક્રા ( ફકરો )
ફિરિશ્તા ( ફરસ્તો )
ફિકર } ફિકર.
ફિક્ર
ફિદ્વી ( ફીદવી )
ફિરગી
ફુતૂર ( ફિતુર )
ફુર્જા ( ફુરજો )
ફુર્સત ( ફુરસદ )
બક્કાલ.
બખ્શિશ ( બક્ષીસ ).
બખ્ત્રાવુ ( બક્ષવુ )
બખ્શી ( બક્ષી ).
બક્તર ( બખ્તર )
બખ્યા ( બખીઓ )
બદ્‌મઆશ ( બદમાસ ).
બય્ત ( બેત=કવિતાની કડી )
બર્ખાસ્ત ( બરખાસ )
બર્તરફ ( બરતરફ )

બર્દાશ્ત ( બરદાસ )
બર્ફ ( બરફ )
બરાબર ( બરોબર )
બલ્કે ( બલકે )
બલ્વા ( બળવો ).
બહાના.
બરજ ( કેસરીઓ ભાત ).
...બહુજૂર ( બે હજુર ).
બહ્તર ( બેહતર )
બાજાર ( બજાર )
બાદામ ( બદામ )
બાજૂ ( બાજુ )
બાતિલ ( બાતેલ )
બાતિન ( બાતેન=છુપુ )
બાનૂ ( સ્ત્રી )
બાર્કશ ( બારકસ )
બાર્દાન ( બારદાન )
બાવર્ચી ( બબરચી )
બા'કિલા ( બાકળા )
બાગ્બાન ( બાગવાન )
બાગાત (બગાએત=વાડીની જમીન)
બિન ( બીન )
બિયાબાન ( જગલ )
બિગદર
બિલ્કુલ ( બીલકુલ )
બિલ્લૂર ( બીલોર )
બિલાશક ( બેંલાશક=શક વગર, ન સદેહ )
બિહિસ્ત ( બેહેસ્ત=સ્વર્ગ )
બીમાર
બુજુર્ગ ( બુજરગ )
બુન્યાદ ( બુનીઆત ).
બુર્કા ( બુરખો ).
બુર્જ ( બુરજ, )
બુલાક ( બુલાખ )
બુલાકી ( બુલાખી )
બૂબક
બૂરા ( બુરૂ=ધોએલી ખાંડ )
બેદાના ( બેદાણા=દાણા વિનાનુ-બીવિનાનુ )
બેજાર
બેહૂદા ( બેહુદુ )
બેશ
બહૂક ( બહુક ).
મક્ર ( મકર=દગો )
મક્તબ ( મકતબ=નિશાળ ).
મખ્મલ ( મુખમલ )
મગ્જ ( મગજ )
મક્દૂર ( મગદુર )
મગ્રૂર ( મગરૂબ-ગર્વિષ્ઠ )
મજ્દૂર ( મચકુર-મજકુર ).
મજમૂન ( મજમુન=વિષય ).
મજબૂત
મજ્નૂન ( મજનૂન=ગાંડો )
મજ્હબ ( મજહબ=ધર્મ )
મત્લબ ( મતલબ )
મદ્રસા ( મદ્રેસો=નિશાળ )
મદ્નજર ( મદ્દેહ નજર=નજર કરવા જેવુ
મન્સુબા ( મનસુબો )
મર્જી ( મરજી )
મર્તબા ( મરતબો ).
મયદા ( મેંદો )
મર્દ ( મરદ ).
મર્હૂમ ( મરહુમ )
મરંમત ( મરામત ).
મશ્ક ( મસક )

મવ્‌કૂફ ( મોકુફ )
મવ્‌જૂદ ( મોજુદ ).
મવ્‌જા ( મોજા )
મવ્‌લવી ( મોલવી ).
મવ્‌સિમ ( મોસમ )
મશ્ગૂલ ( મશગુલ=લાગેલો–રોકાયલો.
મશ્રૂઅ ( મશરૂ ).
મસ્ખર્ગી } મશ્કરી.
મસ્ખરી
મસ્જિદ ( મસીદ ).
મસ્તાન.
મસ્તી ( મસતી ).
મસ્નદ ( મસનદ=ગાદી )
મહીના
મહલ્લા ( મહેલ્લો ).
મઅલૂમ ( માલમ ).
મહ્‌તર ( મેતર ).
મહબ્બત ( મોહોબત ).
મહ્‌માન ( મેમાન )
મહ્‌તાબ ( મેતાબ=ચંદ )
મહલ ( મેહેલ ).
મહ્‌સૂલ ( મેસુલ ).
માજરા ( માજરો=હકીકત ).
માલિક ( માલક )
માશા ( માસો=૮ રતિભાર ).
મિલ્કત ( મીલકત ).
મિજાજ.
મિયાન ( મ્યાન )
મિહ્‌નત ( મહેનત ).
મિહ્‌માન ( મહેમાન ).
મીનાકારી.

મીનાર } મીનારો.
મિનાર
મનાર
મીર્ઝા ( મીરજા )
મીરાસ ( વારસો ).
મુજ્‌રા ( મજરો-મુજરો ).
મુઆફ ( માફ ).
મહાફા ( માફો ).
મુલાઇમ ( મુલાયમ ).
મુફ્ત ( મફત )
મુવાફિક ( માફક )
મુકદ્દમા ( મુકરદમો )
મુકદ્દમ ( મુકરદમ ).
મુકાબિલ ( મુકાબલ ).
મુકર્રર ( મુકરર ).
મુખ્તસર ( મુખ્તેસર ).
મુખ્તાર ( મુખતીઆર )
મુચલ્કા ( મુચરકો )
મુજાવિર ( મુજાવર–સેવક દરગાહોનો ).
મુદ્દત
મુન્શી ( મુનશી )
મુન્સિફ ( મુનસફ ).
મુનાસિબ ( મુનાસબ ).
મુનીબ ( મુનીમ-ગુમાસ્તો )
મુરબ્બી ( મુરબી ),
મુરબ્બો
મુર્શિદ ( મુરશદ=ધર્મગુરુ, રસ્તો બતાવનાર–ધર્મનો ).
મુલ્ક ( મુલક ).
મુશ્કી
મુલ્તવી ( મુલતવી ).

મુલ્લા ( મુલ્લાં ).
મુશ્કિલ ( મુશકેલ )
મુત્સદ્દી ( મુસદ્દી ).
મુસવ્વદા ( મુસદ્દો ).
મુસલ્માન ( મુસલમાન )
મુસાફિર ( મુસાફર )
મુહમ્મદ ( મહમદ )
મુહર્રમ ( મોહોરમ )
મૂજિબ ( મુજબ ).
મુજ્જી ( દુઃખ દેનાર )
મૂબિદ } મોબેદ ( પારસીઓના
મૂબદ } ધર્મગુરુ )
મૈઇત ( મૈયત ).
મોર્ચા ( મોરચો )
મદીલ ( મડીલ=કસબી પાઘડી )
મજૂર ( મજુર ).
મન્જિલ ( મજલ )
યકીન ( આકીન=વિશ્વાસ )
યહૂદી ( યાહુદી ).
યાકૂત ( યાકુત=એક પ્રકારનું જવાહિર ).
યાદદાશ્ત ( યાદદાસ્ત )
યાહૂ ( યાહુ=કબૂતરની જાત ).
યૂનાન ( યુનાન=ગ્રીસ ).
રજબ ( રજબ=મહીનો છે )
રત્લ ( રતલ ).
રફૂ ( રફુ )
રમઝાન.
રમ્લ ( રમળ=જ્યોતિષવિદ્યા )
રવિશ ( રવેશ ).
રવ્ગન ( રોગાન ).
રવ્નક ( રોણક–રોનક ).
રબીઅ ( રવિ=પાક ).
રસ્મ ( રસમ ).
રસૂલ ( રસુલ )
રવાજ }
રિવાજ }
રાબિતા ( રાબેતો ).
રાસ્ત ( સીધું–સત્ય ).
રાહત=(રાહેત=ચેન ).
રિકાબ ( રકાબ ).
રિકાબી.
રિયાસત ( રયાસત=સરદારી).
રિશ્વત } રૂશવત.
રુશ્વત }
રજૂઅ ( રજુ ).
રજૂઆત ( રજુઆત ).
રમૂજ ( રમુજ ).
રુખ્સત ( રૂખસદ ).
રુત્બા ( રૂતબો ).
રુક્આ ( રૂક્કો ).
લકવા ( લકવો=રોગ છે ).
લફ્જ ( લબ્જ=શબ્દ ).
લવાજિમ ( લવાજમ ).
લશ્કર ( લશકર ).
લજ્જત ( લહેજત ).
લાઇક ( લાયક ).
લાજિમ ( લાજમ )
લિયાકત ( લાયકાત ).
લિબાસ ( લેબાસ=પોશાક ).
વકાલત ( વકીલાત ).
વક્ર ( વક્રર=આબરૂ ).
વગયરા ( વગેરે ).
વજ્ન ( વજન ).

વહ્મ ( વહેમ )
વદાઅ ( વિદાય ).
વાકિફ ( વાકેફ )
વાજિબી ( વાજબી )
વારિસ ( વારસ )
વિલાયત.
વીરાન } વેરાન.
વીરાના }
વુકૂફ ( વકુફ )
વુસૂલ ( વસુલ )
શબ્ગસ્ત ( સરઘસ )
શમઅ ( શમઈ=દીવો )
શખ્સ ( શખસ ).
શમ્સુલઉલમા ( શમશુલ ઉલ્મા )
શય્ખ ( શેખ )
શય્તાન ( શેતાન ).
શર્ત ( શરત ).
શર્બત ( શરબત ).
શર્મ ( શરમ ).
શર્મિંદગી ( શરમદગી )
શકલ ( શિકલ )
શત્રજી ( શેત્રજી )
શવ્ક ( શોખ ).
શહન્શાહ }
શાહન્શાહ } શહેનશાહ
શાહાન્શાહ }
શાગિર્દ ( શાગરીત )
શાદી
શાબાશ
શામિલ ( સામેલ ).
શાલ ( સા+ )
શાહિદ ( શાહેદ=સાક્ષી ).
શિકંજા ( સચો-સકચો ).
શીદી ( સીદી=હબસી )
શુરૂઅ ( શરૂ )
શુક્ર ( શુકર=ઉપકાર માનવો ).
શુમાર ( સુમાર ).
સફા ( સફ=બિરતી ).
સખી=( ઉદાર ).
સગીર=( નાની ).
સદ્ર ( સદરો ).
સદ્રહુ ( સરદહુ ).
સદ્રા ( સદરો=પારસીઓ પહેરે છે તે એક જાતનુ કપડુ ).
સદી ( સદી=૧૦૦ વર્ષ )
સનદ ( સનદ )
સફર્જલ ( સફરજન=મેવો છે ).
સફા ( ચોકખુ )
સફાવમર્વા ( મક્કામા બે ટેકરીઓ છે ).
સફેદ ( સફેત ).
સબૂરી ( સબુરી )
સર્કાર ( સરકાર )
સર્તાજ ( શીરતાજ )
સવ્ગાત ( સોગાત ).
સવ્દાગર ( સોદાગર ).
સર્પેચ ( શીરપેચ ).
સર્નામા ( શીરનામું )
સરિશ્તેદાર ( સીરસ્તેદાર )
સર્દાર ( સરદાર )
સર્રાફ ( શરાફ )
સલ્તનત ( સલતનત )
સાઅત ( સાએત=કલાક ).

સાઇસ ( સાઇસ=ખાસદાર ) ,
સાદિર ( સાદર=નીકળનાર. હુકમ સાદર થયો )
સાબિત.
સાબૂન ( સાબુ )
સાહિબ ( સાહેબ ).
સિયાહી ( સાહી=લખવાની )
સિપાહ ( સિપાઈ ).
સુપર્દ ( સુપ્રત=સોપેલુ ).
સુર્ખી ( સુરખી=લાલાશ ).
સુર્મા ( સુરમો ).
સુલ્તાન ( સુલતાન ).
સુક્કાન ( સુકાન ).
સુફારિશ ( સપારશ )
સુલ્હ ( સુલેહ )
સુલૂક ( સલુક ).
સૂબો
સોગદ ( સોગન ).
સદૂક ( સદુક=મોટી પેટી )
હજ્જ ( હજ ).
હજ્જામ ( હજામ )
હજમ ( હજમ=પચવું )
હજ્રત ( હજરત )
હજરુલ્અસ્વદ ( હજરલઅસ્વદ= કાળોપથ્થર–મક્કામા છે ).
હફ્તા ( હપતો )
હમ્મામ ( હમામ )
હમ્માલ ( હમાલ ).
હમ્લ ( હમેલ=ગર્ભ )
હમેશા ( હમેશા )
હયરત ( હેરત ).
હયરાન ( હેરાન ).
હયવાન ( હેવાન )
હવ્જ ( હોજ ).
હર્ગિજ ( હરગીજ ).
હર્દમ ( હરદમ ).
હર્ફ ( હરફ )
હર્કારા ( હલકારો ).
હમ્લા ( હુમલો ).
હાકિમ ( હાકેમ )
હારૂનુર્રશીદ ( હરનઅલરશીદ=વિ• નામ.છે ).
હાજિર ( હાજર ).
હાજિરી ( હાજરી ).
હાસિલ ( હાસલ ).
હાશિયા ( હાશીઓ ).
હિકમત ( હીકમત ).
હિજ્રત ( હીજરત )
હિજ્રી ( હીજરી )
હિજ્રાજ ( હીડ્જાજ ).
હિસાબ.
હુકમ ( હુકમ ).
હુકૂમત.
હુનર ( હુન્નર ).
હુશ્યાર, હોશ્યાર, હુશ્યાર } હોશિયાર.
હિંદૂ ( હિંદુ )
હિંદૂસ્તાન ( હિંદુસ્તાન ).
દૂબહૂ ( આબેહુબ ).

# आबु पर्वत.

( ચાલુ પુ. ૫૦ પૃ ૪૩૨ થી. )

માઉંટ આબુ ડીસેથી ૨૧ ને શિરોહીથી ૧૭ ગાઉ છે. ઝાલોર તરફથી પગરસ્તે આબુ ઉપર ચઢવુ સહેલુ છે પણ ગુજરાત તરફથી ચઢવું જરા અઘરૂ છે. રેલવે થતાં આબુ જવાની કેટલીક સગવડ થઈ છે.

રજપુતાના–માળવા રેલવે અમદાવાદથી દિલ્હી સુધી જાય છે તેમાં આબુરોડ સ્ટેશન અમદાવાદથી ૧૧૫ માઇલ દૂર ઉત્તરે, અજમેરથી ૧૯૦ માઇલ, ને દિલ્હીથી ૪૨૪ માઇલ દૂર દક્ષિણે આવેલુ છે. આબુરોડને ખરેડીનું સ્ટેશન કહે છે, કેમકે શિરોહી રાજ્યના ખરેડી કસ્બા પાસે એ સ્ટેશન આવેલું છે. ત્યા વેઇટિંગ રૂમ તથા ધર્મશાળા છે ને ગામમા બ્રાહ્મણની વીશી પણ છે. ખરેડી મહાલ અને ગામનો વહીવટ કરવા તથા બંદોબસ્ત રાખવા ત્યા દરબારી અમલદારો રહે છે. ખરેડીનો માજિસ્ટ્રેટ મુખ્ય અમલદાર હોઈ મુલકી, રેવેન્યુ, ને ફોજદારી સત્તા ભોગવે છે.

ખરેડીથી જેમ આબુ જવાનું ઠીક પડે છે તેમ અંબાજી જવાનું પણ ઠીક પડે છે અંબાજીમાતા ગુજરાતમા સુપ્રસિદ્ધ છે. ખરેડીથી અંબાજી ૧૨ માઇલ છે, રસ્તામાં દરબારી ચોકી અને એક ધર્મશાળા આવે છે. અંબાજીનું ધામ ખરેડીથી નૈર્ઋત્યમાં આવેલું છે ને દાંતાના રાણાના તાબામા છે. ખરેડીથી અંબાજી જવા માટે બળદગાડી, ઘોડા, ને ડોળી મળે છે.

શિરોહી દરબાર તથા બ્રિટિશ અધિકારી તરફથી વાહનની સગવડ કરવા માટે ખરેડીમાં એક કંટ્રાક્ટર રાખવામા આવે છે તેને ૨૪ કલાક અગાઉથી ખબર આપવામા આવે તો વાહન આપવાને બંધાયલો છે. સામાન્ય રીતે રેલવે ટ્રેનને દરેક ટાઇમે વાહન મળે છે અને તે વાહન આપે છે, પણ કેટલીક વખત યાત્રાળુની ભીડને વખતે કે મોસમમા અગાઉથી ખબર આપવાની જરૂર રહે છે. તે કંટ્રાક્ટર ખબર આપવા મુજબ મોટર, ફેટન, એક્કો, સીગરામ અને બળદની ગાડી ઠરાવેલા દર પ્રમાણે મુસાફરને આપે છે મોટરમા ૭ બેઠક રાખવામાં આવે છે તે રૂા ૩૫ માઉંટ આબુ સુધીના લે છે. ફેટનમાં ૩ બેઠકના રૂ. ૨૫ રબરટાયરના ને સાદી ૨૦ રૂ. લે છે. ટાંગામા ૩ બેઠકના રૂ. ૧૦ ને એક્કામાં ૨

બેઠકના રૂ. ૪ લે છે. ટાંગા ને એકામા પરસુરણ ભાડું અનુક્રમે દર બેઠકે રૂ. ૩॥ ને ૧॥ લેવાય છે. બળદના સીગરામમા ૪ બેઠકના રૂ ૩॥ લેવાય છે. ૭ મજુરથી ચાલતી રીકશા ગાડીમા બેઠકના રૂ. ૫ લેવાય છે ને તે ૫ કલાકમાં માઉંટ આબુ પહોચાડે છે ફેટન ને ટાંગો ૩ કલાકમાં, એકો ૪ કલાકમા, ને સીગરામ ૧૦ કલાકમા માઉંટ આબુ પહોચાડે છે રૂ. ૧૮ અગાઉથી ભરવાથી આખા ટાંગાની રીટર્ન ટિકેટ મળી શકે છે તે બે માસ સુધી ચાલે છે, પણ તે બીજાને વેચી શકાતી નથી કે બદલાવી શકાતી નથી.

સામટા માલના દર મણે સાડાપાચ આનાનુ ભાડુ આબુરોડથી માઉંટ આબુ સુધી બેસે છે. ઓછામાં ઓછા એક મણના આઠ આના લે છે. રેલવે એજન્સિની મારફતના માલ તથા સામાનનુ ભાડુ દર મણે ૭ આના બેસે છે બળદની ગાડી ભાડુતી ખરેદીથી આબુ સુધી ડુગર ઉપર ચઢતી વખતે ૮ મણ ને ઊતરતી વખતે ૧૦ મણ બોજો લઈ જઈ શકે છે ને એક વખતનુ ભાડુ રૂ. ૨ા એટલે જતા આવતાનુ રૂ ૬ા લે છે

દરેક જાત્રાળુએ આબુ ઉપર જતી વખત સ્ટેશને નીચેની વિગતે કર ભરવો પડે છે, જે કર 'Toll and escort duty' કહેવાય છે.

જૈન જાત્રાળુને ટોલના રૂ ૦-૧૩-૬ અને ચોકીના ૦-૬-૦ આપવા પડે છે વૈષ્ણવ યાત્રાળુને ટોલનો કર આપવો પડતો નથી, પણ ચોકીના ૭ આના આપવા પડે છે ત્રણ વરસની ઉંમર સુધીના બાળક પાસેથી એ કર લેવામા આવતો નથી.

જે માણસો માત્ર આબુ જોવા માટે અથવા હવાફેર માટે જાય છે તેમની પાસેથી માત્ર ચોકીના ૭ આના લેવામા આવે છે.

સ્વામી, સાધુ, યતિ, સન્યાસી, ચારણ, ભાટ એમને કર આપવો પડતો નથી તેમજ શિરોહી સ્ટેટની રૈયતને પણ માત્ર ચોકીના ૭ આના આપવા સિવાય બીજો કર આપવો પડતો નથી જૈન સઘ સાથેના રસોઈયા તથા નોકરોને પણ ટોલ ટૅક્સ આપવો પડતો નથી.

આ કરવેરા આબુરોડ ઉપર શિરોહી સ્ટેટ તરફથી રાખેલો એક અધિકારી વસુલ કરે છે ને યાત્રાળુઓને પાસ આપે છે. એ પાસ પર્વત પર ચઢના ચીપાબેરી ચોકી અને દેલવાડામા તપાસવામાં આવે છે. વળી

દેલવાડામાં દર માણુસ દાઠ એકેક પૈસો લઇને બીજો પાસ આપવામાં આવે છે. જે માણસો આબુરોડથી પાસ લીધા સિવાય દેલવાડે આવે છે તેની પાસેથી દેલવાડામા રહેતા અધિકારી પૈસો લઈ પાસ આપતી વખતે દડ વસુલ કરે છે ને પછી દેલવાડાના દહેરા જોવાનો પાસ આપે છે દડમા બ-મણો ચાર્જ લેવામા આવે છે

આબુરોડથી માઉંટ આબુ સુધી સડક બાંધી છે તે ૧૭ માઇલ ને ૬ ફર્લીંગ લાબી છે. માર્ગમા કેટલીક ચોકીઓ તથા વિશ્રામસ્થળ આવે છે. ઋષિકૃષ્ણના દેવળ પાસે આબુ જવાનો જે જૂનો રસ્તો હતો તે રસ્તા પર તે દેવળથી ૪ માઇલ દૂર ડાક બગલો આવેલો છે હાલનો આબુ જવાનો રસ્તો નદીનાળા ઉપર પૂલ બાધી સગવડભરેલો કરવામા આવ્યો છે

ખરેડી સ્ટેશનથી આબુ જતા માર્ગમા શુ શુ આવે છે તે જોઈએ. ખરેડીથી લગભગ અર્ધા માઇલ ઉપર પશ્ચિમ બનાસ નામે નદી ઓળગવી પડે છે તે બનાસ ઉપર "રજવાડી પૂલ" બાધવામાં આવ્યો છે તે પૂલ નામદાર હિંદી સરકાર અને રજપુતાનાના કેટલાક દેશી રાજ્યોની મદદથી બાધવામા આવ્યો છે. એ પૂલના ખરચને પેટે શિરોહી દરબારે પણ રૂા. ૨૧,૦૦૦ મદદના આપ્યા છે.

આ પૂલથી બે રસ્તા નીકળતા જણાશે. પશ્ચિમ તરફ જતી શાખા માઉંટ આબુ જવાની જૂની સડકને નામે ઓળખાય છે અને પૂર્વ તરફની શાખા નવા રસ્તાને નામે ઓળખાય છે. જૂનો રસ્તો ૧૫ માઇલનો હતો, પણ તેમાં કેટલાક ચઢાવ બહુજ મુશ્કેલ આવતા, તેથી મુગા પ્રાણીની મુશ્કેલી ઓછી કરવા સારૂ ૧૫ ને બદલે ૧૭ માઇલનો રસ્તો (જગા ગોળ ચક્કરની લબાઈમા લઈ) બનાવવામા આવ્યો છે જૂનો રસ્તો હવે વપરાતો બધ પડ્યો છે.

ખરેડીથી એક માઇલ ઉપર માનપુર નામનું એક ગામડુ એ સડકે આવે છે. ખરેડીથી ૪ માઇલ ઉપર જ્યા જૂનો ને નવો રસ્તો એકત્ર થાય છે ત્યાં ઋષિકૃષ્ણનુ દેવળ આવે છે. દતકથા છે કે દ્વારકા જતા શ્રીકૃષ્ણ ત્યાં વિશ્રાંતિ લેવા રોકાયા હતા. દેવળના ચોગાનમા બે કુડ છે તેમા કુદરતી ઝરણાં વડે પાણી આવે છે તે દેવળથી થોડે દૂર ખંડેર જેવુ જણાય છે તેને અમરાવતી નગરીનું ખંડેર કહેવામાં આવે છે. (અપૂર્ણ).

———∘———

**૩. રા. ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષના છાત્રોનું આનન્દપર્યટન**—ટ્રેનિંગ કૉલેજના શિષ્યો બહુધા ગરીબ સ્થિતિના ને ગ્રામવાસી હોવાથી તેમાંના થોડાઓનેજ પ્રવાસનો લાભ મળ્યો હોય છે. ઘણાખરાઓએ તો સમુદ્ર કે પર્વતનુ દર્શન પણ કર્યું હોતુ નથી, કે સંગ્રહસ્થાન અને ઉદ્યોગની વિવિધ સંસ્થાઓ હોય એવા શહેરો પણ નીહાળ્યા હોતા નથી. આ કારણથી તેમની દૃષ્ટિ સંકુચિત હોય છે અને વાચનમાળાના કેટલાક પાઠોની ખુબી સમજી શકતા નથી આ ખામી દૂર કરી પ્રાથમિક શાળાના શિક્ષકની દૃષ્ટિ વિસ્તૃત ને ઉદાર કરવાના તથા પ્રવાસના અનેક લાભથી તેમના જ્ઞાનનો વધારો કરવાના હેતુથી નામદાર મુંબાઈ સરકારે અમુક વાર્ષિક રકમ ટ્રેનિંગ કૉલેજના ઉપલા વર્ગના શિષ્યોને આનન્દપર્યટન કરાવવા માટે મંજુર કરી છે. સરકારની ઉદારતાનો લાભ લઈ ગયા નવેંબર માસમા ત્રીજા વર્ષના સ્કૉલરોને કૉલેજના ફર્સ્ટ ઍસિસ્ટન્ટ રા. રા. ગણેશ બચાજી સાથે તથા પ્રેક્ટિસિંગ સ્કૂલના હેડમાસ્તર રા. રા. ચુનીલાલ મોતીલાલ દેસાઈની દેખરેખ નીચે મોકલ્યા હતા. તેમણે વડોદરા, સુરત, મુબઈ, એલિફન્ટા તથા કાર્લીની ગુફા, મૅથરેન, વગેરે સ્થળોમા પર્યટન કર્યું હતુ ને ત્યાની કેળવણી તથા હુન્નર ઉદ્યોગને લગતી અનેક સંસ્થાઓ તેમજ સૃષ્ટિસૌન્દર્યનાં સ્થળોનુ નિરીક્ષણ કર્યું હતુ. પર્યટનનો બરાબર લાભ લે માટે શિષ્યો પાસે નોંધણુકમા ટિપ્પણ કરાવરાવ્યુ હતુ. પદર દિવસમા પ્રવાસથી પાછા ફર્યા પછી તેમની પાસે સંક્ષિપ્ત વર્ણન લખાવ્યુ હતુ. પ્રવાસનું ઘણુ ટુંકુ બ્યાન ને તેમાની એક સસ્થાનુ સહજ વિગતવાર બ્યાન લખાવ્યુ હતુ, ને તેમાંનું જેનુ ઉત્તમ માલમ પડે તેને 'શાળાપત્ર' ફડમાથી રૂ ૫)નુ ઇનામ આપવાનું કહ્યુ હતુ સર્વથી ઉત્તમ વર્ણન સ્કૉલર ગોવિંદજી ખેંગારજીનુ મલમ પડવાથી તેને એ ઇનામ આપવામા આવ્યું હતુ એમને ઉત્તેજન મળે ને અન્ય છાત્રોને તેમજ શિક્ષકોને લાભ મળે એવા હેતુથી એ વર્ણન અત્ર છાપવમાં આવ્યુ છે.

'અમારી કૉલેજના પ્રિન્સિપલ સાહેબના સમર્થ પ્રયત્નથી સર્વ પ્રકારની સગવડ સાથે અમારી મુસાફરી નિર્માણ થઈ તારીખ પહેલી નવેમ્બરના રમણીય પ્રભાતમા સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરી, તેઓના વદનીય મુખનાં આશીર્વચનો લઈ ૧૦–૪૫ ની ગાડીએ બે અનુભવી અધ્યાપકો સાથે અમે

*૨૬ માણસોના એક નાના સઘરૂપે સ્વદેશખંડ (ભાગ)ની યાત્રાએ નીકળ્યા.

નાનામોટા સ્ટેશનો અને નદીનાળાની લીલા નિહાળતા, તથા તેથી મળતી અલૌકિક આનદની લહેરો લેતા લેતા, વિભુની વિભુતાથી વિભૂષિત થયલા સૃષ્ટ પદાર્થોને અમારી સલામતીની ખબર આપવા કૉલેજ તરફ દોડાવતા ટ્રેનબાઇના સામર્થ્યથી જોતજોતામા અમદાવાદથી અદશ્ય થઇ ગયા! વાસદ મૂકયુ કે મહી નદીનો રમણીય પૂલ દષ્ટિગોચર થયો અહિં રેલ્વે લાઇનને માટે નવુ બાધકામ નજરે પડયુ. ગાડીનો વેગ પૂલ પર ધીમો પડવાથી પૂલને બીજે છેડેનો 'આર્ટિશિયન' કુવો, જેમાથી ફરફરફરફર કરતી પાણીની સેડો નિરતર નીકળ્યાજ કરે છે, તે જોવાની અમને સારી તક મળી. અહિંથી આગળ વધતા બાજવા સુધી સડકની બંને બાજુએ ઊંડા અને ઉજડ કોતર-કરાડઓ નજરે પડે છે. આ પછી વડોદરાનો વૈભવ અનુભવાય છે.

અવલોકન માટે ઠરાવેલુ આ ગાયકવાડી રાજનગર અમારૂ પ્રથમ સ્થળ હતુ અહિંનુ સ્ટેશન ભવ્ય છે, તેમ સર્વ પ્રકારની સગવડવાળું હોઇ મોટુ જકશન છે. વડોદરાની ટ્રેનિંગ કૉલેજ અમે ઉતારા માટે નિર્મિત કરી હતી, પણ ત્યાનુ કોઈ માણસ અમને સ્ટેશન ઉપર મળ્યુ નહિ, તેથી પાસેની વીશીમા ઊતર્યા આ પછી તરતજ પાસેનો કમાટિ બાગ અને તેમાનુ મ્યુઝિઅમ જોવા ગયા.

**મ્યુઝિઅમ-સંગ્રહસ્થાન** ૧૧ થી ૫ વાગ્યા સુધી ખુલ્લુ રખાય છે. મોજાં વગર પહેરેલા પગરખા અને લાકડી છત્રી વગેરે બહાર મૂકયા પછી અંદર જવાય છે. પ્રવેશદ્વારમા ક્ષણભર ઊભા રહી, સર્વ દિશા તરફ નેત્રોને એકજ ચક્ર લેવડાવીએ, તો જેઓએ ઘર બહાર પગ કાઢયો નથી તેવાઓને સ્રષ્ટાની બેહદ શકિતનુ અને સૃષ્ટિના સૌદર્યનું ભાન કરાવવાને અનેક સર્વોત્તમ સાહિત્યોથી ભરપૂર કરી મૂકેલુ સગ્રહસ્થાન ઉત્તમ વ્યવસ્થામા નજરે પડે છે! વિધ વિધ પ્રકારના વાદ્યો, માટી, પથ્થર અને ધાતુના અનેક પ્રાણી પદાર્થના મોડેલો, દરીઆઈ, પહાડી, અને મેદાનના પ્રાણીઓ, તેમનાં

---

*મે છ ખી સપ્રે, ટ્રે કૉ. ના પે આ., મે. સી. એમ દેસાઈ, ટ્રે. કૉ. ની પ્રા. સ્કૂ ના હે. મા., વીસ સ્કૉલરો, એક પટાવાળો, બે રસોઇઆ અને એક ચાકર.

ઈંડાં અને બચ્ચાંઓ, પ્રાણીઓના ફૉસિલો, અને હાડપિંજરો, તરેહ તરેહની વનસ્પતિના ફૂલ, ફળ અને બીજ, ધાન્યો, વિદ્યા અને સગ્રામના સાહિત્યો, જુદા જુદા દરજ્જાના માણસો, તેમના પોશાક અને આસનો, તેમજ રેશમી, સુતરાઉ, ઊન અને શણના કાપડના નમુનાઓ, એ સૌ નિહાળતાં વખતનો વિચાર રહેતો નથી. વિધવિધ જાતનાં લુગડા ઉપર સ્ત્રીકારીગીરીએ ગુથણ-ભરત કરીને તો હદજ વાળી મૂકી છે! આ કરવામા તેમણે પોતાના કોમળ કરો ઉપર જુલમ કર્યો હશે, કે હૃદયને ધૈર્યસાગરમા ડુબાવી દઈ અકળાતુ અટકાવ્યુ હશે, એ કાંઈ સમજાતું નથી! ભલે જેમ હશે તેમ પણ કઈ કલાભુવનેએ આવી બાબતમા ઓછુ નથી કર્યું એમણે લાકડું, લોઢું, ચામડું, માટી વગેરે જે હાથ આવ્યુ છે, તે લઈને તે પર નકશી અને કારીગીરી કરવામા બેપરવાઈથી અકલ ખર્ચી છે! આહા! બલિહારી તો ઉદ્યમનીજ છે! શુ શુ, કયાં કયા અને કેટલુ જોવુ! હજી જરા આગળ વધીએ, તો શૂરવીર નરનારી અને મહાપુરુષોના ચિત્રો અને પૂતળા જાણે શૌર્ય અને પવિત્રાઈનો બોધ દેવાને તલપી રહ્યા ન હોય! નિબધ જેવા લખાણુમાં આવુ આવુ ગણાવતા પાર ન આવે; માટે હવે ટુકામા કહુ છુ કે વગેરે, વગેરે, પ્રત્યેક નવી ક્ષણે વગેરે! નવુ! અને પ્રિય! વાચક, (ન-જોયુ હોય તો) જઈને જુઓ, અને તેથી ઉદ્ભવતો અપૂર્વ આનદ અનુભવો, ત્યારેજ આખને ઠડક વળશે એક નાના ઘરના મોલ જેવો દનૂશળ અને આઠેક ફુટ લાંબો-ચોડો તથા ચારેક ફુટ ઊંચો કાચબો તો કોઈની પણ દૃષ્ટિ બહાર રહેતો નથી!

અહિંથી નીકળીને બાગમાં ફરીએ તો વાઘ, વાનર, વરૂ, સિંહ, સાબર, શાહમૃગ, વગેરે અનેક તરેહના ભિન્ન ભિન્ન દેશ અને પ્રકૃતિનાં પ્રાણીઓ પોતાના રહેઠાણોમા આનદ કરતા નજરે પડે છે. બાગ વિશાળ છે અને તેમા કેદીઓ પાસે પણ કામ કરાવે છે અદર વિશ્વામિત્રી નદી વહે છે તે ઉપર ઠેકાણે ઠેકાણે પૂલ બાંધ્યા છે, તેમાનો એક 'ઝુલતો પૂલ' છે. મેદીની ભુલભુલામણી, વૃક્ષવેલીની રમણીય રચના, પુષ્પોની મદમદ સમીરમાં સમેટાતી સુગધ, એ સૌ શ્રમિતને શાન્તિ પમાડવાને પૂરતા સમર્થ છે!

વીશીમા એક રાત ગાળ્યા પછી અમારો મુકામ ટ્રે કૉ ની બોર્ડિં-ગમાં ગયો અહિંના મે પ્રિન્સિપલ સાહેબે અમારે માટે સારી સગવડ કરી,

અને શહેર દેખાડવાને ત્યાના કસરત માસ્તર સાહેબ, જે ઘણાજ ઉત્સાહી અને ભોમીઆ છે તે મિ બળવતરાયને અમારી મદદમાં આપ્યા. તેમની સાથે શહેર બ્હાર ચાર માઇલ દૂર આવેલો ૧મકરપુરા પૅલેસ (મહેલ) જોવા ગયા પરવાનગીપત્ર પાઠવ્યા પછી પૅનેસમા પેસવા દે છે મહેલની અદર આવેલા રૂમ–ઓરડા ગણાવવા અને તે વર્ણવવા બેસુ તો પાનાનાં પાના ભરાય ! પણુ વાચકની જાણુ માટે કહેવુ જોઈએ, કે દરેક પૃથક્ કામને માટે પૃથક્ રૂમ છે ! આ ઉપરથી તેની વિશાળતા નજરમા આવશે લીંપણુના ભોયતળીઆથી માડીને ઊંચામા ઉંચા સગેમરમના ભોંયતળીઆનો આ મહેલમા સમાવેશ થાય છે સર્વત્ર રગ તો અલૌકિકજ છે ! તેમાએ વળી સોનેરી અને ગુલાબી રગે તો હદ વાળી છે ! ગાલીચા, શેતરજીએ ફરનિચર્સ, દિવાલ, છત એ બધાં એક રૂમમા એકજ જાતના રગનાં છે, અને આવો રૂમ આખા મહેલમા સાચવ્યો છે રાજમહેલની શોભા અને તેમાના સાહિત્યમા કહેવાનુ શુ હોય ! એ તો વગર વર્ણવ્યે એ સૌ (અટકળથી) જાણે કે ત્યા સઘળુ જ રમ્ય અને મનોહર હોયજ ! મહેલ આગળ અનેક બાવલાવાળા બાગમા કુડાને ઠેકાણે છોળધ ક્યારાએ મધ્યે મનમોહક વનસ્પતિ પોતાની સુખી સ્થિતિને માટે ઇશ્વિરની અગાધ કૃપાના ગુણુ ગાય છે. શહેરમાના 'લક્ષ્મીવિલાસ' પૅલેસની શોભા અને સગવડ પણુ આને આટે તેવી છે ! એ શ્રી સિયાજીરાવ મહારાજાનો હાલનો રહેવાનો પૅલેસ ગણાય છે એમા નીચેથી ઉપર માળે જવા માટે 'હૈડ્રાલિફ્ટ મશીન'નો ઉપયોગ થાય છે આનો બાગ સાદો અને વિશાળ હોઈ અવલોકવા જેવો છે જ્યા સર્વ સારૂ ત્યા વર્ણન કોનુ કરવુ, એ મહત્ત્વનો સવાલ થઈ પડે છે ! માડવી પાસે નજરબાગ, તે પણુ ભવ્યતાનુજ પૂતળુ છે ! અહિંના મહેલમા રાજ્યની ઝવેરાત રખવામા આવે છે. આ પણુ નર્યા પથ્થરનાજ કોતરકામવાળો હોઈ તેના કર્તાની કીર્તિ ગાય છે. એના સૌથી ઉપલા (છટ્ટા) માળ પરથી જોતા પાવાગઢાદિ પર્વતો બહુ મનોજ્ઞ, અને શહેરનો દેખાવ સુદર લાગે છે. આ ત્રણે મહેલો અને તેમના બાગો સરખી રીતે ચિત્ત આકર્ષે છે. એ સબધી—

૧ શહેરમાની સસ્થાઓ–કૅાલેજ વગેરે–ગુજરાતી નામોથી ઓળખાય છે, પરતુ મહેલ અને તેમાંનાં સાહિત્યો પ્રેક્ષકોને અગ્રેજી નામથી ઓળખાવે છે.

## ઉપજાતિ.

શુ શું કરૂ વર્ણન હૂંજ આંહીં, ઉચ્ચાટ ભારે મન થાય ભાઈ,
જોયું ઘણુંએ કથી ના શકાએ, નામો શકુ દે, ન લીલા જણાએ ૧
સાહિત્ય-લાલિત્ય અનિત્ય ભામે, જોતા સહુ સુખની ભૂખ નાસે,
રે, વૈભવે આ ભરિરૂજ ભૂપે, આવે અહીં ભાનજ સ્વર્ગનુ રે ૨

તોપણ આ સઘળું ક્ષણભગુર છે, નિત્ય જેવુ ભસે છે, પણ તેવું નથી, તેના ભોક્તા પણ એક ઈશ્વરભક્તના શબ્દોમા કહીએ તો—

### ઢાળ લલિતનો. ( કાવ્યાર્પણમાંથી ઉતારો ).

" ધૂળ તો થશે દેહ આપણી, ટકે કદા ન દેહ બાળ પ્રૌઢની:
ફૂલ તો ખરે સૂર્યતાપથી, મનુષ્ય એજ હાલ પાપ વ્યાપથી. ૧
ધૂળના બન્યા ધૂળમા જશે, દરિદ્ર કે ધનાળ ધૂળ સૌ થશે
હસ તો જશે દેહ છોડતા, પછી રહે શરીર ધૂળ એટલા " ૨

નજરબાગની પાછળ અગડ-પ્રાણીઓને ગાડા કરીને રમાડવાની રમતશાળા, અને તેમા ઊતરેલા માણસોનાં આશ્રયસ્થાન, માંડવીનો દેખાવ, સોનારૂપાની તોપો, અને તેમની રૂપેરી ગાડીઓ એ જોવા જેવા છે સોનાની તોપ રૂ. ૨,૨૫,૭૦૦ ની કિંમતની છે અનેક તરેહનુ છોકરાઓ કામ શીખે છે તે કલાભુવન, જૂની અને નવી ઢબે ચાલતી કસરતશાળાઓ, સગીતનો વર્ગ, ન્યાયમદિર, ગણપતરાવ અને સપતરાવની લાઇબ્રેરીઓ એ સૌ ધ્યાન ખેંચે એવાં છે અમેરિકાની પદ્ધતિ પ્રમાણે ચાલતી સેન્ટ્રલ લાઇબ્રેરિ જેમાં રૂ. ૧૫,૦૦ ના તો વર્તમાનપત્રો અને ચોપાનીઆંજ દરરોજ આવે છે, ( તો પછી તેની બીજી વ્યવસ્થા અને વિશાળતાની તો વાતજ શી )! તે જોવાથી લાઇબ્રેરિ કોને કહેવી તેનું ભાન થાય છે એક અમેરિકન સાહેબ રૂ ૧૨,૦૦ ના પગારથી અને બીજા પાચ બી એ થયલા વિદ્વાનો લાઇબ્રેરિનુ કામ શીખવે છે શીખનારને રૂ. ૨૫ ની સ્કૉલરશિપ મળે છે શહેરમા ટ્રામગાડી છે તેને ઘોડા ખેંચે છે, અહિં બાબાશાહી નાણાનો પણ વાપર છે શહેરનો દેખાવ દિવસ કરતા રાત્રે પ્રિય લાગે છે

શુક્રવારે રાત્રે વડોદરા છોડી બાર વાગે સુરતના ભવ્ય અને જમીનથી ઘણા ઊંચા સ્ટેશને ઊતરી સ્ટેશન પરની હિંદુ માટેની ધર્મશાળામા આશ્રય લીધો સવારમા બાલાશ્રમ હિંદુ ઓર્ફનેજ જોવા ગયા. અહિંના છોકરા ગાલીચા વણવાનુ, ખેતીનુ વગેરે, અને છોકરીઓ ગુથણભરતનુ કામ

સારૂ કરે છે ? ૧૨૫ એ એક વાર એવો આ છોકરાઓનો બનાવેલો ગાલીચો હેરત પમાડે એવો જોગો. સઘળાં સ્વદેશી સાહિત્યોથી આ લોકો કામ ચલાવે છે. એમને માટે ફંડ નહોતાં. પોતાની આજીવિકા અને ગૃહસ્થોની ઉદારતા પર નિર્વાહનો આધાર છે. વળી વનિતાવિશ્રામ છે, ત્યાં સધવા, વિધવા, અને કન્યાઓને રાખી તેમને યોગ્ય કેળવણી અપાય છે વિધવા પાસેથી ફી લેવામાં આવતી નથી. આ સસ્થા પણ સારી છે. આ સિવાય દ્રચ લોકોનું કબરસ્થાન, અને કોઠી, અગ્રેજોની કોઠી, કિલ્લો, મ્યુનિસિપલ હૉલ, બક્ષી સાહેબનો દરીઆમહેલ, તાપી પરનો હોપ પૂલ, વિક્ટોરિયા ગાર્ડન, હાઇ સ્કૂલો, સ્કૂલ ઑવ્ આર્ટસ્, અને ગંગાધર શાસ્ત્રીનું નિવાસસ્થાન એ સૌ જોઈ વળ્યા આ બધે સ્થળે મિ. મણીભાઈ નિચ્છાભાઈએ સારી મદદ આપી. સુરતના આટલા કાર્મ—સરકારી ખેતરની મુલાકાત પણ ચાહે તે લઈ શકે છે. ( આવું સરકારી ખેતર નડીઆદમાં પણ છે. તે ૪૪ એકર જેટલુ વિશાળ હોઈ દેશ પરદેશના ભિન્ન ભિન્ન પાકોથી ભરેલું છે ત્યાંના પ્રદર્શનમા ઉધઇની રાણી તરફ ધ્યાન ખેંચવા જેવું છે. )

સાજે આ જિલ્લાના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર રા. સા. જમીઅતરામ શાસ્ત્રીએ દર્શનનો લાભ આપ્યો, અને ત્યાંની પ્રખ્યાતિ પામેલી, દાઢમાં રસ રહી જાય એવી બરફી ખવરાવી. આહા ' **સુરત સોનાની મુરત** ' તું પણ ઓરજ છે ! ગેરીઓ જગ સાંકડી, પણ સીધી અને ભવ્ય, લોક જુઓ તો મોજીલા, અને દેખાવ સઘળો પ્રિય ! આ મોજીલા શહેરને શનિવારની રાત્રે છોડી મુંબઈ તરફ નિગમન કર્યું.

રવિવારના પવિત્ર પ્રભાતમાં જે વખતે પ્રતાપનિધિ ક્ષિતિજનું ઉડાણ ઓળગી ઉપર આવવાની તૈયારી કરી રહ્યા હતા, તે વખતે અમે ટ્રેનમાથી નીચે ઊતરી દલાકાની તીજોરીરૂપ મુમબઈને ગ્રાન્ટ રોડ સ્ટેશન આગળ આદરથી વધાવી લેવાને આતુર થઈ રહ્યા હતા. શેઠ હરિચંદ મંચ્છારામ તીજોરીવાળાના દર માસે ? ૫૦૦ના ભાડાવાળા ભવ્ય બંગલામાં ઊતરીને મસ્ત મહાલ્યા ! આનદ ! આનદ ! પણ એ બધુ શેઠની ઉદારતા અને આગેવાનોના પ્રતાપે ! અહિં તો પ્રખ્યાતિની ખોટજ નથી ! શુ શું જોઈએ અને શું શું ન્હેવા દઈએ દુષ્કાળ તો દલાકાના ભાગને હશે—છે, પણ આ

* આમા લોર્ડ ઇસસ ક્રાઇસ્ટના પુનરુત્થાનની ૭.૫૧ મનમા રા

વૈભવી દેવીને તો તેમા જાણે કશી લેનાદેવાજ નથી। લોકોની ધમાલ, કામની તડમાર, ખટાખટ કરતા ખટાગ (એ નામની ભારગાડી), મિનિટે મિનિટે ટ્રામ્વેનુ આવવુ, ઘોડાગાડીઓની ગીરદી, મોટરકારોનું મહાલવુ, એ સૌ ઉપરા ઉપરી આખ ઉપર આવે છે ને જાય છે।

ટકશાળ—પરવાનગીથી જોઈ શકાય છે હરકોઈ સહેલાઈથી કહી શકશે, કે અહિઆ સખત જાપતો હોવો જોઈએ અદર જોવાને માટે સિપાઈ સાથે એકી વખતે ચાર પાચ માણસો જઈ શકે છે. સૌથી પ્રથમ ક્રિયામાં ધાતુનો રસ કરી એક યત્રમા ઢારી ગજ ગજ લાબી જાડી ચીપો બનાવે છે. તેને કાનસ વડે સાફ કરી આઠ દશ યત્રમા દબાની પાતળી કરી, તેમાંથી સિક્કા જેવડા ગોળ કકડા યત્રથી કાપી કાઢે છે તેને સાફ કરી યત્રથી કિનારી બાધે છે પછી માણુસો તેને તોળવાના યત્રમા ગોઠવે છે. આ યંત્ર ઘણુજ રમુજભરેલુ છે. એમા સિક્કો પોતાની મેળે તોળાય છે, અને બરાબર, હલકા અને ભારે એમ ત્રણ વળ પડે છે। આ પછી બરાબર વજનના ખાનાવાળા સિક્કાઓ કાઢી લઈ તેને અમુક અંશ ગરમી આપી સાફ કરે છે. આમાંથી બહેરા કે નુકસાનીવાળા સિક્કા પારખી કાઢી, સારા સિક્કા યત્રથી છાપી નાખી સપૂર્ણ સિક્કા તૈયાર કરે છે નકામા સિક્કા અને ચીપોના બાકી રહેલા ભાગોને ઓગાળી નાખી નવી ક્રિયા શરૂ કરે છે. સિક્કા ગણવાની તસ્દી ન લેતાં અમુક સંખ્યાની એક, એવી અનેક નળી-ભુંગળીઓ યંત્રથી ભરીને તે પરથી સખ્યા નક્કી કરે છે તોળીને પણ ગણતરી કાઢી શકાય છે. આ રીતે હરકોઈ સિક્કો તૈયાર થાય છે

(અપૂર્ણ)

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

### મહેતાજીઓને એક વિનતિ.

એ વગેરે જે કામ હોય તે કરો, ઉપરની વાર્તા તમે વાચજો; તે મોડો આવ્યો, જગતકર્તા ઈશ્વરે સઘળું ઉત્પન્ન કર્યું છે, છોરે આજનો દિવસ રળિયામણો, ના, ના, હું તો જવાનો; તમારે વખતસર હાજર થવું; તે ત્યારે થયો; આવા આવાં વાક્યોમાં મોટા છાપેલા શબ્દોનું પદ

દ કેવી રીતે કરવું તે વિષે મતભેદ ચાલે છે. એક પદ્ધતિ જાળવવા
૨છેદનુ એક નાનું સરખું પુસ્તક બહાર પાડવા મારો વિચાર છે, તો
કારી વાચનમાળાના ગદ્યપદ્ય લખાણમાંથી અથવા તો બીજે કહીંથી
ા સઘળા શબ્દો, કે જેના પદચ્છેદને માટે સંદિગ્ધ રહેવું પડે છે, તે
મેના સરનામે મોકલી આપવા સઘળા મહેતાજીઓને આથી વિનતિ
ામા આવે છે મોકલેલુ વાકય કયા પુસ્તકમાં, કયે પૃષ્ઠે, કયી લીટી-
છે તે કૃપા કરી ખાસ જણાવવુ

ઉસમાન બચલ.
ફર્સ્ટ આસિ મસ્તર, મેલ ટ્રેનિંગ કૉલેજ,
રાજકોટ.

---

## જાહેર ખબર.

( મે ઉ ભા ના એ ઇ સા ના. તા ૨૨ મી નવેંબર ૧૯૧૧
હુકમ નં ૧૦૪૦૬ ઉપરથી )

૭ આનાની કિંમતવાળી નવી ભૂગોળ ભાગ બીજાની શુદ્ધિપત્ર સા-
બીજી પ્રત ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે પસદ કીધી
અને મેશર્સ ચીમનલાલ ચુનીલાલ અને કંપનિને નિશાળોમાં તથા લો-
તે આપવાની પરવાનગી આપવામા આવી છે.

F. W MARRS,
Ag. Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

ઉત્તર ભાગના મે. એ. ઇ. સાહેબના તા ૩ જી ડીસેંબર ૧૯૧૧
હુકમ ન ૧૦૮૫૭ ઉપરથી

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

મુખ્ય પ્રાથમિક શાળાઓના શિક્ષકોની જાણ માટે તથા સૂચનાઓ
ાલમાં મૂકવા માટે ઉમેદવારોના કામમા માલમ પડી આવેલા મુખ્ય દોષો
થયથી નીચેની ટીકાએ પ્રસિદ્ધ કરવામા આવે છે

ભાષા—જોડણી તથા વિરામચિહ્ન ખામીભરેલાં.

અક્ષર—ઘણાજ અસ્વચ્છ અને ઉકલે નહિ એવા.

ભૂમિતિ—આકૃતિઓ સ્વચ્છ તથા ખરી કાઢવામા આવી નહોતી. આવતે વરસે સુધારો થશે એવી આશા છે.

ભૂગોળ—ચીતરેલો નકશો ઘણો ભૂલભરેલો. શિક્ષકો કાળજી રાખે તો બધા વિદ્યાર્થીઓએ હિંદુસ્તાનના સુંદર નકશા કાઢી શકવા જોઈએ. મુખ્ય રેલવે લાઇનો અને તેના પરના મુખ્ય શહેરો તરફ વધારે ધ્યાન આપવુ જોઈએ.

વિદ્યા—આ વિષય સમજ્યા વગર કેવળ ગોખી ગયેથી પરીક્ષકને સંતોષ થશે નહિ

વાચન—કવિતા, વ્યુત્પત્તિ, અને વ્યાકરણમાં ઘણી નબળાઈ જાહેર કરવામા આવી છે.

વિદ્યાર્થીઓને પ્રશ્નોના ઉત્તર પદ્ધતિસર આપવા સંબંધમાં પાઠો આપવા જોઈએ.

F. W. MARRS,
Ag. Educational Inspector.
N. D.

---

## શુદ્ધિપત્ર.

ઝઘડિયાથી મિ છગનલાલ વિદ્યારામ રાવળ લખી જણાવે છે કે " સપ્ટેંબર ૧૯૧૧ ના શાળાપત્રમા મારો અપ્રસિદ્ધ કવિઓનો લેખ પ્રસિદ્ધ થયલો છે તેના છેલ્લા ભાગમા ( પાને ૩૫૬ મે ) રેવાશંકર નામના ખંભાતી કવિને કૈલાસવાસી થયલા માની લીધુ છે, પણ તે કવિ હાલ હયાત છે, માટે મારી અજાણનાં થયલી આ ભૂલ સુધારવા તસ્દી લેશોજી."

એજ સબધમાં રા. રા. કાવ્યવાચસ્પતિ દયાશંકર, રવશિકર, ખંભાતથી નીચે પ્રમાણે લખે છે —

' રેવાશંકર કવિ મારા સગા પિતૃવ્ય થાય છે. રા. છગનલાલભાઈએ થઈ ગયલા કવિઓમાં એમની ગણના કરીને હાલ એમનું અસ્તિત્વ નથી એમ સૂચવ્યુ હતુ, પણ એતો હાલ હયાત છે. વળી એમણે મહાભારતના સારરૂપ કાવ્ય, જાળંધરાખ્યાન, અને કંઈક 'પ્રકીર્ણ 'પદ ' ગરબીઓ કર્યાનું રા. છગનલાલભાઈએ લખ્યુ હતુ, પણ તેમ યથાર્થ નથી. એમણે સંપૂર્ણ

મહાભારતની ગુજરાતી ભાષામા પ્રસગોચિત રાગબદ્દ રચના કરી છે, અને તે સિવાય તો નીચે પ્રમાણે ગ્રન્થો એમણે રચ્યા છે.' એમ કહી ૨૭ ગ્રન્થો ગણાવ્યા છે.

---

## જાહેર ખબર.

ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૪ થી ડીસેંબર ૧૯૧૧ ના હુકમ ન ૧૦૯૦૦ ઉપરથી.

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

તા ૨૧ મી નવેંબર સને ૧૯૦૭ ના મુબઈ ગવર્નમેંટ ગૅઝેટ ભાગ પહેલામા પ્રસિદ્ધ થયલા નિયમાનુસાર સને ૧૯૧૨ મા થવાની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેની ચોપડીઓ પસદ કરવામા આવી છે –

(૨) ગુજરાતી

ખાતા તરફની ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડી, પાઠો ૨૪, ૨૮, ૩૨, ૩૬, ૪૦, ૪૪, ૪૮, ૫૧, ને ૫૩ મા આવેલા કવિતાઓની ૩૦૦ લીટીના મુખપાઠ તથા સમજુતી સાથે

(૫) આરોગ્યવિદ્યા અથવા ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડીના ( सृष्टिज्ञान सबधी ) ત્રીજા ભાગમા આપેલા વિદ્યાના મૂળતત્ત્વો.

મધ્ય વિભાગને માટે જાહેર કરેલી ચોપડીઓ થાણા મધ્યસ્થળે મરાઠીમાં બેસનારા ઉમેદવારો માટે ગખવામા આવી છે.

F. W. MARRS,
Ag Educational Inspector.
N. D.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

**ખેડા વિભાગ ચાલુ—**

*બુટ્ટાથલ—હરીભાઈ છગનભાઈ* ૧૭–૦–૦ **રામોલ**—સ્કુલ કમીટી તથા ગામ લોકો ૫–૦–૦ મીઠાઇ. ઓડ—મુખી પરમોતમ ભાઇજી ૬–૮–૦ સ્કુલ જમાડી ગાંફ—લુહાર વિઠ્ઠલ પીતામ્બર ૫–૦–૦ ઇનામ ફંડમાં આપ્યા. નરોડા—પટેલ મનોર રણછોડની વિધવા બાઈ દીવાલી ૩૫–૦–૦ સ્કુલો જમાડી. **છનીયાર**—સ્કુલ કમીટી તથા સદ્ગૃહસ્થો

૧૨-૮-૦ એજન રોજકા—સ્કુલ કમીટી તથા ગૃહસ્થો ૪૯-૦-૦ સ્કુલ જમાડી વિગેરે બગડ—ગૃહસ્થો ૭-૧૨-૬ સ્કુલ જમાડી રોજકાકન્યા—કુમારશ્રી પથુભા મતુભા ૧૦-૦-૦ સ્કુલ જમાડી. ૯-૦-૦ મીઠાઇ. ચુડાના ગીરધરલાલ વિઠ્ઠલજી ૦-૧૨-૦ પુસ્તકોની ભેટ. કાસીદ્રા—ગૃહસ્થો તથા મેંબરો ૨૦-૮-૦ સ્કુલ જમાડી. તણસા—તાલુકદાર તથા મહાજન ૧૫-૪-૦ પુસ્તક તથા મીઠાઈ. વારણા—ગામ લોકો ૧૦-૦-૦ સ્કુલ જમાડી. ત્રાંસદ—મેંબરો તથા ગામ લોકો ૬-૦-૦ સ્કુલ જમાડી જવારજ—ઠાકોર સાહેબ ૪-૦-૦ મીઠાઈ. વાઢજ—મેંબરો તથા ગૃહસ્થો ૭-૦-૦ મીઠાઇ. મણીપુર—ગામલોકો તથા મેંબરો ૫-૦-૦ ચોપડીઓ તથા મીઠાઇ ખેરવા—પાટડી દરબાર સાહેબ ૪-૦-૦ પતાસા. પાટડીદરબાર સાહેબ ૨૫-૦-૦ સ્કુલ જમાડી નરોડા—નારણદાસ જીવીદાસ. ૬-૦-૦ પતાસાં તથા દૂધ. અમૃતલાલ ચુનીલાલ ૩-૦-૦ પતાસા આંબલી—સદ્ગૃહસ્થો તથા મેંબરો ૮-૦-૦ સ્કુલ જમાડી. વાવડી—દરબાર સાહેબ. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. કામદાર દેવજીભાઈ ૧-૦-૦ સાકર ગામ લોકો ૨૦-૦-૦ કપડા. મીસાવાડા—સ્કુલ કમીટીના મેંબરો ૧૨-૦-૦ સ્કુલ જમાડી પોલારપુર—ઠાકોર સાહેબ ૨૫-૦-૦ સ્કુલ જમાડી ચોકડી—તાલુકદાર મુસાલ મીયા ઇમામઅલી. ૧૦-૦-૦ સ્કુલ જમાડી. હાથીજણ—ગામલોકો ૭-૧૪-૦ સ્કુલ જમાડી વટવા—ઇનામદાર અબરમીયા ચાંદુમીયા. ૫-૦-૦ પુસ્તકોને છીંટ વહીવટદાર સાસામીયા ગુલામશાહ તરફથી ૪-૦-૦ મીઠાઈ ઢેડ ચમારનુ પંચ ૫-૦-૦ અસંજવર્ગ જમાડયો. જેતલપુર—સ્કુલ કમીટી તથા ગૃહસ્થો ૩૫-૦-૦ બને સ્કુલો જમાડી કુહા—ગામલોકો તથા મહાજન ૬૭-૦-૦ સાકર અને મીઠાઈ ભૈસાવ.દા—ગામલોકો ૫-૦-૦ મીઠાઇ તથા ચોપડીઓ ખોખરનેસ—સ્કુલ કમીટી તથા ગામ લોકો ૫-૦-૦ સ્કુલ જમાડી, સ્કુલ કમીટી તથા ગામ લોકો ૮-૦-૦ કપડા. જખવાડા—ગામના ગૃહસ્થો ૧૩-૧૨-૦ ચોપડીઓ તથા પતાસા વાગડકા—સ્કુલ કમીટી તથા આગેવાન ગૃહસ્થો. ૨૦-૦-૦ સ્કુલ જમાડી અણીયાલી—મેંબરો તથા ગૃહસ્થો ૮-૧૨-૯ સ્કુલ જમાડી. વાગડ—ગામ લોકો ૧૭-૦-૦ સાકર વહેંચી તથા સ્કુલ જમાડી મીહોર—મેંબરો તથા સદ્ગૃહસ્થો ૧૫-૦-૦ સ્કુલ જમાડી.

ખસ—સ્કુલ કમીટી તથા આગેવાન લોકો ૨૦–૦–૦ સ્કુલ જમાડી. ગોરાસુ—સ્કુલ કમીટી તથા ઓફીના કારભારી સાહેબ ૧૦–૦–૦ ઇનામ તથા મીઠાઇ. ભુરખી—સ્કુલ કમીટી તથા આગેવાન લોકો ૧૮–૦–૦ સ્કુલ જમાડી તથા લુગડાં, તથા ચોપડીઓ વહેંચી. કાલી—સ્કુલ કમીટી તથા આગેવાન લોકો ૭–૯–૩ સ્કુલ જમાડી. કોમા—ગામ લોકો ૧૨–૦–૦ સ્કુલ જમાડી ધામતવાણ—મેંબરો તથા ગૃહસ્થો ૧૦–૦–૦ સ્કુલ જમાડી. અમદાવાદ વિભાગ—

ઝુડાલ—સ્કુલ કમીટીના મેમ્બરો ૬–૬–૦ ચોપડીઓ તથા કપડાં. અસલાલી—ભુલાભાઇ પ્રાગજીભાઈ ૩૦–૦–૦ કબાટ નંગ ૧ ઓગાણજ—પટેલ ઇશ્વરલાલ સાંકળેશ્વર ૧૮–૦–૦ સ્કુલ જમાડી. મીરોલી—સોજીત્રાના પટેલ લલુભાઈ તળસીભાઇ ૮–૦–૦ કપડાં તથા પતાસાં. વસાલ—ગામ લોક ૪–૯–૬ ચોપડીઓ ભુવાલડી કન્યા.—નરસીંહભાઈ સામળભાઇ તથા ડાહ્યાભાઈ તળસીભાઈ ૨૮–૦–૦ ઓરણીઓ તથા મીઠાઇ. ભાઇલાલ મોતીભાઇ મોજે. ૭–૦–૦ કપડાં તથા મીઠાઈ પટેલ શંકરભાઈ ઇશ્વરભાઇ ૯–૦–૦ ઝરમળની વાડકીઓ તથા મીઠાઈ. મોહોલાલ હરીભાઈ ૯–૦–૦ કપડા તથા મીઠાઈ અસલાલી—પટેલ ભુલાભાઈ નાથાભાઇ ૨૮–૦–૦ ઘડીઆળ, કપડાં તથા મીઠાઈ રામોલ—ગામ લોક તરફથી ૧૦–૯–૯ ચોપડીઓ તથા પતાસા. ઝુડાલ—પટેલ જેઠાભાઈ દાદાભાઈ ૧૦–૮–૦ ઘડીઆળ ઓગાણજ—પટેલ પુરશોત્તમ રણછોડ ૨૨–૦–૯ સ્કુલ જમાડી નવાપુરા—પટેલ બહેચરભાઈ વ્રજભાઈ ૪–૮–૦ કપડા તથા પતાસા વણઝર—સ્કુલ કમીટીના મેમ્બરો ૩–૧૨–૦ ચોપડીઓ. આંબલી—સ્કુલ કમીટીના મેમ્બરો ૩–૦–૦ મીઠાઈ વહેંચી તથા બગડીઓ આપી. બરવાળા—મહેરબાન ઠાકોર સાહેબ લીંમડી ૪૦–૦–૦ સ્કુલ જમાડી પ્રાંતીજ—શેઠ પુન્જાલાલ અમૃતલાલ ૭૫–૦–૦ ગરીબ છોકરાને ચોપડીઓ, સ્લેટો વીગેરે પુરાં પાડવા માટે. સાકરીઆ મોડાસા—મુખી પટેલ મોતીભાઈ કહાનાભાઈ ૧૦–૫–૬ સ્કુલ જમાડી કમળેજ—આજમ દરબારી વહીવટદાર સાહેબ ૩–૦–૦ શાકર વાસણા કેળીઆ કન્યા.—કડીના અમીન સાહેબ હરીલાલ નારણભાઈ વીગેરે ૪–૪–૦ ઘડીઆળ તથા પતાસાં ગામ લોક ૩–૮–૦ ચોપડીઓ તથા

મીઠાઈ. કેશવલાલ ઓતમદાસ ૪-૦-૦ પતાસાં તથા ઘડીઆળ દુરસ્ત કરાવી આપ્યું. રજોડા—સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામ લોક ૮-૪-૦ સ્કુલ જમાડી. શિઆળ—શેઠ. જીવરાજ ત્રીભોવનદાસ તથા ગામ લોકો ૭-૮-૧૧ સ્કુલ જમાડી સાંથળ—પાટીદાર કાળીદાસ જોગભાઇ ૧૩-૦-૦ કપડાં તથા મીઠાઈ. જમીયતપુરા—ત્રીકમરામ લાલચંદ ૧૫-૦-૦ નિશાળ જમાડી. જસકા—સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ ૭ ૮-૯ સ્કુલ જમાડી અમદાવાદ મ્યુ.-સ્કુ-ન -૧૫,-૧૬,-૨૦ સ્કુલકમિટિના મેમ્બરો રૂ. ૧૫) મીઠાઈ મ્યુ.-સ્કુ.-નં -૧૯ સૈયદ મુસીમ મિયા બાવામિયાં રૂ. ૮) મીઠાઈ સ્કુ. નં ૨૧—ઠક્કર ભગવાનજી નથુજી રૂ. ૧૨) પેંડા સ્કુ. ન ૨૩—પચકમિટિના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૧૬-૮-૦ મીઠાઈ. ઇનામ. મ્યુ. સ્કુ. નં. ૨૯—મિ. નુરખાન અમીરખાન પઠાણ રૂ. ૨-૬-૦ પતાસા મ્યુ. સ્કુ. નં. ૨૫ તથા ન. ૩૩—હાજીસાહેબ ફ્રીદુદીન વગેરે રૂ. ૨૦) પેંડા વગેરે. સ્કુ. ન. ૧૨—ઝવેરી ભોગીલાલ તારાચંદ રૂ. ૫), ચુનીલાલ નગીનદાસ ચીનાઇવાળા રૂ. ૪) રા. રા કેશવલાલ પ્રેમચંદ વકીલ રૂ. ૩) જુદા જુદા ગૃહસ્થો રૂ. ૬) તથા નાથાલાલ ભગુભાઈ રૂ. ૩) સ્કુ. નં. ૧૧—શેઠ નરોતમદાસ લલ્લુભાઈ રૂ. ૫) શેઠ ત્રિભુવનદાસ દલપતભાઈ રૂ. ૫) જેસંગભાઈ ઉજમશી રૂ. ૫), આશારામ માણેકલાલ રૂ ૩) તથા જુદા જુદા ગૃહસ્થો રૂ. ૭) મીઠાઈ. સ્કુ. નં. ૨—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૮-૮-૦ પતાસા મ્યુ. સ્કુ. નં. ૩—જુદા જુદા ગૃહસ્થો રૂ ૫) પતાસા સ્કુ. નં. ૧૩-શેઠ મગળદાસ ગીરધરદાસ રૂ ૧૦), શેઠ ત્રિભુવનભાઈ જેકીશનદાસ રૂ ૫) મીઠાઈ. મ્યુ. ન. ૧૨-ચુનીલાલ કાળીદાસ વગેરે રૂ. ૮-૧૦-૦ પુસ્તકો ઇનામ તથા લાઇબ્રેરી સારૂ રૂ. ૭-૪-૦ પુસ્તકો. મ્યુ. નં. ૬-મી. સુદરલાલ છગનલાલ મોદી રૂ ૮-૧૨-૦ ગંજીફરાક.

સુરત વિભાગ—

સુરત-મ્યુ૦ સ્કુ. નં. ૧૧-શેઠ રંગીલદાસ નગીનદાસ રૂ ૪-૮-૦ પતાસાં. મ્યુ. સ્કુ નં ૧૯-શેઠ કાળીદાસ રામચંદ્ર રૂ. ૩-૪-૦ મીઠાઈ. કોસમ—ગામ લોકો રૂ. ૩) પતાસાં મોટા વરાછા—બાળકૃષ્ણ વીરભદ્રજી પાઠક. રૂ. ૫) પતાસાં. શા ખુશાલભાઈ શીવદાસ રૂ ૪) મંચ્છ-

રૂગ્રામ બળવન્તરામ હોરા વગેરે રૂા ૭-૮-૦ પ્રદર્શન માટે **સુરત મ્યુ. ન.** ૧૯—મી એજ્જી માણેકજી જમુસરીઆ રૂા ૫) ઇનામ શેઠ આત્મારામ રામચંદ્ર બદરીઆ રૂા ૧૨) મીઠાઈ શેઠ મગનલાલ પ્રાણજીવનદાસ રૂા. ૩) પતાસા **મ્યુ. સ્કુ. ન.** ૨૭—કબીર પુસ્તકાલયના મેમ્બરો રૂા ૧૫) કાપડ મહંત જીવણદાસ અમરતશી રૂા ૬) મીઠાઈ **મ્યુ. સ્કુ. ન.** ૯-મી. ખુશાલભાઈ જીવણજી રૂા ૫-૮-૦ પતાસા **મ્યુ સ્કુ. નં.** ૧૪—શેઠ ફતેહમહમદ મીયાભાઈ રૂા ૩) સુરત-મ્યુ સ્કુ ન ૧ શેઠ મોતીલાલ સુન્દરલાલ ખાડવાળા રૂા. ૩) ગોડ ઘેલાભાઈ જમનાદાસ લાકડાવાળા રૂા. ૭) પતાસા **સુરત** મ્યુ ન ૧૭ ગગારામ વરજદાસ ભરતીઆ. રૂા ૬-૯-૦ મીઠાઈ. ઉર્દુ **સ્કુ. ન.** ૫-ખાટકીવાડની જમાતના ગૃહસ્થો રૂા ૧૫) રોકડા શેઠ પીરનમુહમદ હયાત રૂા ૫) રોકડા, શેઠ અહમદ ઇસ્માઇલ રૂા ૫) રોકડા શેઠ અબદુલ અમદ ખીસરી રૂા. ૬-૧૨-૦ ચીતાએ. **રાંદેર**-મી છોટાલાલ નવલચંદ નગરશેઠ રૂા ૧૨) મીઠાઈ. **સચીન**—નવાબ સાહેબ રૂા. ૧૦) મીઠાઇ. **ઉધના**—નવાબ સાહેબ રૂા. ૧૦) મીઠાઈ, **ડુમસ**—નવાબ સાહેબ રૂા. ૫) મીઠાઈ. **ભીમપોર**—નવાબ સાહેબ રૂા ૩) મીઠાઈ વાસદાના મહારાજા સાહેબ રૂા ૫) મીઠાઈ સેઠ ગોપાળભાઈ મણીભાઈ રૂા. ૪-૮-૦ પરબ સારૂ.

**ખેડા વિભાગ—**

**નિમરાયા**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદ્ગૃહસ્થો ૧૬-૦-૦ સ્કુલ જમાડી **વાસણા**—પટેલ મોતીભાઈ સામળભાઈ ૧૦-૦-૦ સ્કુલ જમાડી સ્કુલ કમીટીના મેમ્બરો ૧૧-૦-૦ સ્કુલ જમાડી **મોગર**—સ્કુલ કમીટીના મેમ્બરો ૨૦-૧૦-૦ સ્કુલ જમાડી. **શત્રુડા**—સ્કુલ કમીટીના મેમ્બરો ૧૦-૦-૦ સ્કુલ જમાડી **અમસપુર**—જુદા જુદા ગૃહસ્થો ૫-૦-૦ સ્કુલ જમાડી **ચકલાસી**—શીવલાલ જાદવજી તથા જુદા જુદા ગૃહસ્થો ૯૧-૦-૦ સ્કુલ જમાડી **ઉહેવાણ**—ઠાકોરસી નહારસિંહજી રૂા. ૩-૦-૦ તથા રૂા ૩૮-૦-૦ ના ઠાકોર તથા જુદા જુદા ગૃહસ્થો મળી સ્કુલ જમાડી. **ત્રાજ**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા જુદા જુદા ગૃહસ્થો ૧૮-૮-૦ ચોપડીઓ તથા મીઠાઈ **પીપળગ**—જુદા જુદા ગૃહસ્થો રૂા. ૧૯) લાડુ જમાડ્યા. **ગામડી**—ગામ લોકો ૧૭-૮-૦ સ્કુલ. જમાડી.

અલવા—ગામ લોકો રૂ ૧૩) સ્કુલ જમાડી ઉંમરેઠ—બ્રાંચ કન્યાશાળા, હેડમિસ્ટ્રેસ ગૌતમ રાજારામ સ્કુલ જમાડી મહુધા—પંડ્યા. માણેકલાલ છગનલાલ રૂ. ૭) ઇનામ તથા દુધ ચકલાસી—રા. રા કરમીખાં નાથેખા રૂ ૯) પતાસા તથા સ્લેટો અલારસા—બાઈ હરખા પટેલ નરેર બાપુની વિધવા રૂ. ૨૫) સ્કુલ જમાડી મોગર—પટેલ અબાઈદાસ ભૂલાભાઈ રૂ. ૫–૪–૦ વાડકીઓ પતાસા વગેરે પટેલ મોતીભાઈ અમથાભાઈ રૂ. ૩૩) ઓઢણીઓ તથા પતાસા હાથજ—શાહ નારણ નાથજી રૂ ૨૧) સ્કુલ જમાડી તથા ઇનામ, કજરી—વહોરા અસ્માલજી મિયાંજી રૂ. ૪૧) મીઠાઈ તથા પ્યાલો. મહુધા—સરસાળી જમનાદાસ મથુરભાઈ રૂ ૨૩) કાચના ખડીઆ તથા સાકર. પટેલ ઉમેદભાઈ સામળભાઇ રૂ ૧૮–૨–૦ ધાતુની વાડકીઓ તથા પતાસા ત્રાણજા—પા. લલ્લુભાઈ જોરાભાઈ રૂ ૫) સ્કુલ જમાડી મહીજ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૩૫) સ્કુલ જમાડી ગાના—પા. દાદાભાઈ જોરાભાઈ રૂ. ૨૫) ઓઢણો, પા શિવાભાઈ ભીખાભાઈ રૂ ૨૯–૮–૦ ઓઢણો મહુધા—દોશી નગીનદાસ નાથાભાઈ રૂ ૨૭) સ્કુલ જમાડી ગોરાવ—ગામના લોકો રૂ. ૧૦) સ્કુલ જમાડી શત્રુંસા—સ્કુલ કમિટિના મેમ્બરો રૂ. ૧૦) સ્કુલ જમાડી દેવાતજ—પા. શિવાભાઈ ગગાદાસ સ્કુલ જમાડી ઇસરામા—ગામ લોકો રૂ ૧૫–૪–૦ સ્કુલ જમાડી બોદાલ—પા શકરભાઈ ભવાનભાઈ રૂ. ૨૦) સ્કુલ જમાડી પાલજ—ગામ લોક રૂ ૪૯–૮–૦ અરેરા—સ્કુલ કમિટિના મેમ્બરો તથા જુદા જુદા ગૃહસ્થો રૂ ૧૭–૧૫–૦ ઇનામ તથા સ્કુલ જમાડી શાહપુરા—ગામના ગૃહસ્થો રૂ. ૯) સ્કુલ જમાડી. લીંબાસી—પટેલ ભુલાભાઈ વહેરીભાઈ રૂ ૫) સ્કુલ કમિટિના મેમ્બરો તથા ગામ લોકો રૂ ૨૪) સ્કુલ સગ્રહસ્થાન સારૂ. સોડપુર—ગામ લોકો રૂ ૧૫) સ્કુલ જમાડી. ઘોઘાવાડા—સ્કુલ કમિટિનાં મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ ૭) સ્કુલ જમાડી. ગુતાલ—પા ગોમાભાઇ હાથીભાઈ રૂ. ૧૮) ઘડીઆળ, પતાસા, ઓઢણાં, પા સનાભાઇ બહેચરભાઈ રૂ ૩) પ્રદર્શનમાં સુરકુવા—ગામ લોકો રૂ. ૨૦) સ્કુલ જમાડી. બાઈ રઇબા પા. જેસગ બાપુજીની વિધવા રૂ. ૩૦) સ્કુલ જમાડી. સરસવણી—ગામના ગૃહસ્થો રૂ ૧૫) પ્રદર્શન માટે ભટ શિવશકર જાદવભાઈ

રૂા. ૬-૪-૦ મીઠાઈ ઇનામ. **ઓરીઆવી**—ગામ લોકો રૂા. ૩૫) તથા પટેલ મોતીભાઈ ભાઇલાલ રૂા ૨૭) સ્કુલ જમાડી. **હાડગુડ**—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂા. ૧૨) સ્કુલ જમાડી. **મહીજ**—પા. ઉમેદભાઈ તગશીભાઈ રૂા. ૧૦) સ્કુલ જમાડી **પીપળાવ**—પા. ખોડીદાસ દેવજીભાઈ રૂા. ૨૫) પા ઝવેરભાઈ રણછોડભાઈ રૂા. ૫) પા. ફીસાભાઈ બાબરદાસ રૂા. ૫) સ્કુલ જમાડી. શા દેવચંદ બાબરદાસ રૂા. ૩) મીઠાઈ. **ઇસણાવ**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા. ૧૧) સ્કુલ જમાડી કસારા ઝવેર ભીખા. રૂા. ૨-૪-૦ પતાસાં **કુજરાવ**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા. ૨૪) સ્કુલ જમાડી. પા. ખુમાભાઈ વેણીભાઈ રૂા ૬) કાપડ. **પિઠાઈ**—સદ્‌ગૃહસ્થો રૂા. ૨) મીઠાઇ, બાઈ કસળ પા. ખોજાઇભાઈ માધવદાસ રૂા ૨૫) સ્કુલ જમાડી **ગોપાળપુરા**—ગામના સદ્‌ગૃહસ્થો રૂા. ૧૨) સ્કુલ જમાડી. **ભદ્રાસા**—ગામ લોકો રૂા ૬-૮-૦ સ્કુલ જમાડી. **ફાગવેલ**—ભાવસાર મનસુખભાઈ રૂા ૩) મીઠાઇ. **પરીએજ**—જુદા જુદા સદ્‌ગૃહસ્થો રૂા. ૧૦) સ્કુલ જમાડી **સાંઢેલી**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા. ૯-૮-૦ સ્કુલ જમાડી. **પીપળાતા**—માધવભાઈ નાથાભાઇ રૂા ૭), કુબેરભાઈ નાગરદાસ રૂા. ૬) નાગરભાઇ કીશોરભાઇ રૂા ૬) મીઠાઈ કાપડ. **વણમોલી**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા ૧૨) સ્કુલ જમાડી **દસુલપુર**—ગોવિંદભાઇ તથા ઘોરીભાઈ કાસદભાઈ રૂા. ૧૫) સ્કુલ જમાડી. **કનીજ**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા ૮) પેંડા **કેરીઆવી**—જુદા જુદા ગૃહસ્થો રૂા. ૧૩) સ્કુલ જમાડી. **રૂપપરા**—પા. જેઠાભાઈ વહાલાભાઈ રૂા. ૧૧-૮-૦ સ્કુલ જમાડી. પા જીવાભાઈ ગોકળભાઈ રૂા ૪-૮-૦ ચમચા, પા બાબરભાઈ ઝવેરભાઈ રૂા. ૪-૧૨-૦ ખડીઆ, સાકર, પા ભાઇજી લલ્લુભાઇ રૂા. ૩-૦-૦ પેંડા તથા જુદા જુદા ગૃહસ્થો રૂા. ૧-૮-૦ પતાસા **લસુંદ્રા**—ગામ લોકો રૂા ૨૫) સ્કુલ જમાડી. **અલીણા**—જોશી જયન્તીલાલ હરિલાલ રૂા ૬), માસ્તર ભૂલાભાઈ હરગોવિંદ રૂા ૩) તથા જુદા જુદા ગૃહસ્થો રૂા. ૬) ઇનામ **કાસર**—પા. ભાઇજી ભૂલાભાઈ રૂા. ૨૫) સ્કુલ જમાડી. પા ઘોરીભાઈ લલ્લુભાઈ તથા શા. ચુનીલાલ ગિરધરદાસ રૂા ૨) વાકડીઓ

REGISTERED NO. B 43.

અંક ૨ જો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરી. ૧૯૧૨.

વિષય અનુક્રમણિકા. પૃષ્ઠ.



તન્ત્રી ( ઑગસ્ટ ૧૯૦૨ થી )—અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી એ,
પ્રિન્સિપલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઈટેડ ક્ટપ્રિન્ટિંગ પ્રેસમાં મેનેજર રણછોડલાલ ગંગારામે છાપ્યું

**શાળાપત્ર જ્યુબિલિઅંક**—તૈયાર છે. 'શાળાપત્ર'ના જે ગ્રાહકો ઇ. સ. ૧૯૧૧ સુધીનું 'શાળાપત્ર' નું લવાજમ પૂરેપૂરૂં ભરી ચૂકયા હોય તેમણે 'શાળાપત્ર'ની ઑફિસમાંથી એ અંક લઈ લેવો. ટપાલ મારફતે મંગાવનારે ટપાલ ને પૅકિંગના બે આના મોકલી આપવા, તે મોકલશે અથવા વી–પી–થી મંગાવશે ત્યારે તેમને અંક મોકલવામાં આવશે.

- તન્ત્રી.

---

## કેળવણીખાતાની જાહેર ખબર.

(ઉ ભા ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના તા. ૨૫મી ડીસેંબર ૧૯૧૧ ના હુકમ ન ૧૧૫૪૫ ઉપરથી).

દેવ મહાદેવ ગણેશ નામના એક છોકરાએ વિરમગામ મ્યુનિસિપલ ઍંગ્લો–વર્નાક્યુલર સ્કૂલના હેડ માસ્તર આગળ વડોદરાની શ્રી સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપલ તરફથી અપાયલું એક લીવિંગ સર્ટિફિકેટ રજુ કર્યું હતુ, તેમા કેટલાક વગર સત્તાએ ફેરફાર કરવામા આવેલા હતા. આ ઉપરથી ફરમાવવામા આવે છે કે પછીથી લખેલી સ્કૂલ છોડયાના તારીખ (તા ૧૪મી નવેંબર સને ૧૯૧૧) થી એક વરસની મુદત સુધી સરકાર તરફથી સ્વીકારાયલી કોઈ પણ શાળામા તેને દાખલ કરવામા આવશે નહિ.

(સહી.) P. LORY.
Educational Inspector
N. D.

---

# गुजरात शाळापत्र.

પુસ્તક ૫૨ મું.　　ફેબ્રુઆરી, ૧૯૧૨.　　અંક ૨ જો.

## કેળવણી ( ચાલુ પુ. ૫૦ પૃ ૪૧૧ થી ).

**બુદ્ધિની કેળવણી; માર્ગસૂચકતા**—નીતિવિષયક કેળવણીના અગમાંજ આ બધા ગુણોની ખીલવણી અંતર્ભૂત થાય છે અને એ વિષે ઘણુ વિવેચન થઈ શકે એમ છે, પણ અત્ર આટલેથીજ વિરમવુ યુક્ત છે. શાળામાં ઉત્તમ ટેવના બીજ રોપી પોષવામાં ઉત્તમ શિક્ષણનુ રહસ્ય છે ('To teach is to form mental habits' Fowler.), તેથીજ આ વિષય પર લબાણથી કહ્યુ છે ને બુદ્ધિવિષયક કેળવણી કરતાં નીતિવિષયક કેળવણીનુ વિશેષ માહાત્મ્ય દર્શાવ્યુ છે રસ્કિને પણ જ્ઞાન કરતાં આચારને પ્રાધાન્ય આપ્યુ છે (Education is not teaching children to know what they do not know but to behave as they do not behave). હવે બુદ્ધિવિષયક કેળવણી વિષે સક્ષેપમા વિચારીએ. સામાન્ય રીતે શાળાઓમા બુદ્ધિની કેળવણી પર નીતિની કેળવણી કરતાં વિશેષ લક્ષ અપાય છે. કેળવવા કરતાં ભણાવવું એ સહેલુ છે, તેથી બુદ્ધિની કેળવણીમાં પણ કેળવવા તરફ પૂરતુ ધ્યાન અપાતુ નથી. શિક્ષકે જ્ઞાન આપવા કરતાં જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગસૂચક થવુ એ સૂત્રને બને ત્યાસુધી અનુસરવું જોઈએ શાળામાં હાલના અભ્યાસક્રમ પ્રમાણે એવા કેટલાક વિષયો શિખવાય છે કે જેનો બાળક મોટો થઈ વ્યવહારમા પડે ત્યારે તેને થોડોજ ઉપયોગ પડે આ ઉપરથી સહજ વિચાર થાય કે એ અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ એ વિષે આગળ કહેવામા આવશે. હાલ તો એટલુજ સમજવાનુ છે કે વિષયોનુ જ્ઞાન આપવા કરતા તે વિષયોથી જે માનસિક વૃત્તિઓ કેળવાય છે તે કેળવવાનુ કામ શિક્ષકે વધારે અગત્યનું ગણવું જોઈએ વિષયો વ્યવહારમા ઉપયોગી ન હોય ને તેનુ જ્ઞાન મનમાથી જતુ રહે, પણ જે શક્તિઓ તેના જ્ઞાનથી કેળવાઈ હોય તે વ્યવહારમાં દરેક પ્રસગે કામની થઈ પડે છે વળી એવી રીતે શિક્ષણ આપવાથી વિષયનું જ્ઞાન પણ સારૂ થશે ને તે વધારે વખત ટકશે

**જૂની ને નવી પદ્ધતિ; જ્ઞાન ને પદ્ધતિનુ તારતમ્ય**—અહિં પ્રાથમિક શાળાની જૂની ને નવી શિક્ષણપદ્ધતિ વિષે બોલવાનો સહજ પ્રસગ આવે છે કહે છે કે જૂની પદ્ધતિમા માત્ર ગોખણપટ્ટિ પરજ લક્ષ અપાતુ, પ્રેમ કરતા ભયનો વિશેષ ઉપયોગ થતો, અને વ્યાકરણ, ભૂગોળ, અને એવા બીજા વિષયો કેમ શિખવવા તેનુ શિક્ષકોને ભાન ન હતુ. નવીન પદ્ધતિમાં એ તરફ શિક્ષકોનુ લક્ષ ખેંચવામાં આવ્યુ છે પરતુ એટલુ તો ખુલ્લુજ છે કે અભ્યાસક્રમ ગમે તેવો સારો હોય ને પદ્ધતિ ગમે તેવી સારી રીતે દર્શાવેલી હોય તોપણ તેને અમલમા મૂકવાનો આધાર શિક્ષક પર છે શિક્ષકમા સર્વથી વિશેષ આવશ્યક જ્ઞાન ને કર્તવ્યનિષ્ઠા છે. જે શિક્ષક જ્ઞાની છે ને પોતાનો ધર્મ બરાબર સમજે છે તે પદ્ધતિનુ જ્ઞાન સહજ મેળવી શકશે એથી ઉલટુ, પદ્ધતિનુ જ્ઞાન ગમે તેવુ ઊંચા પ્રકારનુ હોય, પરતુ જ્ઞાનમા ખામી હોય કે કામ ખરા દિલથી કરવાની દાનત ન હોય તો તે શિક્ષક કદાચ પ્રેક્ષક કે પરીક્ષક વર્ગને છેતરી શકશે, પણ છોકરાઓ ઉપર સારા સસ્કાર પાડી શકશે નહિ; માટે શિક્ષકે પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કરવુ ને ઊંચા પ્રકારની વૃત્તિ કેળવી પોતાની ફરજ બરાબર સમજવી ને પછી પદ્ધતિનો વિચાર કરવો પદ્ધતિ કંઈ નકામી નથી; પરતુ જ્ઞાન પ્રધાન છે ને પદ્ધતિ ગૌણ છે એ હમેશ યાદ રાખવું ધોરણ ગમે તેવા ઊંચા હોય ને નિર્મિત પુસ્તકો ગમે તેવા સારાં હોય તોપણ તેની સફળતાનો બધો આધાર શિક્ષકો પર છે.

**સ્મરણશકિત; તેનો પ્રભાવ**—જૂની પદ્ધતિમાં માત્ર સ્મરણશકિતજ કેળવવામા આવતી, નવીન પદ્ધતિમાં સ્મરણશક્તિ સાથે વિચારશકિત કેળવવા તરફ આરભથીજ લક્ષ આપવાનું છે અત્ર સ્મરણશકિતને પ્રભાવ, ને તેને કેવી રીતે કેળવવી એ વિષે સક્ષેપમા કહેવુ જરૂરનુ છે. આપણા દેશના લોકો માત્ર સ્મરણશકિતજ કેળવનારા છે, વેદીઓ સમજ્યા વિના વેદ મોએ કરે છે, શાસ્ત્રીઓ ગ્રન્થોના ગ્રન્થો પાઠે કરે છે ને પરીક્ષકદષ્ટિ કેળવતા નથી એવા આક્ષેપો પાશ્ચાત્ય વિદ્વાનો આપણા પર મૂકે છે એમા કઈક સત્ય પણ છે, પરતુ પૂર્વની પરિસ્થિતિનો વિચાર કરતા સ્મરણશકિત જેટલી નિન્દાય છે તેટલી નિન્દાને પાત્ર નથી જે સમયે લેખનકળા કે મુદ્રણકળાનો અભાવ હતો તેવે સમયે જો સ્મરણશકિત બરાબર

કેળવી ન હોત તો જે વેદના અધ્યયનથી પાશ્ચાત્ય વિદ્વાનોને ને ભાષાવિજ્ઞાની-ઓને અનેક પ્રકારનો આનન્દ મળે છે એ વેદ લુપ્ત થયા હોત. પ્રાચીન આર્યોએ સ્મરણશક્તિના બળેજ એનું રક્ષણ કર્યું છે. પદપાઠ, સહિતાપાઠ, ક્રમ, જટા, ધન વગેરે અનેક યુક્તિપ્રયુક્તિથી સ્મરણશક્તિને અતિપરિશ્રમ આપીને એ અમૂલ્ય રત્ન સચવી રાખ્યા છે. એ સ્મરણશક્તિને નિંદવી એ એ પરિસ્થિતિનુ અજ્ઞાનજ દર્શાવે છે. ષડ્દર્શનના ગ્રન્થો તથા વ્યાકરણ કલ્પ, છન્દ આદિના ગ્રન્થો સૂત્રરૂપમા રચાયા એ પણ એનીજ પરિસ્થિતિને લીધે છે.

**શાબ્દિક સ્મરણશક્તિની નિન્દા**—વળી એ પણ લક્ષમા રાખવાનુ છે કે કેવળ શાબ્દિક સ્મરણશક્તિની પ્રાચીન સમયમાં પણ ઓછી નિન્દા કરી નથી '**स्थाणुरिव भारवाहः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम्**'—વેદનું અધ્યયન કરી જે તેનો અર્થ બરોબર સમજતો નથી તે સ્થાણુ જેવો ભારવાહજ છે વળી **एकः शब्दः सम्यग्ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुग्भवति**—એક શબ્દ બરાબર સમજાયલો ને બરાબર પ્રયોજાયલો સ્વર્ગમા ને આ લોકમા કામોનો દોહન કરનાર થાય છે—એમાં પણ જ્ઞાનની પ્રશંસા છે. એ બને વાક્યોમા **विजानाति** ને **सम्यग्ज्ञातः** એ બે શબ્દો પર લક્ષ આપવાનુ છે માત્ર જ્ઞાનનીજ જરૂર કહી નથી; પણ વિજ્ઞાનની, સમ્યગ્જ્ઞાનની આવશ્યકતા દર્શાવી છે. આ પ્રમાણે સમય જતે પ્રાચીનોએ પણ કેવલ શાબ્દિક સ્મરણશક્તિ વગોવવામા ન્યૂનતા રાખી નથી.

**રોનુ સ્મરણ ઇષ્ટ ને લાભકારક છે**—માત્ર પોપટીઉ જ્ઞાન નિન્દાને પાત્ર છે, પણ સમજીને મોએ કરવા જેવુ હોય તે મોએ કરવામા કઈ હરકત નથી એટલુજ નહિ, પણ તેથી ઘણા ફાયદા છે. આંકના કોઠા, કોષ્ઠકો, અક્ષર-ગણિતના નિયમોના કેટલાંક સક્ષિપ્ત રૂપો, ઉત્તમ ગ્રન્થકારોના ઉલ્લેખો, વ્યાકરણનાં સૂત્રો, કોશના જરૂરજોગાં પદ્યો વગેરે મોએ કરવાજ જોઈએ. એથી શિક્ષણનો માર્ગ સરળ થાય છે ને સહૃદયતા કેળવાઈ અભિરુચિ ઉત્પન્ન થાય છે પણ એ બધું સમજીનેજ મોએ કરવુ જોઈએ કેટલાકનું ધારવુ એવુ છે કે બાલ્યાવસ્થામા સ્મરણશક્તિ તીવ્ર હોય છે ને વિચારશક્તિ મન્દ હોય છે, માટે સ્મરણશક્તિજ કેળવવી; વિચારશક્તિ કેળવવામાં મિથ્યા કાલક્ષેપ કરવો નહિ. સમય જતા હાલ જે સમજાવવુ મુશ્કેલ થાય છે તે

એની મેળે સમજાશે એમાં કેટલુંક સત્ય છે, પરંતુ હાલના પાશ્ચાત્ય માનસવિજ્ઞાનીઓ એ વિચારથી ઉલટા છે અમુક અવસ્થામાં અમુક શક્તિ કેળવીએજ નહિ તો તે બુઠ્ઠી થઈ જાય છે, માટે બધી શક્તિ કેળવતા રહેવુ એવો તેમનો મત છે મોએ કરવા જરૂરની જે બાબતો ઉપર વર્ણવી છે તેમા આંકના પાઠાજ બહુ બાલ્યાવસ્થામા મોએ કરવાના છે, બાકીનું મોએ કરવાનો સમય એવો નથી કે તેમા વિચારશક્તિ કેળવી ન શકાય. આંકના પાઠા પણ બાળકની શક્તિ પ્રમાણે સમજાવી શકાય છે તો તેવી રીતે સમજાવીને શિખવવા એથી શિક્ષણ રસિક થાય છે ને બાળકની સ્મરણશક્તિ પર બોજો પડતો નથી; પરંતુ જેમની વિચારશક્તિ મન્દ હોય તેમને સમજણ પડે એટલી પાડી આંક ગોખાવવામા કંઈ હાનિ નથી. વળી જે બાબત વસ્તુનુ પ્રદર્શન કરાવી કે તેમના હાથમા આપી ખાતરી કરાવી શીખવી હોય તેનુ થોડે થોડે સમયે પ્રસગ આવે પુનરાવર્તન કરાવતા રહેવુ, નહિ તો તે તેમના સ્મરણમાથી જતી રહેશે સાહિત્ય પર પ્રેમ વધારવાનો ઉત્તમ ઉપાય સુભાષિતો મોએ કરાવવાનો છે. એમ કરાવવાથી તેમનુ ભાષાજ્ઞાન વધતુ જાય છે, ને રસ ઉત્પન્ન થવાથી વધારે જ્ઞાન મેળવવાનુ તેમને મન થાય છે પાશ્ચાત્ય દેશમા પણ એ પદ્ધતિ માન્ય થયલી છે લૉર્ડ મેકૉલે વિષે કહેવાય છે કે જો મિલ્ટન કવિનુ 'પૅરેડાઇસ લૉસ્ટ' નામનુ કાવ્ય લુપ્ત થાત તો મેકૉલેને તે બધુ યાદ હોવાથી તે બધુ લખી કાઢી પુન કાવ્યને સજીવન કરી શકત.

**સ્મૃતિ; લક્ષણ ને ઉદ્ભવ**—આ પ્રમાણે સ્મરણશક્તિનો પ્રભાવ કેવો છે તે વિષે થોડુક કહ્યુ હવે એ શક્તિ શી રીતે ઉત્પન્ન થાય છે ને શી રીતે કેળવાય છે તેનો વિચાર કરીએ જ્ઞાનમાત્ર પ્રથમ ઇન્દ્રિયજન્ય છે માનસશાસ્ત્રીઓની શોધ પ્રમાણે પદાર્થો ઇન્દ્રિયોના સબન્ધમા આવે છે ત્યારે તેને ઇન્દ્રિયોના અગ્ર ભાગમા સ્ફુરણા ઉત્પન્ન થાય છે ને એ સ્ફુરણા અન્તર્વાહિની જ્ઞાનતન્તુદ્વારા મગજને પહોચી ત્યા પ્રતિસ્ફુરણા ઉત્પન્ન થાય છે એટલે પ્રત્યક્ષજ્ઞાન થાય છે આરભમા એ જ્ઞાન પદાર્થ સાથે સબધ વગરનુ 'આ કંઈક છે' એવા સ્વરૂપનુ અનિશ્ચિત હોય છે ને પછી 'આ ઘડો છે' એવા સ્વરૂપનુ નિશ્ચિત થાય છે. આ પ્રમાણે નિર્વિકલ્પક પ્રત્યક્ષ ને સવિકલ્પક પ્રત્યક્ષ એવા બે જ્ઞાનના પ્રકાર છે, જેને અગ્રેજીમા 'Sensa-

tion' ને 'Perception' કહે છે. આ રીતે સસ્કૃત નૈયાયિકો ને પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓના પ્રત્યક્ષ જ્ઞાન કેવી રીતે થાય છે ને તેના કેવા પ્રકાર છે તે વિષે વિચારો સરખાજ છે હવે ઇન્દ્રિયોનો પદાર્થ સાથે સબન્ધ થાય છે, ત્યારે મન પર તે પદાર્થે જે છાપ પાડે છે તેને સંસ્કૃત નૈયાયિકો ભાવના સસ્કાર કહે છે ને એ સસ્કારથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે. **संस्कारजन्य ज्ञान स्मृतिः**. એ સંસ્કાર જેમ દ્રઢ ને ઊંડો તેમ સ્મૃતિ પણ તીવ્ર થાય છે ને જેમ નિર્બળ ને આછો તેમ સ્મૃતિ પણ મન્દ થાય છે. આ ઉપરથી સમજાશે કે સ્મરણશક્તિ ખિલવવા માટે સસ્કાર ઊંડા પાડવા જોઈએ. કેટલાક ચાલાક છોકરા કેટલુક ચાલાકીથી થોડા વખતમાં ગ્રહણ કરી શકે છે; કેટલાકને ગ્રહણ કરતાં ઘણો વખત જાય છે આમ બધાંની ગ્રાહકશક્તિ સરખી હોતી નથી. આજ કારણથી વૈશેષિક સૂત્રમાં પટુપ્રત્યયને સસ્કારનું કારણ આપ્યા પછી અભ્યાસને (પુનરાવૃત્તિને) કારણ તરીકે કહેલ છે. વળી જેને પટુપ્રતીતિ થાય છે તેને પણ આવૃત્તિ કે અભ્યાસ વગર સસ્કાર ઉત્પન્ન થતો નથી આ કારણથી એક વસ્તુનુ અનેક સ્વરૂપમા નિરૂપણ કરી તેની આવૃત્તિ કરવી જોઈએ કે સસ્કાર ઊંડો થાય. સંસ્કારના ત્રીજા હેતુ તરીકે કણાદ આદર આપે છે તે પણ યુક્તજ છે કોઇ અત્યદ્ભુત કે અલૌકિક પદાર્થનુ દર્શન આદર ઉત્પન્ન કરે છે ને એ આદરથી તે વસ્તુનો સસ્કાર સ્વાભાવિક રીતેજ ઊંડો થાય છે.

( અપૂર્ણ )

---

## ગુજરાત સાહિત્યસભામાં વાંચેલો લેખ.

( ચાલુ પુ. ૫૦ પૃષ્ઠ ૪૧૬ થી ).

### કાવ્ય ને કાવ્યશાસ્ત્ર.

હવે સાહિત્યના બીજા અગ કાવ્યને વિષે વિચારીએ પ્રથમ દૃષ્ટિએ એમ લાગશે કે કાવ્ય તો હાલ ગુજરાતીમા ઘણા થાય છે તો તેને પોષવાની અપેક્ષા નથી. એ અગ તો પરિપુષ્ટ થયલુજ છે. કોઈ પણ માસિક તરફ નજર કરીએ કે તેમાં કાવ્ય તો ખરાજ. હાલની ગુર્જરભૂમિ કવિ ઉત્પન્ન કરવામાં ઘણી ફળદ્રુપ છે. સાધારણ કેળવણી પામેલો માણસ પણ ટકટોય કે અન્ય રાગમાં સપાટાબંધ કવિતા બનાવી કાઢે છે ને પોતાના

મનથી પોતાને કવિ સમજે છે. એને માટે કોઈ પણ પ્રકારના અભ્યાસ કે સત્કારની આવશ્યકતા છે એમ તેના ધ્યાનમાં ઊતરતુ નથી પ્રાચીન સમયમાં પણ આપણા દેશમા એવા કેટલાક થયા છે તેવાઓની અન્ય કવિઓએ **हठादाकृष्टाना कतिपयपदानां रचयिता°** આદિ શ્લોકોમાં નિંદા પણ કરી છે તેનો ભાવાર્થ એવો છે કે નાણીતૂસીને જ્યાસાથી અતિકષ્ટે ભેગા કરેલા પદોનો રચનાર જેને વાણી વશ છે, એવા કવિ સાથે સ્પર્ધાલુ થાય તો અરેરે! આ દુષ્ટ કલિયુગમા આજકાલ શું નહિ બને! ઘડાના નિર્માણ કરનાર ને ત્રિભુવનના નિર્માણ કરનારની વચ્ચે પણ કલહ ઉત્પન્ન થશે આપણા આલંકારિકોએ કવિપદવી પ્રાપ્ત કરવાની આકાંક્ષાવાળાઓમાં કેવી યોગ્યતા જોઈએ તે બહુ સારી રીતે દર્શાવ્યુ છે. મમ્મટે કહ્યુ છે કે—

शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥

કાવ્યના ઉદ્ભવને માટે આ શ્લોકમા જેટલા કારણો દર્શાવ્યા છે, તે બધાને **हेतु** એમ એકવચનમા કહી એ સર્વની આવશ્યકતા છે, એમાંથી એકનો અભાવ ચાલે નહિ એમ દર્શાવ્યુ છે પ્રથમ કારણ શકિત કહી છે. શક્તિ એટલે પ્રતિભા ( **प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता** )— નવા નવા ઉન્મેષ–અંકુર જેવા આવિર્ભાવથી શોભે એવી અપૂર્વ, નૈસર્ગિક બુદ્ધિ, પછી લોક એટલે વ્યવહાર, શાસ્ત્ર–છન્દ શાસ્ત્રાદિ તેના વિમર્શનથી પ્રાપ્ત થયલી નિપુણતા અને કાવ્યજ્ઞના ઉપદેશથી કાવ્ય યોજવામા કરેલો અભ્યાસ, આટલી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી કાવ્ય રચાય તો તે ઉત્તમ થાય. હાલ તો આમાની એક પણ પ્રકારની યોગ્યતાની જરૂર હોય એમ કાવ્ય બનાવનારાઓ માનતા હોય એમ લાગતુ નથી. કેટલાક કાવ્યોમા છન્દનાં ઠેકાણા હોતા નથી, વૃત્તભંગ કે યતિભંગના દોષ જોવામાં આવે છે, કેટલાકમાં વૃત્તોનું મિશ્રણ ને ખંડન દેખાય છે, કેટલાકમાં નથી હોતી શબ્દચમત્કૃતિ કે નથી હોતી અર્થચમત્કૃતિ; કેટલાંકમા વિચિત્ર કલ્પના જે માત્ર કવનાર કવિઓથી કળાય (?) એવી હોય છે. માધુર્યનો કે પ્રસાદનો લેશ પણ જોવામા આવતો નથી. આવા કાવ્યો રચવાને બદલે રચનારાઓ સાહિત્યગ્રંથોનો અભ્યાસ કરી તેને વિષે ગુજરાતી ભાષામાં પુસ્તકો પ્રગટ કરે તો

તેમને પોતાને તેમજ ગુર્જરસાહિત્યને ઘણો લાભ થાય. કાવ્યસ્વરૂપ, કાવ્યપ્રકાર, શબ્દશકિત, રસ, ગુણ, દોષ, અલંકાર, નાયિકાસ્વરૂપ ને પ્રકાર, દૃશ્ય કાવ્યોના પ્રકાર ને તેનું વિવરણ, નાટકનું સ્વરૂપ, વસ્તુ, સંધિ આદિ અનેક વિષયો પર ગુજરાતીમાં સારાં પુસ્તકોની ખોટ છે. આમાંનો કોઈ વિષય લઈ તેનો અભ્યાસ કરી તેનું સારૂં પુસ્તક બનાવશે તો તે ગુજરાતી સાહિત્યની સારી સેવા કરશે. કવિપદ કંઈ પ્રાપ્ત થવાનું નથી.

किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥

કવિનું તે કાવ્ય કે ધન્વીનું તે ધનુષ્કાણ્ડ શા કામનું છે, જે પરના–અન્યના કે શત્રુના–હૃદયમાં લગ્ન થઈ માથું ધુણાવતું નથી. અર્થાત્, હૃદયગમ કાવ્ય થાય તો તે કાવ્ય ને એવાં કાવ્ય કંઈ બધા બનાવી શકતા નથી. કહ્યું છે કે–

परश्लोकान् स्तोकाननुदिवसमभ्यस्य ननु ये
चतुष्पादीं कुर्युर्बहव इह ते सन्ति कवयः ।
अविच्छिन्नोद्गच्छज्जलधिलहरीरीतिसुहृदः
सुहृद्या वैशद्यं दधति किल केषांचन गिरः ॥

થોડાક પારકાના શ્લોકોનો દરરોજ અભ્યાસ કરીને ચાર પાદ બનાવે એવા તો બહુ કવિઓ છે (ગુજરાતીમાં 'કલાપી'ના કાવ્યોનો અભ્યાસ કરી એવા ઘણા થયા છે). પણ અવિચ્છિન્ન ઊછળતી સમુદ્રની લહરી જેવો જેમની વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન, એકધાર ચાલ્યો જાય છે એવા તો થોડાકજ કવિઓ હોય છે કે જેમની વાણી સુહૃદ્ય–બરાબર હૃદયગમ થઈ પ્રાસાદિક હોય છે પ્રસાદ ને માધુર્ય ગુણ વિનાના કાવ્યો નિષ્પ્રયોજક છે. કેટલાક વિનયશાલી કવિઓએ નિરભિમાન દર્શાવી જાતેજ કહ્યું છે કે–

कवयः कालिदासाद्याः कवयो वयमप्यमी ।
पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् ॥

કાલિદાસાદિ કવિઓ છે ને અમે પણ કવિઓ છીએ પર્વતમાં ને

પરમાણુમાં બનેમાં પદાર્થત્વ પ્રતિષ્ઠિત છે અર્થાત્ પર્વત ને પરમાણુ બને પદાર્થ કહેવાય છે, પણ એ બેમા જેટલો ભેદ છે, તેટલોજ કાલિદાસાદિ કવિ ને અમારી વચ્ચે છે બધા કંઈ ઉત્તમ કવિ થતા નથી, માટે એ દિશામાં વ્યર્થ પ્રયત્ન કરી અસાધ્ય વસ્તુ સાધવાનુ તજી દઈ જે દિશામાં પ્રયત્ન સફળ થવાનો ને સાહિત્યની ખરી સેવા કરવાનો સંભવ છે તે દિશા તરફ પ્રયત્ન આદરો એવી મારી એ સુજ્ઞ પુરુષોને વિનતિ છે.

## પ્રાચીન કાવ્યોનું સંસ્કરણ.

વળી પ્રાચીન કાવ્યોનુ સંસ્કરણ, સંશોધન ને સગ્રહ, તથા વિવરણ થવાની પણ જરૂર છે 'ગુજરાતી સાહિત્યસભા' કવિઓની જયન્તી ઊજવે છે એ ઘણુ સ્તુત્ય છે ઘણા કવિઓની જયન્તી ઊજવવાને બદલે થોડાની ઊજવી થોડાક વર્ષમા તેમને વિષે સંપૂર્ણ હકીકત એકઠી કરવાથી વિશેષ લાભ થશે. દરેક કાવના કાવ્યોનુ જુદુ પુસ્તક, કવિના વૃત્તાત, કાવ્યસમીક્ષા વગેરે સાથે તેમજ સારી ટીકા, જેમા કાવ્યના ગુણદોષનુ વિવરણ થાય તથા વિષમપદ ને પદ્યનુ વિમર્શન થાય એવી ટીકા સાથે છપાવવાની જરૂર છે એથી આગળ વધીને દરેક કવિના દરેક સારા કાવ્યનુ પણ એવા પ્રકારનુ છૂટુ પુસ્તક થવાની જરૂર છે. તેમજ પ્રાચીન કાવ્યોમાનાં સારાં સારા કાવ્યોનો સગ્રહ પણ થવાની કેટલી બધી જરૂર છે તે હાલ નીકળેલા કેટલાક એવા સગ્રહો લોકપ્રિય થયા છે તે ઉપરથી જણાઈ આવે છે. પરંતુ એવા સગ્રહોમા પણ ઘણા સુધારાવધારાની જરૂર છે. શ્રમ લઈ દરેક કવિનાં બધા કાવ્યો વાચી તેમાથી જે ઉત્તમ લાગે તેનોજ સગ્રહ કરવો જોઈએ. હાલના સંગ્રહોમાં એવું બહુ જોવામાં આવતુ નથી એક બે 'નરસિંહ મહેતા'નાં તો બેચાર 'પ્રેમાનન્દ'ના એમ મુખ્ય કવિનાં કાવ્યમાંથી જે હાથ લાગ્યાં તે તેમજ આધુનિક વિદ્વાનો જેમની કવિ તરીકે ખ્યાતિ ...ષ્ઠિત થઈ નથી તેમનાં પણ કહેવાતાં કાવ્યોમાથી કોઈક કોઈક લઈ ...વા સગ્રહો રચાયા છે. કવિઓની કાવ્યવાટિકામાથી ઉત્તમ પુષ્પો ચુંટાઈ ...ગા બનાવવામા આવી નથી તેથી તેનુ સૌરભ મનોરજક થતુ નથી. ...ી તેમાં ટિપ્પણ પણ જોઈએ તેવાં નથી. કોઈકમા છેજ નહિ, કોઈકમાં ...ાં દૂષિત છે, ને કોઈકમા ટિપ્પણકાર કાવ્યની ચમત્કૃતિમાં એવો લીન ... ગયો છે કે જાણે તેનો કેફ ચઢ્યો હોય એવો વાંચનારને ભાસ થાય

છે. શી કાવ્યની ખુબી ! કવિત્વ શક્તિની અહિં પરિસીમા છે, એવા ભાવવાળા શબ્દોમાજ તેનું ટિપ્પણ પરિસમાપ્ત થાય છે, ને વાચક વિષમપદનું વિવરણ શોધે છે, ત્યારે તેની નજરે ઉપલા શબ્દોજ પડે છે. આ ઉપરથી હવે સમજાયું હશે કે આ દિશામા પણ અનેક રીતે શ્રમ કરનારને માટે સાહિત્યની સેવા કરવાનો અવકાશ છે અપેક્ષા માત્ર સારા શ્રમ ને સાધારણ શિષ્ટ બુદ્ધિની છે. તેનો પ્રયોગ જેટલો વિશેષ થાય તેટલું ફળ પણ વિશેષ મળવાનો સભવ છે. (અપૂર્ણ).

---

# *શિક્ષકનું ચારિત્ર્ય.

( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી એ. ).

'શાળાપત્ર'ના સુવર્ણમહોત્સવમા મનુષ્યને સુવર્ણમય કરી દે એવા ચારિત્ર્યના વિષય પર કાઈંક મનન થાય એ વાસ્તવિક લાગે છે ચારિત્ર્ય એ મનુષ્યનુ સ્વરૂપ છે, મનુષ્યનુ ભૂષણ છે, અને એ ભૂષણરહિત પુરુષ 'साक्षात् पशुः पुच्छविषाणहीनः' (પૂછડુ અને શિંગડા વિનાનો પશુ ) છે એમ કહેવું જોઈએ ત્યારે આ ભૂષણ પ્રત્યેક શિક્ષકમા વિશેષ કરીને હોવુ જોઈએ એ સ્પષ્ટ છે. નાના બાળકના મનને ખીલવનાર, તેના પર સચોટ છાપ પાડનાર, તેને સારૂ અથવા નઠારૂ બનાવનાર, ભવિષ્યની પ્રજાને દૃઢ અને નિશ્ચલ અથવા તો વિહ્વલ અને નિર્માલ્ય બનાવનાર-શિક્ષકમા ચારિત્ર્યરૂપી ભૂષણ ન હોય તો દેશનુ જરૂર સત્યાનાશ વળે !

એ ચારિત્ર્ય એટલે શુ ? માણસના મનની એવા પ્રકારની દૃઢતા–કઠિનતા, જે અસત્યને લત્તાપ્રહારથી દૂર ખસેડી નાખે; અને તેજ મનુષ્ય–મનની એવી મૃદુતા–કોમલતા, જે ગાઢ તિમિરથી ઢંકાયલા પણ સત્યને પોતાના આન્તર પ્રદેશમા એકદમ પ્રવેશ કરવા દે અને નિરન્તર ત્યાં વાસો રહેવા દે આવો મનનો સ્વભાવ, એવી મનની ભાવના, આવુ મનનુ સ્વરૂપ તેનું નામ ચારિત્ર્ય "It is easier said than done"–બોલવુ તો ઘણુ સહેલુ છે પણ તે પ્રમાણે કરી બતાવવુ દુષ્કર છે, એ વાત નીચેના લખાણથી કઈં સમજાશે

---

* આ લેખ જ્યુબિલિના ખાસ અંક માટે આવેલો તે અવકાશને અભાવે અત્ર છાપવામા આવ્યો છે.

આ લેખક પણુ એક શિક્ષકજ છે, એટલે કદાચ શિક્ષક પર ચાબુક ઉગામવી પડે તો પોતે અપવાદ નથી એ સ્પષ્ટ છે.

શિક્ષકવર્ગના બે વિભાગ પાડીશું—

( ૧ ) હાથ નીચેના શિક્ષકો (Assistants ).

( ૨ ) ઉપરી શિક્ષકો (Heads).

પ્રથમ વર્ગના શિક્ષકોમાં ચારિત્ર્યની મૂર્તિ આબેહૂબ કોતરાઈ હોય તો તેમના બાહ્ય આચારમા આવા પ્રકારનુ પ્રતિબિમ્બ નજરે પડવું જોઈએ;

(ક) પોતાના સહશિક્ષકો (Colleagues) પ્રતિ સમાન ભાવ હોવો જોઈએ, કોઈ તરફ અદેખાઈ અથવા ઈર્ષ્યા અથવા દ્વેષ ન હોવો જોઈએ; કોઈની ચાડી ચુખલી કરવાની ટેવ અવશ્ય ન હોવી જોઈએ; ઉપરી તરફ પૂજ્ય ભાવ, માન, અને આદર હોવાજ જોઈએ; તેની સાથેજ ઉપરીના ખુશામતીઆ થઈ ફરવાની કુટેવ, પોતાનો સ્વાર્થ સાધવા સારૂ બીજાની નિન્દા અને તત્સંબંધી અસત્ય ભાષણ, કેવળ ઉપરીને ખુશી કરવાના હેતુથીજ તેના પ્રતિસ્પર્ધીઓ પર અયોગ્ય પ્રહાર, વગેરે વગેરે કુટેવોથી સો માઇલ દૂર હોવા જોઇએ

(ખ) પોતાના કાર્યમા પ્રામાણિકતા, શિષ્યવર્ગ પ્રતિ સપ્રેમ લાગણી, અને કર્તવ્યનિષ્ઠા હોવાં જોઈએ, નહિ કે કામ કરવામાં ખદાઈ, અમુક શિષ્ય પર દ્વેષ, અને ઉપરીને બતાવવા માટેજ કામ કરવાનો દંભ અને ઢોંગ નજરે પડે.

(ગ) પોતાના સરકારી કામમાં ખાનગી બાબતોને અંગે ઉદ્ભવેલી તકરારને પ્રવેશ નજ આપાવો જોઇએ; તેમ થાય તો મનની અધોદશા આના કરતા બીજી મોટી છેજ નહિ.

(ઘ) સર્વત્ર, અને ખાસ કરીને શાળાના મકાનમાં, અનીતિપ્રવર્તક શબ્દોનો ઉપયોગ, બીભત્સ વાણીવિલાસ, એક બીજાની અમર્યાદિત મશ્કરી કર્ણગોચર ન થવી જોઈએ

વિચારતાં અત્યન્ત ખેદ ઉપજે છે જે આપણા ગ્રેજ્યુએટ શિક્ષકોમાં ભાગ્યે ૫૦ ટકા જેટલા પણુ આમાના એક અથવા અનેક દોષોથી નિર્મુક્ત હોય છે ! તો પછી બીચારા ગરીબ સ્થિતિના મહેતાજીઓમાં આવા ચારિત્ર્યની આશા ક્યાથી રખાય ? ‘ सन्ति सन्तः कियन्तः ?’ એ ભર્તૃહરિનુ વચન યાદ આવે છે.

દ્વિતીય વર્ગના શિક્ષકોના ચારિત્ર્ય વિષે 'શાળાપત્ર'ના છેલ્લા બે ત્રણ અંકોમાં વિવેચન થયલુ છે; બીજી દૃષ્ટિથી કેટલુક અત્રે કહીશું.

ઉપરી શિક્ષકોએ ચારિત્ર્યબળ વિશેષ બતાવવાનુ છે. તેમના દૃષ્ટાન્તથી તેમના હાથ નીચેના શિક્ષકો સુધરે છે કાં બગડે છે.

'नृपसद्मनि नाम के वयं
न परद्रोहनिबद्धबुद्धयः ।'

એ સહેજ ફેરવેલુ મનુજહૃદયજ્ઞ ગજર્ષિ ભર્તૃહરિનુ વચન કેવળ નૃપનેજ ઉદ્દેશીને નથી, પણ સત્તાધારી અધિકારીમાત્રને માટે કહેલુ છે એ વાત લક્ષમાથી ખગી જવી ન જોઈએ ઉપરી શિક્ષકનું મનોબળ એટલું સતેજ હોવુ જોઈએ જે તેના સમક્ષ પરદ્રોહનિબદ્ધબુદ્ધિ ( પારકાનું ભૂડું બોલવાની દુષ્ટ મતિવાળો ) પણ કેવળ મૂક બની જાય; અને પાછો જતાં પોતે વધારે ડાહ્યો અને સુશીલ બને આપણી કોઈ ખુશામત કરે અથવા આપણા આગળ કોઈનું ભુડું બોલે એ આપણી પોતાનીજ નિર્બળતા સૂચવે છે એ સર્વમાન્ય વાત છે. ઉપરી શિક્ષકમાના દરેકે દરેક આ મહાન્ દોષમાથી વિનિર્મુક્ત હોજો !

ચારિત્ર્યના અગાધ વિષયમા કંઈક ચચુપાત કીધો અત્રે કેટલાક ચારિત્ર્યદોષો આલેખ્યા-કેટલાક કપોલકલ્પિત પણ હશે-તે એવી આન્તરેચ્છાથીજે તે દોષો નિર્મૂળ થાય, અને શિક્ષકરૂપી દેશનુ ભૂષણ તદ્દન મળ-રહિત થઈ ચકચકિત દેખાય! અસ્તુ. તેમા કોઈ પણ અમુક વ્યક્તિને ઉદ્દેશી લેશ માત્ર પણ લખાયુ નથી, છતા કોઈને માઠુ લાગે તો અંગ્રેજી કહેવત ' If the cap fits you may wear it ' નુ સ્મરણ કરાવવું પડે. સસ ગ્રહણ કરી અસસ ફેંકી દેવુ એ સત્પુરુષનો સ્વભાવજ છે, અને તે પ્રમાણે કોઈ સત્પુરુષને લાભ મળે તો શ્રમ યથાર્થ કહેવાશે. ब्रह्मार्पणमस्तु ।

---

# પૃથ્વીની મુસાફરી.

( ચાલુ પુ ૫૦ પૃષ્ઠ ૩૯૪ થી ) . ( એક સુખપાઠ ).

લખનાર-ગીરજાશંકર કરૂણાશંકર ભટ્ટ.

હિન્દમાથી યુરોપમા જવાનો જૂનો લાંબો માર્ગ.

જૂને ¹રસ્તે થઈ, સહુ જન યુરેપ જઈએ;
મોટુ લડન શેહેર, જોઈ બહુ રાજી થઈએ. ॥ ૨૮ ॥
નામદાર શહેનશાહ બિરાજે છે તે મહાન્ ને ભવ્ય લડન.
દુનિયામા સહુથકી, શેહેર મોટુ એ કહાવે,
અર્ધ ક્રોડ વસ્તીથી, વિશેષે છે દીપાવે. ॥ ૨૯ ॥
અર્વાચીન ૧ લુ રેખાશ ગ્રીનિચ
ગ્રીનિચને ઇંગ્લિશે, પ્હેલુ રેખાશ ગણ્યુ છે;
સૂતગાઉ માલનુ મથક માન્ચેસ્ટર થયુ છે. ॥ ૩૦ ॥
ઉત્તમોત્તમ બાધણીવાળુ પારિસ
ફ્રાન્સે રૂડુ પારીસ, યુરોપી શોભા જહીં છે,
આ જીબ્રાલ્ટર જુઓ, મક્કો ફક્ત અહીં છે. ॥ ૩૧ ॥
ખૂબીદાર કુદરત ને સૂર્યની બે માસ હાજરી.
આ છે હામર્ફેસ્ટ, સૂર્ય બે માસ પ્રકાશે,
લીયેજના ઘડીઆળ લઈ સૌ રાજી થાશે. ॥ ૩૨ ॥
કુદરતને કબજે કરતાર બુદ્ધિબળ
આ હૅાલાડ નીચાણુ, વળે દરિયાના પાણી,
અટકાયત કરી વસે, ²વહાણવટી કૈયન શાણી ॥ ૩૩ ॥
ઠડા દેશના પશુપક્ષીઓ
રેનડીયર ને ગરુડ, વિષ્ણુનુ વાહન કહાવે,
લાપલાડ જૈ જુઓ, ઠડી જ્યા અધિક અપાવે ॥ ૩૪ ॥
કુદરતી આફ્તવાળા સ્થાન
વીસુવિયસ હેકલા, ભયકર પર્વત ભાળ્યા,
જન ધન કરતા નાશ, સૃષ્ટિના ઘાણજ વાળ્યા. ॥ ૩૫ ॥
છાપખાનાનો અને ખીસાના ઘડિઆળનો શોધક જર્મનિ છે.
છાપખાનુ મૂળ પુરૂષ, મેટ્રેજ છે જર્મનિ,
ગોટેનબર્ગનુ ગામ, કળા વૅાચની જર્મનિ. ॥ ૩૬ ॥

૧ ત્રણ માસનો રસ્તો ( કેપ ઑવ્ ગુડ હોપનો )
૨ હૅાલાડની જમીન નીચાણવાળી હોવાથી દરિયાનુ પાણી દેશમાં આવે છે, તેને અટકાવ કર્યો છે.

રાજા-પ્રજાનો આવી જાતનો પણ આનંદ હોય છે.

મણ એકાદશ સહસ, ઘંટનુ વજન ગણાણ;
મૉસ્કોમાં એ ઘટ, અવાજે જે વખણાણું ॥ ૩૭ ॥

આફ્રિકા.

કુદરતે બનાવેલો દ્વીપકલ્પ, તેને હુન્નરી અને શક્તિમાન્ મનુષ્યોએ બેટ બનાવી સગવડ વધારી છે.

આ મોટો છે ખડ, હવે તે બેટ ગણાતો ;
જંગલી જાતો થકી, અતિ અપ્રસિદ્ધ જણાતો. ॥ ૩૮ ॥

કુદરતની અવકૃપા.

ખડ મોટા ગણ વળી, તાણ વરસાદ તણી છે,
જંગલી જાતો થકી, મુસાફરી બીક ઘણી છે. ॥ ૩૯ ॥
આ મોરસીયા ખાડ વાળું મોરીસ તપામો,
સહરાના ગણ માહિ, કરો નહિ કદીયે વાસો. ॥ ૪૦ ॥
આ પશ્ચિમમા કદી, નથી વરસાદ વરસનો;
નીલની રેલે પાક, બને કુદરતથી રસ્તો. ॥ ૪૧ ॥

નવીન રિવાજ.

લશ્કરી નોકરી સ્ત્રીઓ, કરે છે દાહોમીમા,
રીત રિવાજ નવાઈ, કુદરતે નથી કલામા. ॥ ૪૨ ॥

નવા શોધ કરનાર વીર પુરુષો જિજ્ઞાસામાં જીવ સરખો વહાલો ક રતા નથી.

નામાંકિત નર મુઆ, વિકટ રસ્તે જાવામાં;
ડૉક્ટર લૅવિંગ્ટન અને, સ્પીક શોધકતામાં. ॥ ૪૩ ॥

અમેરિકા

પશ્ચિમનો દિક્પાળ પશ્ચિમ ગોળાર્ધનુ વર્ણન કરે છે

આ આવ્યો દિક્પાળ, આથમણુ દિશા ફરીને;
શું લાવ્યો સંદેશ પૂછીયે ફરી ફરીને. ॥ ૪૪
કયમ ધ્રૂજે છે [1]કાય, અરેરા શું વીત્યું કહે છે;

---

[1] અમેરિકાખડની મુસાફરી કરી આવનારને શ્રમ લાગવો જોઈએ માટે તેવો દેખાવ કરે છે

શ્રમથી એ઼ો સૂર, જન્મે ખ્હો હિમ્મત જેને. ॥ ૪૫ ॥
તોપણ ઈશ ઉપકાર, જીવતો આવ્યો મળવા;
વાયુ મ્હારો નોધ, તમારા ગર્વો ટળવા. ॥ ૪૬ ॥
મ્હાસાગર ગંભીર, પાસિફિક શાન્ત હતો તો;
વ્હાણુ મુસાફર લોક, નથી જે તે નડતો તો. ॥ ૪૭ ॥
જોવા જેવું અહીં, કુદરતે બહુ સરજ્યુ છે;
પૂર્વના ગોળાતણું, સુખ સઉ સમર્પીઉં છે. ॥ ૪૮ ॥

નામાંકિત વાહાણવટી કોલમ્બસ અને તેણે શોધેલો ઉદ્યોગી અમેરિકા.

અમેરિકાખંડની, શોધ કોલમ્બસ કીધી;
ચૌદ બાણુ ઈસ્વીથી, ખરે બહુ ખમગે દીધી. ॥ ૪૯ ॥
અમેરિકાના લોક, નવીન ઉદ્યમમાં મચીઆ;
સત્તર બ્યાશી માંહી, સ્વતંત્રપણે જઈ વસીયા ॥ ૫૦ ॥
સોના રૂપા સમી કિંમતી ધાતુ જડે છે.
નવા હુન્નરો અને, હિકમતો નવીન કરે છે. ॥ ૫૧ ॥

અમેરિકાની પશ્ચિમમાં તોફાની પવન વખતે નુકસાન થાય છે.

પશ્ચિમ દિશાનો પવન, અહીં તોફાન મચાવે;
પણ નિયાગરા ધોધ, અતિ આનંદ અપાવે. ॥ ૫૨ ॥

કુદરતની કૃપા.

આ બ્રાઝિલજ દેશ, હીરા ને સોનાવાળો;
તેમ કાનડાતણુ, લોહચુંબક જૈ ભાળો. ॥ ૫૩ ॥

દરિઆમાં લાકડાનાં ઘર કરી રહેનાર.

ગિયાના જ્યૉર્જ ટાઉન, કાષ્ઠના ભુવન કરે છે.
સમ પાટાગોનીયા, જંગલી લોક રહે છે. ॥ ૫૪ ॥
ગઢ કાયૅન ગામ, ફ્રેન્ચ ગિયાના જોજે;
કાળા પાણીતણી, ફ્રાન્સની હકુમત સમજે. ॥ ૫૫ ॥
સિંકોના વૃક્ષની, છાલનું કિવનૈન કરે છે,
પેરૂમાં યાસકો, સપાટી ઊંચ રહે છે. ॥ ૫૬ ॥

## આસ્ટ્રેલિઆ.

સહુથી મોટો બેટ, આસ્ટ્રેલિઆ અહીં છે;

જણાય જંગલી લોક, સુનાની ખાણુ ઘણી છે;
હસતુ કાંગારૂ ત્યાં, પશુની જાત ઘણી છે ॥ ૫૮ ॥

કોપેલી કુદરતમાં પણ માણસો શાન્તિથી રહે છે.

જાવામા ચાલીશ, પર્વતો જ્વાળાવાળા;
મનુષ્ય ખોપરીતણી, [1]'ઢાક પ્હેરે જ્યા માળ'. ॥ ૫૯ ॥

મુસાફરી પૂરી થવાથી બન્ને દિગ્પાલ સાથે બોલે છે.

દોહરો.

ઈશ્વરની કુદરતતણો, આ ટુંકો ઇતિહાસ,
સંક્ષેપે સમજાવવા, કરિયો કઈક પ્રયાસ.
ઈશ્વરની કરણ વડે, સર્વે સિદ્ધ કરાય,
ટુંક મુસાફરી પૂરણ તે, પ્રભુકૃપાથી થાય.

---

## ગુજરાતી ભાષામાં વપરાતા અને બીજા કેટલાક અરબીફારસી શબ્દો. (ચાલુ પુ. ૫૦ પૃષ્ઠ ૩૮૦ થી).

(લખનાર—અમીઃનિયાં હુઝ્રૂનિયાં).

જુમા (અ.) જુમુઆ. શુક્રવાર જમઅ=તેણે એકઠુ કર્યું ઉપરથી. અરબસ્તાનમા એ દિવસનું નામ પ્રથમ અરૂબા હતુ, પણ મક્કામા કઅબબિન લવીને ત્યા એ દિવસે કથા સાભળવા (દર અઠવાડીએ) ઘણા માણસો એકઠા થતા હતા, તે ઉપરથી જુમુઆ નામ પડ્યુ ('રૂસૂમે નહિલિયન'માથી)

જુમેરાત રાત શબ્દ ઉર્દુ છે શુક્રવારની રાત, એટલે ગુરુવાર મુસલમાનોમાં બપોરની નમાજથી તારીખવાર બદલાય છે, માટે ગુરુવારની રાતને શુક્રવારની રાત ગણે છે, તેથી ગુરવારને જુમેરાત કહે છે.

જુલમ (અ.) જુલ્મ.

જુલાબ (અ) જુલ્લાબ ફારસીમા ગુલાબ શબ્દ છે, તે ઉપરથી અરબીમા જુલ્લાબ શબ્દ થયો છે, કેમકે અરબીમા "ગ" ન હોવાથી "ગ" ને ઠેકાણે "જ" મુકાય છે. ગુલાબનુ પાણી, ગુલાબનો શરબત,

---

૧ ઢાક નામે જાત માણસની ખોપરીની માળા કરી પેહેરે છે (એ જંગલી રીત).

ગુલાબની કળીઓ વગેરે રેચક હોવાથી પ્રથમ એ દવા રેચ માટે આપ હતા, તે ઉપરથી.

જુલફા ( અ ) અરબીમાં " જુલ્ફ " એ "જુલ્ફા"નુ બહુવચન છે. એટલે રાતનો કોઈ ભાગ. રાત ( અંધારાને લીધે ) કાળી હોય છે, માટે ફારસી વિદ્વાનોએ માથાના વાળ કાળા હોવાથી તેની ઉપમા વાળને આપી, તેઓ જુલ્ફ શબ્દ વાળ માટે વાપરવા લાગ્યા.

જુસ્સો ( અ ) જુસ્સા. બદન, શરીર, લોથ.

જુસ્સો ( ફા. ) જોશ જોશીદન=ઉકળવુ ઉપરથી. શક્તિ, બળ

જેબ ( ફા ) શોભા

જેર ( ફા. ) નીચે.

જેરબંધ ( ફા. ) જેર્બંદ ઘોડાનો સામાન ખસી ન જાય માટે જે બંધ બાંધે છે તે. બસ્તન=બાંધવુ ઉપરથી બંદ.

જેવર ( ફા. ) જય્વર ઘરેણુ જેબ ઉપરથી જેવ=શોભા+વર=વાળી. શોભાવાળી વસ્તુ.

જોર ( ફા. ) તાકત.

જોરતલબી ( ફા. ) જોર=શક્તિ,+તલબી=તલબીદન=માગવુ ઉપરથી, જોર્તલબી શક્તિ માટે માગણી મદદ માટે જે નાણાં ખંડણી રૂપ ઉ ઠાવવામા આવતા તે

જોરાવર ( ફા. ) બળવાન્.

જોસદાન ( અ ફા. ) જુઝ્વદાન. જુઝ્વ ( અ. ) ભાગ, પુસ્તકનો ભાગ. +દાન=રાખવાની જગા. દફતર.

જોહુકમી ( અ. ) જહ્હાકી. ઈરાનમા જહ્હાક નામે જુલમી પાદશાહ થઈ ગયો છે, તેથી જુલમી બાદશાહને જહ્હાકની ઉપમા અપાય છે.

જંગ ( ફા. ) લડાઈ. જંગીદન=લડવુ ઉપરથી.

જંગબાર ( ફા. ) જંગ્બાર.

જંગલ ( ફા. ).

જંગાલ ( ફા. ) જગાર.

જંગી ( ફા. ) જંગ ઉપરથી લડાઈ સાથે સંબંધ રાખનાર (૨) કોટમાં બાકા હોય છે તે. જેમાંથી તીર કે બંદૂકની ગોળી ફૂંકે છે તે.

જંજીર ( ફા. ) સાંકળ.

જંજીરો ( ફા. ) જજીરા. બેટ, દ્વીપ.
જંનત ( અ. ) સ્વર્ગ.
જમ્બીલ ( અ. ) ટોપલો, ઝોળી, શાકભાજી લાવવા માટે વપરાય છે તે.
જંબુરો ( ફા. ) જુમ્બુર. મોટી માખ, સાણસી.
જુબેશ ( ફા. ) જુમ્બિશ હાલવુ, ગતિમાં આવવુ. જુમ્બીદન=હાલવુ ઉપરથી.

ઝ.

ઝનુન ( અ. ) જનૂન, જુનૂન. એક રોગ છે, જેમાં માણસની બુદ્ધિ ગુમ થઈ જાય છે. ગાંડપણ.
ઝનુની ( અ. ) જનૂની, જુનૂની ગાંડો.
ઝમઝમ ( અ. ) જમ્જમ. ( આ શબ્દ વાચનમાળામાં છે ). મક્કાની પાસે એક કૂવો છે. જ્યારે હજરત ઈસ્માઈલ (અ. સ.) બહુ તરસ્યા થયા, ત્યારે પોતાના પગની એડીએ ઘસવાથી ત્યાં પાણી નીકળ્યું એ કૂવો મુસલમાનોમાં પવિત્ર ગણાય છે. હાજી લોકો હજ્જ કરીને પાછા આવે છે, ત્યારે પોતાની સાથે એ પાણી થોડુ થોડુ લાવે છે. ટીનના કુડી જેવા જે વાસણમાં એ પાણી ભરી લાવે છે, તેને જમ-જમી કહે છે.

---

# આબુ પર્વત.

( ચાલુ પૃ. ૨૪ થી ).

રૂખીકૃષ્ણથી અર્ધા માઇલ ઉપર પૂર્વ તરફ એક ટેકરી ઉપર સર્વ પશુનાં પગલાં પથ્થર ઉપર કોતરવામાં આવ્યા છે ત્યાં પોતાની પાઘડીમાંથી લુગડાનો એક કકડો ચડાવવાની ત્યાં જનારા સઘળા શ્રદ્ધાળુ લોકો અંતઃશુદ્ધિ માટે પોતાની ફરજ સમજે છે. જૂના ને નવા રસ્તાની સગવડઅગવડનો ખ્યાલ અહિં આપણા મનમાં આવે છે. નવો રસ્તો લગભગ સપાટ ને જૂનો રસ્તો ચઢાવવાળો મુશ્કેલ જણાય છે. નવા રસ્તા પર બાટા અને ઉમારુણી બે ગામ છે, તેની પાસે સને ૧૮૮૯ મા બધાવેલું પારસી કોમનું દોખમુ છે.

૧૩ મા માઇલના પથ્થરની નજીકમાં ડાબી બાજુ ઉપર એક મોટું ઝાડ ને નાની તળાવડી આવે છે ત્યાં ધર્મશાળા તથા પાણીનું પરબ છે.

થોડેક દૂરથી ડુંગરનો રળિયામણો દેખાવ શરૂ થાય છે. માર્ગમાં મહાદેવનાળું આવે છે. સીધા ખડક ઉપર ઝાડોની ધાડી ઘટા વચ્ચે મહાદેવનું દહેરૂ છે ત્યાં આખું વર્ષ પાણીનાં ઝરણા વહે છે. ચોમાસામાં ખડક પરથી રેલરૂપે પડતા પાણીનો દેખાવ રમણીય લાગે છે.

૧૨ માને ૧૧ મા માઇલ વચ્ચે વાઘનાળુ આવે છે, ત્યાં વાઘનો ભો હોવાથી સ્ટેટ તરફથી ચોકી રાખવામા આવી છે

૯ મા માઇલના પથ્થરની નજીકમા એક નાનુ નાળું ને વડનુ ઝાડ છે, ત્યાં મુસાફરો વિશ્રાંતિ લે છે. લગભગ અર્ધે રસ્તે તે જગ્યા છે. ત્યા એક ચોકી સ્ટેટ તરફથી ઉભી કરવામા આવી છે, તેમા એક જમાદાર રહે છે, તે આબુ જવાના આખા માર્ગ ઉપરની ચોકીનો ઉપરી ગણાય છે યુરોપિયન મુસાફરો ઘણુંકરીને આ જગ્યાએ વિશ્રાંતિ લે છે ને પબ્લિક વર્કસ ડીપાર્ટમેંટ તાબાના ઇન્સ્પેકશન બગલામા અહિં તેઓ નાસ્તાપાણી કરે છે.

૭ મા માઇલના પથ્થર પાસેથી ચઢાવ અઘરો આવે છે. વાકાચુકી દિશામા ઉપર નીચે આમ તેમ ખડકો ખોદી સડક બનાવવામા આવી છે ને તેમાં સાત વાર ગોળાઇમા સડક જતી હોવાથી તે જગાને "સપ્તઘુમ" પણ કહેવામા આવે છે. આ રસ્તો મુગા પ્રાણીને થકવી નાખનારો હોવાથી તેમને માટે અહિં ખરેખરી દયા આવે છે જયપુર રાજ્યના પટાવત, શીખરના રાવરાજા માધવસિંહજીએ અહિં દાણીઆ આપવાનુ એક સદાવ્રત ને એક પાણીનુ પરબ સ્થાપ્યુ છે. આ જગાએથી જમણી બાજુ તરફ અચળગઢ ઉપરનુ જૈન દેવળ દૂરથી મુસાફરોને નજરે પડે છે.

૫ મા અને ૪ થા માઇલની વચ્ચે એક કુવો અને વિશ્રાતિસ્થાન આવે છે ત્યાં એક નાનુ આરણા નામનુ ગામ છે. તે તળેટીની ધર્મશાળા કહેવાય છે ને ત્યા જૈન જાત્રાળુઓને જોઇતુ હોય તો એ લાકુ તથા થોડી સેરનું ભાથુ આપવામા આવે છે જૈન જાત્રાળુઓને વિશ્રાતિ આપે એવુ એ સ્થળ છે. ૪ થા માઇલના પથ્થર પાસેથી જૂનો રસ્તો આ નવી સડક સાથે મળી જાય છે. ત્યાથી પાછો થોડો ચઢાવ શરૂ થાય છે. ત્યા હનુમાનજીની મૂર્તિ, સાધુની ઝુંપડી તથા દરબારી ચોકી છે.

આ રસ્તો ખડકમાંથી જાણે તૈયાર કર્યો હોય તેવો સાકડો છે. ઉપર

-ખડકના મોટા મોટા પથ્થરો ને ઝાડો એવી રીતે ઝઝુમી રહ્યાં છે કે સૃષ્ટિ-સૌંદર્યના અભ્યાસીને આનંદ સાથે કુદરતી શક્તિનો ઘણો સરસ ખ્યાલ આવે છે. એક બાજુ તરફ ઊંડી ખીણો અને તેમા આવી રહેલા આમ્રાદિ વૃક્ષો ને નાના નાના નાળાઓ નજરે પડે છે. કુદરતી રચનાનો વિચાર કરતાં માણસનુ મન પરમેશ્વરના ગુણગાનમા ગળી જાય એવો અહિ સઘળો દેખાવ નજરે પડે છે. ખીણોમા લીલાછમ જવના ખેતરો માર્ચ માસમાં મુસાફરી કરનાર માર્ગમા જોઈ શકે છે.

૪ થાને ૩ જા માઇલની વચ્ચે હેતમજી નામનુ નાનું ગામડું રસ્તાની ડાબી બાજુએ કેટલાક વારને છેટે આવેલુ છે

૧ લાને ૨ જા માઇલના પથ્થર વચ્ચે રસ્તાથી અર્ધા માઇલને છેટે ડાબી બાજુ ઉપર આબુ હાઇસ્કૂલનું મકાન આવે છે. રૂપિયા બે લાખને ખર્ચે સને ૧૮૮૭ માં એ મકાન બી. બી. અને સી. આઇ. રેલવેએ બધાવ્યુ છે. ઈ સ. ૧૯૦૩ થી તે સ્કૂલના પ્રિન્સિપલ રેવરંડ બી. એચ સ્કેલ્ટને રેલવે કંપનિ અને સરકારની સારી મદદ લઈ તે રેલ્વે સ્કૂલ ને હાઈસ્કૂલ બનાવી છે. ત્યા ભણવાની, તરવાની, રમતો રમવાની, કસરતની, લૉજીંગ ને બોર્ડિંગની સારી સગવડ છે. દર મહિને વિદ્યાર્થી દીઠ રા. ૨૨ થી ૨૬ સુધી ફ્રી લેવાય છે, બી. બી. સી. આઇ ને જી. આઇ. પી. રેલ્વેના નોકરોના વિદ્યાર્થીઓ પાસેથી માત્ર રા. ૭ સાત લેવામા આવે છે સને ૧૯૦૮ થી એ હાઇ સ્કૂલનુ ખર્ચ સરકારે ઉપાડી લીધુ છે.

આ સ્કૂલથી આશરે ત્રણ માઇલને છેટે મણિકર્ણિકા તીર્થ ને સૂર્યકુંડ છે હાઈ સ્કૂલથી માઉંટ આબુને રસ્તે આગળ વધતા ઢુંઢાઈ ચોકી આવે છે. ત્યાંથી દેલવાડે જનારા યાત્રાળુઓને અટકાવી બીજે રસ્તે દેલવાડે મોકલ-વામાં આવે છે. દેલવાડાને રસ્તે કપિલેશ્વર મહાદેવની જગ્યા ને જૈનો માટે નાની ધર્મશાળા આવે છે, ત્યા જનાળુ માટે ડોળી, મજુર, ટટ્ટુ વગેરે (દેલવાડાના જૈન અધિકારીને ખબર આપવામા આવી હોય તો) મળે છે.

ઢુંઢાઈ ચોકીથી આબુ જનારા મુસાફરોને જરા દૂર ગયા પછી આબુની નૈર્ઋત્યમાં આવેલી ફૅાગક નામની ઊંચી ટેકરી ઉપર જયપુરના મહારાજાએ બંધાવેલો સુંદર મહેલ (કોઠી) નજરે પડે છે. થોડેક આગળ વધ્યા પછી જમણા હાથ પર બુકસરાઈ નામની ધર્મશાળા આવે છે. તે સને ૧૮૮૧

માં રજપુતાનાના એજંટ ટુ ધિ ગવર્નર જનરલ કર્નલ જે. સી. બ્રુક બંધાવી છે. થોડેક દૂર ગયા પછી સડકનો છેડો આવે છે ત્યાં ડાબી બાજુ ઉપર શિરોહી રાજ્યની કોઠી ને વેઇટિંગ રૂમ તથા જમણી બાજુ ઉપર ટાંગા કંટ્રાકટરનું મકાન આવે છે. ત્યાંસુધીજ ઘોડા ગાડી જઈ શકે છે. પછી જે સડક આબુ તળપદમાં વિસ્તાર પામી છે ત્યાં ઘોડાગાડી કે સિગરામને ચાલવા દેતા નથી. ત્યાંથી ફટાતી જુદી જુદી સડકે જતાં નખી તળાવ, આબુ ગામ, રજપુતાના હૉટેલ, ડાક બંગલો, ધર્મશાળા, દુલેશ્વર મહાદેવ, પોલો ગ્રાઉંડ, તેહસીલદારની ઑફિસ ને કોટવાલી, માજિસ્ટ્રેટની ઑફિસ, પોસ્ટ ને તાર ઑફિસ, રજપુતાના કલબ, ઑનરબલ એજંટ ટુ ધિ ગવર્નર જનરલની ઑફિસ, લૉરેન્સ સ્કૂલ, સેનિટોરિયમ, મિલિટરિ બરાખ વગેરે આવે છે.

વળી આ સિવાય આસપાસની ટેકરી ઉપર તથા બીજા ભાગ ઉપર રજપુતાનાના સઘળા રાજાઓનાં નાનાં મોટા મકાનો, સ્ટેટ વકીલોને રહેવાની જગ્યાઓ વગેરે આવેલાં છે. આબુ ગામમાં લોકોની જરૂરીઆત મુજબ જુદી જુદી ચીજોની નાનીમોટી દુકાનો આવી છે. ગામમાં શેઠ મણિલાલ નાગરદાસ રણછોડદાસની શરાફી પેઢી છે. એ પેઢી રજપુતાના એજન્સિના ટ્રેઝરરનું કામ કરે છે. એ પેઢી લોકો સાથે પણ કામ કરે છે અને મુંબાઈ, કલકત્તા, આગ્રા, અમદાવાદ, અજમેર, જોધપુર વગેરે સ્થળોમાં તેની આડત છે. આ સિવાય ત્યાં ખા. બા. ફરામજી સતોકની દુકાન વગેરે કેટલીક મોટી ને સારી દુકાન છે.

હવે આપણે આબુ ઉપરની કેટલીક પવિત્ર જગાનાં નામ લઇએ. નખી તળાવ, અર્બુદા દેવી (અદ્ધરદેવી), ટપકેશ્વર મહાદેવ, શુકલ તીર્થ, દેલવાડાના દહેરા, રૂખી વાલમ ને કુવારી કન્યા, પગુતીર્થ, અગ્નિતીર્થ, પિંડાક તીર્થ, કોટેશ્વર મહાદેવ, અચળેશ્વર મહાદેવ, મદાકિની કુડ (ત્રણ પાડા સાથે), રેવતી કુંડ, ભરથરીની ગુફા. ભૃગુઋષિ આશ્રમ (ગૌમુખીકુંડસહિત), કર્પૂરકુંડ, અચળગઢનાં જૈન દહેરાં, શ્રાવણભાદરવો તળાવ, કનખલતીર્થ, ચક્રતીર્થ, મહાવીરસ્વામિનું દહેરૂં, નાગતીર્થ, ગુરુશિખર, ભૈરવનાથજી, પુષ્કરજી, કૃષ્ણતીર્થ, ક્રોડીધ્વજ, રામકુંડ, કપિલતીર્થ, લખચોરાસી, હનુમાનજીની જગ્યા, વસિષ્ઠજીનો આશ્રમ, ગૌતમઋષિનો આશ્રમ, રઘુનાથજી,

પરમાનંદેશ્વર મહાદેવ, રત્નેશ્વર મહાદેવ, નીલકંઠ મહાદેવ, જૂના અચળેશ્વર વગેરે જગાઓ તીર્થની જગા ગણાય છે.

પ્રસિદ્ધ ખડકોનાં નામ આ પ્રમાણે છે. ૧ ટાડ અથવા ડ્રૅગ રૉક (જયપુરની કોઠી પાસે), ૨ નનરૉક (કલબ પાસે), ૩ પાલણપુર પોઇંટ, ૪ સનસેટ પોઇંટ, ૫ અપર પોઇંટ, ૬ અણાદા પોઇંટ ને ૭ બેઇલી વૉક.

(અપૂર્ણ).

---

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષના છાત્રોનું આનન્દપર્યટન—સ્કૂલ ઑવ્ આર્ટમાં પૉટરિ–જ્યાં માટીના વાસણો ( ચિનાઈ વાસણ જેવાં) બનાવવામાં આવે છે તે જોવા જેવી છે. અહિં જે માણસનું મૉડેલ કે ચિત્ર લેવું હોય, તેને ફી આપીને બેસાડે છે. (આ નિયમ સુરત–વડોદરામાં પણ છે ) આ સિવાય બીજાં ઘણું કામ બને છે. અનેક માર્કેટો છે, તેમાં ક્રૉફર્ડ માર્કેટ સૌથી સારી છે. અહિં અનેક વસ્તુઓ વેચાય છે, ને બ્યવસ્થા ઉત્તમ છે.

રાજાબાઈ ટાવર—યુનિવર્સિટિનું શિખર જોતાં માથાની પાઘડી હાથમાં ઝાલવી પડે છે ! બે આના ફી આપીએ તો અંદર જવા દે છે. હાઇકોર્ટ એક મોટી શેરી જેવડી વિશાળ હોઈ ભવ્ય છે. એમાં લિફ્ટ છે. તાજમહાલ હૉટેલ, જેમાં રોજની ખાવાની ફી માત્ર એક નવા સીનિયર માણસના પગાર જેટલીજ છે તેનો દેખાવ રાજમહેલની ગરજ સારે એવો છે. આ સિવાય નાનીમોટી સેંકડો હૉટેલો છે વળી એલ્ફિન્સ્ટન કૉલેજ, ભુલેશ્વર અને વાલકેશ્વર તરફના રમણીય બાગો, મલબાર હિલ, ગવર્નર સાહેબનો બંગલો, તોપખાનું, મોહ્જસનાં સ્થળો, પાણીની ટાંકી, અને તે ઉપર બાંધી લીવેલો બાગ, બાબુલનાથનું મોટું મોટું દહેરૂં, મહાલક્ષ્મી મંદિર, ચોપાટી (દરીઆનો કિનારો એ નામે ઓળખાય છે), અને ત્યાં વાગતું અમેરીકન બૅન્ડ, અધશાળા, અને પાંજરાપોળ એ સૌ ફરીફરીને જોવા જેવું છે.

પરેલને રસ્તે ગ્રાન્ટ મેડિકલ કૉલેજ અને ત્યાંનું અનેક પ્રકારનાં અવતરેલાં બાળકો અને રોગી અવયવોનું સંગ્રહસ્થાન જોવા લાયક છે આગળ વધતાં દામ બદરના કાળામેથ રસ્તા પર ડેવિડ સાસુનની રેશમની મિલ છે.

ગંધાય છે. રસ્તે એક બાજુ દરીઓ અને બીજી બાજુ પહાડ એવો ક્રમ કેટલાંક સ્ટેશનો સુધી ચાલ્યો જાય છે પછી તો પ્રાધાન્ય પહાડ અને ખીણોનુંજ છે. અરે, ટ્રેનના માર્ગમા પણ—

### હરિગીત.

બહુ ગર્વથી ગાંડા બની, આડા સુતા બહુ અદ્રિઓ,
ન માર્ગ આપે ટ્રેનને ન, શીખથી કોઈ પીગળ્યો;
બહુ વીનવીને વાજ આવ્યા, માર્ગ કાજે હેતથી,
પતો ન તોએ લાગીઓ પણ, ધીર ધારી ટેકથી. ૧.
સુરંગ ફોડી પેટ ચીર્યુ, માર્ગ લીધો માણસે,
વળી પીઠ છેદી જ્યોત કાજે, લાજીઆ નિજ શૃગ રે;
બહુ શોકથી મુખ સ્યામ થાયુ, રોજ થાતું જાય છે,
બોડા શિખરો તેહના આ, સ્થિતિથી અકળાય છે. ૨.

એમ કાર્લા સુધીમાં ૨૫ ટનલો તળે થઈને ગાડી જાય છે. કેટલીક બહુ પાસે પાસે હોવાથી દિવસે ગાડીમાં દીવા કરવા પડે છે, અને ગાડીને એન્જીન બે જોડે છે. રસ્તામાં મોટી ખીણો આવવાથી ગાડીને ઘણો ફેર ખાવો પડે છે (અમુક અંતરે જઈને પાછુ વળવું પડે છે). આ પછી માથેરાન જવા નેરાલ સ્ટેશને ઊતરવુ પડે છે

નેરાલથી 'માથેરાન સ્ટીમ ટ્રામ્વે' નામે નાની ગાડીમાં બેસી પહાડ પર ચઢવાનુ કામ શરૂ થાય છે. ચઢવા ઊતરવાની ( ત્રીજા વર્ગની ) ફી રૂ. ૨ા છે. ટ્રેનનો રસ્તો ચૌદ અને પગનો ૭ માઇલનો છે ટ્રેન વચ્ચે બે સ્ટેશન કરે છે, પણ તે ઉતારૂઓને ઉતારવા માટે નહિ. એક બાજુ ઝરણાંનાં પાણીથી ઝગઝગતી ખીણો અને બીજી બાજુ કુદરતી બાગના રક્ષણાર્થે ખડકની સીધી દિવાલો, જેને કિરતાર નિરતર અમૃતજળથી ધોયાજ કરે છે તે દેખાવ, અને વૃક્ષનાં ઝુડમાથી નજરે પડતું આછુ આછુ આસ્માની ( રંગનું ) આકાશ, એ અવલોકવાથી અલૌકિક આનદ અનુભવાય છે! નીચેના ટેકરાના વૃક્ષવેલાદિ પર નજર નાખતાં લીલા રંગના, આંખને અતિપ્રિય લાગે એવા ગાલીચા જે કુદરતે માનવીશ્રમ હરવાને અર્થેજ પાથરી મૂકયા છે તે જોતાં સૃષ્ટિનાં સૌંદર્ય અને કર્ત્તાની કરુણામાં ગરક થઈ જવાય છે! ખરે, મહાન્ સ્વયભૂ, આ લીલા તો તેં દુ:ખી દુનીઆનું દુઃખ ભુલાવવા-

નેજ સરજેલી જણાય છે। આટલુ છતાંએ વજ્ર છાતીના પાપીઓ તારાથી દૂર હોઈ નાસ્તિક પણ છે, એ વિચાર આવતા કંપારી છુટે છે. ધન્ય, વિશ્વ, તારી વિભુતાને કોણ પહોચે।

ઉપર જઈને જોઈએ તો એક નાના શહેરની ધમાલ નજરે પડે છે. બજાર ભરાય છે, અને સર્વ જાતનો સામાન વેચાય છે. કાયમ વસતી ૨ થી ૩ હજારની છે. ૧૫૦ બંગલા છે તે ઓછેવત્તે ભાડે મળી શકે છે. સુધરેલા શહેરમા સમાતી સર્વ સસ્થાઓ ઉપર આવેલી છે. ઉપર ફરવા માટે ઘોડા અને માણસ ખેંચે એવી નાની ગાડીઓ ભાડે મળે છે. ગાડીવાળા પહેલે કલાકે રૂ ૧।, બીજે ૧, ત્રીજે ॥। અને ત્યાર પછી કલાકે આઠ આના એમ ભાડુ લે છે ઉપર ઝરણુથી બનેલુ 'ચાર્લોટ' નામે તળાવ છે તેમાં પાણી એવું તો ઠંડુ અને નિર્મળ છે–આવે છે, કે જે પીતાં ધગધગતા અત કરણ પણ બે ઘડી શાન્ત થાય।। હવાની તો વાતજ શી। ભાનુના પ્રચંડ તાપથી ગમે તેવાં તપેલા તાલકા ઠંડા કરવાને આ પવનની એકજ લહેર પૂરતી છે।। નીચે ઊતરતાં જોયલુજ પાછુ નવું લાગે છે।

ઝુલણા છંદ.

દૃષ્ટિ નીચી કરી, જોઉ ભૂમિ ભણી, લીલા અગમ્ય ત્યા ખૂબ દીસે;
પૂજ્ય કિરતારના, જ્ઞાન મહિમાતણો, ખ્યાલ લેતાં ઘણી આખ રીઝે. ૧
વૃક્ષવેલાદિના, ગુંથયા ગાલીચા, રગ લીલા થકી રમ્ય લાગે;
દિલ્હી દરબારની, શોભના વાસતે[1], કેમ તૈયાર ન કીધ હોશે ૨
બાગ મોહામણો, વૃક્ષ ને વેલનો, માનવી કૃતની હાંસી કરતો,
ઉગ્ર પ્રચંડ જે, ભાનુનાં કિરણો, તેહની સાથ જયબાથ ભરતો ૩

નેરલથી ઉપડી કાર્લા–લોણાવલા સ્ટેશને ઊતરીએ, તો સામે કાર્લાનો પહાડ દૃષ્ટિગોચર થાય છે સ્ટેશનની એક બાજુએ ધર્મશાળા છે, અને બીજી બાજુએ રાજા રવિવર્માનું પ્રેસ છે. ત્યાં દેવ અને મહાપુરુષોનાં રંગીન સુંદર ચિત્રો છપાય છે તેની પાસેજ શિવાજીના લોહગઢ અને વિશાગઢ નામે પહાડી કિલ્લા છે. કાર્લા પહાડ સ્ટેશનથી ત્રણ માઇલ દૂર છે. એની ઊંચાઇ માથેરાન જેટલીજ (½ માઇલ) છે. અહિં તળેટી પર રહીને ચારે બાજુએ નજર નાખીએ, તો પર્વતોનો કુદરતી કોટ નજરે પડે છે. અહિં ઘેરાયલાં

[1] વાસ્તે.

લાખો માણસના લશ્કરને આ કોટ પરનાં થોડાંજ માણુસો હંફાવી શકે એવી સ્થિતિ છે! શિવાજી જે બહિસોનો રાજા હતો તે આજ છે. આ પહાડનો ચઢાવ જાતમહેનતથી ચઢવાનો છે, તેથી ચઢવાનુ કામ કેટલું અઘરૂ છે, તે અમે સહેલાઈથી સમજી શકયા ઉપર ગયા તો મુખ્ય ગુફામાં[૧] અખડ ખડકમાથી કોતરી કાઢેલા ૩૦ સ્તભ અને તેમાના દરેક પર બબ્બે હાથી, અને હાથી પર સ્ત્રીપુરુષના બબ્બે જોડાનો સુંદર ચિતાર નજરે પડયો. સ્તભ પર ચદનકાષ્ઠની કમાનો શોભી રહી છે. આ બધો દેખાવ બુદ્ધિવર્ધક અને મનોહર છે. આ ગુફા ઉપર બીજા બે માળ કોતર્યા છે. પ્રત્યેક માળમા એક મુખ્ય ઓરડો અને તેની આજુબાજુ કોતરી કાઢેલી દશ દશ બાર બાર નાની ઓરડીઓ છે સર્વત્ર મૂર્તિઓ-પ્રતિમાઓ કોતરી કાઢેલી છે, અને તે ઘણે ભાગે બૌદ્ધ ધર્મને લગતી છે. આની જમણી બાજુએ એક નાની ગુફા છે, ત્યાં આગળ મહાદેવની મૂર્તિ કોતરેલી અને પાસે ઝરણુનો બનેલો એક કુડ છે. ડાબી બાજુએ જે ગુફા છે તે ઉપર એક માળ છે બધી ગુફાના મુખ્ય ઓરડાની આજુબાજુ નાની નાની ઓરડીઓ છે. બધે છતમાથી પાણી ઝરે છે, તે આપણા ઘર અને ચોમાસાનો ચિતાર આપે છે. પહેલી બે ગુફાઓની નીચેની પરશાળ સળગ હોઈ ત્યા આગળ નેવારૂપે ઝરણુનુ પાણી નિરતર પડે છે.

આ સ્ટેશન અમારી મુસાફરીનુ છેલ્લુ બિંદુ હતુ માટે અહિંથી પાછા વળી મુંબઈ આવ્યા પહેલે અને છેલ્લે દિવસે શેઠ હરિચદે અમારી સ્વાગતા કરી અને ઉપકાર પર ઉપકાર કરી આભારી કર્યા એમના કારખાનામાં જગપ્રસિદ્ધ તીજોરીઓ બને છે, એ તો સૌને વિદિતજ છે એક તીજોરી અમે એમને ત્યા જોઈ તેની કિંમત માત્ર ૫,૫૦૦ રૂપીઆજ છે, તેનુ વજન ૧૫૦ મણથી વધુ છે. સૂર્યોદયે જે વૈભવી શહેરમા અમે પ્રવેશ કર્યો હતો, તેજ શહેરમાથી સૂર્યાસ્તે પાછા વળ્યા ખરેખર, કુદરત પણ આજ ઉદયાસ્તના નિયમનો સર્વત્ર બોધ કરી રહી છે વાહવાહ!

સુણ્યાથી જોયુ ભલુ, માણ્યુ જાણ્યાથી બેશ;
આપુ વર્ણન અનુભવી, વાચકને અહિં લેશ.'

—(૦)—

૧ બધી ગુફાઓ 'કાર્લાની ગુફા' નામે ઓળખાય છે

# केळवणीखातानी खवरो.

## જાહેર ખબર.

ઉ. ભા. ના મે. એ. ઇન્સ્પેકટર સાહેબના તા. ૧૫મી ડીસેંબર
સને ૧૯૧૧ ના હુકમ ન ૧૧૧૯૫ ઉપરથી.

### વર્નાક્યુલર પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થી માટેનો ડ્રૉઇંગનો અભ્યાસક્રમ.

( ૧ ) બાળવર્ગ

(अ) પાટી, સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબંધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં આપેલી સૂચના મુજબ તે(યાદી)માંના વિષયોની ફક્ત રૂપરેષા બતાવનાર ડ્રૉઇંગ.

( ૨ ) ધોરણ ૧.

(अ) પાટી, સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમા અપાયલા પદાર્થપાઠ સાથે સબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમા આપેલી સૂચના મુજબ તે (યાદી)માંના વિષયોની ફક્ત રૂપરેષા બતાવનાર ડ્રૉઇંગ.

( ૩ ) ધોરણ ૨

(अ) સ્લેટ, કાગળ અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સંબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં આપેલી સૂચના મુજબ તે (યાદી)માના વિષયોની ફક્ત રૂપરેષા બતાવનાર ડ્રૉઇંગ.

(ब) આકણી અને ફુટપટી જેવા સાદાં સાહિત્યના ઉપયોગ સંબંધી કેળવણી.

(क) સાદી ચીજો અને પદાર્થોનુ ખરેખરૂ માપ કરવાનો મહાવરો.

( ૪ ) ધોરણ ૩.

(अ) સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબંધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં આ-

પેલી સૂચના મુજબ તે(યાદી)માંના વિષયોની ફક્ત રૂપરેખા બતાવનાર ડ્રૉઇંગ

(ઘ) આકણી, ફુટપટી અને . ત્રિકોણકાષ્ઠ જેવાં સાદાં સાહિત્યના ઉપયોગ સબંધી કેળવણી

(ક) સાદી ચીજો અને પદાર્થોનુ ખરેખરૂ માપ કરવાનો મહાવરો.

(૫) ધોરણ ૪.

સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમા અપાયલા પદાર્થ પાઠ સાથે સબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં આપેલી સૂચના મુજબ તે(યાદી)માના વિષયોની ફક્ત રૂપરેખા બતાવનાર ડ્રૉઇંગ.

(ઘ) સાદા સ્કેલ પ્રમાણે ડ્રૉઇંગ ( અમુક માપને માટે અમુક લંબાઈની લીટી લઈને કાઢવાનુ )

(૬) ધોરણ ૫

(અ) સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં આપેલી સૂચના મુજબ તે(યાદી)માના વિષયોની ફક્ત રૂપરેખા બતાવનાર ડ્રૉઇંગ.

(ઘ) સાદા સ્કેલ પ્રમાણે ડ્રૉઇંગ.

(૭) ધોરણ ૬.

(અ) સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમા આપેલી સૂચના મુજબ તે(યાદી)માંના વિષયોની ફક્ત રૂપરેખા બતાવનાર ડ્રૉઇંગ.

(ઘ) સાદી ભૂમિતિની આકૃતિઓનુ (જ્યૉમેટ્રિકલ) ડ્રૉઇંગ.

(૮) ધોરણ ૭.

(અ) સ્લેટ, કાગળ અથવા કાળા પાટીયા પર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબધ ધરાવતા વિષયોની અથવા જોડેની યાદીમાં

આપેલી સૂચના મુજબ તે (યાદી)માના વિષયોની ફક્ત રૂપરેખા બ-તાવનાર ડ્રૉઇંગ

(ઘ) સાદી ભૂમિતિની આકૃતિઓનુ ( જ્યૉમેટ્રિકલ ) ડ્રૉઇંગ.

---

## વર્નાક્યુલર શાળાઓમાં ડ્રૉઇંગના અભ્યાસક્રમ માટે સૂચવેલા વિષયોની યાદી.

ટીપઃ—(૧) વિષયોના નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવેલા છે—

(અ) સીધી લીટીઓ વિશેષ આવતી હોય એવા જડ પદાર્થો.

(બ) વાંકી લીટીઓ વિશેષ આવતી હોય એવા જડ પદાર્થો.

(ક) વનસ્પતિવર્ગમાથી નમુનાઓ.

(ડ) પ્રાણિવર્ગમાથી નમુનાઓ.

(૨) કોઈ પણ ધોરણમા એક વર્ષમા સાધારણ રીતે ૧૦ વિષય કરતાં વધારે શિખવવા નહિ.

(૩) વિષયોની પસદગી કરવામા શિક્ષકે જેટલા બને તેટલા વિભાગો આવી જાય એવો પ્રયત્ન કરવો

(૪) ચોથા અને તેથી ઉપલા ધોરણોમાં પસંદ કરેલા વિષયોમાના ઓછામાં ઓછા અડધા કાઢેલી નકલ પરથી નહિ પણ અસલ કુદ-રતી વસ્તુ પરથી દોરાવવા, એમ છતા જ્યા કાઢેલી નકલો વાપ-રવામાં આવે ત્યા બધા વર્ગોમા અસલ કુદરતી વસ્તુનો નમુનો પણ બને ત્યાં સુધી વિદ્યાર્થીઓને બતાવવો, અને તે પરથી ચિત્ર કાઢ-વાના પ્રયત્નને ઉત્તેજન આપવું

(૫) ડ્રૉઇંગો સ્લેટ, કાગળ, અથવા કાળા પાટીયા પર કઢાવવાં, અને માત્ર રૂપરેષાજ કઢાવવી

(૬) વર્ષના અભ્યાસક્રમ માટે પસદ કરેલા વિષયોનું યાદદાસ્ત ઉપરથી ( મેમરિ ) ડ્રૉઇંગ કાઢવાનો મહાવરો કરાવવો.

(૭) વર્ષના અભ્યાસક્રમ માટે પસદ કરેલા અથવા તેમાના કેટલાએક વિષયોનાં ચિત્રમાં પીંછી વડે રગ પૂરવાનું કામ ( અથવા રગીન

ચાક વડે ' માસ ડ્રૉઈંગ ' ) કરાવવુ, પણ મૅનેજરો તે વિષયનું યોગ્ય શિક્ષણ આપવાની ગોઠવણ કરી શકે તો

## બાળવર્ગ.

વિભાગ ( अ ).

૧. લાકડી.
૨. પેન્સિલ.
૩ સ્લેટ.
૪. પડબીડીયુ. (બ'ધ કરેલુ પાસુ).

વિભાગ ( क )

૧ નારગી.
૨ અજીર
૩. કેરી.
૪. આંબાનુ પાદડુ.

વિભાગ ( ब ).

૧. દડો અથવા લખોટો.
૨. ઈંડુ
૩. બાળકનો પતગ.
૪. ભમરડો.

વિભાગ ( ड ).

૧. ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રંથ ૧ ને પાને ૨૨ મે છે તેવો છોકરો (એટલે એકજ લીટીથી રૂપરેખા બતાવવાની).
૨. (ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રથ ૧ ને પાને ૪૪ માનુ) મરઘીનું બચ્ચું.

## ધોરણ ૧.

વિભાગ ( अ ).

૧. કલમ.
૨. ચોપડી.
૩. વાંસની લાકડી.
૪. ચાબક
૫. દેશી ત્રાજવાં.

વિભાગ ( क ).

૧ તડબૂચ.
૨. જામફળ.

વિભાગ ( ब ).

૧. ટૉમ્ ટૉમ્ (તાસાં વગેરે).
૨. ઘંટ.
૩. ટોપી ( દેશી છોકરાઓ પહેરે છે તેવી ).
૪. સપાટ અંડાકાર થાળી.
૫. ટમ્બલર (કાચનુ પવાલું).

વિભાગ ( ड )

૧. હરણ (ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રંથ ૧ને પાને ૨૭ મે આપ્યુ છે તેવુ).

૩. મેરિગોલ્ડનું ફૂલ (ગલગોટો).
૪. વડનું પાદડું.

૨. છોકરો (ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રથ ૧ ને પાને ૨૩ મે છે તેવુ).

## ધોરણ ૨.

વિભાગ ( अ ).
૧. સીસોટી.
૨. ચોરસ આરસી.
૩. વાવટો.
૪. દેશી કાસકી.

વિભાગ ( क ).
૧. પીપળાનુ પાંદડું.
૨. સૂરજમુખી ફૂલ.
૩ કાંદો.
૪. કાકડી.

વિભાગ ( ब ).
૧ ચાનુ પ્યાલુ
૨. નગારૂ.
૩. તાવડી (લોઢાની)
૪. અનાજ દળવાની ઘંટી
૫. લોટો
૬ તકીઓ.

વિભાગ ( ड ).
૧. માછલી.
૨ સમલુ (બેઠેલુ) (ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રંથ ૧ ને પાને ૭૩મે છે તેવુ ).

## ધોરણ ૩.

વિભાગ ( अ ).
૧. કુંચી.
૨. ચપ્પુ.
૩. સાવરણી.

વિભાગ ( क )
૧. મૂળો (અથવા ગાજર)
૨. કેળું.
૩. દીવેલીનું પાંદડુ.
૪ કમળનુ પાદડું.
૫. કમળનું ફૂલ.

વિભાગ ( ब ).
૧. મીસી
૨. કોથળી.
૩ પીપ
૪. તાળુ.

વિભાગ ( ड ).
૧. મધમાખી(ઑગ્ઝબર્ગના ડ્રૉઈંગના ગ્રથ ૧ ને પાને . મે છે તેવુ).
૨. છીપ.
૩ ચકલી બેઠેલી. (ઑગ્ઝ . ડ્રૉઈંગના ગ્રથ ૧ ને પાને ૧૨૭ મે છે તેવુ).

૪. બિલાડી ( બેઠેલી અથવા સૂતેલી ).

## ધોરણ ૪.

વિભાગ ( अ )

१. ક્રિકેટ બૅટ.
२. પેટી
३. ટોપલી

વિભાગ ( ब ).

१. પૈડું
२. ડોળ.
३ ઝાડને પાણી સીંચવાની ઝારી.
४ ભુંગળી, (ફુકણી)

વિભાગ ( क ).

१ વેંગણનું ફૂલ.
२. વેંગણ
३. દાડેમ
४ આમળીનું પાંદડું.
५. થડ ને પાદડા સાથે બાજરીનું ડુંડું

વિભાગ ( ड )

१ પતગીઉં (ઑગ્ઝબર્ગના ડ્રૉઇંગના ગ્રંથ १ ને પાને ૪૪ મે છે તેનું)
२ કંસારી
३ કાગડો (ઊભેલો)
४ કૂતરો

## ધોરણ ૫.

વિભાગ ( अ )

१ ચીપીઓ, શમેણી.
२. કમ્પાસ.
३. વીંજણો અથવા પંખો
४. ઘર અથવા ઝુંપડું

વિભાગ ( ब )

१ ચમચો
२ જોડો (દેશી)
३. પક્ષીનું પાંજર.
४ ચાદાની (કિટલી).

વિભાગ ( क )

१. નાળીએર.
२ ગુલાબનું પાદડું.
३. લીમડાનું પાદડું.
४. તાડનું પાન
५. ભીંડાનું ફૂલ.

વિભાગ ( ड )

१. સાપ.
२. ઊડતી સમડી.
३. ઊંટ.

## ધોરણ ૬.

વિભાગ (अ).
૧. હથોડો.
૨. દાદર અથવા જીનો
૩. કરવત.
૪. સ્ટૂલ.
૫. કાતર.

વિભાગ (क).
૧. ફર્નનુ પાદડુ.
૨. ગુલાબનુ ફૂલ.
૩ પાંદડાવાળી ડાળી.
૪. તાડનુ વૃક્ષ.

વિભાગ (च).
૧. ફ્લાવર-પૉટ.
૨. કુહાડી.
૩. ખળ અને દસ્તો.
૪. ગલણી.

વિભાગ (ड).
૧ શિયાળ.
૨ વાઘ.
૩ ઘોડો.

## ધોરણ ૭.

વિભાગ (अ).
૧. મુસાફરીની ટૂંક.
૨. ટેબલ ( મેજ ).
૩. ખુરશી.
૪. પાવડો.

વિભાગ (क).
૧ આંબાનુ વૃક્ષ ( એટલે થડ અને પાંદડાં તથા ફળવાળી એક બે ડાળીઓ ).
૨. વડનુ વૃક્ષ ( એટલે થડ અને પાદડાં તથા વડવાઈ સાથે એક બે ડાળીઓ ).
૩. કાંટાવાળો થોર.
૪. થોર.

વિભાગ (च).
૧ ધનુષ્ય અને બાણ.
૨ પૈસા રાખવાનુ પાકીટ.
૩ દાતરડું ( અથવા કૉયતો ).
૪ હુક્કો.
૫. છત્રી
૬. દેશી ગાડુ.

વિભાગ ( ड ).
૧ ગાય.
૨ ચિત્તો.
૩. મગર.
૪. હાથી.

# નિશાળોનાં ઇનામપત્રક.

**પંચમહાલ વિભાગ—**

**સણસોલી**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂ. ૮-૪-૦, શાહ ગડબડદાસ વલ્લવદાસ તથા શાહ મગનલાલ હેમચંદ રૂ. ૭-૪-૦ સ્કુલ જમાડી. **જેતપુર**—મી. વિશ્વનાથ રણછોડભાઇ રૂ ૩-૧૦-૦ ઇનામ **હરકુંડી**—ગામ લોકો વગેરે રૂ. ૮) પતાસાં તથા ધડિઆળ. લુણાવાડા—શા લલ્લુ ધનજી રૂ. ૩-૪-૦ ટોપીઓ. મહેરબાન મહારાજા સાહેબ રૂ. ૨૦-૧૪-૦ પુસ્તકો. **સણસોલી**—હીમતલાલ નાનાલાલ રૂ ૫) તથા જુદા જુદા ગ્રૃહસ્થો રૂ ૩) પુસ્તકો, મીઠાઇ, ખડીયા વગેરે. **સુંથ**—મહારાજા સાહેબ રૂ ૪-૧૫-૯ પુસ્તકો રૂ. ૩૫-૦-૩ છોકરાઓની મુખ્ય સ્કુલમાં પુસ્તકો. રૂ. ૫૩) પતાસા. કન્યાશાળામા રૂ. ૨૦) ના કપરાં. **કજરી**—ઠાકોર સાહેબ રૂ. ૩-૧૦-૦ પતાસા **વેજલપુર**—ગાંધી ગીરધરલાલ ભાઇચંદ રૂ. ૧૨-૦-૦ પતાસા, ખડીઆ, હોલડર. પા મોતીભાઇ બાલુભાઇ રૂ. ૩-૪-૦ પતાસા **ચાંપાનેર**—સીગ્રીપ્રસાદ લક્ષમણદાસ રૂ. ૪) ઇનામ. **શહેરા**—ઉર્દુ સ્કુલ-મુસલમાન પચ રૂ ૯-૨-૬ પુસ્તકો રૂ ૧) મીઠાઇ લુણાવાડા—શા. છગનલાલ ભૂરાભાઇ રૂ. ૪) ચોપડીઓ. **ફતેહપુરા**—દેસાઇ હીરાલાલ ગોપાળભાઇ રૂ ૮) કાપડ, સાકર. **કડાણા**—દરબાર સાહેબ રૂ. ૧૧-૩-૩ પુસ્તકો તથા કાપડ. **બીલપાડ**—મે ઠાકોર સાહેબ રૂ. ૫) ઇનામ. **દેલોલ**—ગામ લોકો રૂ. ૨૧), **રામનાથનુ મુવાડુ**—ગામ લોક. રૂ. ૮) **ચાંપાનેર**—શ્રીધરીપ્રસાદ રૂ ૩-૮-૦ **વેજલપુર**—ગામ લોકો રૂ ૪) **અડાદરા**—શેઠ પુન્જાભાઇ રૂ ૩) ઇનામ. મીઠાઇ. **દાહોદ**—મ્યુ. નં. ૨ મ્યુનિસિપાલિટિ તથા મેમ્બરો રૂ. ૮-૧૪-૦

**રાજપીપળા વિભાગ—**

ઓરીયા—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૫-૦-૬ સ્કુલ જમાડી. **રાજપારડી**—શ્રી મહારાજા સાહેબ. રૂ. ૮) મીઠાઇ. **વાલ્લી**—પટેલ હીરા ગોકળ, રૂ. ૫-૪-૦ ઇનામ. **ઓલીગામ**—અખીજ દેશાઇભાઇ લલ્લુભાઇ રૂ. ૭) કાપડ મીઠાઇ,

**મહીકાંઠા વિભાગ—**

**વાસણા**—શા. ભાઇચંદ વસ્તારામ રૂ. ૧૩) પ્યાલાં તથા મીઠાઇ.

ખંભાત વિભાગ—

ગોલાણા—મુખી, ડેપ્યુટીઓ રૂા. ૧૪-૫-૦ ઇનામ.

ગદગ—( ધારવાડ )—કચ્છી દશા ઓસવાળ ગુજરાતી જૈન સ્કુલ ફંડ તરફથી રૂા. ૧૩) ચોપડીઓ રૂમાલ તથા રૂા. ૬) પેંડા.

પાલણપુર વિભાગ—

ડીસા—ના. નવાબ સાહેબ રૂા. ૧૦) મીઠાઇ.

કાઠિયાવાડ વિભાગ—

ગુંદા—વારીઆ કાળીદાસ મેઘજી રૂા ૧૨) ઇનામ. ગામ લોકો તથા વારીઆ કાળીદાસ મેઘજી રૂા. ૧૮) ઘડીઆળ સોની જીવરાજ ગેરધન વગેરે રૂા. ૮-૪-૦ ઇનામ. નંદાણા—મિ. દુવારકાદાસ રામજી રૂા. ૫) રૂમાલ તથા સાકર.

થાણા વિભાગ—

થાણા—શેઠ. મો. હ. મ્યુ. ગુ. સ્કુલ. શેઠ મોતીલાલ હરગોવિંદદાસ રૂા. ૩૨-૮-૦ પુસ્તકો તથા મીઠાઇ.

ખેડા વિભાગ ચાલુ

સુજકુવા—પગી ધરમા કાળા વગેરે રૂા. ૧૫) સ્કુલ જમાડી. મરીદા—ગામ લોકો રૂા. ૧૮-૮-૦ સ્કુલ જમાડી. બોચાસણ—સ્કુલ કમિટિના મેમ્બરો તથા અન્ય સદગૃહસ્થો રૂા ૩૫) સ્કુલ જમાડી. રૂપીઆપુરા—ગામ લોકો રૂા. ૩) મીઠાઇ. વહેરા—ગામ લોકો રૂા ૧૮-૧૧-૦ સ્કુલ જમાડી ડભાણ—સ્કુલ કમિટિના મેમ્બરો તથા અન્ય સદગૃહસ્થો રૂા. ૧૧) કાપડ, ઇનામ વગેરે. ઢુણાદરા—પા. ગોપાળભાઇ દાઊભાઇ રૂા. ૧૬) સ્કુલ જમાડી. શેઠ છોટાલાલ મોહનલાલ રૂા. ૫) પતાસા ચોપડીઓ. આગરવા—પા. લલ્લુભાઈ રણભાઈ, શા મોમાભાઈ ભોગીલાલ તથા કાછીઆ લલ્લુભાઈ ગોવિંદભાઈ રૂા ૧૦) સ્કુલ જમાડી મખીઆવ—ઠાકોર સાહેબ દેવીસીંગજી રાયસીંગજી રૂા. ૩) પતાસાં. નાનીખડોલ—પટેલ નાનુભાઈ ત્રીકમભાઇ રૂા. ૧૫) સ્કુલ જમાડી. આમરોલ—પટેલ નાથાભાઈ નાગજીભાઇ વગેરે રૂા. ૧૫) સ્કુલ જમાડી. રાસનોલ—બાઇ હેના પા. રણછોડ હરીભાઇની વિધવા રૂા. ૯-૮-૦ સ્કુલ જમાડી મોરજ—મથુરભાઈ પીતામ્બરદાસ શાહ. રૂા. ૮) સ્કુલ જમાડી ઠા. ઇશ્વરભાઇ

ઝવેરભાઈ રૂ. ૮) સ્કુલ જમાડી. ઠા. પરમોત્તમ ગોપાળદાસ રૂ. ૩) પતાસા સ્લેટો **અહીમા**—ઠાકોરશ્રી જસવતસંગ છતસગ રૂ. ૧૧) સ્કુલ જમાડી, **સઈજપુર**—પાટીદાર લોકો રૂ. ૨૫–૪–૦ સ્કુલ જમાડી **રતનપુરા**—પા. વાઘજીભાઈ દેશાઇભાઈ રૂ. ૧૨) પા. લલ્લુભાઇ ભાઇબા રૂ. ૧૨) સ્કુલ જમાડી. **ડાકોર**—શેઠ મોરારજીભાઈ વસંનજીભાઈ બેન ગંગાબેન રૂ. ૮૦) લુગડા. રૂ ૨૮) કન્યાશાળામાં કાપડ. **આંકલાવ**—ગોંસાઈ મોતીગર રૂ ૪૦) ટોપીઓ રૂ. ૧૦) છીંટ. પા. શકરભાઈ જેસીંગભાઇ રૂ ૪૦) સ્કુલ જમાડી. પા. જેસીંગ બહેચર રૂ. ૪૦) સ્કુલ જમાડી. **કેરીઆવી**—શા. પુરશોત્તમ મથુરાદાસ રૂ. ૧૫) સ્કુલ જમાડી. **મહીજ**—મથુરભાઇ તથા દેશાઇભાઇ દાળજીભાઇ રૂ. ૧૦) સ્કુલ જમાડી. **એડવા**—કન્યાશાળા પા. ગયજીભાઇ જીભાઇ રૂ. ૭) છીંટના કકડા. ઠક્કર હરિલાલ કરસન તથા ઠક્કર આશારામ પીતામ્બર રૂ ૧૦) છીંટના કકડા. **સલુણ**—તાપીદાસ ગલાભાઇ પટેલ રૂ. ૮–૪–૦ બાવાભાઇ લખાભાઇ પટેલ રૂ. ૧૨–૯–૦ મીઠાઈ તથા પ્યાલા **સંદેશર**—પા નાથાભાઈ કાશીભાઇ રૂ ૧૬) સ્કુલ જમાડી **ગાના**—પા. ઝવેરભાઇ હાથીભાઇ રૂ. ૮–૪–૦ ચારણી તથા પતાસા. **બોચાસણ**—કન્યાશાળા પટેલ હીરાભાઇ જેઠાભાઇ રૂ. ૭૨) કાપડ તથા પતાસા **વાળજ**—પા. ભાઇલાલ હુમાભાઇ તથા પા. ગીરધરભાઇ દ્વારકાદાસ રૂ. ૧૮) ઓઢણીઓ, પ્યાલા, પતાસા. **રુગાઇપુરા**—ભવાનીપુરા-વર્ગમા પા જેસગભાઇ વરજભાઈ રૂ. ૧૬) સ્કુલ જમાડી. **ભાનેર**—પા સાકળચંદ મોહનભાઈ રૂ. ૧૫) ચોપડીઓ, લુગડા તથા પતાસાં. ગામના ગૃહસ્થો રૂ. ૨૩–૧૨–૦ પ્રદર્શન માટે **સણાલી**—ગામના લોકો રૂ. ૧૦–૮–૦ સ્કુલ જમાડી **કજરી**—પા. ઓતમભાઇ ભૂલાભાઇ રૂ. ૩૦) સ્કુલ જમાડી. **વડોદ**—કન્યાશાળા પા. મહીજીભાઇ ભગવાનદાસ તથા બાવાજી મનોર રૂ. ૪૦) ઓઢણી, પતાસાં. રજપૂત જયસિંહ અમરસિંહ રૂ. ૧૨) પ્યાલા, પતાસા. **મોગર**—શા. કેશવલાલ ભીખાભાઈ રૂ ૩) પતાસાં. **આશી**—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૬–૧૨–૦ પતાસા, ચોપડીઓ વગેરે. **વડથળ**—પટેલ ઇશ્વરભાઇ ગીરધરભાઇ રૂ. ૩) સ્લેટો, સુથાર મનસુખરામ મથુરદાસ રૂ ૫) પ્યાલા, પતાસાં. જુદા જુદા ગૃહસ્થો રૂ. ૪–૮–૦ ટોપી તથા પતાસાં. **મોરજ**—

શાહ મગનલાલ જીવચંદ રૂા. ૩) ગામ લોકો રૂા. ૭–૧૪–૦ સ્કુલ જમાડી. **સામરખા રાવળાપુરા વર્ગ**—પટેલ ભગવાનભાઈ બાઇજીભાઇ રૂા. ૧૫) સ્કુલ જમાડી **સીંજીવાડા**—શા અમીચંદ રૂપચંદ રૂા. ૧૫) સ્કુલ જમાડી **વિરોલ**—પા બાબરભાઇ હાથીભાઇ રૂા. ૧૯) સ્કુલ જમાડી **મહુધા**—પરીખ શંકરલાલ પાનાભાઇ રૂા. ૭–૮–૦ પતાસા **લીંબાસી**—કન્યાશાળા શેઠ નારણભાઈ કેવળદાસ શાહ રૂ. ૧૦) સ્કુલ જમાડી, નાથાભાઇ તુળસીભાઈ પટેલ, રૂા. ૧૫–૯–૦ કાપડ મગનભાઈ જીવાભાઈ પટેલ રૂા. ૩૦–૬–૦ કાપડ શીવાભાઈ હાથીભાઈ પટેલ રૂા ૪૧) કાપડ કીશાભાઇ ગગાભાઈ પટેલ રૂા ૪૧–૩–૦ કાપડ. બાપુલાલ પ્રેમચદ શાહ રૂા ૨–૬–૦ કાપડ. લલ્લુભાઈ તળજાભાઈ પટેલ રૂા ૪૨) કાપડ, મીઠાઈ દાદાભાઈ શીવાભાઈ પટેલ રૂા ૪૨) કાપડ, મીઠાઈ જુદા જુદા ગૃહસ્થો રૂા ૬–૧૨–૦ **નડીઆદ**—ન ૪ શા. સાંકળચંદ મનસુખ રૂા ૪–૬–૩ ચોપડીઓ રૂા. ૮–૧૧–૯ દેશીહિસાબ તથા મીઠાઈ. શા છગનલાલ ઝવેરદાસ રૂા. ૩( મીઠાઇ **કેરીઆવી**—મા છગનલાલ ગરબડદાસ રૂા. ૧૫) સ્કુલ જમાડી. **શાદરા**—ગામ લોકો રૂા ૪–૮–૩ છીંટ, ઠક્કર રણછોડ નરસીદાસ મીઠાઈ. **કમરાળા**—પા પ્રભુદાસ વાઘજીભાઇ રૂા ૧૧–૭–૬ સ્કુલ જમાડી **ભૂમેલ**—પા નારણભાઇ રણછોડભાઇ રૂા. ૨૦) સ્કુલ જમાડી. **મહુધા**—દેશાઈ હરીલાલ દેશાઇભાઇ રૂા. ૪–૮–૦ દુધ પાયું **ચકલાસી**—કન્યાશાળા પટેલ મિઠાભાઇ હરિભાઇ રૂા. ૧૫) સ્કુલ જમાડી **થામણા**—કન્યાશાળા પટેલ વલવભાઇ મથુરભાઇ રૂા. ૨૦) પ્યાલા. **વિરોલ**—પટેલ રણછોડભાઈ પરસુદાસ રૂા. ૧૧–૨–૦ પ્યાલા તથા પતાસા. પા. બાબરભાઇ હાથીભાઇ રૂા. ૩) મીઠાઇ.

**અમદાવાદ વિભાગ**—

**રોજકા**—કુમારશ્રી પથુભા મજુભા રૂા ૨૫) સ્કુલ જમાડી. રૂા. ૧૪) ઈનામ કુમારશ્રી પ્રભાતસીંહજી દેવીસીંહજી રૂા ૭) પુસ્તક, ગામલોકો રૂા ૩) પેંડા. તા ૧૨ મી ડીસેમ્બરના રોજ ગોહેલ પ્રતાપસિંહજી ફતેહસિંહજી રૂા. ૩–૮–૦ પેંડા કુ. પ્રભાતસિંહજી દેવીસિંહજી રૂા ૩) પાન ગુલાબ—ગામ લોકો રૂા. ૨૦–૪–૦ સ્કુલ જમાડી. **ખસ**—ગામ લોકો રૂા. ૩૭–૭–૫ સ્કુલ જમાડી. **સીતાપુર**—મુખી લલ્લુભાઈ માવજીદાસ તથા

સ્કુલ કમિટિના મેમ્બરો તથા ગામના ગૃહસ્થો રૂા. ૩૧-૪-૩ સ્કુલ જ. માડી કાપડ તથા સંગ્રહસ્થાન સારૂ ચીજો. **નોલી**—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂા. ૧૧) સ્કુલ જમાડી **નાગડકા**—ગામ લોકો રૂા. ૨૨) સ્કુલ જમાડી. **અમદાવાદ**-મ્યુ. સ્કુ ન ૩૪ સૈયદ મુસ્તુફામીયા બાવામીયા કાદરી રૂા. ૧૫-૪-૦ પુસ્તકો. મ્યુ. **સ્કુલ ન ૧૪** સૈયદ મુસ્તફામીયાં કાદરી રૂા ૨૦૦) પુસ્તકો, સાહેબજાદા ઉસ્માનખાંમીયાં રૂા. ૧૦) મીઠાઇ. મ્યુ. **ન. ૭.** મુનશી ફતેહમોહમદ ફકીરમોહમદ રૂા. ૫) મીઠાઇ. **અસલાલી**—પા ભુલાભાઇ નાથાભાઈ રૂા ૨૯-૮-૦ છોકરાની સ્કુલ, રૂા. ૭-૨-૦ કન્યાશાળા. પા. ભુલાભાઇ પ્રાગજીભાઈ રૂા. ૩૦) કબાટ. ગામ લોકો રૂા ૨૮) સ્કુલ જમાડી **જખવાડા**—ગામ લોકો રૂા. ૧૮-૪-૦ સ્કુલ જમાડી.

**સુરત વિભાગ—**

**સુરત.** મ્યુ નં ૧૬ શેઠ નરોતમદાસ પીતાંબરદાસ રૂા. ૪-૪-૩ પતાસાં. **બેગમપુરા** હોરવાડ **કન્યાશાળા**—શેઠ મહમદઅલી ગુલામહુસેન રૂા. ૭) ઘડીઆળ **દહેજ**—ગામના ગૃહસ્થો રૂા. ૧૦) પેંડા તથા પતાસાં. **કોલવા.** શા ગોવન ગજાજી તથા દલીચંદ જેચંદ તથા કસન ભગાજી તથા શા. ઝવેર મોતી રૂા ૧૫-૮-૦ ઘડીઆળ શા. કાના ગજાજી રૂા ૬-૪-૦ રૂમાલ, દેશાઈ કાળાભાઈ કુવરજી તથા પટેલ ડાયાભાઇ રામભાઈ, લલ્લુભાઈ નાગરજી, વલ્લવભાઈ વસનજી, ખડુભાઈ ગોવિંદજી તથા ભાણાભાઈ ગોવિંદભાઈ રૂા. ૧૬) સ્કુલ જમાડી.

**ખેડા વિભાગ—**

**દેવાતજ**—પા. શીવાભાઈ ગંગાદાસ રૂા. ૧૦-૪-૦ સ્કુલ જમાડી. **વીણા**—દવે શીવશકર જેભાઈ રૂા. ૧૨) પુસ્તકો **ઉંઢેલા**—પા કાશીભાઈ કશળાભાઈ રૂા ૨૦) સ્કુલ જમાડી. પા. રામભાઈ નરસીભાઈ રૂા. ૭) મીઠાઈ **મહુધા**—પરીખ અમાલાલ ભાઇચંદ રૂા. ૩૫) કાચના ખડીઆ તથા શાકર **છીપડી**—સોની છોટાલાલ નરસીદાસ વગેરે રૂા ૫) પતાસા **દાગજીપરા**—જેરામદાસજી વિષ્ણુદાસજી રૂા ૪૦) સ્કુલ જમાડી. **સણાલી**—શા. કાળીદાસ રાયચંદ રૂા. ૧૦) સ્લેટો વગેરે શા. છોટાલાલ કેવળદાસ રૂા ૨૦) સ્કુલ જમાડી. **ઉમરેઠ**—બ્રાચ કન્યાશાળા-હેડમિસ્ટ્રેસ સ્કુલો જમાડી. **સહલપુર**-સ્કુલ કમિટિના મેમ્બરો તથા ગામ ગૃહસ્થો રૂા.

૧૪) સ્કુલ જમાડી. **સીંજીવાડા**—પટેલ મોતીભાઈ દેશાઈભાઈ રૂા. ૧૫) પા. ઉમેદભાઇ છજીભાઇ રૂા ૧૫), શા. અમીચંદ રૂપચંદ રૂા. ૧૫), ઠક્કર ચુનીલાલ ઘેલજી રૂા. ૧૨) સ્કુલ જમાડી. **થામણા**—કન્યાશાળા શંકરભાઈ સુથાભાઇ રૂા. ૧૫) સ્કુલ જમાડી. **અલારસા**—હા લક્ષ્મિશંકર ઉતમરામ રૂા. ૯) ઘડીઆળ **અલવા**—પટેલ લલ્લુભાઇ પીતાંમ્બરદાસ રૂા ૧૦) સ્કુલ જમાડી. **પરીએજ**—ગામ લોકો રૂા. ૭–૦–૬ ચોપડીઓ તથા મીઠાઈ, **ખાંધલી**—ગામના ગૃહસ્થો રૂા. ૧૮) સ્કુલ જમાડી મે આસિ. કલેક્ટર સાહેબ રૂા. ૩) મીઠાઇ. **મહુધા**—મ્યુ. સ્કુલ. ભવાનીશંકર દોલતરામ રૂા. ૩) પતાસા **મહુધા**—પઠાણ દીલમાઅખા શમગેરખાં કલ્યાણી રૂા ૩) પતાસા. **પડાળી**—પા. લલ્લુભાઈ સોમદાસ રૂા. ૪૮) સ્કુલ જમાડી. **દેવકીવણસોલ**—મોલકી સામતમંગ અમથાભાઇ રૂા ૧૦) સ્કુલ જમાડી **પાળજ**—પા. લલ્લુભાઇ મથુરભાઇ રૂા. ૩) પતાસા. પા. રેવદાસ બાપુજી રૂા ૬૫) સ્કુલ જમાડી સ્કુલના શિક્ષકો રૂા. ૧૬–૧–૦ અદર્શન સાહિત્ય **ઈસરામા**—ગામના ગૃહસ્થો રૂા ૧૫–૮–૦ સ્કુલ જમાડી. **પાળજ**—કન્યાશાળા પટેલ રેવનદાસ બાપુજી રૂા. ૧૫) સ્કુલ જમાડી **મહમદપુરા**—જુદા જુદા ગૃહસ્થો રૂા. ૨૫) કૉરોનેશન પ્રસંગે ખર્ચ. **સુણાવ**—પા. ચતુરભાઇ રણછોડભાઈ રૂા. ૭૫) સ્કુલ જમાડી. ગામ લોકો રૂા. ૬) મીઠાઇ **અનારા**—પા. કુબેરભાઇ કહાનદાસ વગેરે રૂા ૩–૮–૦ મીઠાઇ, તથા રૂા ૧૨) સ્કુલ જમાડી. **થામણા**—ગામ લોકો રૂા ૨) મીઠાઈ ૫) પુસ્તક ઇનામ ૩૫) જમાડયા તથા છોટાલાલ શીવરામ પંડયા તરફથી ઘડીઆળ એક ૨કુ—કાશીબાઇ શા. વરજીવન ઇશ્વરદાસની વિધવા બધી સ્કુલ જમાડી. **વાંઠવાળી**—લેઉઆ પાટીદાર પંચ રૂા ૧૨) ઘડીઆળ **ઓજરાળા**—પા દેશાઈભાઇ મગળદાસ રૂા ૧૪–૬–૦ સ્કુલ જમાડી, જુદા જુદા ગૃહસ્થો રૂા ૮–૩–૩ કાપડ **બદલપુર**—ગામ લોકો રૂા. ૧૦) મીઠાઈ **ભાટેરા**—ગામના ગૃહસ્થો સ્કુલ જમાડી. **ખડોલ નાની**—સ્કુલ કમિટિના મેમ્બરો તથા સદ્દગૃહસ્થો રૂા. ૧૧–૮–૦ પા. હરિભાઈ કિશોરદાસ વગેરે, રૂા. ૬) સ્કુલ જમાડી વગેરે તોરણીઆ ગામે વર્ગ જમાડયો. રૂા ૫) શા મગનલાલ અમ્રતલાલ રૂા. ૩) મીઠાઈ **મજીપૂરા**—ગામ લોકો રૂા. ૧૦) સ્કુલ જમાડી તથા મીઠાઇ **મુજકુવા**—

ગામ લોકો રૂ ૬-૮-૦ ધડીઆળ. ઠા. મનસુખ ત્રીકમ રૂ. ૧૫) સ્કુલ જમાડી **વાસણાબુજર્ગ**—પા મોતીલાલ રણછોડ સ્કુલ જમાડી ઠા કેશવલાલ નરસીભાઈ રૂ. ૫-૧૨-૯ ઇનામ **આંધલી**—ગામ લોક રૂ ૨૮) સ્કુલ જમાડી. **વળાસણ**—ઇનામદાર રામસગ રાજસગ રૂ. ૨૬-૧૦-૦ શાળા જમાડી **વીરસદ**—કન્યાશાળા પા ઝવેરભાઇ નાથાભાઇ દિવાન રૂ. ૧૦) મીઠાઇ. રૂ ૭૦) સ્કુલ જમાડી. **વડતાળ**—શાહ મોહનલાલ છગનલાલ રૂ. ૪૪-૫-૬ સ્કુલ જમાડી **સીંજીવાડા**—પારેખ હરીભાઇ છોટાલાલ રૂ ૧૨) શા. માણેકચંદ કલાણચંદ શા. પુન્જાલાલ જેઠાભાઈ રૂ. ૧૭), સ્કુલ જમાડી, પટેલ તલાટી ગામના ગ્રહસ્થો રૂ. ૨૫) મીઠાઇ. **મોગર**—શેઠ જીવાભાઈ હરીભાઇ રૂ ૩૦) સ્કુલ જમાડી ઠાકોર સાહેબો રૂ. ૩) મીઠાઇ **રૂડેલ**—ગામ ગૃહસ્થો તથા સ્કુલ કમિટિના મેમ્બરો રૂ. ૨૫) ઇનામ **અમીઆદ**—ગામના આગેવાનો રૂ ૧૦-૧૨-૦ સ્કુલ જમાડી તથા મીઠાઇ. **અહીમા**—ઠાકોર તથા મહાજન રૂ. ૧૦) સ્કુલ જમાડી શા નારણદાસ જેઠાભાઇ રૂ ૪) કપડા બારૈયા ચુથાભાઇ રૂ ૨) મીઠાઇ **ખડાળ**—ગામ લોક રૂ. ૨૩) સ્કુલ જમાડી તથા ઇનામ **લીંગડા**—જુદા જુદા ગ્રહસ્થો રૂ ૧૮) સ્કુલ જમાડી દેશાઈભાઇ મનોરભાઇ રૂ ૮) ઇનામ, જુદા જુદા ગ્રહસ્થો રૂ ૧૦) ઇનામ ગામ લોક સમસ્ત રૂ. ૧૦) ઇનામ **મિત્રાલ**—પા. શીવાભાઇ જીજીભાઇ રૂ. ૧૮-૧૨-૦ સ્કુલ જમાડી, જુદા જુદા ગ્રહસ્થો રૂ. ૭) ઘડીઆળ **ગોપાળપુરા**—ગામના ગૃહસ્થો સ્કુલ જમાડી **માતર**—શેઠ મોહનલાલ મીઠાલાલ રૂ. ૨૫) મીઠાઇ, રૂ. ૫) રૂમાલ, ઉગરચંદ ભાઇચંદ તરફથી. **ત્રાજ**—સ્કુલ કમિટિ રૂ ૧૪-૮-૦ સ્કુલ જમાડી, ઇનામ પતાસા **ફતેહપુર**—સ્કુલ કમિટિ રૂ ૧૩) સ્કુલ જમાડી **ઉત્તરસંડા**—કન્યાશાળા પા. રઇજીભાઇ સામળભાઈ રૂ ૫) કાપડ.

**ભરૂચ વિભાગ**—

**કંથારીઆ**—વા. વલી અસ્માલ રૂ. ૩-૮-૦ ચોપડીઓ, પા અહમદ અસ્માન રૂ ૧) ઇનામ **કડોદ્રા**—મોતીભાઇ નરસીંહ રૂ. ૮-૪-૦ સ્કુલ જમાડી

અંક ૩ જો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ ૧૯૧૨.

અનુક્રમણિકા.



તન્ત્રી ( ઑગસ્ટ ૧૯૦૨ થી )—અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપલ, મેલ ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ કંપનિ પ્રેસમાં મેનેજર રણછોડલાલ ગંગારામે છાપ્યું.

**શાળાપત્ર જ્યુબિલિઅંક**—તૈયાર છે. 'શાળાપત્ર'ના જે ગ્રાહકો ઇ. સ. ૧૯૧૧ સુધીનું 'શાળાપત્ર' નું લવાજમ પૂરેપૂરૂં ભરી ચૂકયા હોય તેમણે 'શાળાપત્ર'ની ઑફિસમાંથી એ અંક લઈ લેવો. ટપાલ મારફતે મંગાવનારે ટપાલ ને પૅકિંગના બે આના મોકલી આપવા, તે મોકલશે અથવા વી–પી–થી મંગાવશે ત્યારે તેમને અંક મોકલવામાં આવશે.

તન્ત્રી.

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું. માર્ચ, ૧૯૧૨. અંક ૩ જો.

ગુજરાત સાહિત્યસભામાં વાંચેલો લેખ ( ચાલુ પુ. ૫૧ પૃષ્ઠ ૪૯થી ).

## નવલકથા.

હાલ જેમ કાવ્યો બહુ રચાય છે, તેમ નવલકથા પણ બહુ લખાય છે તેમા થોડીમાંજ વસ્તુસકલના સુદર હોય છે આપણા સામાજિક વ્યવહારમા જે દૂષિત હોય તેનું નિન્દાપાત્ર ચિત્ર આલેખવુ, તેમા ઉત્તમ આદર્શો વાચકવર્ગ સમીપ મૂકવા, અનેક વિભિન્ન અવસ્થામાં જનચિત્તની ઉચ્ચાવચ સ્થિતિનું સમ્યક્ સમાલોચન કરી આબેહુબ નિરૂપણ કરવુ, પુસ્તકના અન્ત સુધી વાચકનો રસ અવિચ્છિન્ન રહે એવી વસ્તુસકલના ગૂથવી, સદ્વસ્તુ પર પ્રેમ ને અસદ્વસ્તુ ઉપર તિરસ્કાર છૂટે એવો ઉપદેશ આપવો અને વર્ણનશૈલી તેમજ વિચારશ્રેણિથી વાચનારનુ મન આકર્ષવુ- એવો સક્ષેપમા નવલકથાનો ઉદ્દેશ હોવો જોઈએ. એઉદર વસ્તુસકલના ને રસની જમાવટ લાવવામાં તથા અન્તપર્યન્ત નિભાવવામા પારસી લેખકોની નવલકથાઓ જે બહુધા અગ્રેજી નવલકથાનુ અનુકરણ હોય છે, તે અન્ય લેખકોની નવલકથા કરતા ચડીઆતી હોય છે આપણા સમાજમા સપૂર્ણ પાશ્ચાત્ય રીતિ દાખલ કરવી ઇષ્ટ છે કે નહિ તે વિષે ઘણા નવલકથાકારો ઊડો વિચાર કરતા જણાતા નથી. પાશ્ચાત્ય સામાજિક સ્થિતિનુ સપૂર્ણ અનુકરણ કરવાથી પારસીઓની કેવી બૂરી દશા થઈ છે, તે તેઓમાના ઘણાખરા પણ હવે સમજતા થયા છે મારી પાસે અવલોકનાર્થે ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રકશન તરફથી ત્રણ ત્રણ મહિને પુસ્તકો આવે છે તેમા ઘણો ભાગ નવલકથાનોજ હોય છે. તેમાની કેટલીક સાપ્તાહિક પત્રોને લગતી ભેટ હોય છે લેખકોમાં પાશ્ચાત્ય કેળવણી પામેલા પણ હોય છે. છતાં ઘણીખરી નવલકથામા હિંદુ સસારનુ ચિત્ર વિરૂપ ને એકદેશી હોય છે ને આદર્શરૂપ, દર્શાવેલી ભાવના આપણા સસારને હાલ તો સુસગત ન થાય એવીજ હોય છે. આપણી સામાજિક સ્થિતિમા અનેક રીતે સુધારાને માટે સપૂર્ણ અવકાશ છે, એની તો કોઈથી ના કહેવાય એમ નથી, પરતુ સપૂર્ણ

ઉચ્છેદ એકદમ થઈ શકવાનો નથી ને થાય તો તે ઇષ્ટ પણ નથી. દૂરથી જેટલુ સુદર ભાસે છે તેટલુ હમેશ તેવુ હોતું નથી–દરેક મડળમા કેટલુક રતુત્ય ને કેટલુક નિન્દ્ય હોય છે, બધુ અનુકરણીય હોતુ નથી. એક મડળને જે અનુકૂળ હોય તે અન્યને પણ હોય એવો સાર્વત્રિક નિયમ હોઈ શકેજ નહિ હાલની કેટલીક નવલકથાઓનુ વસ્તુ એક પ્રકારનુજ બહુધા હોય છે. તરણ સ્રીપુરુષોને કેળવાયલા આલેખવા, તેમના સમાગમને માટે અનેક પ્રસગો નિરૂપવા, તે પ્રસગોએ તેમની વચ્ચે પરસ્પર સભાષણદ્વારા પ્રેમનું બીજ રોપવુ ને પોષવુ, તેમના વડીલ પુરુષો સમીપ પણ તેમના સાત્ત્વિક ભાવોનુ નિદર્શન કરવુ એટલુજ નહિ, પણ નિર્મર્યાદ શૃગારચેષ્ટા વર્ણવવી, તેમાના એકને રોગગ્રસ્ત ને બીજાનાતે વશ થયલો ચિત્રી તેના ગુરજન છતા પણ તેની બરદાસ તેના પ્રેમપાત્ર પાસે કરાવવી ને પછી આવા યુગ્મનો વિવાહ વર્ણવી તેને સ્વર્ગસુખનો ઉપભોગ કરતુ નિરૂપવુ–આવા પ્રકારની વસ્તુસકલના ઘણાં પુસ્તકોમા નજરે પડે છે. તેથી સામાન્ય રીતે તેના ઉપર નીચે પ્રમાણે ટીકા કરવી પ્રાપ્ત થઈ છે.–'The ideal state of marriages depicted in the book as conceived by the author will hardly appear to be ideal to men of riper years and judgment. It is a state found in and suited to western lands and the Hindu society is not prepared to adopt it bodily. Young writers of immature judgment contrive in their books to bring a young boy and a young girl together, make

' આ પુસ્તકમા ગ્રન્થકારે કલ્પેલી લગ્નની ઉચ્ચતમ આદર્શભૂત સ્થિતિનું ચિત્ર આપ્યુ છે તે પરિપક્વ વય ને બુદ્ધિના પુરષોને ભાગ્યેજ આદર્શ-લાગશે એ તો પાશ્ચાત્ય દેશોમા માલમ પડતી ને તેને લાયક સ્થિતિ છે અને એ સ્થિતિ તમામ એવાજ રૂપમા દાખલ કરવાને હિંદુ સમાજ તૈયાર નથી. અપરિપક્વ વિચારવાળા તરણ લેખકો પોતાનાં પુસ્તકોમાં જુવાન સ્રીપુરષને ભેગા મેળવવાની તદબીર રચે છે, તેમની પાસે શૃગાર-ચેષ્ટાનો ઉપભોગ કરાવે છે, તે એટલે દરજ્જે લગણ કે તેમનાં વડીલોના સમક્ષ પણ તેમને પરસ્પર આલિંગન અને ચુમ્બન કરાવે છે, પછી તેમને લગ્નની ગ્રન્થિથી જોડે છે, અને તે યુગ્મને બધી રીતે સુખી વર્ણવે છે !

them indulge in plays of love, going to the length of making them embrace and kiss each other even in the presence of their elders and then unite them in marriage and describe the pair as every way happy.'

## જીવનચરિત્રો.

સારા જીવનચરિત્રોની આપણા સાહિત્યમાં ખામી છે. ઉત્તમ જીવનના માર્ગદર્શક તરીકે ઇતિહાસનુ એ ઘણુ અગત્યનુ અંગ છે. એના લાભ સર્વ કેળવાયલા પુરુષોને જાણીતા છે એટલે તેનુ વિવેચન અહિં અસ્થાને ગણાય. એટલુજ અત્ર કહેવુ આવશ્યક છે કે જીવનચરિત્રકારે નાયકની સ્તુતિજ કરવી ને સ્તુતિ યોગ્ય હોય ત્યા અતિસ્તુતિ કરવી, નાયકમા દોષનો અંશ પણ સ્વીકારવોજ નહિ ને દોષ હોય ત્યાં ગુણનો આરોપ કરવો, કોઇક બાબતમાં કઇ ન્યૂનતા હોય તો તેમા નાયકનુ યથાયોગ્ય ચિત્ર આલેખવાને બદલે તે બાબતનેજ ઉતારી પાડવી—આવા કેટલાક દોષો જીવનચરિત્રમા જોવામાં આવે એ કેટલેક અંશે સ્વાભાવિક છે, પણ જીવનચરિત્રની યોગ્યતા ઓછી કરે છે એ પણ નિર્વિવાદ છે.

## ઇતિહાસાદિ.

ઇતિહાસ, ભૂગોળ, વનસ્પતિશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, પ્રાણિવિદ્યા, પ્રાકૃતિક વિદ્યાની અનેક શાખાઓમા લોકપ્રિય થાય એવી શૈલીથી નાના મોટા ગ્રંથો લખવાની જરૂર છે. અંગ્રેજી પુસ્તકોનાં અક્ષરશઃ ભાષાન્તરોની અપેક્ષા નથી તેવાં પુસ્તકો બહુ ઉપયોગી નીવડતા નથી, આપણા દેશને અનુકૂળ, વ્યવહારમા જોવામા આવે એવી ઘણી બાબતો ને વસ્તુઓનુ જેમાં નિરૂપણ હોય ને તેમા અન્તર્ભૂત થયલા નિયમોનુ વિશદીકરણ હોય એવાં પુસ્તકોની જરૂર છે. ગુજરાતના ઇતિહાસમા પણ સારા પુસ્તકોની ખોટ છે. માત્ર સરકારી ગેઝેટીઅરના અનુવાદજ બસ નથી. તેમાથી સદસદ્વિવેચન કરી, ઉપયોગી ને અનુપયોગી અંશનો વિવેક કરી સરળ શૈલીમા રસિક થાય એવી સરણીએ પુસ્તકો રચાય તો તે ઘણાં લોકપ્રિય થાય તેમજ શિક્ષકવર્ગને પણ ઉપયોગી થઈ પડે.

## માસિકો.

હાલમાં માસિકોમાં લખવા તરફ શિષ્ટ વર્ગનો વિશેષ પ્રેમ જણાય છે. એમાં કંઈ વાંધાભરેલુ નથી. કોઈ પણ વિષય વિષે વિચાર કરનારથી.

તેનું સશોધન કરવાથી, ને તેમાં કલમ કસવાથી લખનાર તેમજ તે વાંચનારને લાભ થાય છે એ નિઃસશય છે, પરતુ અત્ર એટલુ પણ યાદ રાખવું જરૂરનુ છે કે એવા લેખોનુ જીવન પુસ્તકોના જેટલુ લાંબું હોતું નથી, તેમજ એનો વાચકવર્ગ પણ તેના જેટલો વિશાળ હોતો નથી એ માત્ર વાંચનારનું તાત્કાલિક ધ્યાન ખેંચે છે, પુસ્તકોના જેવા ઉપયોગી થતા નથી.

## માસિકોની ફરજ.

વળી આ પ્રસગે, 'માસિકો'મા પુસ્તકપરીક્ષાનુ કામ સારી રીતે થવાની જરૂર છે એમ કહેવુ પણ નિરર્થક નહિ જાય એવી આશા છે પુસ્તકો ઉપર સારા વિવેચન ને અવલોકનની બહુ જરૂર છે. તેમ થયાથી સાહિત્યને ઘણો લાભ થયા વિના રહેશે નહિ તેમજ માસિકોમા સારા ને ઘણા સારા લેખો સાથે ક્વચિત્ ક્વચિત્ માલ વગરના લેખો પણ આવે છે લેખક તરીકે પ્રસિદ્ધ થયલા કે સારી કેળવણી પામેલા પુરુષોનાજ લેખોનો સમાવેશ થવો જોઈએ જેમને હજી વિદ્યા ને વ્યવહાર સપાદન કરવાના છે, જેઓને હજી પરિપકવ વયનો પણ અનુભવ મળ્યો નથી એવા બીન અનુભવી કે અર્ધદગ્ધ પુરુષોના લેખ દાખલ કરવાથી માસિકોની પ્રતિષ્ઠાને હાનિ પહોચે છે વળી માસિકોમાં જુદા જુદા લેખોમા જુદી જુદી જોડણી જોવામા આવે છે તો તે પણ ઇષ્ટ છે? માસિકના અધિપતિએ પોતાના માસિક માટે અમુક ધોરણ રાખવુ જરૂરનુ નથી? ઉપર દર્શાવેલી જોડણીની અવ્યવસ્થામા આ રીતે વધારો થાય છે કે નહિ? આ વિષય ઉપર માસિકોના અધિપતિનુ લક્ષ ખેંચવાની રજા લઉં છુ

## ઉપસહાર.

આ પ્રમાણે ગુર્જર સાહિત્યની આધુનિક દશાનુ રેખાદર્શન કરી તેનાં કયા કયા અગને કેવી રીતે પોષવા ને ખિલવવાના અવકાશ ને આવશ્યકતા છે તે તરફ શ્રોતૃમડળનું ધ્યાન ખેંચ્યુ છેવટે ગુજરાતસાહિત્યસભાનો વિજય ઇચ્છી મારો લેખ સમાપ્ત કરૂ છુ

---

# *શાળાના અભ્યાસક્રમમાં નીતિના શિક્ષણને સ્થાન.

( રા રા ચુનીલાલ ગોવર્ધનદાસ શાહ, બી. એ )

ઉક્ત વિષયના સબધમા આજકાલના માસિક અને દૈનિક પત્રોમાં

---

* આ લેખ 'જ્યુબિલિના ખાસ અક' માટે આવેલો તે ખાસ અકમાં જણાવ્યા મુજબ અવકાશ નહિ હોવાથી અત્ર છાપવામા આવ્યો છે.

વિવિધ પ્રકારની થતી ચર્ચાથી એટલુ તો અનુમાન કરી શકાય છે કે તેવા પ્રકારના શિક્ષણની હાલના સમયમા થોડી ઘણી પણ જરૂર છે જરૂર કેટલી છે તે "હિન્દુસ્તાનમાં નીતિવિષયક શિક્ષણના અભાવથી ભયકર નઠારાં પરિણામ આવવા પામ્યાં છે"—આ એકજ વાકયથી સહેજસાજ સમજવામાં આવી જાય છે તે ભયકર પરિણામ કેવા પ્રકારના છે—શુ ઉગતી પ્રજા આળસુ, અનીતિમાન્, જુઠ્ઠી, ઉદ્ધત, અપ્રામાણિક, બીકણુ, ઘાતકી કે નિર્દય બની છે ?—એ વિષે નિર્ણય કરી મત આપવો એ કઈ સહેલુ નથી. તેમ છતાં એટલુ તો કહી શકાય કે એ શિક્ષણના અભાવે મનુષ્યહૃદય પોતાનું સ્વાભાવિક લક્ષણ ભૂલી જાય છે અને પ્રપચના રસ્તાઓ શોધવા માડે છે; કારણ માત્ર એટલુજ કે પોતાની આસપાસના માણસો પ્રત્યે પોતાની શી શી ફરજો છે તેનુ જ્ઞાન બાળકને હોતુ નથી, તેમજ બાળક વિદ્યાભ્યાસ કરે છે તે સમયમા તેના કર્તવ્યનુ ભાન તેને કરાવવામા આવતુ નથી; તેથી મોટપણે તેને તે શોધી લેવુ પડે છે, ત્યારે તે પોતાની બુદ્ધિ અનુસાર વર્ત્તે છે અને તેમા ભૂલ ખાય તો દોષપાત્ર ગણાય છે ખરેખરો દોષ તો બાળકને કેળવણી આપનારનોજ છે.

જન્મથીજ બાળક જેજે સયોગોમા આવે છે તે તે સયોગોના સસ્કારની છાપ તેના કુમળા મગજમાં પડે છે, તે તે પ્રમાણમા તેની બુદ્ધિ સ્ફુરે છે, ને તે તે પ્રમાણે તે કર્મ આચરે છે. પ્રથમ તો ઘરની રીતભાત ઉપર તેના મનનુ બધારણ થાય છે, ત્યારપછી તેના સહવાસ ઉપર અને સ્વતત્ર વિચાર કરી શકે તે પહેલા શાળાના શિક્ષણ ઉપર ઘરની કેળવણી હિન્દુસંસારમાં કેવા પ્રકારની છે તે કોઈનાથી અજાણ્યુ નથી, તેમજ બાળક નાનપણમા કેવા સહવાસમા ઉછરે છે અને તેનુ પરિણામ કેવુ આવે છે તે સૌ કોઈ કલ્પનામા લાવી શકે તેમ છે, ત્યારે છેવટનો આધાર શાળાની કેળવણી ઉપરજ રહે છે.

આ ઉપરથી એટલુ તો સિદ્ધ થાય છે કે બાળકના ઘરના તેમજ તેના સહવાસના જે જે નઠારા સસ્કારો પડયા હોય તે તે ભુલાવવાનુ કામ શિક્ષકનુ છે હવે આ બાબતમા શિક્ષકો કેટલુ કરી શકે તેનો વિચાર કરીએ.

ગૃહકેળવણી બાળક પ્રત્યે જેટલા અને જેવા જોઈએ તેવા સસ્કારોની છાપ પાડી શકે એ તો નિર્વિવાદ છે, પરતુ તેવી કેળવણી આપવામાં સા-

માન્ય રીતે જોતાં હિંદુ બાપ અજ્ઞાન અથવા તો વખતના અભાવે બેદરકાર છે. વળી હિંદુ માતાઓ ઘણુ કરીને અભણ અગરતો સાધારણ વાચી શકે તેટલુજ ભણેલી હોય છે; હવે જ્યારે બાળક પોતાની માતા કરતાં વધારે ભણે છે ત્યારે સ્વાભાવિક રીતે પોતાની માતા કરતાં વધારે જાણે એવુ તેને ભાન થાય છે, તેથી બાળક પોતાની માતાના હુકમનો કેટલીક વખત અનાદર કરવા લલચાય છે. આવા સયોગોમાં ઉછરેલા બાળકની શાળામાં દાખલ થાય તે વખતની અને નીતિવિષયક શિક્ષણના અભાવે કરીને બીજી કેળવણી લઈને બહાર નીકળે તે વખતની સ્થિતિમા કેટલો ફેરફાર પડશે તેનુ અનુમાન સાધારણ રીતે કરી શકાય તેમ છે ભણ્યા એટલે બે પુસ્તકોજ વાચવાં અગર બે હિસાબજ ગણવા એટલુ તો તે બાળક શીખશે, પણ પોતાના સંબંધી પ્રત્યે કેવી રીતે વર્તવું એ શીખવાનુ તો હજુ બાકીજ રહ્યુ આવું જ્ઞાન બાળકને આપવામાં ન આવે તો તેની પાસેથી વિવેક અને નીતિનાં વચન સાભળવાની આશા રાખવી એ કેટલે અશે વાજબી છે ?

બાળકનુ મગજ કુમળા છોડ જેવુ છે, તેને જેમ વાળવામા આવે તેમ વળી શકે છે એટલાજ ઉપરથી શિક્ષકે સમજવુ જોઈએ કે તે બાળકનો માતાપિતા, મિત્ર, ગુરુ અગર પરમેશ્વરજ છે, અને જો તે તેવી રીતે સમજવામા પોતાના કર્તવ્યનું ભાન ભૂલે તો તે દરેક પ્રકારે દ્રોહી છે અને તેથી બાળકના ખોટા મનોરથો સરળ ને સીધે રસ્તે વાળવાનું કામ તેનુંજ છે, હવે એવો સવાલ ઉત્પન્ન થાય છે કે નીતિવિષયક શિક્ષણ કેવી રીતે આપવુ? પુસ્તકદ્વારા આપ્યા કરતા બીજી કોઈ આડકતરી રીતે આપી શકાય કે નહિ? આ સબધમા પ્રો સેડલરના એક અંગ્રેજી ફકરામાંથી અવતરણ કરવું યોગ્ય જણાય છે —

"Moral training is secured by watchful care over conduct, by intimacy with good examples, by wisely ordered physical discipline, by duly measured and organised school games, by the good influences in the corporate life of the school, and by the effect of honest intellectual work upon the moral outlook and judgment

તેનો અર્થ એવો છે કે —બાળકની રીતભાત ઉપર પૂર્ણ કાળજી રાખવાથી, સારાં સારાં દૃષ્ટાન્તો સમજાવવાથી, યોગ્ય શારીરિક કેળવણીથી, બાળકના પ્રમાણમા યોગ્ય રમત ગમતના મેળાવડા કરવાથી, નિશાળમા એક બીજા પ્રત્યે સભ્ય રીતે વર્તવાથી, અને બાળકના નીતિવિષયક વલણ અને વિચાર ઉપર યોગ્ય માનસિક શિક્ષણ આપવાથી, નીતિની કેળવણી અપાય છે. પરંતુ આ નિયમો હિન્દુસ્તાનની હાલમા ચાલતી શાળામા કામમા આવે તેમ નથી; કારણ કે:—

"These indirect influences of public school life are possible chiefly in the higher class of boarding schools meant for the upper middle classes. When we consider, however, the conditions prevailing in the vast number of elementary day schools in which the pupil spends only one-third of his waking hours, although an earnest teacher of these schools may bring the indirect influences prevailing in the better class of public schools to bear upon his work, the necessity of giving direct moral instruction becomes apparent" (Mr. Bhabha)

મતલબ કે —જે બાળકો બોર્ડિંગ સ્કૂલોમા (છાત્રાલયોમાં) અભ્યાસ કરતા હોય તેમનાથીજ ઉપલા નિયમો પાળી શકાય અને તેમનેજ તેથી લાભ થાય, પણ જ્યાં આગળ બાળકો પોતાના જાગવાના વખતનો ત્રીજો ભાગ નિશાળમા શિક્ષકની દેખરેખ નીચે રહેતા હોય ત્યાં આગળ શિક્ષક બધા નિયમો પળાવી શકે નહિ, અને તેથીજ નીતિવિષયક શિક્ષણની જુદી કેળવણી આપવાની તેવી જગ્યાએ ખાસ જરૂર છે.

આ કારણથીજ દુનીઆના સુધરેલા દેશોમા નીતિવિષયક કેળવણી દાખલ કરવાની રૂઢિ પ્રચલિત થયલી જણાય છે, અને હિન્દુસ્તાનમાં પણ આ કેળવણી નવી નથી અસલના વખતમાં એ પ્રકારની કેળવણી આપવામાં આવતી હતી. દાખલા તરીકે અસલના આર્ય લોકો વેદના અધ્યયન ઉપરાંત સ્મૃતિ (નીતિધર્મ) શીખવા ઇતિહાસ અને વાર્તા રૂપે નીતિના દૃષ્ટાન્તો

પુરાણોમાં પણ પુષ્કળ છે. મહાભારતમા આપેલા ધૃતરાષ્ટ્ર અને વિદુર, ભીષ્મ અને યુધિષ્ઠિરના સ્રવાદો નીતિનાજ દાખલા છે. વિષ્ણુશર્માએ જ્યારે પોતાના રાજકુવરોને વિદ્યાભ્યાસ કરાવવાનો વિચાર કર્યો ત્યારે નીતિના દૃષ્ટાન્તોની વાતોથીજ તેમનુ શિક્ષણ શરૂ કર્યું હતુ (હિતોપદેશ)

નીતિના શિક્ષણની આવશ્યકતા છે એનુ સિદ્ધ થયલુ માની આગળ વિચાર કરીએ કે એવા પ્રકારનુ શિક્ષણ કેવી રીતે આપવુ ? પુસ્તકદ્વારા, બોધદ્વારા, વાર્ત્તાદ્વારા અથવા ધર્મશિક્ષણદ્વારા ? કયે રસ્તે શિક્ષણ આપવાથી વધારે ફલદાયી થાય તે સયોગો ઉપર આધાર રાખે છે. દરેક શિક્ષકે પોતાને સોપવામા આવેલા વિદ્યાર્થીઓને કયુ શિક્ષણ ઉત્તમ પ્રકારનુ છે તે શોધી કાઢીને તે પ્રમાણે વ્યવહાર કરવો દાખલા તરીકે શહેરનાં છોકરાને અને ગામડાના છોકરાને તેમજ છોકરીઓને એકજ તરેહનુ શિક્ષણ આપવુ યોગ્ય નથી, તેમજ જુદા જુદા શહેરોને માટે અગર તેવાજ ગામડાને માટે પણ એકજ પ્રકારનુ શિક્ષણ અયોગ્ય ગણાય તે ફક્ત લાંબા અનુભવથીજ શોધી કઢાય તેમ છતા પણ લન્ડન મૉરલ ઇન્સ્ટ્રકશન લીગ જેવી સભાએ એક જાતનુ ધોરણ ગોઠવવુ જોઈએ, અને દરેક શિક્ષકે તે ધોરણ અનુસાર પોતાનો ક્રમ ગોઠવવો જોઈએ ગુજરાતી કવિતા, મહાભારત, રામાયણ, પુરાણ, સ્મૃતિ, હિતોપદેશ અને એવા બીજા નીતિના પુસ્તકો, જીવનકથાઓ અને ઐતિહાસિક વૃત્તાતેમાથી દૃષ્ટાન્તો શોધી કાઢી બાળકોના મગજ ઉપર ઠસાવવા જોઈએ વાર્ત્તાઓ એવા રૂપમા ગોઠવેલી હોવી જોઈએ કે તે બાળકો સરળતાથી સમજી શકે શિક્ષકોએ આવી વાર્ત્તાની એક નોધપોથી તૈયાર કરવી જોઈએ, અને સમયાનુસાર ઠીક લાગે તેમ તેમ તેમા ફેરફાર કરવો જોઈએ દુનીઆમા તેમજ ગામમા બનતા બનાવો ઉપરથી, છોકરાઓએ કરેલા કામ ઉપરથી વાતો જોડી કાઢી અસલના ઐતિહાસિક દૃષ્ટાન્તો સાથે સરખાવવી જોઈએ વાર્ત્તા એવી રસભરેલી કરવી જોઈએ કે બાળકના મગજ ઉપર એકદમ ઠસી જાય. બધી મતલબનો સારાશ કવિતાની બે કડીમાં, કહેવતમા અગર ઉંમરના પ્રમાણમાં શ્લોકમાં વા અગ્રેજી કવિતાની ટુકોમા ગોખાવવો જોઈએ. ગોખાવવાનુ કારણ માત્ર એટલુજ કે મગજમાના નઠારા વિચારો દૂર કરી શકાય અને તેમને બદલે યોગ્ય સારા વિચારોના સમૂહનો સભાર ભરી શકાય વખતના પ્રમાણમાં આ પ્રમાણેનુ શિક્ષણ કંટાળો આપ્યા સિવાય આપવુ જોઈએ

. શરૂઆતમાં આ પ્રમાણેનુ શિક્ષણ શિક્ષકને અને શિષ્યને બોજારૂપ માલમ પડશે, પણ પાછળથી અનુભવ મેળવ્યા પછી અને યોગ્ય રસ્તો શોધી કાઢ્યા પછી લાભ આપનારૂં થશે આ સર્વ બાબત શિક્ષકની મહેનત ઉપર આધાર રાખે છે, માટે જેમ જેમ પ્રસગો બદલાતા જાય તેમ તેમ શિક્ષકે પોતાના શિક્ષણમાં ફેરફાર કરી પોતાનુ શિક્ષણ વધારે લાભદાયી થાય તેમ કરવા ચૂકવુ જોઈએ નહિ

---

## શિક્ષકોનું નિત્યસ્મરણ.

( ૩ એ ધ. પોરબંદર સંસ્થાન તરફથી )

**મરાઠી ચાલની સાખી.**

વ્હાલામાં વ્હાલુ ધન બાળક, તે મુજને સોપાયુ;
યોગ્યાયોગ્યપણુ ભાવિનુ, તેનુ હર્યાં થપાયુ,
અહો ! શી મહત્ત્વના મ્હારી ! ! ૧
આ મ્હારી જીવનદોરી છે, સમજાણુ શુભ રીતે;
ઉન્નતિશિખર ઉપર લઇ જાવા, પહોંચુ પૂરણ પ્રીતે,
એવી ઉત્તમ ફરજ બજાવુ ૨
.. સમષ્ટિના અભિમાની ઇશ્વર, વદી તમોને યાચુ,
ભણવુ ભણાવવુ શુભ પ્રદ હોજો ! આપો એ ફળ સાચુ;
જય જય હોજો ! ભાવિ પ્રજાના. ૩

---

## ઇંગ્લંડની પ્રજાની પ્રગતિને રચતા સુધારા.

( રા રા. કૃષ્ણલાલ મુરજરામ વકીલ, બી. એ. )

આપણા નેક નામદાર મહારાજા પાચમા જ્યૉર્જ ગયા જૂન માસમાં ઇંગ્લંડની ગાદીએ બેઠા ત્યારે સર જૉન ગૉર્સ્ટ જેણે ઇંગ્લંડની એજ્યુકેશન કાઉન્સિલના ઉપપ્રમુખ તરીકે સાત વર્ષ સુધી કામ કર્યું હતુ તેને પ્રશ્ન કરવામા આવ્યો હતો કે જ્યૉર્જ રાજાના વખતમા ઇંગ્લંડની પ્રજાની પ્રગતિને રચતા કયા કયા સુધારા કેળવણીમા થવા જોઈએ ? તેનો જવાબ ઇંગ્લંડના એક ચોપાનીઆમા જુલાઈ માસમા પ્રકટ થયો હતો તેણે કહ્યુ હતુ કે—

( ૧ ) કેળવણીખાતાના પ્રધાનો અને અમલદારોએ સમજવુ જોઈએ કે બાળકના મનની જરૂરીઆતો કરતાં તેમના શરીરની જરૂરીઆતો પર વધારે લક્ષ અપાવુ જોઈએ અડધા ભૂખે મરતા વિદ્યાર્થીઓને કેળવણી-ખાતા તરફથી જે કેળવણી આપવામાં આવે છે તે તેઓ બરાબર ગ્રહણ કરી શકતા નથી; માટે તેમને શિખવતાં પહેલા પેટ ભરીને ખાવાનુ આ-પવુ જોઈએ, અને તેમની ડાક્તરી તપાસ કરાવી જે રોગિષ્ઠ માલમ પડે તેને દવા કરાવી સાજા કરવા જોઈએ.

( ૨ ) પ્રાથમિક શાળાઓનો અભ્યાસક્રમ મૂળથીજ સુધારવો જોઈએ. શહેરના છોકરાને માટે ને ગામડાના છોકરાને માટે તે જુદો જુદો રાખવો જોઈએ. નિશાળનુ 'ચોથારીઉ' રૂપ ફેરવીને તેને 'કામગરી' બનાવવી જોઈએ. શિષ્યના મગજમાં જ્ઞાન ભરભર કરવામા આવે છે તે હવેથી બધ થવું જોઈએ, અને તેને તે પોતાની મેળે ખીલવી શકે એમ શિક્ષણ અપાવું જોઈએ. વ્યાકરણની સૂત્રરૂપ વ્યાખ્યાઓ, દૂર દેશોની ભૂગોળ અને પુરાણા સમયનો ઇતિહાસ હવેથી ગોખાવવાનો બધ થવો જોઈએ, અને તેને બદલે બાળકોને ખોદતા અને વાવતા, રદો ફેરવતા અને હથોડો મારતા, રાધતાં અને ધોતા વગેરે શિખવવુ જોઈએ

( ૩ ) કાચી ઉંમરના છોકરા છોકરીઓ પાસે કારખાનાઓમા મજુ-રીની લાલચ આપી સવારથી સાંજ સુધી પરસેવા–ઉતાર કામ કરાવવામા આવે છે તે બધ થવુ જોઈએ એ છોકરાઓને ભણવાનો તેમજ શરીરે વૃદ્ધિ પામવાનો વખત મળવો જોઈએ. નિશાળમા દાખલ કરવાની ઉંમર વધારવી જોઈએ, પ્રાથમિક કેળવણી મેળવ્યા પછી છોકરાઓ જે જે ધધો કરવા ઇચ્છતા હોય તે તે ધધામાં દાખલ થતા પહેલા તે તે ધધો ચલાવવાને માટે યોગ્યતા આપનારી શાળાઓ સ્થાપવી જોઈએ, અને તેમાં એવા ધધાદારીઓના છોકરાંની હાજરી ફરજીઆત કરવી જોઈએ.

( ૪ ) ઉંચી કેળવણી મેળવવાની શાળાઓમા જે ચાહે તે દાખલ થઈ શકે એવી સગવડ થવી જોઈએ

ઉપર પ્રમાણે ઇંગ્લંડમા સુધારાની માગણી કરવામાં આવે છે, તો આપણે અહિં અપાતી કેળવણીમા પણ આપણા નેકનામદાર મહારાજાની મરજીમા દેશકાળને અનુસરતા સુધારા થવા જોઈએ.

---

# ગણિત.

લેખકઃ—રામભાઈ કાલિદાસ પટેલ
સ્કૂલમાસતર—વાંઝ, તા. ચોર્યાસી, જી સુરત.

આ નીચે હાલમાં ચાલતા ગુજરાતી ગણિતોમા નહિ આપેના કેટલાક સાદા નિયમો આપવામાં આવ્યા છે. આ નિયમો શિક્ષકવર્ગને ગણિત શિખવવામાં મદદગાર થઈ પડશે ખાસ કરીને ગામડાઓમાં શિક્ષકોની ગણિતના વિષયમા લોકો કોયડાના દાખલાઓ પૂછી પરીક્ષા કરે છે. તેવા કેટલાક દાખલાઓમા આ નિયમો ઘોડેવણે અશે મદદગાર થઈ પડશે.

**નિયમ ૧ લો.** બે સંખ્યાનો સરવાળો અને તેજ બે સંખ્યાની બાદબાકી આપ્યા હોય, તો આપેલો સરવાળો અને આપેલી બાદબાકી એ બેના સરવાળાને ( ૨ ) વડે ભાગ્યાથી મોટી સંખ્યા નીકળશે, અને આપેલો સરવાળો અને આપેલી બાદબાકી એ બેની બાદબાકીને ( ૨ ) વડે ભાગ્યાથી નાની સંખ્યા નીકળશે

ઉદાઃ—બે સંખ્યાનો સરવાળો ૨૦ છે, અને તેજ બે સંખ્યાની બાદબાકી ૧૦ છે, તો તે બે સંખ્યાઓ કઈ?

$$\frac{\text{આપેલો સરવાળો} + \text{આપેલી બાદબાકી}}{૨} = \frac{૨૦+૧૦}{૨} = \frac{૩૦}{૨} = ૧૫$$

મોટી સંખ્યા

$$\frac{\text{આપેલો સરવાળો} - \text{આપેલી બાદબાકી}}{૨} = \frac{૨૦-૧૦}{૨} = \frac{૧૦}{૨} = ૫$$

નાની સંખ્યા

જવાબ—૧૫ અને ૫ તે સંખ્યાઓ

*કારણઃ—અ + વ = ૨૦ અને અ-વ = ૧૦ છે.

માટે અ + વ = ૨૦

એમા અ—વ = ૧૦ ઉમેર્યા

---

* ગણિતની રીતે નીચે પ્રમાણે સમજાવી શકાય —મોટી સંખ્યા નાની કરતાં ૧૦ જેટલી મોટી છે, માટે બંનેના સરવાળા ૨૦ માથી ૧૦ બાદ કરીએ તો બે સરખી સંખ્યાઓનો સરવાળો ૧૦ રહ્યો, એટલે બે સરખી સંખ્યાઓ પાંચ પાચની થઈ, તેમા દસ વધારાના ઉમેરીએ એટલે મોટી ૫ + ૧૦ = ૧૫ થઈ, ને નાની ૫ રહી.

બીજી રીતે કહીએ તો નાની મોટી કરતાં ૧૦ જેટલી નાની છે,

એટલે ૨ અ = ૩૦ સરવાળો થયો માટે અ = ૧૫.

અ + વ = ૨૦ એમાંથી.

અ − વ = ૧૦ બાદ કર્યા

એટલે ૨ વ = ૧૦ બાદબાકી માટે વ = ૫

**ટીપ**—આ નિયમ ગોખલે કૃત ગુજરાતી ગણિતમાં આપવામાં આવ્યો છે, પરન્તુ ક્રમ સાચવવા માટે અત્રે આપ્યો છે.

ઉદાઃ—એક માણસ પાસે દાડમ અને નારંગી મળીને કેટલાક ફળ હતાં દરેક ફળની તેને એક આનો કિંમત બેઠી હતી સઘળા ફળો સેંકડે ૨૦ ટકા નફાથી વેચ્યા તો તેને સાડા સાત રૂપીઆ ઉપજ્યા. તેને દાડમ કરતાં નારંગીમાં દોઢ રૂપીઓ વધારે ઉપજ્યો હતો. તો દાડમ કેટલા અને નારંગી કેટલી ?

**નિયમ ૨ જો**—બે સખ્યાનો સરવાળો અને તેજ બે સખ્યાનો ગુણાકાર આપ્યા હોય, તો આપેલા સરવાળાના વર્ગમાંથી આપેલા ગુણાકારની ચાર ગણાઈ બાદ કરવી. બાકીનુ વર્ગમૂળ કાઢવુ એટલે તેજ બે સંખ્યાની બાદબાકી નીકળશે. તે પરથી પહેલા નિયમ પ્રમાણે બને સખ્યા શોધી કાઢવી.

ઉદા—બે સખ્યાનો સરવાળો ૨૫ છે, અને તેજ બે સંખ્યાનો ગુણાકાર ૧૦૦ છે, તો તે બે સખ્યાઓ કઈ ?

---

માટે બનના સરવાળા ૨૦ મા ૧૦ ઉમેરીએ તો બે સરખી સખ્યાએનો સરવાળો ૩૦ રહ્યો. એટલે બે સરખી સખ્યાઓ પદર પદરની થઈ, તેમાથી દસ વધારાના કાઢી નાખીએ એટલે નાની ૧૫ − ૧૦ = ૫ થઈ, ને મોટી ૧૫ રહી

• ગુણાકારના સહેલાઈથી અવયવ પડી શકતા હોય તો નીચેની રીત પણ અનુકૂળ પડશેઃ—

૧૦૦ = ૫ × ૫ × ૨ × ૨. આ ચાર અવયવોના બે જોડકા બની શકે તેટલા બનાવીએ, તો ૨૫ × ૪, ૨૦ × ૫, ૧૦ × ૧૦, અને ૫૦ × ૨ થયા આ જોડકામાથી જેનો સરવાળો ૨૫ થતો હોય એવુ જોડકુ ૨૦ × ૫ નું છે, માટે ૨ ને ૫ એ જવાબ

જોડકાઓ બનાવતા માગેલો સરવાળો થઈ જતો હોય એવુ નીકળી આવે એટલે બીજા બનાવવાની જરૂર નથી રહે

$\sqrt{\text{આપેલા સરવાળાનો વર્ગ–આપેલો ગુણાકાર}}$

$= \sqrt{૨૫^૨ - ૧૦૦ \times ૪}$

$= \sqrt{૨૨૫}$ = ૧૫ તેજ બે સંખ્યાની બાદબાકી આ ઉપરથી પહેલા નિયમ પ્રમાણે,

$\frac{૨૫ + ૧૫}{૨}$ = ૨૦ મોટી સંખ્યા અને

$\frac{૨૫ - ૧૫}{૨}$ = ૫ નાની સંખ્યા.

કારણ—

अ + ब = ૨૫ અને अब = ૧૦૦ છે.

( अ + ब )$^૨$ = ૨૫$^૨$

માટે अ$^૨$ + ૨ अब + ब$^૨$ = ૬૨૫

એમાથી ૪ अब = ૪૦૦ બાદ કર્યા

એટલે अ$^૨$ − ૨ अब + ब$^૨$ = ૨૨૫ રહ્યા

એનુ વર્ગમૂળ अ—ब = ૧૫ થયુ

ઉદા:—એક રબારી પાસે બળદ અને ગાય મળીને ૩૪ જનાવર છે. જેટલા બળદ છે તેટલા રૂપીઆએ એક ગાય લેખે સઘળી ગયો અને જેટલી ગાય છે તેટલા રૂપીઆએ એક બળદ લેખે સઘળા બળદો વેચી દીધા આથી તે રબારીને રૂ. ૪૫૦ ઊપજ્યા, ત્યારે ગાય કેટલી અને બળદ કેટલા ?

નિયમ ૩ જો —બે સખ્યાનો સરવાળો અને તેજ બે સખ્યાનો ભાગાકાર આપ્યા હોય, તો આપેલા સરવાળાના આપેલા ભાગાકારના અંશ* અને છેદના પ્રમાણમાં ભાગ પાડવાથી તે સખ્યાઓ નીકળશે

ઉદા:—બે સખ્યાનો સરવાળો ૨૫ છે, અને તેજ બે સખ્યાનો ભાગાકાર ૪ છે, તો તે બે સખ્યાઓ કઈ ?

ભાગાકાર ૪ છે એટલે $\frac{૪}{૧}$ છે. માટે સરવાળા ૨૫ ના ૪ : ૧ ના પ્રમાણમા ભાગ પાડવાથી બંને સખ્યાઓ (૨૦ અને ૫) નીકળી શકે છે.

---

* અક્ષરગણિતની રીતે કરીએ તો $\frac{अ}{ब}$ = ૪ એટલે अ = ૪ ब; માટે अ + ब = ૫ ब = ૨૫ થયા, એટલે ब = ૫ અને अ = ૨૦ થાય.

વાની હતી દરેક તળાવ પર પહેલા કરતા બીજા પર બેવડા, બીજા કરતાં ત્રીજા પર બેવડા એ નિયમે મજુરો કામે લગાડયા હતા અઠવાડીઉં પૂરૂ થએ દરેક તળાવ પરથી એકેક મજુર જાગીરદારને ત્યાં મજુરીની રકમ લેવા ગયો ત્યારે સઘળાં તળાવ પર મળીને કામ કરનારા મજુરો ૮૮૮૩ રહ્યા. મજુરી લેવા ગયલા દરેક મજુરને ૨૫૬૦ રૂપીઆ ઉપાડી આણવા પડયા. ત્યારે કેટલાં તળાવ ખોદાતા હશે અને દરેક તળાવ પર કેટલાં માણસ કામે લગાડયા હશે ?

**નિયમ ૬ ઠ્ઠો:**—બે સંખ્યાનો ગુણાકાર અને તેજ બે સંખ્યાનો ભાગાકાર આપ્યાં હોય, તો આપેલા ગુણાકારને આપેલા ભાગાકારે ગુણી ગુણાકારનુ વર્ગમૂળ કાઢવાથી એક સંખ્યા નીકળશે આ ઉપરથી અથવા આપેલા ગુણાકારને આપેલા ભાગાકારે ભાગી ભાગાકારનુ વર્ગમૂળ કાઢવાથી બીજી સંખ્યા નીકળશે.

*ઉદા:—બે સંખ્યાનો ગુણાકર ૩૬ છે, અને તેજ બે સંખ્યાનો ભાગાકાર ૪ છે, તો તે બે સંખ્યાઓ કઈ ?

$\sqrt{\text{આપેલો ગુણાકાર} \times \text{આપેલો ભાગાકાર}} = \sqrt{૩૬ \times ૪}$
$= \sqrt{૧૪૪} = ૧૨$ એક સંખ્યા. અને,
$\sqrt{\text{આપેલો ગુણાકાર} - \text{આપેલો ભાગાકાર}} = \sqrt{૩૬ \div ૪}$
$= \sqrt{૯} = ૩$ બીજી સંખ્યા

કારણ —

$અ\ વ = ૩૬$ અને $\frac{અ}{વ} = ૪$ છે. માટે $અ\ વ = ૩૬$ ને $\frac{અ}{વ} = ૪$

---

*મોટી સંખ્યા નાનીના કરતા ૪ ગણી છે, માટે ૩૬ ને ૪ એ ભાગતા ૯ આવ્યા તે બે સરખી રકમોનો ગુણાકાર રહ્યો, એટલે બે સરખી રકમો ૯ ના વર્ગમૂળ ત્રણ ત્રણની થઈ માટે ૩ થી ૪ ગણી ૧૨ એ મોટી રકમ થઈ, ને નાની ૩ રહી

બીજી રીતે કરીએ તો નાની મોટીનો ૪ થો ભાગ છે માટે ૩૬ ને ૪ એ ગુણતા ૧૪૪ આવ્યા તે બે સરખી રકમોનો ગુણાકાર રહ્યો, એટલે બે સરખી રકમો ૧૪૪ ના વર્ગમૂળ બારે બારની બરોબર થઈ, માટે ૧૨ નો ૪ થો ભાગ ૩ એ નાની રકમ થઈ, ને બારે મોટી

વડે ગુણવાથી $\text{अ}^2$ = ૧૪૪ થાય છે; અને $\text{अ}\,\text{व}$ = ૩૬ ને $\frac{\text{अ}}{\text{व}}$ = ૪ વડે ભાગ્યાથી $\text{व}^2$ = ૯ થાય છે

ઉદા'—એક એકરની કિંમત રૂ. ૧૫૦ ગણીએ તો એક કુટુંબની જમીનની કિંમત રૂ. ૬૦૭૫૦ થાય છે. એ કુટુંબમા કેટલાક ભાઈઓ મુખ્ય ભાગીદાર છે. પહેલા ભાઈને એક, બીજાને બે, ત્રીજાને ત્રણ, ચોથાને ચાર, એમ દરેક ભાઈને છોકરા છે. આવી રીતે જેટલા છોકરા થાય છે તેટલા એકર જમીન મુખ્ય ભાગીદાર તરીકે એક ભાઈને ભાગે આવે છે સઘળા છોકરાઓ વચ્ચે બધી જમીન સરખે ભાગે વહેંચીએ તો એક છોકરાને ભાગે એક મુખ્ય ભાગનો ૫ મો હિસ્સો આવે છે કહો ત્યારે તે ભાઈઓ કેટલા અને બધા ભાઈઓના મળીને છોકરાઓ કેટલા

(અપૂર્ણ).

---

# બાળસંવાદ.

(લેખક—મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ)

અકબર પાદશાહની દરબાર-સ્થળ લાહોર

(ટોડરમલના મૃત્યુ પહેલાનો વખત)

**છડીદાર**—ખુદાવંદ, ખુદાએગાન, શહેનશાહ અકબરશાહ બહાદુરને ઘણી ખમા! (અકબર રાજ્યાસને બેસે છે)

**અકબર**—મ્હારા રાજ્યના રતનો! આજની દરબારમા તમે બધા અમલદારો ખુદાની મહેરબાનીથી અહિં લાહોરમા ભેગા થયા છો, તે જોઈ મને બહુ આનંદ થાય છે. કેમ ટોડરમલ! વસુલાત ખાતાની શી ખબર છે?

**ટોડરમલ**—જહાંપનાહ! લગભગ ૪૦૦ વરસ થયા અનેક જંજાળોમાથી પસાર થતી રૈયત આપની વ્યવસ્થિત રાજ્યનીતિથી મોજ માણે છે. મુગલ શહેનશાહતના બધા વિભાગો હવે બરાબર ગોઠવાઈ રહ્યા છે, અને જમીનની માપણી કરી મહેસુલના આંકડા ચોક્કસ કર્યા છે જમાબંધી અને જકાતખાતાની સરળતાથી તથા જજીયાવેરા અને જાત્રાવેરા કાઢી નાખવાથી બધી હિંદુ રૈયત સુખમા

મગન રહે છે. તમામ રૈયતની આબાદાની વધારવા માટે લોકોપ-
ગોગી ખાતાં પાછળ સારો ખરચ કરવામાં આવે છે, અને
રાજ્યની તિજોરી રૈયતના ભલા માટે જરા પણ સંકોચાતી નથી.

**અકબર**—કેમ, કાજી સાહેબ, ન્યાયખાતાની શી ખબર છે ?

**કાજી**—હજુરે આલી ! જ્યાં ગોર અને શાહનો ન્યાય એક રીતે થતો,
જ્યાં દુષ્ટલોકોના શબ્દ તેજ લોકોનું ભવિષ્ય ગણાતું, જ્યાં સ્વાર્થ-
નેજ સર્વ સત્તા સોંપાતી, ત્યાં આજ આપના નિર્મળ ન્યાયરૂપી
સૂર્યનો ઉદય થયો છે, ને સર્વ અંધકાર નાશ પામ્યો છે. બધે
ઠેકાણે રૈયતને ખરો ઇનસાફ મળે છે, અને દિવસે દિવસે ગુન્હે-
ગારોની સંખ્યામાં ઘટાડો થતો જાય છે.

**અકબર**—કેમ માનસિંહજી ! આપણા લશ્કરની શી ખબર છે ?

**માનસિંહ**—નામવર શાહ ! જ્યારથી આપે મુસલમાનો અને રજપૂતો
વચ્ચેના ભેદભાવને દોસ્તીના ફમમ ફેરવી નાખવાનો આરંભ કર્યો
છે, ત્યારથી ઘણા શૂરા રજપૂતો આપની સાથે જોડાયા છે.
માહોગ કરી, ગમે તેટલા ઘા શરીર પર પડ્યા હોય છતાં હિં-
મત રાખી જીવ જતાં સુધી યુદ્ધમાં અડગ રહેનારા ઘણા રજ-
પૂતો આપણા લશ્કરમાં જોડાયા છે. તેમના સહવાસથી આપણું
લશ્કર વધારે પરાક્રમી થતું જાય છે, અને તમામ યોદ્ધાઓ
રાજ્યને માટે જીવ આપવા હમેશાં તત્પર રહે છે.

**અકબર**—આપણું લશ્કર અને તેના સરદારોની બહાદુરીથી મને સંતોષ
થાય છે જોકે ચિતોડનો પ્રતાપ ઘણાં વરસ થયાં વશ થયો નથી,
શૂરવીર જયમલનો નાશ પણ માત્ર યુક્તિથીજ થઈ શક્યો હતો,
અને ચાંદબીબી જેવી સ્ત્રીજાત સાથે લડતાં પણ ઘણી મુશ્કે-
લીઓ વેઠવી પડી હતી, છતાં આપણા લશ્કરે બીજે ઘણે ઘણે
ઠેકાણે બહાદુરી બતાવીને જે વિજય મેળવ્યા છે, તે ઘણા સંતોષ
કારક છે. પણ વારૂ ખાનખાનાન ! સિંધની શી હકીકત છે ?

**ખાનખાનાન**—પાદશાહ સલામત ! ભખ્ખરના આપણા હાકિમ સાથે
મીરઝાં જાનીબેગ વખતો વખત તકરારો કરતો હતો. તેણે પો-
તાની હઠ છોડી નહિ, તેથી આપણે તેની સાથે બે લડાઇઓ

કરવી પડી છે. બીજી ઉનડપુરની લડાઈમાં આપણા બહાદુર સરદારોએ તેને જીવતો પકડયો છે, તેને આપની સામે રજુ કરીએ છીએ. ઝહાપનાહ ! જાનીબેગની લડવાની બહાદુરી અને દૃઢતા જોઈને હું રાજી થાઉં છું એવા મર્દને મારવા કરતાં જીવતદાન દેવાની હું સિફારસ કરૂં છુ.

અકબર—જાનીબેગ ! તારી બહાદુરી ઉપર હુ ખુશી થાઉં છું, અને ખાનખાનાની સિફારસ ધ્યાનમા રાખી તને સિંધનો હાકેમ નીમુ છુ. મારી અને તારી બન્નેની નસોમા તુર્કસ્તાનના મુલકોનુ લોહી વહે છે તે ભૂલનો નહિ મારે પગલે ચાલી રૈયતને સુખી રાખવામા જાગતો રહેજે, અને હમેશા નિયમસર ખંડણી મોકલવામાં ઢીલ કરીશ મા

કેમ અબુલફઝલ ! પેલા બધા પુસ્તકોના ફારશી તરજુમા તૈયાર થઈ ગયા છે કે ?

અબુલફઝલ—ખુદાવંદ ! તમામના તરજુમા તૈયાર છે, વળી જ્યારે જ્યારે રાજ્યના કામમાંથી ફુરસદ મળે છે, ત્યારે મારા લખેલા ઇતિહાસને બરાબર ગોઠવવાનુ કામ કરૂં છુ

અકબર—કેમ ફૈઝી ! પેલા ગોવાના પાદરીને અને નવસારીના જરથોસ્તીને આજે સાંજની કચેરીમા આવવાની ખબર આપી છે કે ?

ફૈઝી—ખુદાવંદ ! તેમને પણ બીજા તમામ ધર્મના વડાઓની સાથે આજે સાંજની સભામા આવવાનુ કહેણ મોકલ્યુ છે. મને, અબુલફઝલને અને બિરબલને એવી ચર્ચા સાભળવાનો શોખ આપ નામદારના જેટલોજ છે હિંદુ કે મુસલમાન અથવા જરથુસ્ત કે ઇસાઇ અને બીજા, તમામ ધર્મો એકજ ખુદાને મળવાના જુદા જુદા રસ્તા છે, એ વાત એવી ચર્ચાઓથી બગબર સમજાય છે.

અકબર—કેમ પંડિતજી ! હિંદુ લોકો મારા રાજ્યમાં સુખશાન્તિ ભોગવે છે કે ?

પંડિતજી—નેકનામ ! જેમણે ધર્માધપણાને વશ થઈ પરધર્મીઓના ઉપર કેર વર્તાવ્યો છે, તે સર્વને મળેલાં ફળ ઇતિહાસની આરસીમાં

ચોખ્ખાં દેખાઈ આવે છે. આપે તે ઉપરથી ખરૂ તત્ત્વ શોધ્યું છે. ધર્મ સબંધી જુલમને બદલે આપની સભામાજ દરેક ધર્મ-વાળા હમેશાં પોતપોતાના મતની ચર્ચા છૂટથી કરી શકે છે. આપના ઉદાર દિલનો એ દાખલો ભવિષ્યની પ્રજા ઇતિહા-સમાંથી જોશે.

**અકબર**—કેમ બિરબલ! લોકોની આબાદી માટે કરેલી કોશીશોના પરિણામ તને કેવા જણાયા છે?

**બિરબલ**—ખુદાવદ! દેશમા બધે વિદ્યાકળાને ઉત્તેજન અપાય છે, દિવસે દિવસે હુન્નર અને ઇલ્મની કદર લોકોમા વધારે જણાતી જાય છે, અને જગલી રિવાજો ઓછા થતા જાય છે મુસાફરી ને વેપારની સગવડ માટે ઘણે ઠેકાણે રસ્તાઓ બાધવામા આવ્યા છે, અને નહેરોથી ઘણે ઠેકાણે દેશની આબાદીમા વધારો થયો છે લોકો-પયોગી ખાતામા આપના તમામ અમલદારો પૂરેપૂરી કાળજી રાખે છે.
આપ, આપના અમલદારો ને હાકેમો, તથા આપની રૈયત, સર્વે પોતપોતાનો અરસપરસનો સબધ પેટ અને શરીરના બીજા અવયવોના સબંધ જેવો સમજે છે, ને તેથી બધે ઠેકાણે સુખ-શાન્તિમા વધારો થતો જાય છે.

**અકબર**—ત્યારે તો ૧૪ વરસની નાની ઉમરમાથી ખુદાએ જે ફરજ મારે માથે નાખી હતી, તે ફરજ મે પૂરેપૂરી કાળજીથી ને પાક દિલથી બજાવી છે, એમ ભવિષ્યની પ્રજા મારે માટે કહેશે. મારી પાછલી જિંદગીમા એ મને શાન્તિરૂપ થશે.

**પશ્ચિમનો દિક્પાળ**—(સ્વગત) અકબર પાદશાહ ખરેખર તુ કહે છે તેમજ થશે. પરતુ તારામા પણ કેટલાક દોષો છે જોકે તારા સદ્‌ગુણોથી એ દોષો ઢકાઈ જાય છે, છતા આગળ ઉપર તારા ઘણા સદ્‌ગુણોના ભીતરમા ઢકાયલા થોડા દોષોને પણ ભવિષ્યની પ્રજા ઇતિહાસની આરસીમાથી જોશેજ ચિતોડના ઘેરા વખતે જયમલને મારવાનો પ્રપચ અને એવા થોડા દાખલા સિવાય તારી કીર્તિ અમરજ રહેશે તારી ઓલાદ જો તારે

રત્તે ચાલીને, તાબાના રાજ્યો અને દૈયતને તારા કરતા વધારે સારૂ સુખ આપશે, તો મુગલ શહેનશાહતની ઇમારતને કદી પણ નુકસાન પહોચવાનુ નથી પણ આહા! ભવિષ્યની ખુબી ઓરજ છે!! તારી ઓલાદને મળેલી તકનો લાભ તે લઇ શકશે નહિ મુગલ શહેનશાહતનો મધ્યાન્હ તારા પ્રપૌત્ર ઔરંગઝેબના સમયમાં તપશે. પરતુ અનેક છળ, પ્રપચ અને ધર્માંધપણાની દુષ્ટતાના તાપથી રૈયતના હૃદય અકળાશે, અને એ અકળામણનો અવાજ ખુદાની દરબારે પહોચી, મુગલાઇ શહેનશાહતને નબળી પાડી દેશે તારી ઓલાદનો છેલ્લો માણુસ સ્ત્રીઓ અને બાળકોના નિર્દોષ જીવોને રીબાવનારનો મદદગાર થઇ મુગલ શહેનશાહતનો પુરેપૂરો અત આણશે, અને તેને પરિણામે તારા કરતાં ન્યાય અને સદ્ગુણમા ઘણીજ વધારે આગળ પડતી મારી પશ્ચિમની પ્રજા હિન્દનુ ચક્રવર્તી રાજ્ય ભોગવશે હિન્દુસ્તાનની પ્રાચીન રાજધાની દિલ્હીને માટે જે લોહી રેડાયા છે તેનો સારેજ અત આવશે, અને દિલ્હીની સત્તા કલકત્તે જઈ, પાછી દિલ્હી આવી ઈગ્લડના લન્ડનશહેરમાથી શાન્ત અને સુખમય પ્રકાશ આપશે.

---

# આબુ પર્વત.

( આબુ પુ પા પૃષ્ઠ ૬૧ થી )

નખી તળાવ એ આબુ સન્ન સ્ટેશન પાસે ટેકરીઓની વચ્ચે નીચાણમાં અરધો માઇલ લાબુ ને પા માઇલ પહોળુ આબુથી પશ્ચિમે આવેલુ છે પૂર્વ તરફ તે છીછરૂ છે, પણ પશ્ચિમ તરફ વીશથી ત્રીશ ફુટ ઊંડુ છે ઋષિના નખ વડે એ તળાવ તૈયાર થયલુ છે એવી અસભવિત દતકથા ચાલે છે. તેનો દેખાવ સુદર છે. એને એક કાઠે જયપુરની ને બીજે કાઠે જોધપુરની સુદર કોઠીઓ ( ઉતારા ) આવેલી છે. કર્નલ ટૉડે તે જોયું ત્યારે "તેમા જળકુકડીઓ તરતી હતી તેનું ધ્યાન માણુસ ઉપર નહોતુ; કેમકે આ પવિત્ર જગા ઉપર પારધીની બદુક કે માછીની જાળ એમાથી એકેની કોઈને ખબર નહોતી " " તારે કોઇનો ઘાત કરવો નહિ " એવી

ઈશ્વરી આજ્ઞા અહિં વર્તાતી હતી અને તેનો જે ભગ કરતુ હતુ તેની શિક્ષામા તેનું મરણ હતુ. " આ તળાવની આસપાસ ગોળાકારમા એવી રીતે નજીક તેમજ દૂર સડક બાધેલી છે કે ફરવા જનારાઓ એક ગોળ ચકરમાં ફરવાનો લાભ લઈ શકે

**અર્બુદા દેવી**—દૂધ વાવડી પાસેથી તેનો ચઢાવ શરૂ થાય છે વાવડી પાસે સાધુને રહેવાના ઝુપડાં છે. એ વાવડીનુ પાણી સારૂ અને જરા ધોળુ છે. આશ્રા તુટયા ત્રણસેં પગથીઆ ચડયા પછી અધર દેવીના મદિરમા જવાય છે. દરવાજામા બે વાઘની મૂર્તિઓ, એક સ્વાભાવિક કુડ, અને ગણેશજીનુ નાનુ દહેરૂ જોવામાં આવે છે ટેકરીના મથાળાની એક ગુફામા અર્બુદાદેવીની મૂર્તિ ઉભેલી છે તે કાળા પથ્થરની છે એ ગુફામા સૂર્યનો પ્રકાશ આવતો નથી. ત્યા શિરોહી સ્ટેટ તરફથી ઘીનો અખડ દીવો બળે છે પાસેનું ધોળુ દેવળ સ ૧૬૩૨ મા બધાયલુ જણાય છે ગુફાની પશ્ચિમે શિવનુ દહેરૂ અને નાની ધર્મશાળા છે. એ જગ્યાના આચાર્યને રાજ્ય તરફથી થોડી જમીન આપવામા આવેલી છે ત્યા ચત્રી પુનમ તથા આસો સુદ દશમ ઉપર મેળો ભરાય છે પાછા દરવાજામા આવી ઉભા રહેનાં ડુગર ઉપર છેટે છેટે આવેલા બગલા અને મકાનોનો સુદર દેખાવ નજરે પડે છે. ત્યાથી દેલવાડા તરફની બાજુએ પણ પગથીઆ બાધેલા છે તે પગથીઆથી ઉતરતાં બીકાનેરની કોઠી પાસે દેલવાડ ને રસ્તે ચડાય છે.

દેલવાડાના દહેરાની સુદર શિલ્પકળાથી તો અવવિ છે આબુ ગામથી આસરે સવા માઇલ ઉપર ઉત્તરે દેલવાડા નામનુ નાનુ ગામ આવેલુ છે. દેલવાડા એટલે દેવળોનો જથો તેમા મુખ્ય છ દેવળ છે, તેમાંના પાંચ શ્વેતાબરીના અને એક દિગમ્બરીનુ છે એ સઘળા દેવળો જુદા જુદા ગૃહસ્થોએ બધાવેલા છે. તેમા થયલુ ખર્ચ અનહદ છે આ દેવળો જોવાથી તે વખતે કેવા જબરા શ્રદ્ધાળુ જૈન શેઠો પડયા હશે તેનો આપણને ખ્યાલ આવે છે.

સાથીઆની માફક એ દેવળોનો જથો ગોઠવાયલો છે. તે સુદર શ્વેત આરસના બનાવેલા છે. તે દરેકને પોત પોતાની જગ્યા છે જગ્યાના મધ્યમાં તીર્થંકરની મૂર્તિ- આવેલી છે જગ્યાને ફરતી પણ નાની નાની મૂર્તિઓ ગોઠવવામા આવી છે.

આ દેવળો એજ આબુ પર્વતની ખરેખરી શોભા છે. એનું નકશી કામ અત્યંત સુંદર છે જાણે મીણના બીબામા એ સઘળું નકશી કામ ઉતાર્યું હોયની ! આ બારીક કોતરણી કામના નાજુક દેખાવનું વર્ણન આ. પી શકાય તેમ નથી.

**વિમળશાનું દહેરૂ** ઈ સ ૧૦૩૨ મા વિમળશાએ બધાવ્યુ છે અને ન ૧૩૭૯ મા સમરાવવામા આવ્યુ છે ચૌદ વર્ષ એ દહેરૂ બધાઈ રહેલું. જમીન સરખી કરવામા છપન લાખ રૂપીયા બેઠા અને કુલ ખરચ અઢાર કરોડ રૂપીઆનુ થયુ મૂર્તિને આસરે એક લાખ રૂપીયાના હીરા માણેકથી શણગારવામા આવે છે અને મૂર્તિને માથે સુદર જવાહિરનો મુગટ મૂકવામા આવે છે. વળી ત્યા બાવન ગોખલાઓ તૈયાર કરવામાં આવ્યા છે અને તેમા ચોવીસ તીર્થંકરની મૂર્તિઓ બેસાડવામા આવી છે દહેરાના એક છેડા ઉપર અમ્બિકા માતાની મૂર્તિ બેસાડેલી છે.

વિમળશાના દહેરાના મો આગળ એક ચોરસ દેખાવના મકાનનું હાથીખાનુ આવેલુ છે તેમાં દરેક છેડે ધોળા આરસપહાણના ચાર ચાર ફુટની ઉંચાઈના નવ નવ હાથીની કોતરણીવાળા થાભલાઓ આવી રહેલા છે એ હાથી ઉપર હોદો ચીતરી તેના ઉપર માવતને પણ બેસાડેલા છે વિમળશા અને તેના કુટુબનું જાણે સરઘસ નીકળતુ ન હોય તેવો દેખાવ કરવામા આવ્યો છે દરવાજાને રસ્તે વિમળશા અને તેના ભત્રીજાની આરસપહાણની મૂર્તિઓ ઉભી કરવામા આવી છે

**વસ્તુપાળ તેજપાળનાં દહેરાં**—વિમળશાનું દહેરૂ છોડી આંગણું ઓળંગી ઉત્તર તરફ જઈએ તો થડોથડ વસ્તુપાળ તેજપાળના દહેરાં આવે છે. વિમળશાના દહેરામા આદિનાથની મૂર્તિ છે, ત્યારે આ દહેરામા નેમનાથ ભગવાનની મૂર્તિ છે, આ દહેરા સંવત ૧૨૮૭ મા બંધાવ્યા છે તેમાં સુંદર આઠ થાભલાથી ઉભો રહેલ ઘુમટ જોનારના ચિત્તને આકર્ષે છે. ત્યાથી સભામડપમા જવાય છે. એક તરફ રાજુલની મૂર્તિ છે અને બીજી તરફ શાતિનાથની મૂર્તિ છે. આ સઘળા દહેરાનુ વર્ણન અત્રે આપવું નિરર્થક છે. એ દહેરા નજરે જોયા સિવાય તેનો ખરો ખ્યાલ આવી શકે તેમ નથી.

આ દહેરાં બધાવનાર વસ્તુપાળ તેજપાળે પોતાની જીદગીમાં ત્રણ અબજ બોતેર કરોડ બોતેર લાખ અઢાર હજાર અને આઠસો રૂપીયા ધર્મા-

દામાં વાપર્યા હતા દહેરાની એક બાજુએ વસ્તુપાળ તેજપાળ અને લલિતા દેવી તથા વીરતાદેવીની મૂર્તિઓ આવેલી છે એ દેરાણી જેઠાણીના ગોખલા પણ જોવા લાયક છે જૂની શોધખોળના શોખીનોએ અચુક એકવાર આ દહેરાઓની મુલાકાત લેવી જોઈએ

દેલવાડામાં જાત્રાળુઓને ઉતરવા માટે ધર્મશાળાઓ છે તે ઉપરાંત ગાદલાં, ગોદડા, ઠામ, વાસણ, સીધુ, સામાન વગેરેની ગોઠવણ પણ સારી છે

દેલવાડા છોડી હવે અચળગઢની સડકે ચડીએ અચળગઢ દેલવાડાથી પાચ માઇલ દૂર છે અચળગઢની ટેકરી ઉપર જૈન દેવળો આવેલા છે ત્યાં માત્ર પગપાળા જવાય છે, પરન્તુ અચળગઢની નીચે જ્યા શૈવ તથા વૈષ્ણવના તીર્થની જગ્યા આવેલી છે ત્યા સુધી ગાડી ઘોડા આવી શકે છે દેલવાડેથી ત્રણ માઇલ છેટે માર્ગમા ઓરીઆ નામના ગામનો રસ્તો ફાટે છે ઓરીઆમાં એક ડાક બગલો છે અને ત્યાથી ગુરુશિખર જવાય છે. દેલવાડાથી દોઢ માઇલ છેટે આબુના રહેવાસીઓને પાણી પુરૂ પાડવા માટે શિરોહી દરબારે છત્રીસ હજાર રૂપીયાને ખર્ચે ટ્રેવર તળાવ બાંધેલુ છે ત્યાથી એક માઇલ ઉપર એક ચોકી આવે છે ત્યાનો ચઢાવ મુશ્કેલ છે.

અચળેશ્વરના દહેરામા સ ૧૪૬૮ નો લેખ છે મહતનો મઠ છોડી ગણેશ પોળમા ગયા પછી હનુમાન પોળ આવે છે. ત્યાથી ચપા પોળમા જવાય છે. તે ત્રીજા દરવાજાને કમાડ છે ત્યાથી થોડે છેટે કુથુનાથજીનુ જૈન મદિર અને ધર્મશાળા આવે છે, તેને લગત વાણીઆઓની થોડી દુકાન છે. થોડેક દૂર ચાલતા એક કુવો આવે છે તેની ચડમા જૈનોનું અચળગઢનુ મુખ્ય દેવળ આવે છે. તેના દરવાજામા એક સારી ધર્મશાળા છે, ત્યાં ઋષભદેવજીનુ મોટુ દહેરૂ ને પદર નાના નાના બીજાં દહેરા છે વળી તેટલામાં રામદેવજી, હનુમાનજી, વિષ્ણુજી, બહુચરાજી વગેરેની પણ નાની નાની મૂર્તિઓ જોવામા આવે છે એ દહેરૂ મૂકી પગથીએથી ઊંચે ચડતા નેમીનાથજીનું દહેરૂં આવે છે તેમાંના લેખની સાલ ૧૫૧૮ ની છે. ત્યા મુખ્ય દેવળમા આદિનાથની ચોમુખી મૂર્તિ છે તેનુ વજન ૧૪૮૪ મણ છે. તે કુંભારાણાની વિધવા રાણીએ બધાવ્યુ છે મૂર્તિ ઉપર ૧૫૧૮, ૧૫૨૯ અને ૧૫૬૬ના લેખ છે એ દેવળને બીજે માળે ચડીને જોતાં આબુ પર્વતનો

ઘણો સુંદર દેખાવ નજરે પડે છે. આબુ હાઇસ્કૂલ, તથા આબુનાં બીજા મકાનો, ચોકીઓ, રસ્તાઓ, ગુરુશિખર, અજમેર જતી રેલવે સડક વગેરે આંખને આનંદ આપનારા દેખાવો ત્યાંથી નજરે પડે છે. નીચેના દેવળની ચડમા કુંભારાણાની, તેના પુત્રની, અને પૌત્રની મૂર્તિઓ છે અચળગઢનાં જૈન દહેરાં છોડી આગળ વધતા ભૈરવ પોળ શ્રાવણ ભાદરવા પોળ વગેરેમાં થઈ બીજી બાજુએ જઈએ તો હરિશ્ચદ્રની ગુફા વગેરે જોવા જેવી જગાઓ આવે છે.

ગુરુશિખર—આબુથી પાચ માઇલ, દેલવાડેથી સાડા ત્રણ માઇલ, અને અચળગઢથી એક માઇલ દૂર શિરોહી સંસ્થાનના આબુ મહાલનું ઓરીઆ નામનુ નાનું ગામ છે તે આબુ કરતા પાચસો ફુટ ઉંચુ છે. ઓરિઆના ડાક બગલામા રાત રહી સવારના પહોરમા વહેલા ઊઠી ગુરુશિખર જવુ એ વધારે સગવડભરેલુ છે. એ શિખર સમુદ્રની સપાટીથી છપનસેં પચાસ ફીટ ઊંચું છે. મારગમા કનખળ તીર્થ આવે છે ત્યાની કુબેરની મૂર્તિ ઉપર સ. ૧૨૬૫ નો લેખ છે પછી ચક્ર તીર્થ, મહાવીર સ્વામીનુ દહેરૂ, જવાઈ નામનુ નાનુ ગામ, અને નાગ તીર્થ અનુક્રમે આવે છે. ગુરુશિખર પર નાના કુઆ પાસે ઘરને આકારે એક દહેરૂ છે, તેમા દત્તાત્રેયનાં પગલા છે ત્યા એક મોટો ઘટ છે તેના ઉપરના લેખમા ૧૪૬૮ ની સાલ લખી છે ગુરુશિખર ઉપર ઘણી ગુફાઓ છે ઉપર ઉભા રહી ચારે તરફ નજર કરતાં ઘણો સુંદર દેખાવ જેવામાં આવે છે સવારના ઝળાઝળામાં ઠેઠ જોધપુરના અને બાળોતરાના કિલ્લા સુધી નજર પડે છે.

ગુરુશિખરની બીજી બાજુએ ઉત્તરોજ ગામ આવ્યુ છે તેના આસ પાસ કેદારનાથ તથા બદ્રિનાથ મહાદેવ, પચ દેવળ, ખડેપુરી બાવાની ગુફા, વગેરે જેવા જેવુ છે. ઉત્તરોજથી થોડે દૂર શેર ગામની પાસે વસ્થાનજીની જગ્યા સૂર્યકુંડ, ગણેશજી, ભૈરવનાથજી, પુષ્કરજી, વગેરે જગ્યાઓ આવેલી છે.

હવે આપણે આબુમા પાછા આવીએ—આબુમાં રજપુતાના હૉટેલમાં તથા ડાક બગલામાં યુરોપીઅન મુસાફરોને ઊતરવાની સગવડ છે રજપુતાના હૉટેલમા જણ દીઠ દરરોજના ૭ રૂપીઆ અને મહીનાના ૧૦૦ સો

રૂપીઆ ફી લઈ બધી સગવડ કરી દેવામા આવે છે ત્યા ત્રીશ ઓરડા છે કોઈ કોઈવાર યુરોપીઅન ઢબના પારસી વગેરે દેશી લોકોને પણ ઊતરવાની સગવડ ત્યા કરી દેવામા આવે છે ડાક બગલામાં જણ દીઠ દરરોજ એક — રૂપીઓ ભાડાનો ને સાડા ત્રણ રૂપીઆ ખોરાક ખર્ચના લેવામા આવે છે. દેશી મુસફરો તો બુક સરાઇમાં ઊતરે છે

આબુમા અનાથ બાળકો માટે લોરેન્સ સ્કૂલ છે. તે હવાપાણીની અનુકૂળતા જોઈ ઇ. સ ૧૮૫૪ મા સર હેનરી ઓરેન્સે સ્થાપેલી છે. તેમા તે સિવાય બીજા છોકરા તથા છોડીઓ પણ ભણે છે અનાથ બાળકો પાસેથી કશી ફી લેવામા આવતી નથી સોલ્જરના છોકરાઓ પાસેથી આઠ રૂપીઆ અને અધિકારીના છોકરાઓ પાસેથી ચૌદ રૂપીઆ ફી લેવામા આવે છે.

---

## આબુ ઉપરના લેખો.

૧ દેલવાડામાં વિમળશાહના દેહેરામા સં ૧૦૮૮ નો લેખ છે

૨ કનખલેશ્વર મહાદેવનો ઓરીઆ ગામમા ઇ સ. ૧૨૦૯ નો લેખ છે.

૩ ગુરુશિખર સમરાવ્યાનો સવત્ ૧૨૬૫ નો લેખ છે.

૪ દેલવાડાના વસ્તુપાળ તેજપાળના દહેરા બધાવ્યાનો સવત્ ૧૨૮૭ નો લેખ છે

૫ અચળેશ્વરમા વિષ્ણુની મૂર્તિ ઉપર સવત્ ૧૩૦૦ નો લેખ છે

૬ સતીના પાળીઆ ઉપરની છત્રીનો સવત્ ૧૩૧૭ નો લેખ છે.

૭ ગૌમુખ પાસેના બુદ્ધનો સવત્ ૧૩૨૪ નો લેખ છે

૮ અચળેશ્વર પાસે આદિપાળ સહિત ત્રણ ભેંસનો સવત્ ૧૩૪૨ નો લેખ છે

૯ વિમળશાહના દહેરાનો ઉદ્ધાર, ૧૩૭૯.

૧૦ અચળેશ્વર ઇ. સ ૮૧૩ સમરાવ્યુ, ઇ. સ. ૧૩૨૧.

૧૧ અચળેશ્વર પાસે કુવાનો લેખ, સવત્ ૧૩૮૭

૧૨ વસિષ્ઠજીનુ દહેરૂ, સંવત્ ૧૩૯૪

૧૩ વાલ[illegible]ય, સવત્ ૧૪૫૨

૧૪ અ[illegible]ળનો પોઠીઓ બનવ્યો, સંવત્ ૧૪૬૪, સ્થાપ્યો

[illegible] સ[illegible]

૧૫ અચળગઢના નીચલાં દહેરાંની મૂર્તિઓ, ઇ. સ. ૧૪૦૭—૧૪૫૧ ૧૪૫૨.

૧૬ ગુરુશિખરનો મોટો ઘંટ, સંવત્ ૧૪૫૮.

૧૭ અચળેશ્વરનું ત્રિશળ, સંવત્ ૧૪૬૮.

૧૮ દ્વારકાનાથજીનું જૂનુ દેવળ દેલવાડા પાસે, ઇ. સ ૧૪૬૮.

૧૯ અચળગઢમાં પારસનાથનું દહેરૂ બાંધ્યું, સંવત્ ૧૫૬૦, સમરાવ્યું સંવત્ ૧૭૭૨

૨૦ અચળગઢનુ નેમીનાથનું દેવળ, સંવત ૧૫૧૮.

૨૧ અર્બુદા માતા, સંવત્ ૧૯૩૨.

૨૨ અચળગઢના ઉપલા દહેરાઓની પાચ મૂર્તિઓ ૧૫૧૮–૧૫૧૮–૧૫૨૯—૧૫૬૬-૧૫૬૬.

૨૩ અચળગઢના નીચેનાં દેવળની પાછળના પગલાઓ, સંવત્ ૧૭૦૩.

૨૪ ગૌમુખ કુંડ સમરાવ્યો, સંવત્ ૧૮૭૫.

૨૫ અચળગઢના પગલાઓ, સંવત્ ૧૮૬૩.

૨૬ વસ્તનજીનો પિત્તળનો ઘંટ, સંવત્ ૧૮૭૭

૨૭ અચળગઢના પગલાંઓ, સંવત્ ૧૯૨૮

લિ૦ પોપટલાલ કેવળચંદ શાહ—રાજકોટ.

---

* આબુના લોકપ્રિય તહેસીલદાર રા૦ ગ૦ ભુરાભાઈ કુશળચંદનો હું મોટો આભારી છું, કેમકે તેમના ખાસ આમંત્રણથી ગયા ઉનાળામાં હું આબુ ગયો હતો અને આ વર્ણનમાં આપેલી ઘણીખરી હકીકત તેમણે પુરી પાડી હતી.

પો. કે. શાહ.

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( ઉ. ભા. ના એમ૦ ૪૦ સાહેબના તા ૧૬ મી જાન્યુઆરી ૧૯૧૨
ના હુકમ ન. ૧૨૨૩૯ ઉપરથી. )

એડ્યુકેશનલ ડિપાર્ટમેન્ટ.

ન. ૩૩૨૧.—( તા ૫ મી ઑક્ટોબર ૧૯૧૧ ના બૉમ્બે ગવર્ન્મેંટ ગૅઝેટ, ભાગ ૧ લા ને પાને ૧૮૧૮ મે છપાયલી ) ન, ૨૭૭૭ ની તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૧૧ ની સરકારી જાહેર ખબરના વધારામા આ ઈલાકાની માધ્યમિક નિશાળોના ઉપયોગ માટે સરકારે મજૂર કરેલી ચોપડીઓ વગેરેની નીચલી ત્રૈમાસિક યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામા આવે છે

ગુજરાતી.

મિ. પોપટલાલ મગનલાલ, ઓરિએન્ટલ બુક ડીપો –અમદાવાદના ‘ ધિ ગુજરાતી ’ ના મેનેજરની સુધરેલી મિડલ સ્કૂલ ગુજરાતી કૉપિ બુક નં. ૧ તથા ૨.

---

## જાહેર ખબર.

( ઉ. ભા. ના. મે. એ ઇ સાહેબના તા. ૧૭ મી જાન્યુઆરી
૧૯૧૨ ના હુકમ ન ૧૨૩૧૨ ઉપરથી )

જનરલ ડિપાર્ટમેન્ટ — કિલ્લે મુબઈ.

ન. ૭૩૫૮. — તા૦ ૨૮ મી ડીસેમ્બર ૧૯૧૧.

સરકારી ઠરાવ.

૧. મેલેરીઆની બીમારીમા લોકોમા કિવનાઇનના ઉપયોગનો વ ફેલાવો કરવાની નવી રીતો પર સરકાર વિચાર ચલાવી રહી છે હાલ સરકારે નીમેલા અધિકારી મારફત આખા ઈલાકામા કિવનાઇનના એક એક પૈસાવાળી

પડીકાં વેચાય છે. આનુ વેચાણ દર વર્ષે વધતું જાય છે, અને દરેક રીતે તેને ઉત્તેજન આપવાનુ જારી રાખવામાં આવશે. પણ મેલેરીઆથી સપડાયલા લોકોને તદન આરામ થવા માટે તેઓ જોઈતી સંખ્યામા દવાનાં પડીકાં લે એમ કરવુ મુશ્કેલ છે. ક્વિનાઇનના વધારે નિયમિત ઉપયોગને ઉત્તેજન આપવા માટે, તેમજ વધારે મનોહર તથા રુચિકર રીતે વહેચવા માટે ક્વિનાઈન વહેચવાની જે પદ્ધતિ પૂર્વ બંગાળા અને આસામમાં થોડા વખત થયા દાખલ કીધી છે તે નવી પદ્ધતિની અજમાયશ કરવાનો સરકારે નિશ્ચય કીધો છે.

૨. આ પદ્ધતિનુ મુખ્ય લક્ષણ એ છે કે ક્વિનાઇનની વહેચણી પડીકામા ન કરતા આરામને માટે જોઈતા ક્વિનાઈનના જથામા ('ટ્રીટ્મેન્ટ'મા) કરવામા આવી છે, દરેક 'ટ્રીટ્મેન્ટ'માં ચાર ચાર ગ્રેઇનની ૨૦ ટીકડીઓ (tabloids) કરી એક નાની કાચની નળી (tube) માં બંધ કરી તે સાથે અંગ્રેજીમા તથા વર્નાક્યુલરમાં (દેશી ભાષામાંજ) સુચનાઓ આપવામાં આવે છે દશ નળીઓનું એક મોટુ પડીકુ (પાર્સલ) બનાવવામાં આવે છે, અને તે પરચુરણ વેચનારાઓને આપવાનો નાનામાં નાનો જથો છે. એવા એક પડીકાની કિંમત રૂ ૧-૭-૦ છે, અને પરચુરણ વેચનારે દરેક નળી ૦-૩-૦ ની કિંમતે વેચવાની છે, જેથી તેને પડીકા દીઠ ૦-૯-૦ નો ફાયદો થશે આ કિંમતો ખરીદ કિંમત કરતા ઘણીજ ઓછી છે, પણ એ પદ્ધતિને લોકપ્રિય બનાવવા ખાતર પ્રથમ ઓછી કિંમત ઠરાવવાનુ સરકારને સલાહભરેલુ લાગે છે.

J. L. Rieu.

સેક્રેટરિ નિસબત સરકાર

સરકારે કલેક્ટરોને હુકમ કીધો છે કે તેઓએ ગામડાના મુખીઓ ગામડાના સ્કૂલ માસ્તરો, ગામડાના પોસ્ટ માસ્તરો, નાના દુકાનદારો વગેરે 'ટ્રીટ્મેન્ટો' પરચુરણ વેચે એવી ગોઠવણ કરવી.

# જાહેર ખબર

( ઉ. ભા. ના મે એ. ઇ સાહેબના તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૧૨ ના હુકમ નમ્બર ૧૨૮૯૦ ઉપરથી ).

પ્રાથમિક શાળાઓ માટે મંજૂર થયલી ચોપડીની નીચલી યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે

| નં. | ચોપડીનું નામ. | ચોપડી જેમા છપાઈ હોય તે ભાષાનું નામ | શાને માટે મંજૂર કરી છે તે. | કિંમત. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| | દેસાઈ બી. એલ., સ્ટોર શેરી, વાડી ફળીયા, સુરત— | | | | |
| ૧ | ધર્મનીતિ બોધિની, ભા. પહેલો. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક કન્યા શાળાઓમા ઇનામ માટે. | ૦—૨—૦ | |
| ૨ | ધર્મનીતિ બોધિની, ,, બીજો. | ,, | ,, | ૦—૩—૦ | |
| ૩ | નીતિ રત્નમાળા. | ,, | ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓમાં ઇનામ માટે. | ૦—૨—૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| | મેહેતા બી. એન., હેડ માસ્તર, મિડલ સ્કુલ, રાજકોટ — | | | |
| ૪ | પ્રેમાનંદની પ્રસાદી. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર શાળાઓની લાઇબ્રેરિ માટે | ૦—૧૨—૦ |
| | પંડિત શિવપ્રસાદ દલપતરામ બરન (કોટા સ્ટેટ, રજપુતાના) | | | |
| ૫ | દેવી અઘોર કામિની, બીજી આવૃત્તિ | " | ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓમા ઇનામ તથા લાઇબ્રેરિ માટે | ૦—૬—૦ |
| | ઠક્કર પ્રાણજીવન ઓધવજી, ભાવનગર, કાઠિયાવાડ. | | | |
| ૬ | સનાતન ધર્મ-હિંદુ ધર્મ તથા નીતિશાસ્ત્રનું પ્રાથમિક પુસ્તક. | " | ગુજરાતી નિશાળોની લાઇબ્રેરિ માટે. | ૦—૮—૦ |
| ૭ | મહાભારત. | " | " | ૦—૯—૦ |
| ૮ | રાજ શિરોમણિ રામચંદ્ર. | " | " | ૦—૭—૦ |

ઑફિસ ઑવ્ ધિ ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પૂના તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૧૨.

P. WREN.
For Ag. Director of Public Instruction.

## જાહેર ખબર.

( ઉ. ભા. ના મે. એ. ઇન્સ્પેક્ટર સાહેબના તા ૨ જી ફેબ્રુઆરી
સને ૧૯૧૨ ના હુકમ નં. ૧૨૯૯૮ ઉપરથી ).

નીચેનાં પુસ્તકો, ચોપાનીઆં, વગેરે નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલા જાહેર કરવામાં આવ્યાં છે, કારણ કે સદરહુ પુસ્તકો, ચોપાનીઆ વગેરેમા એવા શબ્દો કે લખાણ છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે હિંદમા કાયદેસર સ્થપાયલી બ્રિટિશ સરકાર તરફ અસતોષ, તિરસ્કાર, કે ધિક્કાર ઉશ્કેરાવાનો સભવ રહે છે

| પુસ્તક વગેરેનુ નામ | પુસ્તક, ચોપાનીઆ વગેરેની વિશેષ હકીકત. | સરકારી ઠરાવ ન તથા તારીખ. |
|---|---|---|
| 'આર્યનોને સલાહનો એક બોલ ' A word of Advice to the Aryans) નામનુ ચોપાનીઉ. | મદુરામા અલગર કોવિલ મોહોલ્લામાં છપાયુ હોય એમ દર્શાવતુ, ટામિલ ભાષાનુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ. નમ્બર ૪૩૮૬. કિલ્લે મુબઈ, તા ૨૯ મી જુલાઈ ૧૯૧૧. |
| નવી ભારત એસોશિએશનમા દાખલ થવાની પ્રતિજ્ઞા ' (Oath of admission into the New Bharata Association) એ મથાળાનું | મદ્રાસમાં છપાયુ હોય એમ દર્શાવતુ, ટામિલ ભાષાનુ. | ״ |
| 'મહારાણા પ્રતાપસિંહ' એ નામનુ નાટક | અનંત વામન બર્વેએ મરાઠીમા લખેલુ, મુમ્બઈના વિજય પ્રેસમા છપાયલુ, અને બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠકે પ્રસિદ્ધ કરેલ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ ' નંબર ૪૪૨૧ કિલ્લે મુંબઈ,તા ૩૧ મી જુલાઈ ૧૯૧૧. |

| | | |
|---|---|---|
| 'કાયદાનો સંગ્રહ', 'ગુલ્કસે ગુલાબ,' 'કસરત', 'અશાતના,' (Ashatana), 'નાહવાના સાબુ', અને 'નવરોજ' એવા વિવિધ નામનુ પુસ્તક, 'વનસ્પતિની દવાઓ' એ નામ પણ એનુ જ છે. | ગુજરાતીમાં લખાયલુ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ નમ્બર ૪૪૬૩ કિલ્લે મુંબઈ, તા ૨ જી ઑગસ્ટ ૧૯૧૧. |
| 'ન્યાયાભિમાની' નામનુ વર્તમાનપત્ર | ટામિલ ભાષામાં કેરિકલમાં પ્રસિદ્ધ થયલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નમ્બર ૪૮૦૮ કિલ્લે મુબઇ તા ૨૧મી ઑગસ્ટ ૧૯૧૧. |
| 'અંગ્રેજી શિક્ષક ભાગ ૧ તથા ૨ (The English Teacher Part I and II) | હિંદી પુસ્તક, પૂનાના જગદ્‌હિતેચ્છુ પ્રેસમા રાવજી શ્રીધર ગોડબોલેકરે છાપેલ, ને યજ્ઞેશ્વર ગોપાલ દીક્ષિતે પ્રસિદ્ધ કરેલુ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નમ્બર ૪૯૧૩ કિલ્લે મુંબઈ તા. ૨૪મી ઑગસ્ટ ૧૯૧૧. |
| નવો અંગ્રેજી શિક્ષક ભાગ ૧ તથા ૨ The New English Teacher Part I and II. | મરાઠી પુસ્તક, પૂનાના જગદ્‌હિતેચ્છુ પ્રેસમા રાવજી શ્રીધર ગોડબોલેકરે છાપેલ, ને યજ્ઞેશ્વર ગોપાલ દીક્ષિતે પ્રસિદ્ધ કરેલુ | ” |
| 'સંધ્યા આવૃત્તિ, બીજી, ચોથુ વર્ષ' (Sandhya, Second edition Fourth year) નામનુ પાનીઉં, 'સધર એ ગુમ ઘોરે કોભુ કી ભગીએન' (Sadher a goom ghore kobhu ki | કર્ત્તાના નામ વગરનુ બંગાલી ભાષામાં કલકત્તામા છપાયલું તથા પ્રસિદ્ધ થયલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નમ્બર ૪૯૭૩, કિલ્લે મુંબઈ, તા. ૨૫મી ઑગસ્ટ ૧૯૧૧. |

| | | |
|---|---|---|
| bhangibena ) એ મથાળાવાળું, | | |
| સ્વદેશી પદે–ભાગ પહિલા Swadeshi songs–Part First) | મરાઠીમાં ત્રિવિક્રમ કાશીનાથ પિત્રે બી. એ, એલ્ એલ્ બી એ લખેલુ, અને દેખીતી રીતે ધારવાડમા ખાનોલકર ઍન્ડ કો. એ પ્રસિદ્ધ કરેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નંબર ૫૮૫૮. કિલ્લે મુબઈ, તા. ૧૨ મી ઑક્ટોબર ૧૯૧૧. |
| ગૅરિબૉલ્ડીનુ જીવન ચરિત Life of Garibaldi) નામનુ પુસ્તક | ગુજરાતીમાં નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલે લખેલુ અને વડોદરામા વીરક્ષેત્ર પ્રેસમા મરાઠી અક્ષરોમા છપાયલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નંબર ૬૧૭૭ તથા ૬૫૬૬. કિલ્લે મુબઈ તા. ૨૬ મી ઑક્ટોબર ૧૯૧૧ તથા ૧૧મી નવેંબર ૧૯૧૧ |
| 'ઓમ્ બન્દે માતરમ્, સ્વાધીન ભારત ' એ મથાળાનું અત્યાર સુધી મના કરેલી બધી પ્રતોથી જુદું પાનીઉં, અગ્રેજી બગાલી કે બીજી કોઇપણ ભાષામા પ્રસિદ્ધ થયલુ. | બગાલીમાં કર્ત્તાના નામ વગરનુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નંબર ૬૫૩૯ કિલ્લે મુબઈ, તા. ૧૦ મી નવેંબર ૧૯૧૧. |
| દેશભક્તિ શિક્ષણ | ભાસ્કર હરિ પટવર્ધને લખેલુ, અને તેણે સાંગલીમા ચિંતામણિ પ્રેસમા છાપેલુ તથા પ્રસિદ્ધ કરેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નંબર ૬૫૮૩ કિલ્લે મુંબઈ, તા ૧૧ મી નવેંબર ૧૯૧૧. |
| સિંહગડચા પવાડા | નાશક મિત્રમેળ સીરીઝનો ન. ૧, વિનાયકે લખેલુ, મુબઈમા નેટિવ ઓપિનિઅન પ્રેસમાં છપાયલુ | ,, |
| સિંહગડચા પવાડા. | અભિનવ ભારત સીરીઝનો | ,, |

| | | |
|---|---|---|
| | નં ૧, વિનાયકે લખેલું, મુબઈમા કર્ણાટક પ્રેસમા છપાયલું અને મુબઇ ઠાકુરદ્વારમાં ફાટક બધર્સે પ્રસિદ્ધ કરેલું. | |
| શ્રી બાજી દેશપાન્ડે યાચા પવાડા. | અભિનવ ભારત સીરીઝનો ન ૨, વિનાયકે લખેલુ, મુબઈના કર્ણાટક પ્રેસમા છપાયલુ, અને મુબઈ ઠાકુરદ્વારમા ફાટક બ્રધર્સે પ્રસિદ્ધ કરેલ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ નબર. ૬૫૮૩ કિલ્લે મુંબઈ તા. ૧૧ મી નવેંબર ૧૯૧૧. |
| વીજાપુરચ્યા આદિલ શાહીચ્યા સેવટ, અથવા શ્રી શિવરાય છત્રપતિચીં અદ્ભુત કારસ્થાને. | નારાયણ બળવત હાર્ડિકરે લખેલુ, પૂનાના જગદ્હિતેચ્છુ પ્રેસમા છપાયલુ, મહાદેવ રામચદ્ર ગોરેએ પ્રસિદ્ધ કરેલ. | ॥ |
| " કાઉંટ લીઓ ટૉલ્સટૉયના 'એક હિંદુને પત્ર' ના જવાબમા તેમને લખેલો એક ખુલ્લો કાગળ " એ નામનુ ચોપાનીઉં | કો હિંદુસ્થાનના અધિપતિએ લખેલો. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ નબર ૬૬૯૨. કિલ્લે મુંબઈ, તા. ૧૫ મી નવેંબર ૧૯૧૧. |
| કણુવુ ( Kanavu ) તથા અરિલોરૂપગુ (Arilorupangu ) એક ટુકી વાર્તા | ટામિલ ભાષામા સી સુબ્રામની ભારતીએ લખેલા, પૉંડિચેરીમા છપાયલા તથા પ્રસિદ્ધ થયલા બને ચોપાનીઆ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નબર ૬૭૭૨ કિલ્લે મુંબઈ, તા ૧૮ મી નવેંબર ૧૯૧૧. |
| ગણપતિચ્યા મેળ્યાચીં પદે, ભાગ ૨ | પુરદરે ઍન્ડ કો. બુકસેલર્સે મુબઈમા ગણપત કૃષ્ણાજીના પ્રેસમા છાપેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ. નબર ૬૮૪૩ કિલ્લે મુંબઈ તા ૨૩ મી નવેંબર ૧૯૧૧. |
| લોકમાન્ય બાળ ગગાધર ટિળક યાન્વરિલ રાજદ્રોહાચા ખટલા | મુબઈમા ઈંદુપ્રકાશ સ્ટીમ પ્રેસમા છપાયલુ, સીતારામ કેશવ દામલે બી એ., એલ્ | ॥ |

| ૧૯૦૮. | એલ્. બી. એ પ્રસિદ્ધ કરેલુ. | |
|---|---|---|
| લેખ રત્નમાળા અથવા નાના ફડનવીસાચે નીવડક પત્રાંચા સગ્રહ. | આતાજી રામચદ્ર હાર્ડિકરે લખેલી તથા ટીકા કરેલી, પૂનાના જગદ્‌હિતેચ્છુ પ્રેસમા છપાયલી. અને બલવન્ત ગણેશ દાભોલકરે પ્રસિદ્ધ કરેલી | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૬૮૪૩. કિલ્લે મુબઈ, તા ૨૩ મી નવેંબર ૧૯૧૧ |
| મૅન્સન સાહેબનુ ખૂન અથવા દક્ષિણ હિંદુસ્તાનનો ઈ. સ. ૧૮૫૭ નો બળવો. | શા. માણેકલાલ અબારામ ડાકટરે લખેલ, અને વડોદરામા સયાજી વિજય પ્રેસમા છપાયલુ ચોપાનીઉં. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૬૮૮૨. કિલ્લે મુબઈ, તા ૨૪ મી નવેંબર ૧૯૧૧. |
| કલકત્તાની કાળ કોટડી ( the Black hole of Calcutta). | મોહનલાલ વી અમરશી શેઠે લખેલુ અને અમદાવાદમા શ્રી જૈન પ્રિન્ટિગ પ્રેસમા છપાયલુ ચોપાનીઉં. | ,, |
| સ્વદેશી પદેં, ભાગ દૂસરા. | મરાઠીમા ત્રિવિક્રમ કાશીનાથ પિત્રે બી. એ, એલ્. એલ્. બી એ લખેલ, અને દેખીતી રીતે ધારવાડમા ખાનોલકર ઍન્ડ કો એ પ્રસિદ્ધ કરેલુ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ ન. ૭૦૦૬ કિલ્લે મુબઈ તા ૩૦ મી નવેંબર ૧૯૧૧. |
| અફઝલ ખાનાચે વધપર પવાડા. | લઘુ અભિનવ ભારતમાળા સીરીઝનુ પુસ્તક ન ૩, ગોવિંદે લખેલુ, પૂનામા એસ એમ્ પરાજપેના મનોહર પ્રેસમા છપાયલુ. અને ગણેશ દામોદર સાવરકરે પ્રસિદ્ધ કરેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ ન ૭૦૪૯. કિલ્લે મુબઇ તા ૧ લી ડીસેંબર ૧૯૧૧. |
| સ્વદેશ પ્રસગ, અગ્રેજી, બગાલી અથવા બીજી કોઈ પણ ભાષામાં પ્રસિદ્ધ થયલુ. | બગાલી ભાષામાં કાશીકાન્ત ચકરબતીએ લખેલુ, ડાકા શેહેરમા પાટુઆટોલીના સિટિ પ્રેસમા છપાયલ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૭૧૭૪ કિલ્લે મુબઈ, તા. ૧૫ મી ડીસેંબર ૧૯૧૧. |
| અષ્ટભુજા દેવીનુ ચિત્ર | લાનોલી, કારલાના રવિ | જ્યુડિશ્યલ ડિપા- |

| | | |
|---|---|---|
| ( જેમાં અષ્ટભુજા નામની હિંદુ દેવી સિંહપર બેઠી ગાયને દેખીતી રીતે કાપી નાખનાર બે કસાઈ પર જુસ્સાથી હુમલો કરે છે ). | વર્મા પ્રેસમાં છપાયલી, અને 'રજીસ્ટર્ડ ૩૦૦' એવી માર્કવાળુ | ટ્મેન્ટ,ન ૭૨૦૬. દિલ્લી મુબાઈ, તા. ૧૬ મી ડીસેંબર ૧૯૧૧ |
| ઓમ્ બન્દે માતરમ્ સ્વાધીન ભારત મહા કાલેર અભન ( Om Bande Mataram Swadhin Bharat Mahakaler Abhan ) એ મથાળાનું પાનીઉં, અંગ્રેજી, બગાળી, અથવા બીજી કોઈ ભાષામા પ્રસિદ્ધ થયલું. | કર્ત્તાના નામ વગરનુ બગાળી ભાષામા લખાયલું. | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ,ન ૭૨૭૦ ડિલ્લી મુબાઇ, તા ૨૦ મી ડીસેંબર ૧૯૧૧. |

નીચેના ચોપાનીઆ ચોપડી વગેરે જમીન યા દરિઆ માર્ગે બ્રિટિશ ઇંડિઆમા લાવવાની ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ તરફથી ૧૮૭૮ ના સી કસ્ટમ્સ ઍકટના સેકશન ૧૯ ની રૂઇએ મના કરવામાં આવે છે.

| પુસ્તક વગેરેનુ નામ. | પુસ્તક ચોપાનીઆ વગેરેની વિશેષ હકીકત. | સરકારી ઠરાવ ન. તથા તારીખ. |
|---|---|---|
| "કાઉ ટ લીઓ ટૉલ્સ્ટૉયના 'એક હિંદુને પત્ર" ના જવાબમા તેમને લખેલો એક ખુલ્લો કાગળ ". | શ્રી હિંદુસ્તાનના અધિપતિનો | રેવેન્યુ ડિપાર્ટમેન્ટ,ન ૧૧૬૪૬. દિલ્લી મુંબાઈ, તા. ૧૫ મી ડીસેંબર ૧૯૧૧. |
| પૂર્વનો તારો (Star of the East) | ઑસ્ટ્રેલિઆના મેલ્બોર્નમા રામકૃષ્ણ વેદાંત મિશન તરફથી પ્રસિદ્ધ થયલુ. | રેવેન્યુ ડિપાર્ટમેન્ટ,ન. ૧૧૮૩૧. દિલ્લી મુબાઈ,તા. ૧૯ મી ડીસેંબર ૧૯૧૧. |

# નિશાળોનાં ઇનામપત્રક.

**પીપળીઆ**—પા નાથાભાઇ ગીરધર સ્કુલ જમાડી. ચો. પટેલ ભારમલ સજાણે પેંડા તથા પીતળનુ પ્યાલુ, પા ગોપાળ ધનાભાઇ સાકર તથા ર માલ. **ઝણોર**—ઠાકોર સાહેબ જીતસિંહજી ભારતસિંહજી રૂ. ૪) શાકર **સારોદ**—ઉર્દુ સ્કુલ જુદા જુદા ગૃહસ્થો રૂ. ૮-૮-૦ મીઠાઇ **આડેશ્વર**—ગામના આગેવાનો રૂ. ૫) પતાસા. **વલીઓર**—કુબેર જગમાલ તથા પટેલ દુલાજીભાઈ સ્કુલ જમાડી, પટેલ પ્રભાત બાવાભાઈ રૂ. ૪) મીઠાઈ. **નાંધણ**—ગામ લોકો રૂ ૧૨) સ્કુલ જમાડી **બુવા**—પટેલ મથુરભાઈ જેસગભાઈ રૂ. ૧૭-૧૦-૦ સ્કુલ જમાડી. **દેખર**—જુદા જુદા ગૃહસ્થો રૂ ૨૫) મીઠાઇ જમાડી **જત્રાણ**—જુદા જુદા ગૃહસ્થો રૂ ૪-૧૨-૦ મીઠાઇ. **હાંસોઠ**—મી. ભગુભાઈ પ્રાણવલ્લવદાસ રૂ. ૧૧) મીઠાઇ. **અમનપુર**—તલાટી ત્રીભોવન માણેકલાલ વગેરે રૂ. ૭) મીઠાઇ **શુકલતીર્થ**—જુદા જુદા ગૃહસ્થો રૂ ૧૦) મીઠાઇ. રૂ. ૧૦) ઘડીઆળ **ભોદર**—સ્કુલ કમિટિના મેમ્બરો રૂ. ૧૩-૮-૦ સ્કુલ જમાડી, તથા મીઠાઈ. **દહેગામ**—ગામ લોક રૂ. ૩-૧૧-૦ મીઠાઇ, અંબાલાલ ગોકળભાઇ રૂ. ૪) પરબ. **ધમણાદ**—ગામ લોક રૂ. ૩) પતાસાં, રૂ. ૩) મીઠાઇ, રૂ ૧) શાકર રૂ. ૧૨-૮-૦ ઘડીઆળ રૂ ૨૦) સ્કુલ જમાડી રૂ. ૪) પરચુરણ. **સરનાર**—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૬-૦-૦ પુસ્તકો, કાપડ વગેરે **કહાનવા**—પા. મણીભાઇ બકોરભાઇ સ્કુલ જમાડી

**થાણા વિભાગ—**

**થાણા**—મ્યુ સ્કુલ. શેઠ મોતીલાલ હરગોવિંદદાસ રૂ. ૧૦૦૦) સ્કોલરશીપ. શેઠ પેસ્તનજી રતનજી ટાટા રૂ. ૨૫-૮-૦ ચોપડીઓ, તીઠાઇ.

**પાલનપુર વિભાગ—**

**ખીમત**—હીરાલાલભાઇ પીતામ્બરભાઇ રૂ. ૪) ચોપડીઓ, ના. નવાબ સાહેબ રૂ ૮-૦-૦ ઇનામ. **થરા**—કૉરોનેશન પ્રસગે પટેલ રતનશી મૂળચંદ રૂ. ૩૨) પુસ્તકો સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૫) સાકર **સિહોરી**—પટેલ રતનશી મૂળચંદ રૂ. ૪) પુસ્તકો.

**રાજપીપળા સ્ટેટ—**

**અશા**—ગામના ગૃહસ્થો રૂ. ૩) મીઠાઇ, **ડુંગરી**—જુદા જુદા ગૃહ-

સ્થો રૂ. ૯) સ્કુલ જમાડી. **ગરડેશ્વર**—કૉરોનેશન પ્રસગે જુદા જુદા ગૃહસ્થો રૂ. ૩) પતાસા, સાકર. **જીઓર**—કૉરોનશન પ્રસગે ગામ લોકો રૂ. ૩-૪-૦ સ્કુલ જમાડી **ઝઘડીઆ**—શા રણછોડજી અમથાભાઇ સાકર મણ ાા **ઉમલ્લા**—ગામ લોકો રૂ. ૩) પતાસાં. **રાયસંગપુરા**—ગામ લોકો સ્કુલ જમાડી. દેશાઇ નરોતમ તાપીદાસ સ્કુલ જમાડી. દેશાઇ લલ્લુભાઇ રાયજી ચાહ તથા સાકર. **નારોદ**—શેઠ માણેકલાલ પરસોતમદાસ રૂ. ૫) મીઠા . **ઉંચેલીઆ**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામના ગૃહસ્થો રૂ. ૬-૮-૦ મીઠાઇ. માછી અમઇદાસ ખહેચર સ્કુલ જમાડી. **ટંકારી**—ગામલોક રૂ ૫) ઇનામ, સાકર. આમલેથા—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૧૫) સ્કુલ જમાડી. **કપળસાડી**—ના. રાજાજી સાહેબ રૂ. ૨) શાકર.

**કાઠિયાવાડ વિભાગ—**

**આટકોટ**—ના. જામસાહેબ રૂ. ૧૦) શાકર, તથા ચાહ. **ગુંદા**—શેઠ પોપટલાલ જેરામ વગેરે રૂ. ૧૦-૯-૦ ઇનામ. **હુબલી**—શેઠ ચતુર્ભુજ તેજપાળ રૂ. ૨૫) પુસ્તક, રૂમાલ રૂ. ૧૫) આફુસ કેરી, શેઠ હીરજી પુંજારવા રૂ. ૩૦) પુસ્તક રૂ ૧૫) મીઠાઇ, શેઠ દેવાજી કેશવજી રૂ. ૮) જલેબી. શેઠ ઓધવભાઇ રૂ. ૧૫) મીઠાઇ. રૂ. ૧૨) ઘડીઆળ.

**પંચમહાલ-રેવાકાંઠા-વિભાગ—**

**માંડવા**—તાલુકા સ્કુલ સર. વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી રૂ. ૩) પતાસાં. રા ગગાધર નારાયણરાવ રૂ ૫) મીઠાઇ વગેરે **કવાંટ**—સ્કુલ કમિટિ તથા જુદા જુદા ગૃહસ્થો રૂ. ૬) સાકર. **હરકુંડા**—ગામ લોક રૂ. ૭૫) સ્કુલ જમાડી, મીઠાઇ પુસ્તકો દારૂખાનુ વગેરે પાછળ ખરચ્યું. **લોહરા**—રા કૃષ્ણલાલ સુરજરામ વકીલ તથા સ્કુલ કમિટિના મેમ્બરો રૂ ૩) ઇનામ.

**સિંધ વિભાગ—**

**નગરઠઠ્ઠા**—ગુ. સ્કુલ.

**ખેડા વિભાગ ચાલુ—**

**કરોલી**—ગામ લોકો રૂ. ૧૧) સ્કુલ જમાડી. **લોટાશી**—વાંગના ઠાકોર રૂ. ૨૫) સ્કુલ જમાડી ઠાકોર ફુલાબાવા નથુબાવા સાકર, ચોપડી,

કાપડ વગેરે. જુદા જુદા ગૃહસ્થો સ્કુલ જમાડી **ગોરવા**—ગામ લોકો રૂ. ૨૨) સ્કુલ જમાડી. ઠાકોર નારસગજી મહેરામણસગજી રૂ. ૫) **દહેજી**—પા. મોતીભાઇ વરજભાઇ રૂ. ૧૭) સ્કુલ જમાડી.

**કચ્છ વિભાગ—**

**ભુજ પરસ્કૂલ**—શા જગસિંહ વિજપાળ ઇનામ રૂ. ૪-૦-૦ શેઠ નરસિંહ તેજસિંહ ઇનામ રૂ. ૪-૦-૦ શા. ગોસર પદુ ઇનામ રૂ. ૫-૦-૦ **વીરાણીસ્કૂલ**—દેસલપુરના ઠક્કર નારાણજી તુલશીદાસ ઇનામ રૂ ૧-૮-૦ વીરાણીના ઠક્કર હીરજી વાલજી ઇનામ રૂ. ૫) **રોહાસ્કૂલ**—રોહા જાગીરદાર ઇનામ રૂ ૩-૧૨-૦ ઇનામ રૂ. ૩-૮-૦ **ગઢસિસા સ્કૂલ**—શેઠ ટોપણ હરજી ઇનામ રૂ. ૫૧-૦-૦ **નિરોણા સ્કૂલ**—ગામના સદ્ગૃહસ્થો ઇનામ રૂ. ૪-૦-૦ **આયઠ સ્કૂલ**—જખૌના શેઠ વિસનજી જેઠા ઇનામ રૂ. ૨૫-૦-૦ શા. પાસુ પુજા મિઠાઇ રૂ. ૧-૦-૦ **ખારીરોહર**—રા રા નવલશકર મૂળશકર બી એ. એલ બી. ઇનામ રૂ ૧-૦-૦ **તુણા સ્કૂલ**—શા. મોતીચદ ગણછોડદાસ ઇનામ રૂ. ૨૦-૧-૦ **મંજલ સ્કૂલ**—ગામધણી ઇનામ રૂ. ૬-૦-૦ દા મથુરાંદાસ દોસાભાઇ ઇનામ રૂ ૨૦) ડા. ત્રીકમદાસ ચાપસિંહ રૂ ૩-૦-૦ **નારાણસર સ્કૂલ**—રા. બાલાશકર કાશીરામ ઇનામ રૂ ૨૦-૦-૦ સોમપરા બ્રાહ્મણ અમરજી કલ્યાણજી ઇનામ રૂ. ૧-૪-૦ **ભુજ મહોમેડન સ્કૂલ**—ગુસાંઇ રિધગરજી સાકર રૂ. ૧૪-૦-૦ **ભુજ નાઇટ સ્કૂલ**—ગુસાંઇ રિધગરજી શાકર રૂ ૧-૦-૦ **ભુજ નંબર બીજાની સ્કૂલ**—ગુસાઇ રિધગરજી શાકર રૂ. ૧૬-૦-૦ **મુદરા સ્કૂલ**—મુદરાના સદ્ગૃહસ્થો ઇનામ રૂ. ૮-૦-૦ મુદરાના શેઠ જીવણદાસ ઇબજી ઇનામ રૂ ૬-૦-૦ **મુંદરા કન્યાશાળા**—અહીંની વ. તરફથી વહેંચાયેલ ઇનામ રૂ ૪-૦-૦ **નલીઆ શેઠ ગોકળદાસ તેજપાલ ધર્મ ખાતાની સ્કૂલ**—શેઠ હીરજી કાનજી તથા બીજા સદ્ગૃહસ્થો ઇનામ રૂ. ૨૦-૮-૦

**ભરૂચ વિભાગ—**

**કીનસર**—પા. નાગજી કાળીદાસ રૂ. ૧૦) કાપડ. **દયાદ્રા**—રા. સુલેમાન આદમ તથા અહમદ અકુજી રૂ. ૫) મીઠાઇ. **તરીઆ**—પોલીસ પટેલ મોહન મેરજી વગેરે સદગૃહસ્થો રૂ. ૧૫) સ્કુલ જમાડી તથા ઇનામ રૂ. ૪)

REGISTERED NO. B.43.

અંક ૪ થો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# गुजरात शाळापत्र.

એપ્રિલ. ૧૯૧૨.

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



તંત્રી (ઑગસ્ટ ૧૯૦૨ થી)-અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.

**શાળાપત્ર જ્યુબિલિઅંક**—તૈયાર છે. 'શાળાપત્ર'ના જે ગ્રાહકો ઇ. સ. ૧૯૧૧ સુધીનું 'શાળાપત્ર'નું લવાજમ પૂરેપૂરૂં ભરી ચૂકયા હોય તેમણે 'શાળાપત્ર'ની ઑફિસમાંથી એ અંક લઈ લેવો. ટપાલ મારફતે મંગાવનારે ટપાલ ને પૅકિંગના બે આના મોકલી આપવા, તે મોકલશે અથવા વી–પી–થી મંગાવશે ત્યારે તેમને અંક મોકલવામાં આવશે.

તન્ત્રી.

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૨ મું. એપ્રિલ, ૧૯૧૨. અંક ૪ થો.

## કેળવણી. ( ચાલુ પૃષ્ઠ ૪૫ થી ).

**સ્મૃતિનાં ઉદ્બોધક**—અનેક પદાર્થો દરરોજ મન પર અનેક સંસ્કારો પાડે છે, તે બધા મનમા સુપ્ત સ્થિતિમા પડ્યા રહે છે જ્યારે કોઈ પણ કારણથી એ સંસ્કારો ઉદ્બુદ્ધ થાય છે ત્યારે સ્મરણ થાય છે. સંસ્કારો જાગ્રત્ થવાના કારણો પણ શિક્ષકે જાણવા આવશ્યક છે, કેમકે તે જાણતા હોય તો સંસ્કાર પાડવામા તેમનો ઉપયોગ કરી શકે થોડાક અગત્યનાજ ઉદ્બોધકારણો અત્ર દર્શાવી શકાય. સદૃશ કે વિરુદ્ધ વસ્તુનુ દર્શન સંસ્કારને જાગ્રત્ કરે છે ‘ બુદ્ધિ ’ શબ્દની વ્યુત્પત્તિ શિખવતી વખતે તેના જેવા ‘મતિ’, ‘સ્થિતિ’, ‘ગતિ’, ‘શક્તિ’, ‘રતિ’ ઇત્યાદિ શબ્દો પણ સાથે શિખવ્યા હોય, તેમજ ‘ધર્મ’નો અર્થ શિખવતી વખત ‘અધર્મ’, એથી ઉલટો શબ્દ છે એમ દર્શાવ્યુ હોય, ‘ અનુકૂળ ’ ને ‘ પ્રતિકૂળ ’, ‘ શક્ત ’ ( ‘સશક્ત’ નહિ ) ને ‘અશક્ત’, ‘દૃઢ’ ( ‘સદૃઢ’ નહિ ) ને ‘અદૃઢ’, ‘પાશ્ચાત્ય’ ને ‘પૌરસ્ત્ય’ કે ‘પ્રાચ્ય’ ( ‘પૌર્વાત્ય’ ને ‘પાશ્ચિમાત્ય’ નહિ ) આવા વિરુદ્ધ શબ્દો સાથે સાથે શિખવ્યા હોય તો સાદૃશ્ય ને વિરોધના નિયમથી એક વસ્તુનો અનુભવ થયે અન્ય વસ્તુનો સંસ્કાર ઉદ્બુદ્ધ થયા વિના રહેશે નહિ ઇતિહાસમા પૂર્વ સમયનુ ચિત્ર સાંપ્રત સમયના ચિત્ર સાથે સરખાવવાથી સંસ્કાર દૃઢ થશે આમ દરેક વિષયમાં સાદૃશ્ય ને વિરોધના, કાર્યકારણભાવના, સહચારિભાવના, અને એવા નિયમો જાળવવાથી સંસ્કાર દૃઢ થશે પણ તે બધામા અભ્યાસ એટલે આવૃત્તિની જરૂર છે એકની એક બાબત જુદે જુદે પ્રસંગે એકના એક સ્વરૂપમા નહિ, પણ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં મન પર ઠસાવ્યા વિના કદી પણ સંસ્કાર ઊંડા પાડી શકાશે નહિ એ હમેશ લક્ષમાં રાખવાનું છે. એકજ બાબત ભિન્ન ભિન્ન સ્વરૂપમાં મૂકવામાજ શિક્ષકની ચાતુરી છે ને તે તેણે કેળવવી જોઈએ. સ્મરણશક્તિ કેળવવું એ શિક્ષકનુ અગત્યનુ કામ છે, કેમકે વિચારશક્તિ, કલ્પનાશક્તિ, વગે

શક્તિઓનો આધાર સ્મરણશક્તિ પરજ છે. તે બધામા અનુમાનની જરૂર છે, ને અનુમાનને માટે વ્યાપ્તિસ્મરણ આવશ્યક છે

**ધારણશક્તિ**—એક બીજી વાત લક્ષમા લેવા જેવી એ છે કે બાળકની ધારણશક્તિ કેળવવી જોઈએ. કેટલાકની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોય છે, પણ તેમના સસ્કારો અલ્પ સમય સુધીજ જીવતા રહે છે. એ સસ્કારોને તેઓ લાબો સમય ધારણ કરી શકતા નથી. ગ્રહણશક્તિ ને ધારણશક્તિ એ બને બરાબર કેળવાય તોજ ખરો લાભ થાય. ગ્રહણશક્તિ કેળવવા માટે બાળકને ધ્યાન દઈને મનમાં વાચવાની ટેવ પાડવી જોઈએ વાચ્યા પછી જે ન સમજાતુ હોય તે આસપાસના સબન્ધથી સમજવાની ટેવ પાડવી. આમ કરવાથી આગળ જતા ઘણો લાભ થશે, કેમકે ઘણા ઉત્તમ પુસ્તકો એવી શૈલીથી રચાયલા હોય છે કે ધૈર્ય રાખી વાંચનારને જે ભાગ સમજાતો ન હોય તેનું વિવરણ પુસ્તકમાજ આગળ જતા થાય છે મન ચપળ ને ઉત્સુક રહી નવા સસ્કારો તરત ગ્રહણ કરવા શક્તિમાન્ થવુ જોઈએ, એટલુજ નહિ, પણ જે ગ્રહણ કરે તે લાબો સમય સુધી સાચવી રાખે એવી તેનામા શક્તિ આવવી જોઈએ ' **अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः** '—કેવળ અજ્ઞ કરતા પુસ્તકપાઠી સારા અને તેના કરતા ધારણ કરનારા વધારે સારા–એ પ્રાચીન વાકયમા પણ ધારણ શક્તિનુ મહત્ત્વ સ્વીકાર્યુ છે.

**શાબ્દિક સ્મરણશક્તિ તરફ શિક્ષકનુ આગ્રહનુ લક્ષ**—જ્યાસુધી વિચારશક્તિ બરાબર કેળવાઈ નથી ત્યાસુધી બાળકમા વિચારપૂર્વક સ્મરણ શક્તિને બદલે શાબ્દિક સ્મરણશક્તિ પ્રબળ રહે છે નવા શબ્દોનો શો અર્થ છે તે સમજવાની તેમને દરકાર નથી, પણ સ્મરણશક્તિના બળથી નવો શબ્દ એકદમ પકડી લે છે આ કારણને લીધે પારિભાષિક શબ્દોના અર્થ બરાબર ઠસાવ્યા પછીજ તે શબ્દોનુ જ્ઞાન બાળકને આપવુ, આરભમા નહિ.

ફ્રાન્સની પ્રાથમિક શાળામા પણ આવી શબ્દપૂજાને નિન્દી છે. ઇ સ. ૧૯૦૬ ના ઑગસ્ટના ' પ્રૅક્ટિકલ ટીચર 'મા કહ્યુ છે કે ' ફ્રાન્સના પ્રાથમિક શિક્ષણમાં જે બીજી વૃત્તિ સુધારાને પાત્ર જણાય છે તે શબ્દપૂજા ને ગ્રન્થપૂજા છે ઘણાખરા પાઠોને અન્તે ( ઇતિહાસ, નીતિ, ભૂગોળ, શહેરી તરીકે વર્તન, વિદ્યાનાં મૂળતત્ત્વ ઇત્યાદિ વિષયના શિક્ષણમા ) છોકરાઓ સક્ષિપ્ત નોધ લખી કાઢે છે, તેને ગોખી નાખે છે, અને બીજે દિવસે તેજ

વિષયના પાઠને આગળે બોલી જાય છે ('Another tendency of French elementary teaching which seems to require correction is the worship of words and of books. At the end of most lessons (in history, morals, geography, civic instruction, elementary science, &c ), a summary is written out by the boys and learned by heart, to be repeated at the beginning of the next lesson on the same subject') ફ્રાન્સમા છોકરાઓ જાતે જે સક્ષિપ્ત નોંધ કાઢે છે તે ગોખી નાખે છે તેની આમ નિન્દા કરી છે, તો આપણી પ્રાથમિક શાળામા 'પદાર્થપાઠ' ને અન્ય વિષયોમા કેટલીક વખત શિક્ષકો વિષયના પેટા વિભાગ કરી દરેકના શિક્ષણને અન્તે કાળા પાટીઆ પર સક્ષિપ્ત મુદ્દાઓ લખી કાઢે છે ને છોકરાઓ પાસે નોટબુકોમા લખાવી ગોખાવે છે તે વિશેષ નિન્દ્ય છે એ સહજ સમજાશે

**સ્વતન્ત્ર વિચાર**—સ્વતન્ત્ર અભિપ્રાય બાધવાની શક્તિ પણ શાળામાંજ કેળવાવી જોઈએ. આ દેશના પડિતો અન્ય પુરુષોના વચનોને પ્રમાણભૂત માની લે છે ને તે વિષે પોતાનો સ્વતન્ત્ર વિચાર બાધતા નથી એવો પાશ્ચાત્ય વિદ્વાનો તેમના પર આક્ષેપ મૂકે છે, ને તેમાં કેટલેક અશે સત્ય સમાયલુ લાગે છે પડિતો તો આપ્ત પુરુષના વચનોને પ્રમાણરૂપ માને છે, પણ હાલ આપણી ભાષામા કેટલા બધા લેખકો અન્ધ શ્રદ્ધાથી જોડણીમાં, ભાષાશૈલીમાં, કાવ્ય ને છન્દની રચનામા અનુસરણ કરે છે! આમ થવું યુક્ત નથી દરેક બાબતમાં પોતે સ્વતન્ત્ર વિચાર બાધી અમુક સિદ્ધાન્ત પર આવવું એમાજ વિદ્વાનનું ભૂષણ છે સત્ય સશોધન પર પ્રેમ અને અન્ધ શ્રદ્ધા ને અસત્ય પર તિરસ્કાર ઉત્પન્ન કરાવવા કરતાં શિક્ષકોનું વિશેષ પવિત્ર કર્તવ્ય બીજુ કઈ નથી ('Education has no more serious mission to perform than to inculcate love for truth and wage war on credulity and error'—Compagre') વળી કેટલાક સ્વતન્ત્ર વિચાર બાધી શકે છે તો તેમનામાં તે દર્શાવવાની હિમત નથી. સત્ય બોલવા કરતા પ્રિય બોલવા તરફ તેમનું મન વિશેષ લોભાય છે આ કારણથી પુસ્તકો પર અભિપ્રાય લખતા તેમને દોષો તેમને દેખાતા નથી. માનુષી પ્રકૃતિની આ લઘુતાનો લાભ લઈ લે

સાધારણ ગ્રન્થો ઉપર પણ અત્યુત્તમ અભિપ્રાય સહેલાઈથી મેળવી શકે છે. એવા અભિપ્રાયો બહુધા સંપૂર્ણ પુસ્તક વાચ્યા વિનાજ લખાયલા હોય છે ને તે લેખકોને ઘણા રુચિકર થઈ પડે છે, કેમકે તેવી સામાન્ય વાચકવર્ગ ભોળવાય છે પણ જેઓ સંપૂર્ણ પુસ્તક મબાળથી વાંચી પોતાનો વિચાર બાંધે છે તેમને આવા અભિપ્રાયો હાસ્યકારક થઈ પડે છે ને અભિપ્રાય આપનારાઓનુ ગૌરવ ઘટે છે.

જ્ઞાન પ્રતિ પ્રેમ—બુદ્ધિવિષયક ને નીતિવિષયક કેળવણીને અંગે કઈ કઈ માનસિક શક્તિઓ ને કયા કયા ગુણોના બીજ રોપી પરિપોષણને સમર્થ કરી શકાય છે તેનુ દિગ્દર્શન કર્યું. તેના સબન્ધમા પ્રસગે પ્રસગે શિક્ષકોને વ્યાવહારિક સૂચનાઓ પણ આપી. કોઈ પણ વિષયનું પૂરતુ જ્ઞાન શાળામાં આપી શકતુ નથી શાળા છોડ્યા પછી એક પણ વિષયનુ જ્ઞાન વધારવાની રુચિ ને અભિરુચિ ન થાય તો તેમા શિક્ષણનોજ દોષ છે, શિષ્યનો નથી ઘણા શિષ્યો શાળા છોડે છે કે પુસ્તકો ફેંકી દે છે ને જીવનપર્યન્ત તેની સામુ પણ જોતા નથી આ ખરાબ શિક્ષણનુજ ફળ છે. જ્ઞાન તરફ અભિરુચિને બદલે એમને તિરસ્કાર ઉત્પન થાય છે તેનુ કારણ એમના શિક્ષકોજ છે, માટે શિક્ષકની ફરજ વિષયમા રસ જમાવી જ્ઞાન તરફ પ્રેમ ઉત્પન્ન કરવાની છે કે શાળા છોડ્યા પછી, ગમે તે વયે વળગે તોપણ જીવનપર્યન્ત વિદ્યાવિલાસ કાયમ રહે એ વિષે રસ્કિનનો આદર્શ ઉત્તમ છે. તે કહે છે કે ખરી કેળવણીનો સપૂર્ણ ઉદ્દેશ લોકોને માત્ર સારા વર્તનવાળા કરવાનો નથી, પણ સારા વર્તનમા વિલાસ માનતા કરવાનો છે; માત્ર ઉદ્યોગી કરવાનો નથી, પણ ઉદ્યોગ પર પ્રેમ ધરાવતા કરવાનો છે, માત્ર જ્ઞાની કરવાનો નથી પણ જ્ઞાન પર અભિરુચિ રાખતા કરવાનો છે; માત્ર પવિત્ર બનાવવાનો નથી, પણ પવિત્રતાને ચાહતા બનાવવાનો છે; માત્ર ન્યાયી કરવાનો નથી, પણ ન્યાયને માટે તૃષ્ણા રાખતા ને તલસતા કરવાનો છે.

('The entire object of true education is to make people not merely do the right things, but enjoy the right things, not merely industrious, but to love industry, not merely learned, but to love knowledge: not merely pure, but to love purity; not merely just but to hunger and thirst after justice')

**કેળવણીની ભિન્ન દિશા આવશ્યક**—હાલના સમયમા આજીવિકા પ્રાપ્ત કરવાનો પ્રશ્ન ઘણો વિકટ થઈ પડ્યો છે અતિપરિશ્રમ ને દ્રવ્યવ્યયથી ઉત્તમ કેળવણી મેળવી, વિશ્વવિદ્યાલયની ઊંચામા ઊંચી પરીક્ષા ઉત્તીર્ણ થવાથી પણ આજીવિકા સુલભ થતી નથી. આવી સ્થિતિમા કેળવણીનો માર્ગ બદલી ભિન્ન દિશામા લઈ જવાની જરૂર છે, ને તેમ કરવામાં જેમ સમય જાય છે તેમ દેશમા અસંતોષ વધી અનેક હાનિ થાય છે.

**અજ્ઞતા–સ્ત્રીકેળવણી**—કેળવણીના ફેલાવની તો હજી ઘણીજ જરૂર છે, કેમકે દેશમાં ઘણુ અજ્ઞાન છે અને જ્યાંસુધી કેળવણી સર્વ અંગમાં પ્રસાર પામી નથી, મુખ્યત્વે જ્યાંસુધી સ્ત્રીઓ યોગ્ય રીતે કેળવાઈ નથી, ત્યાંસુધી કોઇ પણ પ્રકારના ધાર્મિક કે સાંસારિક સુધારા સફળ થવાના નથીજ. સ્ત્રીત્વને આદર્શ વિદેશીય નહિ, પણ આપણા દેશને અનુકૂલ રાખી તેને અનુસરતીજ કેળવણીની યોજના કરવાથી દેશને લાભ છે.

( અપૂર્ણ ).

---

श्रीहरिः ।

## श्रीमतां पञ्चमज्योर्जमहाराजाधिराजानां साशीर्वादा प्रशस्तिः ॥

भुजङ्गप्रयाताष्टकम् ।

अपारक्षमास्थैर्यधैर्यात्रयीनां महाभूभृतां हेमरत्नाचितानाम् ।
सुमेरूपमो मेरिदेवीसहायश्चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः ॥१॥
क्षमेव क्षमायां रमायां धनेशः प्रसादे महेशोऽवने सिन्धुजेशः ।
प्रचण्डारिनैकक्षतौ देवराजश्चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः ॥२॥
पिता भूपतिः स्वाः प्रजाः पुत्रतुल्याः समग्राः समं पालनीयाश्च दृश्याः
इतीमं स्वधर्मं समालोच्य तन्वंश्चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः॥३॥
समारुह्य सिंहासनं सिंहकेतुः मुदिल्लीपुरे स्वप्रजाधर्मसेतुः ।
प्रजां भारतीं रञ्जयन् भूरिभोजश्चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः

यतोऽशान्तिराच्छादिताऽऽर्यमदेशे वभूव प्रजामानसं पीडितं च ।
बभञ्ज क्षणात्तं महोद्वेगहेतुं चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः ॥५॥
निजामादिभूपैर्महार्घोपहारैः समोदं महामानितो वर्षपालैः ।
गुणैर्न्यायुतोऽनेकवैदेशभूपैश्चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः ॥६॥
यत्र रामराज्यं ततो धर्मराज्यं सुरामायणे श्रूयते भारताद्यौ ।
तथा नेत्रतो दृश्यते यस्य देशे चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः॥७
समाचारविद्युद्गुणा अग्निनौका महाल्लोहवर्त्मानि पत्नप्रयाणम् ।
धनेनाल्पकेनापि राज्ये यदीये चिरं जीवतात् पञ्चमो ज्योर्जराजः॥८।
गतेऽष्टर्तुनन्देन्दुभिर्विक्रमाब्दे(१९६८)सुपौष्यां तिथौ पूर्णिमायां च जीवे
सुजङ्गाष्टकं भूपतेर्मङ्गलार्थं व्यधाच्छ्राद्धिकृष्णात्मजः काशिरामः ॥ ९ ।

श्लोकौ

ज्योतिश्चक्रस्थितं ज्योतिर्जयं ब्रह्म तनोतु ते ।
भूतिर्लोकस्थिता नित्या पवित्रा ते प्रसीदतु ॥ १ ॥
चिरं राज्यमिदं भुञ्जन् रञ्जयन् सकलां प्रजाम् ।
जीव त्वं ज्योर्ज भूपाल वर्तमानः प्रजाऽवने ॥ २ ॥

गीतिः

अङ्गनृपतिकुलतिलकं श्रीमन्तं सप्तमैडवर्डसुतम् ।
देवीमेरिसहायं ज्योर्जनरेशं हरिः सदा पायात् ॥ १ ॥

रचयिताऽस्य भवदीयः
कृष्णात्मजकाशिरामशर्मा
श्रीमांगरोलवै० मु०पाठशालाशास्त्री.

ગુજરાતી સાહિત્યપરિષદ્‌ની જોડણીની કમિટિ તરફથી અમને નીચે આપેલી પ્રશ્નમાળા ઉત્તર આપવા માટે મળી છે. તે પ્રશ્નમાળા તેમજ તેમાના પ્રશ્નોના ઉત્તર અમે લખી મોકલ્યા તે વાચકવર્ગને જાણવા માટે અહિં આપ્યા છે આ વિષય અગત્યનો હોવાથી મહેતાજીવર્ગનું લક્ષ એ તરફ દોરાય એવા હેતુથી પ્રશ્નમાળા તથા ઉત્તર છાપવામા આવ્યાં છે.

અમને કમિટિનો છાપેલો પત્ર, જેમા તા ૨૨ મી ફેબ્રુઆરિ છાપી છે, તે તા. ૮ મી માર્ચે પહોચ્યો ટપાલની તારીખો તા. ૭ મી ને ૮ મી માર્ચ હતી, એટલે પત્ર મોડોજ ખીડવામા આવ્યો હતો એ નિસશય છે.

આટલો લાબો સમય પરિષદે નીમેલી કમિટિ માત્ર આવા પ્રશ્નો કાઢવાનુંજ કામ કરે એ પરિષદ્‌ના કાર્યવાહીઓને માટે અભિમાન લેવા લાયક છે ખરૂ ? પ્રશ્નમાળામા અનેક તરેહના દોષો ને ન્યૂનતા છે એ સબધી હાલ કહેવુ જરૂરનુ નથી. પ્રશ્નનિયોજક સાક્ષરવરોએ જેમને પ્રશ્નમાળા મોકલી છે તેમના ઉત્તરો છાપે તે સાથે પોતાના મડળમાના દરેક સભ્યના પણ ઉત્તર છાપવા જોઈએ, એટલે તટસ્થ વિદ્વાનો સારાસાર સહજ ગ્રહણ કરી શકશે એ વિષે હાલ વિશેષ ન કહેતા પ્રશ્નમાળા તથા તેના અમારા ઉત્તર અમે નીચે આપીએ છીએ

# ગુજરાતી ભાષાની જોડણી સંબંધી

# પ્રશ્નમાળા.

## વ્યંજન.

હક ૨.

૧ 'બ્હેન,' 'મ્હોરો,' વગેરે શબ્દોમા (વ્યુત્પત્તિને અનુસાર) બોલાતો હકાર લખવામા દર્શાવવો કે કેમ અને દર્શાવવો તો કેવી રીતે? વ્યજનથી શરૂ થતા શબ્દોમા તે કેવી રીતે લખવો અને સ્વરથી શરૂ થતા શબ્દોમા કેવી રીતે લખવો ?

૨ 'કાઢવુ,' 'પઢવુ,' 'દાઢી' વગેરે શબ્દોમાં જ્યા વ્યુત્પત્તિમાથી 'ઢ' આવેલો હોય ત્યા 'ઢ' કાયમ રાખવો કે 'કહાડવુ,' 'પ્હડવુ,' એમ 'ડ' 'હ' જુદા કરીને લખવા ?

૩ 'મ્હોડુ' 'હોડુ' વગેરે શબ્દોમાં વ્યુત્પત્તિમાથી 'ડ' 'હ' જુદા

આવ્યા હોય ત્યાં તે જુદા લખવા કે તેમનો ‘ ૮ ’ કરી ‘ મોઢુ ’ ‘ લોઢુ ’ એમ લખવુ ?

૪ ‘ મ્હારૂ ’ ‘ ત્હારૂં ’ એવા સર્વનામ માટે અને ‘ જ્ય્હા ’ ત્ય્હા ’ એવા અવ્યય માટે ઉપરના જ નિયમ રાખવા કે કોઇ જુદા ?

૫ ‘ ક્‌હે, ’ ‘ રૂહે ’ એવા હકારવાળા ધાતુઓમા હકાર શી રીતે લખવો ?

૬ ફારસી પરથી ઉદ્‌ભવેલા ‘ શહેર ’ ( મૂળ શહર ) ‘ મહેરબાન ’ ( મૂળ ‘ મેહરબાન ’ ) વગેરે શબ્દોમાનો હકાર શી રીતે લખવો ?

યકાર.

૭ ‘ આવ્ય, ’ ‘ આપ્ય, ’ એવા લઘુ ઉચ્ચારણનો યકાર ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચનના રૂપમા અને સસ્કૃત ઇકારાન્ત શબ્દોથી ઉત્પન્ન થયેલા શબ્દોને છેડે ગુજરાતના કેટલાક ભાગમા વપરાય છે તે યકાર લખવો કે કેમ અથવા તે શી રીતે દર્શાવવો ?

શકાર.

૮ ‘ સકવું ’ ‘ સોધવુ, ’ ‘ સુણવુ ’ એ વગેરે શબ્દોમા જ્ય્હા મૂળ સંસ્કૃત ‘ શ ’ ઉપરથી પ્રાકૃતમા ‘ સ ’ થયેલો છે અને ગુજરાતના કેટલાક ભાગમા ‘ સ ’ બોલાય છે અને કેટલાક ભાગમાં ‘ શ ’ બોલાય છે, ત્ય્હા ‘ સ ’ લખવો કે ‘ શ ’ લખવો ?

૯ ‘ સ ’ પછી ‘ ઈ ’ આવે ત્યા ‘ સી ’ લખવુ કે ‘ શી ’ ? એમવું પરથી ‘ બેસીને ’ કે ‘ બેશીને ’ ‘ ડોશો ’ પરથી ‘ ડોસી ’ કે ‘ ડોશી ’ ?

૧૦ ‘ ભેંશ ’–‘ ભેંસ, ’ ‘ છાશ ’–‘ છાસ ’ વગેરે જુદા ઉચ્ચાર ગુજરાતના જુદા જુદા ભાગમા બોલાય છે તેમાથી કયો લખવો ?

૧૦અ. ‘ વિશે ’ કે ‘ વિષે ’ લખવુ ?

૧૧ ફારસી શબ્દોમા મૂળમાં ‘ સિ ’ હોય તેનો ‘ શિ ’ ગુજરાતના કોઈ ભાગમાં બોલાતો હોય તો તે લખવો કે કેમ ? ‘ સિવાય ’ કે ‘ શિવાય ’ ‘ સિપાઈ ’ કે ‘ શિપાઈ ’ ?

અનુસ્વાર અને અનુનાસિક.

૧૨ તત્સમ શબ્દોમા અનુસ્વાર લખવા કે અનુનાસિક ? ‘ ગંગા ’ કે ‘ગઙ્ગા,’ ‘ કાંચન ’ કે ‘ કાઞ્ચન ’ ‘ પંડિત ’ કે ‘ પણ્ડિત ’ ‘ કાંત ’ કે ‘ કાન્ત ’ ‘ કંપ ’ કે ‘ કમ્પ ’ ?

૧૩ ‘ કાંતવું ’ વીંટવુ ’ ‘ કુંવારો, ’ ‘ કૂંવર ’ વગેરે શબ્દોમા જ્યા પોચો

અનુસ્વાર બોલાતો હોય ત્યા અનુસ્વાર ઉપર અર્ધચન્દ્રાકાર કર-વો કે કેમ ?

૧૪ નાન્યતરજાતિવાચક ઉકારાન્ત શબ્દોમાનો અન્ત્ય અનુસ્વાર ગુજરાતના કેટલાક ભાગમાં બોલાતો નથી તે રાખવો કે કેમ ? ઉ૦-શું, આવું, સાદું

૧૪અ. 'નહિ' કે 'નહિં' કે 'નહી'–શુ લખવુ ?

લ—ળ.

૧૫ તત્સમ રૂપ પણ બોલાતું હોય ત્યા 'લ' લખવો કે 'ળ' કે બન્ને ? 'ફળ' કે 'ફલ', 'કાલ' કે 'કાળ' ?

૧૬ તદ્ભવ શબ્દોમા અનાદિ અસંયુક્ત 'લ' કરનો 'ળ' કાર થયેલો છતા ગુજરાતમા કોઈ ઠેકાણે 'લ' કાર બોલાય છે તે રહેવા દેવા કે કેમ ? ઉ૦ 'માળી' કે 'માલી.'

ર, ડ, ળ, લ અને ઈ.

૧૭ 'ર' 'ડ' 'ળ,' 'લ' અને 'ઇ' એ ઉચ્ચારને ઠેકાણે ગુજરાતના કેટલાક ભાગમા 'ય' બોલાય છે જેમકે (ર) 'દોયડું,' 'પયણવું' 'તયણ,' (ડ) 'ખાયણી,' (ળ) 'દયણ,' (લ) 'પાયણ,' (ઈ) 'ખાયડી,' તે લખવા કે કેમ ?

મહાપ્રાણનું દ્વિત્વ

૧૮ મહાપ્રાણનુ દ્વિત્વ શી રીતે દર્શાવવું ? 'ચોખ્ખો' કે 'ચોકખો,' 'ચિઠ્ઠી' કે 'ચિટ્ઠી,' 'પથ્થર' કે 'પત્થર' ?

વ્યજનાન્ત શબ્દો.

૧૯ વ્યજનાન્ત શબ્દો—'જગત્'—'અકસ્માત્'-વગેરેમા છેલ્લો વ્યજન શુદ્ધ તત્સમ રૂપે લખવો કે તેમા છેવટે 'અ' ઉમેરીને તે 'આખો' લખવો ?

બે પ્રકારના ઉચ્ચાર.

૨૦ 'ચ,' 'છ,' 'જ,' 'ઝ' ના ઉચ્ચાર ગુજરાતના કેટલાક ભાગમા અને 'ડ,' 'ઢ,' 'ય,' 'વ,' 'હ,' ના ઉચ્ચાર સર્વત્ર બે પ્રકારના થાય છે તે દર્શાવવા કાંઈ જુદા અક્ષર કે ચિહ્ન વાપરવાં કે કેમ ?

તત્સમ અને તદ્ભવ.

૨૧ તત્સમ શબ્દોની જોડણીમાં કાંઇ ફેરફાર સ્વીકારવો કે કેમ ? એ બાબતના સંસ્કૃત તત્સમ શબ્દોના નિયમ ફારસી તત્સમ શબ્દોને લાગુ પાડવા કે કેમ ?

૨૨ તદ્ભવ શબ્દોમાં સહેજ વિકાર હોય તો તત્સમ અને તદ્ભવ બન્ને વાપરવા કે ફક્ત તદ્ભવ વાપરવા ? ઉ૦ ' કઠણ ' કે ' કઠિન ' ?

૨૩ ગુજરાતના એક ભાગમા તત્સમ બોલાતો હોય અને બીજા ભાગમાં તદ્ભવ બોલાતો હોય તો શું કરવું ?

૨૪ તત્સમ અને તદ્ભવ વચ્ચે ઘણો ફેર પડી ગયો હોય તો શું કરવું ઉ૦ ' માણસ, ' ' સૂરજ, ' ' અચરજ, ' આ શબ્દો કાયમ રાખવા કે કેમ ?

વ્યુત્પત્તિ, ઉચ્ચાર અને શિષ્ટતા.

૨૫ ગુજરાતના જુદા જુદા ભાગમા શિષ્ટ જનો એક જ શબ્દોના જુદા જુદા ઉચ્ચાર કરતા હોય તો તે શબ્દોના કયા ઉચ્ચાર સ્વીકારવા

૨૬ જે ઉચ્ચાર વ્યુત્પત્તિને વધારે મળતો હોય તે સ્વીકારવો કે જે ઉચ્ચાર પુસ્તકોમાં ઘણો ખરો દર્શાવાતો હોય તે સ્વીકારવો ?

૨૭ વ્યુત્પત્તિને ઓછા મળતા ઉચ્ચાર કે જોડણી કેળવણી ખાતાના પુસ્તકોમાં વપરાતાં હોય તો તે કાયમ રાખવા કે કેમ ?

૨૮ વ્યુત્પત્તિનુ ધોરણ સ્વીકારવામાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કે જુની ગુજરાતી એમાથી કયી ભાષામાંનું રૂપ આધારભૂત લેવું ? ગુજરાતના કોઈ ભાગમા સંસ્કૃત રૂપને વધારે મળતાપણુ હોય અને કોઈ ભાષામા સંસ્કૃત પછીની ભાષાના રૂપને વધારે મળતાપણુ હોય તો તેમાથી કયુ રૂપ સ્વીકારવું ?

વિકલ્પ.

૨૯ વિકલ્પના ( optional ) રૂપ રાખવાં કે નહિં અને રાખવાં તો શા ધોરણે ?

## સ્વર.

ઇ, ઉ.

૩૦ તત્સમ સિવાયના શબ્દોમાં ' ઇ, ' ' ઉ ' શા ધોરણે હ્રસ્વ કે દીર્ઘ લખવા ? ફારસી તત્સમ શબ્દોના સ્વરની જોડણી બદલવી કે કેમ ? ઉ ' જુદા ' કે ' જૂદા ' ?

૩૧ ઉચ્ચારનુ ધોરણ લેવુ કે 'ઈ' હમેશ દીર્ઘ અને 'ઉ' હમેશ હ્રસ્વ લખવાનુ ધોરણ લેવુ ?

૩૨ ઉચ્ચારનુ ધોરણ લેવાનુ હોય ત્યાં અમુક શબ્દમાં 'ઇ' કે 'ઉ' હ્રસ્વ કે દીર્ઘ બોલાવા વિશે મતભેદ હોય ત્યારે નિર્ણય કરવા માટે કયુ ધોરણ સ્વીકારવુ, વ્યુત્પત્તિનું, માત્રાનુ કે ભાર ( accent ) નું ?

૩૩ જોડાક્ષર પહેલાનાં અને અનુસ્વારવાળાં 'ઇ' ને 'ઉ' હ્રસ્વ લખવાં કે દીર્ઘ ?

૩૪ નામ કે ક્રિયાપદના મૂળ રૂપમાં 'ઇ' કે 'ઉ' દીર્ઘ ભારથી બોલાતો હોય અને પ્રત્યયો લાગતા કે સમાસ થતા લઘુભારથી બોલાતો હોય તો તે બન્ને માટે હ્રસ્વ દીર્ઘ જોડણી જુદી જુદી રાખવી કે કેમ અને એક રાખવી તો કયી ? ઉ૦ 'દૂધ-દુધાળી' 'રીસ–રિસાળ' 'ઊછળવુ-ઉછાળવુ,' 'શીવવુ—શિવડાવવુ' 'ભૂલવું–ભુલે છે' દુધ—દુધભાઈ,' 'ચિઠ્ઠી—ચિઠ્ઠિચપાઠી.'

૩૫ શબ્દનો અંત્ય કે ઉપાન્ત્ય 'ઈ' હમેશ દીર્ઘ લખવો એ નવી વાચનમાળાનો નિયમ સ્વીકારવો કે કેમ ? ઉ૦ 'ઘી,' 'કડી,' 'શીખ,' 'કીડી.'

૩૬ હ્રસ્વ ઇકારાંત સંસ્કૃત શબ્દોનાં બનેલા સ્ત્રીઓનાં વિશેષનામમાં દીર્ઘ ઈ લખવી એ નવી વાંચનમાળાનો નિયમ સ્વીકારવો કે કેમ ? ઉ૦ 'હરી,' 'મણી,' 'શાન્તી'

૩૭ ઇ ની પછીનો ( વ્યજન વચમાં હોય કે ન હોય તેવો ) સ્વર હ્રસ્વ હોય તો ઇ દીર્ઘ લખવી અને તે સ્વર દીર્ઘ હોય તો ઇ હ્રસ્વ લખવી એ નવી વાચનમાળાનો નિયમ સ્વીકારવો કે કેમ ? ઉ૦ 'બિલાડી,' 'ખીચડી,' 'ખીસકોલી,' 'નાળિએર,' 'ઘડિઆળ'

૩૮ ઇ પછી સ્વર આવે તો ઇ હ્રસ્વ લખીને તે પછી ય ઉમેરવો કે ઈ દીર્ઘ લખીને ય ન ઉમેરવો ? કે એકે રીતે ય્ ન ઉમેરવો ઉ૦ 'કવિયો' કે 'કવીઓ' કે 'કવિઓ'? 'નદીએ' કે 'નદિયો' કે 'નદિઓ'? ઘડીઆળ' કે 'ઘડિઆલ,' કે 'ઘડિયાળ'? 'પીએ' કે 'પિએ' કે 'પિયે'?

૩૯ 'સૂ' 'જૂ' 'લૂ' 'રૂ' જેવા એક સ્વરના અને 'દૂધ' 'ચૂક' 'મૂક' જેવા બે સ્વરના શબ્દોમાં ઊ દીર્ઘ લખવો અને બીજે બધે ઉ હ્રસ્વ લખવો એ નવી વાચનમાળાનો નિયમ સ્વીકારવો કે ઇ માટેના ૩૭ મા નિયમ સરખો નિયમ ઉ માટે સ્વીકારવો ?

૪૦ 'જૂઓ'–'જુઓ'–'જુવો,' 'ધૂએ'–'ધુએ'–'ધુવે,' 'કૂઓ'–'કુઓ'–'કુવો,' એમાના કયા રૂપ સ્વીકારવા ?
૪૧ 'ગુજગત' લખવું કે 'ગૂજગત'?

**એ, ઓ.**

૪૨ 'છેલ્લો'–'છૅલ,' 'ગોળ'–'ગૉળ,' 'ડોકી'–'ડૉકી' એવા 'એ' 'ઓ' ના સાંકડા અને પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ( ˘ ) અર્ધચન્દ્રાકાર કે ( / ) અવળી માત્રા કે એવા કાંઇ ચિહ્ન લખવા કે કેમ ?

**ઐ, ઔ.**

૪૩ 'ગૈતુ'–'ગયતુ,' 'પૈ'–'પાઇ'–'પઇ,'–'પૈસો'–'પઇસો,' 'ચૌટુ'–'ચઉટુ,' 'સૌ'–'સઉ,' 'પૌઆ'–'પઉઆ,' એમાથી કયા રૂપ લખવા ?

**અરૂઢ શબ્દો.**

૪૪ ગુજરાતી ભાષામા રૂઢ નહિં થયેલા પર ભાષાના શબ્દો માટે ઉપરના જ નિયમ પાળવા કે બીજા ? ઇ–ઉ હ્રસ્વ લખવા કે દીર્ઘ ? I અને OI ના ઉચ્ચાર ઐ–ઔથી દર્શાવવો કે આઇ–આઉથી ?

---

**ઉપરના જોડણીને લગતા સવાલના અમે લખી મોકલેલા જવાબ.**

૧ હકાર દર્શાવવો હોય તો જ્યા જ્યા ઉચ્ચારાતો હોય ત્યાં સર્વત્ર દર્શાવવો કેટલાક શબ્દમા દર્શાવવો ને કેટલાકમા નહિ એ અર્ધજરતીયન્યાય યુક્ત નથી સ્વરાદિ શબ્દોમા દર્શાવવો સહેલો નથી હકારથી એવા શબ્દો લખી 'ઃ' ને લઘુપ્રયત્ન કલ્પવો યુક્ત નથી. આ કારણથી 'બેન', 'મોટાં', જેવા શબ્દો તેમજ 'અમે', 'આવુ' જેવા શબ્દો હકાર વગર લખવાજ યુક્ત છે કવિ નર્મદે જે યુક્તિ દર્શાવી છે તેના જેવી બીજી એકે યુકિત નથી; એનુ તે માન્ય નથી થઇ તો બીજી કોઈ થવાનો સંભવ નથી. એ વિષે સવિસ્તર વિવરણ 'શાળાપત્ર'માં કર્યું છે ત્યા જરૂર લાગે તો જોવું. અહિં કારણો માગ્યા નથી તેથી આપ્યા નથી

૨ ઠ કાયમ રાખવો

૩. 'મોટુ' 'લોટુ' વગેરે લખવું

૪. જવાબ માટે ૧ જુઓ.

૫. 'કહે', 'રહે' એમ લખવું.
૬. 'શહેર', 'મહેરબાન' લખવું.
૭. ન લખવો.
૮. શકવું, શોધવું, ને 'સુણવું' લખવું, છેલ્લો ગદ્યમાં ક્વચિતજ વપરાય છે.
૯. 'એમીને', 'રોમી'
૧૦. ભેંસ, છાસ.
૧૦અ વિષે
૧૧. 'સિવાય', 'સિપાઈ'
૧૨. બને ચાલશે
૧૩. ન કરવો.
૧૪. રાખવો.
૧૪અ. નહિ. 'નહી' અંતમાં કેમ નથી '
૧૫. બને જ્યાં જેમ શોભે તેમ.
૧૬. ળ લખવો.
૧૭ ન લખવો
૧૮. ચોખ્ખો ઇત્યાદિ.
૧૯. તત્સમરૂપે લખવો.
૨૦. ઉચ્ચાર એ છે તે હું સ્વીકારતો નથી
હું એ ઉચ્ચારને ગ્રામ્યજ ગણું છું, તો પછી નવા ચિહ્નની વાતજ શી ?
૨૧ સંસ્કૃત તત્સમ શબ્દો ગુજરાતીમાં સંસ્કૃતની પેઠેજ લખવા. ફારસી તત્સમ શબ્દોને માટે એનોજ નિયમ યુક્ત છે
૨૨. બને વાપરવામાં હરકત નથી ભાષામાંથી કંઈ તદ્ભવ શબ્દો કાઢી નખાવવાના નથી
૨૩. સવાલનું ભાઈ કળાતું નથી ઉદાહરણ નથી મૂક્યા તેથી સવાલ અસ્પષ્ટ છે વિજયનો આધાર વક્તા ને લેખકની શિષ્ટતા ને સંસ્કાર પર છે.
૨૪. એવા શબ્દોનો કંઈ ભાષામાંથી બહિષ્કાર થઈ શકવાનો છે ?
૨૫. જવાબ માટે ૨૩ જુઓ.
૨૬. સવાલ અસ્પષ્ટ છે ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એટલે હરજી વ્યુત્પત્તિને અનુસરની જોડણી સ્વીકારવી નહિ.

૨૭. જવાબ માટે ૨૬ જુઓ આ સવાલ પણ વિચિત્ર છે.

૨૮. જે ભાષામાંથી શબ્દ લાગલોજ આવેલો લાગે તે ભાષામાંનુ તેનું રૂપ આધારભૂત લેવુ

દાખલા વગરના આવા સવાલો અસ્પષ્ટજ છે. સવાલની મતલબ બરાબર સમજાય નહિ એવા સવાલથી શો લાભ? તેના જવાબ પણ શા કામના?

આ સવાલની ભાષા પરથી કેટલાક સવાલો પૂછવાના રહી ગયા છે એમ સ્પષ્ટ જણાય છે, જેમકે 'કયી' કે 'કઈ'

૨૯ ન રાખવા ૧૨ મા સવાલમા દર્શાવેલા શબ્દો જેવા શબ્દો અપવાદરૂપ ગણવા

૩૦ (અ) એકાચ કે અનેકાચ્ શબ્દોમા અન્ત્ય ઇ દીર્ઘ લખવી, પણ સાનુસ્વાર હોય તો હ્રસ્વ લખવી—ઘી, કીડી, બિલાડી, મિર્ઝાજી, જોડણી, રહેણી, કહેણી, મિનાકારી, અહિં, તહિં

(આ) દ્વિસ્વર શબ્દોમા બને ઇ દીર્ઘ લખવી, તેમજ અનેકાચ્ શબ્દોમા છેલ્લી બે ઇ દીર્ઘ લખવી, પણ સયુકત વ્યજન પર છતા ઇ હ્રસ્વ લખવી—**કીડી, લીટી, લીરો, કીડો, કિલ્લો, હીંડ, હીંગ, દિલગીરી.**

(ઇ) ત્રિસ્વર શબ્દોમા દીર્ઘ અક્ષર પર છતા ઇ હ્રસ્વ લખવી ને હ્રસ્વ અક્ષર પર છતા ઇ દીર્ઘ લખવી—રિસાળ, મિજાસ, કિંમત, કીમતી, પીમળ, નીકળ. નીતર, વિખેર, રિવાજ.

(ઈ) અનેકાચ્ શબ્દોમા આદિ ઇ હ્રસ્વ લખવી (શબ્દ મોટો થય હ્રસ્વ જેવો ઉચ્ચાર થાય છે)

તિરકસ, તિસમારખા, કિસમત, ગિરસ્તદાર, ચિનગારી, ચિચરવટી.

(ક) એકાચ્ શબ્દોમા અન્ત્ય ઉ દીર્ઘ લખવો, પણ સાનુસ્વાર હોય તો હ્રસ્વ લખવો, અનુકરણવાચક શબ્દોમા સાનુસ્વાર હોય તો-પણ ઇ ને ઉ દીર્ઘ લખવા જૂ, થૂ, હું, શું, રૂં, જૂ, જૂં ચીં, ચીં.

(ખ) અનેકાચ્ શબ્દોમા અન્ત્ય ઉ હ્રસ્વ લખવો—ઢબ્બુ, કાજુ. સાળુ, સમજુ, લેભાગુ, વાળુ, સારુ, લાભુ, પહોળુ, સીંદુ, વાકું.

(ગ) દ્વિસ્વર શબ્દોમા સામાન્ય રીતે દીર્ઘ પર છતા કે જોડાક્ષર પર છતા ઉ હ્રસ્વ ને હ્રસ્વ પર છતાં દીર્ઘ લખવો વ્યુત્પત્તિથી આથી ઉલટુ ખુલ્લુ સમજાતુ હોય તો તે શબ્દો અપવાદરૂપ ગણવા —

ચૂક, દૂધ, મૂક, જૂનુ, જુદું, જુઓ, કુવો, ધુએ, ખુલ્લું

(૫) ત્રિસ્વર શબ્દોમા હ્રસ્વ પર છતા ઉ દીર્ઘ ને દીર્ઘ પર છતાં હ્રસ્વ લખવો—ખુશાલ, કૂટડો, કૂબડો, ચઉદુ, કબૂલ

(ચ) અનેકાચ્ શબ્દોમા આદિ ઉ હ્રસ્વ છે. ગુજરાત, ગુજરાન, પણ મજબૂત, બહાદૂર

વિભક્તિ કે કાળના પ્રત્યયો લગાડતાં કે સમાસમાં ઉપરના ઇ ને ઉ ના નિયમોમા ફેરફાર કરવો નહિ મૂળ શબ્દોના નિયમોજ સર્વત્ર લગાડવા. પણ પ્રેરક ને કર્મણિ રૂપોમા મૂળ શબ્દના નિયમો ન લગાડવા, પરંતુ પ્રેરક ને કર્મણિ રૂપોમાં મૂળ રૂપના દીર્ઘ ઈ કે ઊ ને હ્રસ્વ ઇ કે ઉ કરવા—ભૂલ, ભૂલો, ભૂલે છે, ભૂલ્યો, ભુલવ, ભુલાય, દૂધ, દૂધપાક, દૂધભાઈ, ચિઠ્ઠીચપાટી, શીખ, શિખવ, સીવ, સિવડાવ, સિવાય

ઇ ને ઉ ના નિયમો કામચલાઉ ગણવા, વ્યુત્પત્તિના જ્ઞાનથી તેમાં અપવાદ કરવા યોગ્ય લાગે ત્યાં કરવા

૩૧ જવાબ માટે જુઓ ૩૦

૩૨ ,,

૩૩ ,,

૩૪ ,,

૩૫ ,,

૩૬. એવે સ્થળે સવાલમાં દાખલા આપ્યા છે તેવા શબ્દોમા તત્સમતાજ ક્યાં છે?

૩૭. જવાબ માટે જુઓ ૩૦

૩૮. કવિઓ, નદીઓ (શુ ' છોકરાવો ' લખશો? આ તો ઓ પ્રત્યય રાખવોજ પડશે તો અન્યત્ર તેનુ રૂપાન્તર શા માટે?) 'ઘડીઆળ' ને 'પીએ' અથવા 'ઘડિયાળ' ને 'પિયે'.

૩૯. જુઓ ૩૦

૪૦. જુઓ, ધુએ, કૂઓ

૪૧. ગુજરાત

૪૨. નવાં ચિહ્ન યોજવા ઇષ્ટ નથી.

૪૩. રાયતુ, પઇ, પઇસો, ચઉદુ, સહુ કે સૌ, પૈઆ.

૪૪. પર ભાષામા જેવા ઉચ્ચારાતા હોય તેવા લખવા. આઇ ને આઉ લખવા.

સામાન્ય પ્રશ્નો વિષે સ્ફુટ વિચારો.—

(૧) ૪૪ સવાલ કાઢ્યા છે છતા કેટલીક બાબતના સવાલો રહી ગયા જણાય છે—

(અ) લઈ કે લેઈ.

(આ) ખર્ચ કે ખરચ

(ઇ) થયલુ, થએલુ, થયેલુ

(ઈ) કોણ્ણે, કોણે

(ઉ) જ્યમ—જેમ, ત્યમ—તેમ (આખ્ય, મૃત્યુ જેવા આ ય અન્ત્ય નથી)

(ઊ) કઈ, કાઈ, વગેરે, કાં, કાંઇ વગેરે—

(એ) કયો, કિયો (ઐ) અવે, હવે, અમણા, હમણા.

(૨) શબ્દો છૂટા લખવામા પણ ઘણો મતભેદ છે એ વિષય શું જોડણીને લગતો નથી? એને વિષે અનેક પ્રશ્નો ઉદ્ભવે છે, તેમાનો એક પણ પુછાયો નથી

15th March 1912 K. P. Trivedi

---

# સંગીતવિષય.

*ચાલુ પુસ્તક ૪૮ ના પૃ૯ ૮૪ થી)*

આ વિષયનુ દિગ્દર્શન ઇ સ. ૧૯૦૮–૦૯ ના વર્ષોના છૂટક અંકોમા સવિસ્તર કરાવવામા આવ્યુ છે. ઇ. સ. ૧૯૦૯ ના માર્ચના પૃ ૮૪ થી અનુસંધાન મેળવી, આ વિષયમા વધારે સ્પષ્ટ ખુલાસા લખવામા આવશે.

પાશ્ચાત્ય સુધારાઓથી સંગીતવિષયમા અમુક યોજનાઓ ઉમેરવામા આવી છે, તે માહેની એક ગતિ બતાવનાર યન્ત્રથી મેળવી શકાય છે આ યન્ત્રમા ઘડીઆળના લોલકના નમુના ઉપરથી ગોઠવણુ કરી છે, અને તે માંહેના વજનને નીચે ઉપર ખસેડવાથી ધીમો કે જલદી વેગ ઉપજાવી શકાય છે પશ્ચિમના દેશોમાં એક મિનિટમા નીચે મુજબ વર્ણોચ્ચાર કરવા સંજ્ઞા અને આજ્ઞા સૂચવી છે.

| | | | | |
|---|---|---|---|---|
| વિલંબિત ગતિ, | મંદ મધ્ય ગતિ, | મધ્ય ગતિ; | મધ્ય શીઘ્ર, માર્ગ. | શીઘ્ર (દ્રુત) ઉત્પલ માર્ગ. |
| ૬૦ થી ૭૫; | ૮૦ થી ૯૫; | ૧૦૦ થી ૧૨૦, | ૧૨૦ થી ૧૪૦, | ૧૪૦ થી ૧૮૦ |

સંગીતના રસાત્મક ભાવના વિકાસ માટે જે જે સૂચના કરીએ તે થોડીજ ગણાય; કારણ કે ક્ષણે ક્ષણે અને ડગલે ડગલે વિલક્ષણતા સંગીતના રસિક પુરુષોને સ્પષ્ટ જણાય છે, પરંતુ તે વિષે અત્યારે લખવુ મોકુફ રાખીને આગળ ચાલીએ છીએ.

ગતાંકો જોઈને વિગતવાર હેવાલ સમજવો ઈષ્ટ છે, તથાપિ વાચકવર્ગને તે પ્રયાસ કદાચ રુચે નહિ, તેથી તે અંકોનો સારાંશ લઈ સંગીતના શબ્દોની સંજ્ઞાઓ, પુનરાવર્તનથી ફાયદો મળે છે તેમ ધારી, ટુંકમાં અહિં ફરીથી બતાવી આગળ ચાલીશું.

સંગીત સ્વરોની સંજ્ઞા. " स रि ग म प ध नि.
તેની વર્ગવાર સંજ્ઞા

जाति = मंद्र (મંદ્રાની) = स़ रि़ ग़ म़ प़ ध़ नि़

मध्य = स रि ग म प ध नि

तार (તીણો) = स' रि' ग' म' प' ध' नि'

સ્વરસ્વરૂપભેદ—કોમલ ભેદ બતાવવા रि ग ध नि એ સ્વરો પહેલા—ઓછાનું ચિહ્ન અને " म " સ્વર તીવ્ર છે એમ બતાવવા તેની પેહેલાં + વધતાનુ ચિહ્ન મૂકવામાં આવે છે, તે स ને प અવિકારી છે.

ગાતી વખતે દરેક સ્વર વખતના કેવા પ્રમાણમાં લાંબોટુંકો બોલાય છે તે બતાવવા માટે શરૂઆતમાં થોડી સંજ્ઞા આપી છે. વ્યંજનની માફક બોલાતા દ્રુત સ્વર પાસે અર્ધમાત્રાની ＼ આવી આડી; હ્રસ્વ અક્ષરની એક માત્રા ગણી । આવી ઉભી, દીર્ઘ અક્ષરની બે માત્રા ગણી ઽ આવો ઽકાર; પ્લુત અક્ષર એટલે ગુરુથી આગળ ચાલી જેવા પ્રમાણમા વપરાયો હોય તે મુજબની ગણના ઽ' (એક સ્વર); ઽઽ; ઽ̇ (બે સ્વર) વગેરે
માત્રા ૩, ૪, ૩

ગાતી વખતે વિરામ લેવાય છે, તે કેટલો છે તે બતાવવા અલ્પવિરામ, અર્ધવિરામ, પૂર્ણવિરામ મૂકી જે વખત શોભવામા ગાળવાનો હોય, તેની માત્રા તે ચિહ્ન નીચે મુકાશે. તે જગોએ સ્વર કે વર્ણ દાખલ કર્યો નહિ હોય તેથી વિરામ સ્પષ્ટ થશે. માત્રાની પૂરી ગણના તપાસવાથી પણ વિરામ જણાઈ જશે.

ગતિ બતાવવામાં પાંચ ભેદ પ્રદર્શિત કર્યા છે. ગાવાની ઢબમાં અમુક ગતિ રાખવાથી શોભા વધે છે. તે ઇષ્ટ ગણી

ગતિ

વિલંબિત, | વિલંબિત મધ્ય, મધ્ય, મધ્ય દ્રુત, અને દ્રુત એમ પાંચ તારેહથી ઓળખાવેલી છે.

ગાતી વખતે જે સમાન અતરનું વખતનુ માપ ચાલુ રહે છે તેનું આવર્તન બતાવવાને તેની બાજુએ લાબી ઊભી મોટી લીટી દોરવામા | આવે છે તેને સ્તભ કહે છે. સ્તભની પહેલી માત્રા પર તાલ હોય છે. તાલ દેવાની રીત વિગતવાર આગળ ઉપર આવશે.

અમુક સ્તભ આવી ગયા પછી કેટલીક વાર પુનરાવર્તન હોય છે તો તે જગોએ .|| આ ચિહ્ન રાખ્યુ છે ||: આ ઝીણા ટપકાઓ બન્ને બાજુએ હોય તો બન્ને ભાગ બે વખત ગાવાના છે.

ગીત પૂરૂ થઈ રહ્યુ, તે જણાવવા 𝄐 આ નિશાન ( બે લીટીઓ ઉપરથી બધ કરીને ) સમાપ્તિ સૂચવે છે

ગીતના પાદ પૂરા થતા હોય ત્યા, અને સહેજ સૂક્ષ્મ વિશ્રાતિ લેવાનો આશય સ્પષ્ટ હોય, તો ત્યા ॥ આમ સાદી બે ઊભી લીટીજ માત્ર રાખી છે તે જગોએ પુનરાવર્તનનાં ઝીણા ટપકાઓ રાખેલા નથી જો સ્વર, વર્ણ, કે શબ્દ એક સ્તભમા આવી જઈ બીજા સ્તભમા ચાલુ રહે, તો બન્ને સ્તભમા તેની યોગ્ય ગણના દર્શાવવાને ઉપરથી સધિના ચિહ્ન વડે જોડી દેવામા આવે છે

દાખલા તરીકે—કહેવા | · ય ઉપર અર્ધચદ્રાકાર ચિહ્ન છે, તે સધિનુ ચિહ્ન છે. ત્યા સ્વર કે વર્ણની માત્રા બતાવવા ટપકા ·· મૂકયા છે.

ગાતી વખતે જે જે વર્ણ સગીતના જે જે સ્વર પર બોલાય છે તે સ્વર તેજ વર્ણની નીચે આપવામા આવે છે

## બાળપોથી. ગીત ૧

**ચાલો ઊઠો ને.** (આનદથી મધ્યમ સ્વરરચનાથી ગાવુ).

| | | | | | |
|---|---|---|---|---|---|
| માત્રા ૪ | ચા લો | ઊ ઠો | ને , | આ જ ર | મ ત ર મી |
| મધ્ય | ऽ ऽ | ऽ ऽ | ऽ \| | ऽ \| \| | \|\| \|\| |
| द्रुत गति | सा सा | री गा | म , | –गा रि रि | म म –ग रि |

| | | | | |
|---|---|---|---|---|
| ફ રી એ | ગો ળ-કું | ઠા ણું | આ જે | આ પ ણુ |
| \| \| ઽ | ઽ \| \| | ઽ ઽ | ઽ \| \| | ઽ \| \| |
| स स सा | री ग ग | म म | -गा रिम | -गा रि रि |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સા થ | માં | રે, | કે વા | જૂ દા | જૂ દા |
| ઽ̍ \| | ઽ̍ \| | ઽ̍ \| | ઽ ઽ | ઽ ઽ | ઽ ઽ |
| सा रि | -गा रि | सा, | सा सा | री गो | म म |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુ દ ર | શી મે | ર ગ | હો સે | હ ળી મ | ળી સૈ |
| ઽ \| \| | ઽ ઽ | \| ઽ \| | ઽ ઽ | \| ઽ \| | ઽ ઽ |
| -गा रिम | -गा री | .सरीस | -नी सा | रि म म | -गा री |

| | | | | |
|---|---|---|---|---|
| ફ રી એ | આ ન દ | આ પ | ણે . . . | રે . |
| \| \| ઽ | ઽ \| \| | ઽ̍ \| | ઽ \| | ઽ̍ \| |
| स स रे | -नी ध -नि | सा रि | म गरि | सा . |

(અપૂર્ણ).

## વાચનમાળાના ખુલાસા.

( ચાલુ પુ. ૫૦ પૃષ્ઠ ૪૧૮ થી ).

**પાઠ ૧૬ ઇજીપ્ત અથવા મીસર**—એવું કહેવાય છે કે મીસર ઉપર પહેલાં દેવો રાજ્ય કરતા હતા. આ દેવોએ ૧૩,૯૦૦ વરસ રાજ્ય કર્યું; અને ત્યારપછી ઉપદેવતાઓએ અને પિતૃઓએ ૪,૦૦૦ વરસ સુધી રાજ્ય ચલાવ્યું મીસરના પુરાણા ઇતિહાસમાં મનુષ્યના રાજ્યની શરૂઆત ઇ સ. પૂ ૪,૦૦૦—૫,૦૦૦ થી થાય છે એ ગાદી પર એક પછી એક ત્રીસેક વંશો આવ્યા, અને ઇ સ પૂ. ૩૪૦ માં મીસર ઇરાનને તાબે થયું ઇરાનીઓ પાસેથી મહાન સિકંદરે તે જીતી લીધું ત્યારથી ગ્રીક લોકોનો ત્યાં અમલ થયો ઇ. સ. પૂ ૩૧ મા ઍક્ટિઅમની લડાઈ પછી રોમન લોકોના હાથમા તે આવ્યું ત્યારપછી ઇ. સ. ૬૧૬ માં તે પાછુ ઇરા-

---

* । = ૧ માત્રા, ઽ = ૨ માત્રા; ઽ̍ = ૩ માત્રા; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તંભમા ચાલુ છે એ બતાવનાર, -गा = કોમળ गा; नी। = મન્દ્ર नी, ‖ = ગીત પૂરું.

નીઓના હાથમાં ૧૨ વરસ રહ્યુ ઇ સ. ૬૩૯ માં મીસરીઓ આરબ સરદારને તાબે થયા આરબોની કારકીર્દી ઘણી ઝળકી નીકળી, પણ ઇ સ. ૧૫૧૭ મા તુર્કી સુલતાન સલીમ પહેલાએ મીસર જીતી લીધુ. તુર્કી અમલ ત્રણેક સદી સુધી ચાલ્યો તે દર્મિયાન રાજ્યકારભાર ઘણો નબળો ચાલતો. ત્યારપછી ત્યાં થોડા વખત માટે નૅપોલીઅનના સમયમાં ફ્રેંચ સત્તા સ્થપાઈ; પરંતુ ઇ સ. ૧૮૦૧ મા અંગ્રેજોએ ફ્રેંચને ત્યાથી હાંકી કાઢ્યા, ત્યારપછીથી અંગ્રેજી સત્તા ધીમેધીમે વધતી ગઈ, અને ઇ સ ૧૯૦૪ માં ઍંગ્લો-ફ્રેંચ કરારની રૂએ ફ્રાંસે મીસરમા અંગ્રેજોની સર્વોપરિ સત્તા કબૂલ રાખી, અને મીસરના બ્રિટિશ કારભારમાં કોઈ પણ રીતે આડે નહિ આવવાની શરત કરી. અંગ્રેજોના કટ્ટા શત્રુઓને પણ કહેવું પડે છે કે બ્રિટિશ કારકીર્દીમા ન્યાય, નાણાં સબંધી હાલત, ખેતીવાડી તથા વેપારની વૃદ્ધિ વગેરે બાબતોમા અજાયબ પમાડે એવા સુધારાઓ થયા છે, અને કરનો બોજો ઘણો હલકો કરવામા આવ્યો છે.

**પ્રાચીન**—'**प्राच्**' એટલે 'સૌથી આગળનો' અથવા 'પૂર્વ' (દિશા) એ સંસ્કૃત શબ્દ પરથી થયેલુ. એ વિશેષણ સસ્કૃતમા પણ વપરાય છે. એનો અર્થ 'પહેલાના વખતનું' અથવા 'ઘણુ જૂનું' એવો થાય છે. એજ પ્રમાણે સં. '**अर्वाच्**' એટલે 'પાછળનું' અથવા (આપણી) 'નજીક આવતું', એ ઉપરથી '**अर्वाचीन**' શબ્દ થયો છે, અને તેનો અર્થ 'થોડા વખત પરનું' અથવા 'પાસેના વખતનુ' એવો થાય છે પ્રત્યય માટે '**नवीन**,' '**कुलीन**,' '**समकालीन**' વગેરે શબ્દો સરખાવો.

**યુફ્રેટીસ**—આ નદી ઘણા પ્રાચીન વખતથી પ્રખ્યાત પામેલી નદીઓમાંની એક છે. **એશિઆ માઇનોરના** ઉચ્ચ પ્રદેશની મધ્યમા થઈને એ નદી વહે છે; તેથી એશિઆમાંથી પૂર્વ યુરોપમાં જનારી. દરેક પ્રજાને તે ઓળગવી પડતી હતી. એ નદીના કાંઠા ઉપર રહી ગયલી જાતોનાં સ્મારક ચિહ્નો હજી સુધી ત્યાં મળી આવે છે.

નૅપોલીઅન સાથે ચાલતા ફ્રેંચ વિગ્રહ સમયે, તથા વરાળથી ચાલતી આગબોટો રાતા સમુદ્રમા કોઈ પણ ઋતુમા ચાલી શકતી થઈ તે પહેલા, હિંદી સરકારનો ઇંગ્લંડ સાથેનો રાજકીય પત્રવ્યવહાર એ નદીને રસ્તે (યુફ્રેટીસ ૨૮) થઈને ચાલતો હતો.

**નીલ**—આફ્રિકાની સૌથી મોટામા મોટી (આસરે ૪,૦૦૦ માઇલની) એ નદીને પાણીનો મોટામાં મોટો જથો વિક્ટોરિઆ અને આલ્બર્ટ

ન્યા-ગ્રામાંથી મળે છે. ઇતિહાસ તથા ભૂગોળ બનેમાં એ નદી બહુ પ્રખ્યાત છે. એ નદીની આસપાસનો પ્રદેશ બહુ ફળદ્રુપ છે. વિશેષ વર્ણન માટે જુઓ ભૂગોળ ભાગ ૨ જો, પાનુ ૧૦૩.

**પુરાતન**—સ 'पुरा' એટલે 'આગલા વખતમા' એ ઉપરથી 'पुरातन' એ વિશેષણ થયું છે પ્રત્યય માટે (नव ઉપરથી) **नूतन, प्राक्तन,** વગેરે સરખાવો.

**આધુનિક**—સં. 'अधुना' એટલે 'હમણા' ઉપરથી થયલુ વિશેષણ. 'आधुनिक' એટલે 'હમણાનુ' 'દૈનિક' (दिन ઉપરથી), 'પ્રામાણિક' (प्रमाण ઉપરથી), 'માયિક' (माया ઉપરથી), 'માર્મિક,' 'પ્રાથમિક' 'માધ્યમિક' 'ભૌતિક' (भूत ઉપરથી), 'ધાર્મિક,' 'કાલ્પનિક,' 'વાર્ષિક,' વગેરે શબ્દો એજ પ્રમાણે થયા છે આ શબ્દોમાં 'इक' પ્રત્યય લગાડતાં પહેલા છેલ્લા સ્વરનો લોપ કરવામાં આવે છે, અને પહેલા સ્વરની 'વૃદ્ધિ' (अ નો आ, इ અથવા ई નો ऐ, उ અથવા ऊ નો औ, અને ऋ નો आर्) થાય છે. 'રસ' ઉપરથી 'રસિક', 'ક્ષણ' ઉપરથી 'ક્ષણિક', 'ક્રમ' ઉપરથી 'ક્રમિક' વગેરે થાય છે, પરતુ તેમા 'વાળા'ના અર્થવાળો 'इक' પ્રત્યય 'ધાર્મિક' વગેરેમાના 'इक' પ્રત્યય કરતાં જુદો છે, માટે તેમાં આદિ સ્વરની વૃદ્ધિ થતી નથી

**ઉપલા વર્ગો**—પુરોહિત વગેરે ત્રીજા પેરેગ્રાફમા વર્ણવેલા છે તે.

**મનુષ્યની સાંભરણ પહેલાં**—જે વખતના સ્મારક ચિહ્ન, લેખ, ઇતિહાસ, વગેરે કંઈ પણ મળી આવતા નથી એવા ઘણા જૂના વખતમાં.

**શબ**—સ. 'शव' ઉપરથી. સસ્કૃતમા પણ 'व' ને 'ब' નો અભેદ ગણાય છે દાખલા તરીકે 'वङ्ग' ને 'बङ्ग' બને રૂપ સસ્કૃતમા વપરાય છે સંસ્કૃતમાં 'व' આવતો હોય એવા શબ્દોનો 'व' હિંદીમા તથા વ્રજભાષામાં ઘણું કરીને 'ब' બોલાય છે, જેમકે, 'वदन'ને બદલે 'બદન', 'वन'ને બદલે 'બન', 'वर्णन'ને બદલે 'બરનન' વગેરે.

મીસરના લોકો ચિત્રોમાં, રગ પૂરવાના કામમાં, ચિત્રો કોતરવામાં, ખગોળવિદ્યામાં, વૈદકશાસ્ત્રમાં, તથા ઇજનેરી વગેરે કામમાં આગળ વધેલા હતા, એ બાબતોજ એમનો સુધારો પ્રાચીન હોવાનો પુરાવો આપે છે

**ઇમારત**—અ 'અમર' એટલે 'તેણે બાંધ્યુ' ઉપરથી.

**પિરામિડ**—ચારે બાજુવાળા પાયાનું અને ઉપર એક બિંદુમાં મળી જાય

એવી ત્રિકોણાકારબાજુવાળુ મકાન હોય તે 'પિરામિડ' કહેવાય છે. ખડબચડ પથ્થરોના ક્ષિતિજસમસૂત્ર થરો ચૂના અથવા માટી વડે ચણી લેવામા આવતા, અને પાછળના વખતમા ઘણે ભાગે માટીની ઈંટો પણ વપરાતી આ પ્રમાણે અંદરનો ભાગ ગમે તે વસ્તુનો રાખતા, તોપણ બહારથી ઘણા સાફ કરેલા અને સુદર રીતે સાધો પૂરી જોડવામા આવેલા પથ્થરોથી તે ઢાકતા. અંદરના ઓરડાઓમા પણ એવુજ સારૂ કામ કરવામા આવતુ. કામ એવુ સંગીન થતુ કે શત્રુઓના દ્વેષને લીધે તથા પછીના બાધકામ કરનારાઓના લોભને લીધે એ મકાનોની ખરાબી થઈ નહિ હોત, તો આજે પણ દરેક પિરામિડ ઘણુ કરીને જેવી ને તેવી સ્થિતિમા જોવ માં આવત. બહારના પથ્થરો પાતળા નહિ પણ ઘણા દળદાર રાખવામા આવતા ઘણુખરૂ તે પથ્થરોની ઊંચાઈ જાડાઈ કરતા વધારેજ રહેતી. દરેક પિરામિડની અંદર હમેશા નીચેના ભાગમા અને કોઈ કોઈ વખત જમીનની સપાટી નીચે કબર માટે એક ઓરડો બાધવામાં આવતો. આ ઓરડામા જવાનો રસ્તો હમેશા ઉત્તર તરફથી રાખવામા આવતો ક્ષિતિજસમસૂત્ર ખીલા ઉપર ફરતા પથ્થરના બારણા વડે આ રસ્તાઓ બહારથી બધ કરી લેવામાં આવતા. આમ રાખવાનુ કારણ એવુ ધારવામા આવે છે કે પિરામિડની અંદર ધર્મગુરુઓજ જતા પ્રવેશ ક્યાથી કરવાનો છે તેની બહારના માણસોને ખબર પણ નહિ પડતી. ગિઝેહ, પેપી, વગેરેના પિરામિડો ઘણા પ્રખ્યાત છે.

પુરાણી—સ 'પુરાણ' એટલે 'જૂનુ' ઉપરથી

બધ —પાણીનો પ્રવાહ અટકાવવા માટે દિવાલ જેવુ બાધી લેવામાં આવે તે.

(અપૂર્ણ).

# શ્રી વૃદ્ધ અને લઘુ ચાણાક્યનું ભાષાંતર.

લેખક—છગનલાલ વિદ્યારામ રાવળ.

આપણી ગુજરાતી ભાષાના જૂના હાથનાં લખેલા પુસ્તકોનો શોધ કરતા, આ વૃદ્ધ અને લઘુ ચાણાક્ય નામના ગ્રન્થોના છટા પાના હાથ આવવાથી તેને અહિં પ્રસિદ્ધ કરવામા આવ્યા છે, પણ તે બન્ને પુસ્તકો તૂટક હોવાથી તેની લખ્યા સાલ, લેખકનુ નામ, કે સ્થળ જાણવામા આવ્યુ નથી.

ભાષા ઘણી જૂની છતા, તે વિ સ ૧૫૪૭ ના વર્ષમા લખાયલા ભુવનદીપકના ભાષાતર જેટલી જૂની જણાતી નથી, પણ તે 'પછીના

વર્ષની હોય એમ લાગે છે, કારણ કે તેમાં વપરાયલાં કેટલાક ક્રિયાપદોનું રૂપ, ભુવનદીપકના ક્રિયાપદોનાં રૂપ કરતાં નવા જેવું જણાય છે.

આ બન્ને ગ્રંથો આખા ભરતખંડમાં ઘણાજ પ્રખ્યાત છે, અને તેમાં કહેલી નીતિ વગેરેની વાતો માટે હજુ સુધી પણ બે મત થયલા હોય એવું જાણવામાં આવેલું નથી. આથી આ લેખ વાંચવાથી, જૂની ગુજરાતી ભાષાનું રૂપ કેવું હતું તે જાણવામાં આવતાં, કેટલીક નીતિની વાતો પણ વાંચનાર બંધુઓ તથા ભગિનીઓના જાણવામાં આવશે.

ते हुं शिर-मस्तकि-शंकर श्री महादेव, विष्णुं, गुरु, पितामह, ब्रह्मा अनइ आदि पुरुष विष्णुं श्री नारायण मी नमस्करीनइ उत्तम शास्त्र बोलूं ॥ १ ॥

येवूं उत्तम शास्त्र चाणाक्य राजा स्वयमेव[1] बोल्यूं । ते नीतिशास्त्र नर-पुरुषनी बुद्धि वधारवानें कारणि बोल्यूं ॥ २ ॥

तेह कारण तो एह शास्त्र भणीइ । ये लोकमांहि कीर्ति वाधे । कीर्तिवंत मनुष्य इह लोकें अनें परलोकें पूजीइ ॥ ३ ॥

वली पलितकाय[2]—गरढपण-इं शास्त्र संग्रह करेवो । जिहां विद्वांस मानीइ । त्यांहां धनवंत न मानीइ ॥ ४ ॥

शास्त्र सांभलि धर्म जाणीइ । शास्त्र भणि रूडी बुद्धि उपजइ । ये शास्त्र जाणि ज्ञान उपजइ । अनइ मोक्षपद प्राप्ति हुइ ॥ ५ ॥

शास्त्र सांभल्यां रागद्वेष न जाणीइ अनें धर्म न जाणीइ अनइ शांतावस्था न हुइ तीणि शास्त्र भणिइ किशूं[3] प्रयोजन । ते वचन कागनूं वचन सरखां जाणवां ॥ ६ ॥

थोडी थोडी विद्या विद्वांस हुइ । अनेइ वेश्यानूं संभोग । पीयारि[4] घरि भोजन । ए पुरुषनिइ त्रिणि विडंबना जाणवी ॥ ७ ॥

थोडुं थोडुं शास्त्र भणतु हूतु प्रज्ञावंत हुइ । पापार्थ समस्त पापु

१ સ્વયમેવ—પોતેજ. २ પલિતકાય—પળિયાવાળુ શરીર.
૩ કિશૂ—શું. ૪ પીયારી—પારકે.

सुभाषित शीषिइ । कहिनी परि[1] । यम समुद्र नाही मोटी नदीने प्रवाहि करी भराइ ॥ ८ ॥

ઇતિ લઘુચાણાક્યે નીતિશાસ્ત્રે પ્રથમોઽધ્યાયઃ

अति दान तु बलिराइ बांध्युं । अति अहंकार तु दुर्योधन फीट्यूं । अति चपलपणा तु लंकेश्वर रावण विनाश पाम्यु । एह कारण तु पुरुषइ अति कार्य क्हीं न करिवुं ॥ १ ॥

आपणिइ मुखदोखि[2] करी मूडा साही बांधीइ । अण बोलवा तु बग न बांधीइ । मौन सघळा अर्थनूं साधन ॥ २ ॥

येहनि[3] हाथि क्षमा रुपीउं खांडुं हुइ तेहनिइ वइरि[4] शूं करिइ । यम तृण पाखि पडु वैश्वानर[5] आफणीइ[6] शमइ ॥ ३ ॥

धर्मनूं मूळ राजा । तपनूं मूळ ब्राह्मण । यांहां ब्राह्मण मानीइ तिहां धर्म निश्चल सइ ॥ ४ ॥

राजा धार्मिक हुतिइ लोक धर्मिष्ट हुइ । राजा पाप आचरि तु प्रजा पापिष्ट हुइ । लोक राजानइ अनुवर्त्तिइ ॥ ५ ॥

बुद्धिइ शास्त्र जाणीइ । बुद्धि रहित शास्त्र जाइ । यम प्रत्यक्ष दीवु कीधइ आंधळु न देखिइ ॥ ६ ॥

भणनाहार भणावणाहार अने शास्त्रना चीतवनार सघळाइ व्यसनी मूर्ख जाणीवा ॥ ये क्रियावंत ते पंडित कहीइ ॥ ७ ॥

अनेराने उपदेश देवा डाहा पुरुष घणा छे । पण स्व–आपणे–धर्मे प्रवर्त्ते ते पुरुष सहस्रमांहे एक पामीइ ॥ ८ ॥

क्रिया पाखें जाणपणानूं कांइ नहीं । अजाणनूं कांइ नहीं । ठाकुर[7] पाखें कटकनूं कांइ नहीं । भर्त्तार[8] पाखें स्त्रीनूं कांइ नहीं ॥९॥

---

૧ પરિ—પેઠે. ૨ મુખદોખ—મોઢાના દોષે
૩ યેહનિ—જેહના. ૪ વઇરિ, વૈરી, દુશ્મન. ૫ અગ્નિ. ૬ પોતાની મેળે
૭ઠાકુર—રાજા, ઠાકોર. ૮ ભર્તરિ—સ્વામી—ધણી.

केतला अजाणपणे विणसे[1] । केतलांएक आलसें विणसे । केतला जाणवानें गर्वें विणसे । केतला नास्तिकनी संगतें विणसे ॥ १० ॥

ઇતિ લઘુચાણાક્યે નીતિશાસ્ત્રે દ્વિતીયાધ્યાય·

वेदशास्त्रनो मार्ग जूओ[2] प्रवर्त्ते । जाणपणूं पंडित कला जूइ प्रवर्त्ते । अने मोक्षपदनो मार्ग जूओ छे । अनें लोक अन्यथा क्लेश करे ॥ १ ॥

अग्निहोत्र पाखें वेद भण्यानूं कांइ नहीं । क्रिया पाखे दाननूं कांइ नहीं । भाव पाखें सिद्धि नहीं । एह कारण तो (तु) पुरुषे भाव आणवो ॥ २ ॥

ब्राह्मणनें अग्निहोत्रज देव । विद्वांसनें हैइ[3] देवता । स्वल्प बुद्धिनें प्रतिमा देवता । आत्मज्ञानीनें सघळे देवता ॥ ३ ॥

काष्ट, पाषाण, सप्त धातु तणी मूर्त्ति भाव करी देवता प्रतिष्टीइ । येहवी भक्ति तेहवी सिद्धि होइ । तेहनें विष्णुं प्रसन्न होइ ॥ ४ ॥

लाकडां, सप्तधातु, माटी एहनें विषे देवता नथी । भावना विषे देवता वसे । एह कारण तु मनुष्यें भाव आणवो ॥ ५ ॥

क्षमा समान तप नहीं । संतोष शरखूं सुख नहीं । तृष्णा शरखी व्याधि नहीं । दया समान धर्म नहीं ॥ ६ ॥

क्रोध ते यमराजा । तृष्णा वैतरणी नदी । विद्या ते कामदुघा धेनु । संतोष ते नंदन वन जाणवूं ॥ ७ ॥

समर्थने किशो भारे । ऊद्यमीने किशूं वेगळूं । विद्यावंतने किशो विदेश । मीठाबोला मनुष्यनें कोण वैरी ॥ ८ ॥

---

१ નાશ પામે. ૨ જુદો. ૩ હૈઈ—હૈયું

गुण सर्वत्र पूजइ । रूप को न पूछे । आचार सर्वत्र पूछे । कुल को न पूछे । सिद्धि सर्व पूछे । विद्या को न पूछे । भोग सर्वत्र पूछे धन को न पूछे ॥ ९ ॥

गुण, रूपनें अलंकरे[1] । आचार कुलनें दीपावे । सिद्धि विद्यानें शोभावे । भोग, धनने रूडूं भवाडे[2] ॥ १० ॥

निर्गुण मनुष्यनूं रूप निःफल । अनाचार पुरुषनूं कुल विरूठ[3] । असिद्ध मनुष्यनी विद्या व्यथा । अभोगी पुरुषनूं धन छतू अछतू जाणवूं ॥ ११ ॥

ઇતિ લઘુચાણાક્યે નીતિશાસ્ત્રે તૃતીયોધ્યાય

भूमि गत उदक पवित्र होइ । पतिव्रता स्त्री पवित्र होइ । प्रजापालक राजा पवित्र जांणवो । संतोषी ब्राह्मण पवित्र जांणवो ॥१॥

जिहां लेप होइ किशोइ ते स्थानक छांडीइ अन्यत्र सघले पवित्र जांणवूं ॥ २ ॥

असंतोषी ब्राह्मण विणसे । संतोष धरतो राजा विणसे । सलज्जा गणिका शीदाइ । निर्लज कुल स्त्री.

( અહિથી આ પુસ્તકના પાના ગયલા હોવાથી બીજા પુસ્તકના છૂટક પાનાના સાતમા અધ્યાયથી શરૂ કરેલુ છે )

यम एक निखर वृक्ष, वैश्वानरि दहितिम कुपुत्रिं करी कुल सघलूंइ दहइ ॥ ६ ॥

घणे पुत्रे जन्मे किशूं । जे शोक संतापकारीया हुइ । एकज विरि श्रेष्ट हुइ तु कुल सघलूं विश्राम पामि ॥ ७ ॥

सुखार्थीनि विद्या त्यजि । विद्यार्थी सुख त्यजि । अनि सुखार्थीनि विद्या किहां । अनि विद्यार्थीनि सुख किहां ॥ ८ ॥

मेरु पर्वतना शिखर पाहि ऊचुं कांई नही । अनि रसातल

---

१ શોભાવે. २ ભવાડે—કરાવે, દેખાડે. ૩ વિરૂઠ—નઠારૂ, વરવ.

पाहि नीचुं कांई नहीं। ध्ववमाह पाहि रूडूं बीजूं कांई नहीं। अ तु समुद्रनूं पार नहीं ॥ ९ ॥

जे पुरुष गुरू पाखि पुस्तक जोइ भणिं ते सभामांहि न शोभि। जिम, हंसमांहि वगलु विठु न शोभि ॥ १० ॥

जे पुरुष, मांसनूं खाणाहार हुइ। अनि सुरानु पीनाहार हुइ। अनि अक्षर वर्जित मूर्ख हुइ। ते पुरुष आकारि पृथ्वीइ भार करिछि, पशु ढोर जाणिवु ॥ ११ ॥

ये निसालीयानि[1] एक अक्षर भणावि ते निसालीउ गुरुनि किहींइं अशु[2] फल न थाइ ॥ १२ ॥

जे निसालीउ भणाविउ हुइ। अनि गुरुनि न मानि ते श्वान[3] भुंडीयानि पेटि सु[4] वरस भोगवि। पछि चांडालनि विपि ऊपजि ॥ १३ ॥

ઇતિ લઘુચાણાક્યે રાજનીતિશાસ્ત્રે સપ્તમોધ્યાય

(અપૂર્ણ)

---

# ગણિત.

લેખક—રામભાઈ કાલિદાસ પટેલ.

( ચાલુ પૃ ૮૭ થી )

**નિયમ ૭ મો:—** બે સખ્યાના વર્ગોનો સરવાળો અને તેજ બે સખ્યાનો સરવાળો આપ્યા હોય, તો આપેલા સરવાળાના વર્ગમાથી આપેલો વર્ગોનો સરવાળો બાદ કરવો બાકી વધે તેને ૨ વડે ભાગવાથી તેજ બે સખ્યાનો ગુણાકાર આવશે તે પરથી નિયમ ૨ જા પ્રમાણે, તે બે સખ્યાઓ નીકળશે.

**ઉદા**—બે સખ્યાના વર્ગોનો સરવાળો ૩૪ છે, અને તેજ બે સખ્યાનો સરવાળો ૮ છે, તો તે બે સખ્યાઓ કઈ ?

---

૧ અસલ પ્રતમા नेसालिया શબ્દ છે. ૨ અશુ—એવુ.
૩ ભુડીયાની—ભુંડણીને ૪ સુ—સો.

$\frac{\text{આપેલા સરવાળાનો વર્ગ—આપેલો વર્ગોનો સરવાળો}}{૨} = \frac{૮^૨-૩૪}{૨} = \frac{૩૦}{૨}$

= ૧૫ તેજ બે સખ્યાનો ગુણાકાર.

આ પરથી નિયમ ૨ જા પ્રમાણે

$\sqrt{\text{આપેલા સરવાળાનો વર્ગ—આપેલો ગુણાકાર} \times ૪}$

$= \sqrt{૮^૨ - ૧૫ \times ૪} = \sqrt{૪} = ૨$ તેજ બે સખ્યાની બાદબાકી. આ ઉપરથી નિયમ પહેલા પ્રમાણે

$\frac{૮ + ૨}{૨} = \frac{૧૦}{૨} = ૫$ મોટી સખ્યા અને $\frac{૮-૨}{૨} = \frac{૬}{૨} = ૩$ નાની સખ્યા. જવાબ. ૫ અને ૩.

કારણ—

$અ^૨ + વ^૨ = ૩૪$ અને $અ + વ = ૮$ છે.

$અ + વ = ૮$ એનો વર્ગ કરવાથી $અ^૨ + ૨\ અ\ વ + વ^૨ = ૬૪$ થયા

એમાંથી $અ^૨ + વ^૨ = ૩૪$ બાદ કર્યા

માટે. $૨\ અવ = ૩૦$ રહ્યા

એને ૨ વડે ભાગવાથી $અ\ વ = ૧૫$ થયા.

ઉદા:—એક સાધુ પાને બે માળા છે. એક માળાથી તે માળામા જેટલા મણકા છે તેટલી વાર તે આખી માળા ફેરવી વિષ્ણુના જપ કરે છે બીજી માળામાં જેટલા મણકા છે તેટલી વાર તે આખી માળા ફેરવી શિવના જપ કરે છે ને સાધુ દર મિનિટે ૧૫૦ મણકા ખસેડી શકે છે. આથી તેને બન્ને જપ કરવામાં ૨ા કલાક વખત જાય છે. પૈસાના પદર લેખે મણકા મળવાથી એ સાધુએ બેઉ માળાના મણકા લેવાને સાડા ત્રણ આના ખરચ્યા હતા. કહો ત્યારે તે સાધુ દરરોજ વિષ્ણુના નામની કેટલી અને શિવના નામની કેટલી માળા ફેરવતો હતો

**નિયમ ૮ મો**—બે સંખ્યાના વર્ગોનો સરવાળો અને તેજ બે સખ્યાની બાદબાકી આપ્યા હોય, તો આપેલા વર્ગોના સરવાળામાથી આપેલી બાદબાકીનો વર્ગ બાદ કરવો. બાકીને ૨ વડે ભાગવાથી તેજ બે સંખ્યાનો ગુણાકાર નીકળશે. તે ઉપરથી નિયમ ૪ થા પ્રમાણે તે બે સંખ્યાઓ કાઢી શકાશે.

ઉદા:—બે સખ્યાના વર્ગોનો સરવાળો ૮૯ છે, અને તેજ બે સંખ્યાની બાદબાકી ૩ છે, તો તે બે સખ્યાઓ કઈ ?

$$\frac{\text{આપેલા વર્ગોના સરવાળો—આપેલી બાદબાકીનો વર્ગ}}{૨} = \frac{૮૯—૩^{૨}}{૨}$$

$= \frac{૮૦}{૨} = ૪૦$. તેજ બે સખ્યાનો ગુણાકાર.

તે ઉપરથી નિયમ ૪ થા પ્રમાણે,

$\sqrt{\text{આપેલા બાદબાકીનો વર્ગ + આપેલો ગુણાકાર × ૪.}}$

$= \sqrt{૩^{૨} + ૪૦ \times ૪} = \sqrt{૧૬૯} = ૧૩$ તેજ બે સખ્યાનો સરવાળો. તે ઉપરથી નિયમ પહેલા પ્રમાણે,

$\frac{૧૩ + ૩}{૨} = \frac{૧૬}{૨} = ૮$ મોટી સખ્યા. અને $\frac{૧૩—૩}{૨} = \frac{૧૦}{૨}$ = ૫ નાની સખ્યા.

કારણ:—

$અ^{૨} + વ^{૨} = ૮૯$ અને $અ—વ = ૩$ છે.

$અ—વ = ૩$ નો વર્ગ $અ^{૨}—૨ અ વ + વ^{૨} = ૯$.

હવે $અ^{૨} + વ^{૨} = ૮૯$ માથી

$અ^{૨}—૨ અ વ + વ^{૨} = ૯$ બાદ કર્યા

એટલે $૨ અ વ = ૮૦$ થયા.

માટે $અ વ = ૪૦$ છે

ઉદા —એક ખેડુત પાસે બે ખેતર છે. પહેલુ ખેતર જેટલા એકરનું છે તેટલા મણ અનાજ દર એકરે તે ખેતરમા પાકે છે. બીજું ખેતર જેટલા એકરનું છે તેટલા મણ અનાજ દર એકરે તે ખેતરમા પાકે છે. ખેડુત બધા અનાજમાથી ૧૦ ગાહી અનાજ ઘરખરચ માટે રાખી બાકીનું બે રૂપીએ મણ લેખે વેચી દે છે આથી તેને ૧૪૫૦ રૂપીઆ ઊપજે છે. ખેડુતને દર એકરે રૂ. ૬ લેખે મહેસુલ ભરવુ પડે છે આ મહેસુલ મોટા ખેતરની નાના ખેતર કરતા રૂ. ૩૦ વધારે છે, ત્યારે તે ખેડુતના બન્ને ખેતરો કેટકેટલા એકરના હશે ?

**નિયમ ૯ મો:**—બે સખ્યાના વર્ગોના સરવાળો અને તેજ બે સંખ્યાનો ગુણાકાર આપ્યા હોય, તો આપેલા વર્ગોના સરવાળામાં આપેલા

ગુણાકારની બમણાઈ ઉમેરવી. જે સરવાળો આવે તેનું વર્ગમૂળ કાઢવાથી તેજ બે સંખ્યાનો સરવાળો આવશે. તે ઉપરથી નિયમ ૨ જા પ્રમાણે તે બે સંખ્યાઓ નીકળી શકશે.

ઉદા:—બે સંખ્યાના વર્ગોનો સરવાળો ૫૮ છે, અને તેજ બે સંખ્યાનો ગુણાકાર ૨૧ છે; તો તે બે સંખ્યાઓ કઈ?

$\sqrt{\text{આપેલા વર્ગોનો સરવાળો} + \text{આપેલા ગુણાકારની બમણાઈ}}$.

$= \sqrt{૫૮ + ૨ \times ૨૧} = \sqrt{૧૦૦} = ૧૦$. તેજ બે સંખ્યાનો સરવાળો. તે પરથી નિયમ બીજા પ્રમાણે,

$\sqrt{\text{આપેલા સરવાળાનો વર્ગ} - \text{આપેલા ગુણાકાર} \times ૪}$.

$= \sqrt{૧૦^૨ - ૨૧ \times ૪} = \sqrt{૧૬} = ૪$ તેજ બે સંખ્યાની બાદબાકી. આ ઉપરથી નિયમ પહેલા પ્રમાણે.

$\frac{૧૦ + ૪}{૨} = \frac{૧૪}{૨} = ૭$ મોટી સંખ્યા, અને $\frac{૧૦ - ૪}{૨} = \frac{૬}{૨} =$ ૩ નાની સંખ્યા.

માટે જવાબ. ૭ અને ૩.

કારણ —

$અ^૨ + બ^૨ = ૫૮$ અને $અ\ બ = ૨૧$ છે.

$અ^૨ + બ^૨ = ૫૮$ એમાં

$૨\ અ\ બ = ૪૨$ ઉમેર્યા

$અ^૨ + ૨\ અ\ બ + બ^૨ = ૧૦૦$ સરવાળો.

આનું વર્ગમૂળ $અ + બ = ૧૦$ છે

ઉદા:—એક ભરવાડે જેટલા બકરા હતાં તેટલા રૂપીઆએ એક લેખે સઘળાં બકરાં અને જેટલાં ઘેટાં હતા તેટલા રૂપીઆએ એક લેખે સઘળા ઘેટાં વેચી દીધાં આથી તેને રૂ. ૧૬૪ ઉપજ્યા. જો તેણે જેટલાં ઘેટાં હતા તેટલા રૂપીઆએ એક લેખે સઘળાં બકરાં અને જેટલાં બકરાં હતા તેટલા રૂપીઆએ એક લેખે સઘળા ઘેટાં વેચ્યાં હોત, તો તેને ૪ રૂપીઆ ઓછા ઉપજત. કહો ત્યારે તે ભરવાડ પાસે કેટલાં ઘેટાં અને કેટલાં બકરાં હતાં.

# ગુજરાતી ભાષામાં વપરાતા અરબીફારસી શબ્દો.

## ( લખનાર—અમીરમિયાં હમ્દૂમિયાં ).

( અનુસધાન પૃષ્ઠ ૫૭ થી )

ઝરૂખો ( ફા ) દરીચા=ખડકી, નાનો દરવાજો, એ ઉપરથી.
ઝલેહ ( અ ) જિલા પ્રકાશ આપવો, સાફ કરવુ ઓપ ચઢાવવો.
ઝવેર ( અ ) જવહર જહરઃ=તે જાહેર હતુ ઉપરથી.
ઝબ્બો ( અ ) જુબ્બા પહેરન.
ઝહોરા ( અ ). જુહરા, ફારસી જુહ્રા શુક્રગ્રહ. શુક્રગ્રહ પ્રકાશિત છે, તે પરથી મુસલમાનોમા સ્ત્રીઓનુ નામ જહ્રા ( ગૌરવર્ણી ) હોય છે. હજરત મુહમદ ( સ અ. ) સાહેબના દીકરીનુ પણ એ નામ હતુ. શાહેજહા બાદશાહની દીકરીનું પણ એ નામ હતુ. " એની કબર ઉપર એક હૃદયભેદક લેખ લખ્યો છે " એમ નવી વાચનમાળામા લખ્યુ છે તે લેખ આ પ્રમાણે છે. " બિ ગયર સબ્જા ન પોશદ કસે મજાર મરા, કે કબ્રપોશે ગરીબા હમીં ગિયાહ બસ અસ્ત. " ( અર્થ ) મારી કબર ઉપર લીલા ઘાસ ( ધરો ) વિના બીજુ કંઈ પણ મૂકશો નહિ, કેમકે ગરીબોની કબર માટે આ ઘાસજ બસ છે." આજે પણ એ કબર ઉપર કોઈ ફૂલ ચડાવતુ નથી, પણ ઘાસજ મૂકે છે.
ઝાડુ ( ફા ) જારબ જા=જગા + રૂબ. રૂબીદન અથવા રૂફ્તન એટલે પુંજો કાઢવો ઉપરથી જગા વાળનાર
ઝાગઝાર ( ફા ) જાર જાર જારીદન=રડવુ ઉપરથી.
ઝાવસોઈ ( અ ) યા હુસયૂન યા=હે હુસયૂન, તે હજરત પેગંબરે સાહેબ ( સ. અ ) ના દૌહિત્ર મોહોર્રમના મહીનામા એ કર્બલાની લડાઈમા શહીદ થયા (મરાયા), તે ઉપરથી તાબૂત કાઢી એમને સભારે છે
ઝૂલ ( ફા ) જુલ.
ઝેર ( ફા ) જાહ્ર વિષ.
ઝેરકચોલું ( ફા ). જાહ્રકુચ્લા

ડ

ના ફારસીમાં દુકાનનુ લઘુતાવાચક રૂપ દુકા છે તે ઉપરથી (૨) દક=મજબૂત ઉપરથી. (૩) ઉર્દુ ધક્કા ઉપરથી ફારસી પ્રયોગ, અથવા (૪) અંગ્રેજી Dock ઉપરથી.

ડગલો ( ફા ). દગ્લા કોટ.
ડફ ( ફા ). દફ. ગોળ કાઠલાને ચામડુ મઢીને હોળીમા છોકરા વગાડે છે . તેનુ મોટુ હોય તેને દફ કહે છે
ડફગર ( ફા ). દફ્ફૂર. દફ બનાવનાર
ડબ્બો ( અ ). દબ્બા. ચામડાની કુલ્લી જેમા તેલ વગેરે રાખે છે તે.
ડબીર ( અ ) દબીર લખનાર, મુન્શી, હિસાબ રાખનાર
ડમાક ( અ ) મગજના અર્થમા દિમાગ ને અહકારના અર્થમા દમાગ
ડાઘ ( ફા ) દાગ.
ડાયરો ( અ ). દાઇરા પરિધ, કુંડાળુ કુડાળુ વળીને બેઠેલા માણસોની મડળી ( કાઠિઆવાડમાં વપરાય છે )
ડુમચી ( ફા ) દુમ્ચી ઘોડાના સામાનમાંની એક વસ્તુ દુમ=પૂછડી ઉપરથી.
ડુમલ ( અ ) દુમલ ગુમડુ
ડેહેલી ( ફા ). દહલીજ. ઘરનો આગલો ભાગ.
ડેહેકાણી ( અ ). દિહકાની ગામડીઆ દિહ ( ફા ) ગામ+ગાન=વાળો, દિહગાન ( ફા ). ગામ વાળો તે ઉપરથી અરબી પ્રયોગ દહકાન, તેને ઈ લાગીને દિહકાની
ડોગલુ ( ફા ) દોગ્લા, દાગુલ. સકર, મિશ્ર પ્રજા. ગુજરાતીમા ડોગલા જેવો છે=ફરી જાય છે, બોલે બધ નથી
ડોલ ( અ ). દલ્વ ઉપરથી

ઢ.

ઢોલ ( ફા ) દુહુલ ઉપરથી.
ઢોલક ( ફા ). દુહુલક દુહુલનુ લઘુતાવાચક રૂપ દુહુલક

ત.

તકદીર ( અ ) તકદીર નસીબ, ભાગ્ય. કદર=માપ કાઢવુ પરથી.
તકરાર ( અ ) તકાર કર=પુનરુક્તિ કરી ઉપરથી
તકલીદી ( અ ). તકલીદ કલદ=દોરની પાછળ લુગડુ લપેટવુ ઉપરથી. તકલીદ=નકલ કરવી તકલીદી=બનાવટી.
તકલીફ ( અ ) તકલીફ મહેનત કલફ=તેણે કોશિશ કરી ઉપરથી
તકવા ( અ ). તકવો ડરવુ, પરહેજગારી
તકસીર ( અ ). તકસીર ભૂલ કસર=ને માપ કરતાં ઓછું હતું પરથી
તકાદો ( અ ) તકાજા. માગણી કઝ—પર્ણ થય. તેણે હુકમ કર્યો ઉપરથી.

તકીયો ( અ ) તકયા. જે વસ્તુ પર ટેકો દેવાય તે, જેનો આશ્રય લેવાય તે. ઓશીકુ

તકોબરી ( અ ). તકબ્બુર=અહંકાર એને ઈ લાગવાથી તકબ્બુરી કબ્ર=તે મોટો હતો ઉપરથી.

તખ્તનશીન ( ફા ) તખ્તનિશીન નિશિસ્તન=બેસવુ ઉપરથી. તખ્ત પર બેસનાર

તખ્તી ( ફા ). પાટી

તખલ્લુસ ( અ ) ખલસ=તે ચોખ્ખો હતો ઉપરથી મુસલમાન કવિઓ પોતાનું ખરૂ નામ ન લખતા કવિતામા ખરા નામને મળતુ કે તેનો ભાગ કે બીજુ જે નામ લખે છે તે. જેમકે સાદી ( ખરૂ નામ મસ્લિહદ્દીન હતુ )

તખ્તેતાઉસ ( ફા અ ) તખ્તિ તાઊસ તાઊસ ( અ ) મોર શાહજહાનનુ બનાવેલુ તખ્ત. મયૂરાસન

તગારૂ ( ફા ) તગાર, તગારી માટીનુ કુંડુ, થાળ

તગાવી ( અ ) તકાવી શક્તિ આપવી, ખેડુતોને પોતાની જમીન સુધારવા માટે સરકાર મદદ આપે છે તે. કવા=તાકત આપવી ઉપરથી.

તવલખ ( તુ ) તુરકુક સરદાર

તજવીજ ( અ ) તજવીજ જોજ=તેણે બનાવ્યુ, તેણે કાયદેસર ગણ્યુ ઉપરથી.

તડબુચ ( ફા ) તર્બુજ, તર્બુઝ.

તડાક ( અ ) તરાક કોરડા મારવાથી જે અવાજ થાય તે

તદબીર ( અ ) તદબીર. દબર=તેણે ગત્ય કર્યું ઉપરથી.

તન ( ફા ) શરીર

તનખા ( ફા ) તન્ખા. પગાર, મજુરી

તનદુરસ્ત ( ફા ) તન્દુરસ્ત નીરોગ માણસ

તનહા ( ફા ) તન્હા. એકલો

તપસીલ ( અ ) તફસીલ. ખુલાસો કરવો ફસલ=છુટુ પાડ્યુ ઉપરથી.

તપાસ ( અ ) તફહુસ ફહસ=તેણે ખોળ્યુ ઉપરથી.

) તફરકે ( અ ) તફ્રિકા. છુટુ પાડવુ, જુદાઈ ફરક=જુદુ પડ્યુ ઉપરથી.

તફાવત ( અ ) ફેર ફોત=છેટુ ઉપરથી

તરો ( અ ) તાવફા માણસોનું ટોળુ તોફ=પ્રદક્ષિણા ફરવી પરથી

તબક ( અ ). તબાક, તબક. એક જાતનું વાસણ છે. તાસક જેવું.
તબલચી. ( અ. તુ ) તબ્લચી. તબ્લ, તબ્લા ( અ ) ઢોલ. + ચી (તુ) પ્રત્યય તબલાં વગાડનાર
તબાઈ ( ફા ). તબાહી. નાશ પામવુ.
તબીબ ( અ ) વૈદ. તિબ ઉપરથી.
તબીયત ( અ ) તબીઅત ટેવ, સ્વભાવ.
તબેલો ( અ ). તવીયલા. પણ ફારસીમા તવેલા. ઘોડા બાધવાનુ ઠેકાણુ.
તમચો ( ફા ). તપચા.
તમા ( અ ) તમઅ. લાલચ
તમાચો ( ફા ) તમાચા.
તમામ ( અ ). પૂર્ણ. તમ્મ=આખુ હતુ ઉપરથી.
તમાશો ( અ ) તમાશા મશી=ચાલવુ ઉપરથી મૂળ શબ્દ " તમાશી " છે ફારસીવાળાઓએ " તમાશા " શબ્દ બનાવ્યો. તમાશી=સાથે મળીને પગે ચાલવુ હવા ખાવા, સહેલ કરવા વખતે સાથે મળીને પગે ચાલીને જવાનો દસ્તૂર છે, માટે તમાશો=સહેલ કરવી, ને રાજી થઈને જોવુ, વળી એમા પણ ફેરફાર થઈને તમાશો=તાજુબીની નજરથી રાજી થઈને જોવુ, એ અર્થમા વપરાય છે
તર ( ફા ) લીલુ વળી ફારસી ને સસ્કૃતમાં " તર " અધિકતાવાચક પ્રત્યય પણ છે.
તરકડો ( ફા ) તુર્ક ઉપરથી ધિક્કારવાચક શબ્દ.
તરકસ ( ફા ) તીર્કશ. તીર રાખવાનુ ભાથુ કશીદન=ખેંચવુ ઉપરથી.
તરકીબ ( અ ). તર્કીબ મેળવણી, રીત. રકબ=તેને લઈ જવામા આવ્યો ઉપરથી
તરજુમો ( અ ) તર્જમા ભાષાતર ફારસીમાં તર્જબાન=સુંદર બોલનાર, ( ભીની જીભવાળો ) ઉપરથી અરબી પ્રયોગ છે. કેટલાક તર્જુમા પણ મૂળ શબ્દ છે એમ કહે છે.
તરતીબ ( અ ) તર્તીબ. દરેક વસ્તુને તેને ઠેકાણે ને ચોગ્ય જગાએ ગોઠવવી. રતબ=ને દદ હતો ઉપરથી
તરફ ( અ ) બાજૂ, દિશા, છેડો, છેવટ, કિનારો
તરફેણ ( અ ). તરફૈન બને બાજૂ, બને તરફ તરફનુ દ્વિવચન.

તરબીયત ( અ ). તર્બિયત. કેળવણી. રબા=કેળવાયલો ઉપરથી.
તરાજવુ ( ફા ) તરાજૂ
તરાપો ( ફા ) તરાબા. ઉપરથી તર=ભીનુ આબ=પાણી
તરાવટ ( અ ). તરાવત, તાજગી
તરી ( ફા ) દરીયાઈ માર્ગ ખુશ્કી ને તરી બે માર્ગ છે.
તરીકે ( અ ). તરીકા. રસ્તો તર્ક=સોપી દીધુ ઉપરથી
તરીમ તરાક ( અ ) તુમ્તુરાક. ભપકો, ઠાઠ
તરેહ ( અ ) તરહ રીત, ઢગ તરહ=ફેંકી દીધુ ઉપરથી
તરોદદ ( અ ). તરદ્દુદ ગર્ક, ફિકર, અદેશો રદ્દ=પાછો ફર્યો ઉપરથી.
તલ્ખ ( ફા ). તલ્ખ કડવુ, તેજ, નાપસદ પડે એવું.
તલબ ( અ ). જરૂર, ગરજ. તલબ=તેણે બોલાવ્યો પરથી
તલાક ( અ ). છુટા છેડા, સ્વતત્રતા તલક=મોકળુ કર્યું ઉપરથી.
તલાશ ( ફા ).
તવગર ( ફા ). તુવાગર તુવા=તાકત+ગર=વાળો શક્તિવાળો, ગૃહસ્થ. તુ-
વાગરનુ ટુકુ રૂપ તવગર છે તુવાનિસ્તન=શકવુ ઉપરથી.
તવારીખ ( ફા ). તારીખનુ બહુવચન. ઇતિહાસ
તશરીફ ( અ ) તશ્રીફ પ્રતિષ્ટા વધારવી ફારસીમા બાદશાહ અમીર વ-
ગેરેની તરફથી જે ખિલઅત મળે છે તેને પણ તશ્રીફ કહે છે, કેમકે
તેથી પણ આબરૂ વધે છે. શરફ=માન આપ્યુ ઉપરથી
તસબી ( અ ) તસ્બીહ માળા પવિત્રતાથી ખુદાને યાદ કરવો તે સબ-
હ=વખાણની સાથે તેની પૂજા કરી ઉપરથી
તસમો ( ફા ). તસ્મા ચામડા ની વાધરી, ચામડાની પટ્ટી.
તસલમાત ( અ ) તસ્લીમાત. તસ્લીમ=સલામ કરવી, માનવુ, હુકમ કબૂલ
કરવો, સોપવુ, સલામત રાખવુ. એનુ બહુવચન તસ્લીમાત. સલમ=
તેને આશ્રય આપ્યો ઉપરથી (અપૂર્ણ).

——(૦)——

## નિશાળોનાં ઇનામપત્રક.

સગવા—સ્કુલ કમિટિના મેમ્બરો તથા ગામ લોકો ૮
૧૨) નિશાળ જમાડી. ટકારી—પટેલ સરદારસગ સુરસગ રૂ ૯-૪-૦
ઘડીઆળ સ્કુલ કમિટિ તથા ગૃહસ્થો રૂ ૬) મીઠાઇ ગડા—ચતુરભાઇ

રણછોડભાઇ પટેલ તથા આગેવાન ગૃહસ્થો રૂા. ૧૦) સ્કુલ જમાડી. કેરા—પા. શીવાભાઇ ગહાભાઇ વગેરે રૂા. ૫) સ્કુલ જમાડી શાહપુરા—પટેલ દેશાઇભાઇ નાથાભાઇ રૂા ૧૦-૪-૦ સ્કુલ જમાડી.

ખેડા વિભાગ—

કઠાણા—ઠક્કર કુલચંદભાઇ નારણભાઇ રૂા. ૧૬) સ્કુલ જમાડી, ઠાકોર સરદારસિંહ ગભીરસિંહ વગેરે રૂા. ૧૬) સ્કુલ જમાડી અતીસર—સ્કુલ કમિટિના મેમ્બરો તથા ગામના ગૃહસ્થો રૂા. ૨૨) સ્કુલ જમાડી તથા મીઠાઈ વહેંચી. સાવલી—સ્કુલ કમિટિના મેમ્બરો વગેરે રૂા ૧૦) સ્કુલ જમાડી મીઠાઈ. જનોડ—તા. ૧૨-૧૨-૧૧ ઠકરાણી શ્રી માછી રાજબા રૂા. ૧૮) મીઠાઇ તથા ઇનામ તા. ૧૩-૧૨-૧૧ ગામ લોક વગેરે રૂા. ૨૦) સ્કુલ જમાડી કાપડ વાડદ—મલેક હીમતમિયાં હકીમમિયા વગેરે રૂા. ૨૫) સ્કુલ જમાડી વગેરે ડભાસી—આગેવાન ગૃહસ્થો રૂા ૧૦) સ્કુલ જમાડી. ડાકસર—ગામ લોકો રૂા. ૨૯) સ્કુલ જમાડી તથા ઇનામ. આગરવા—ગામ લોકો રૂા ૧૨) સ્કુલ જમાડી વસો—ગામના ગૃહસ્થો રૂા. ૨૦) સ્કુલ જમાડી મીઠાઈ વહેંચી વાડદ—ડાભસર વર્ગ-પટેલ તલશીભાઈ નાથાભાઈ રૂા ૫) સ્કુલ જમાડી. તથા મનાદાર પટેલો રૂા. ૫) આતસબાજી હુણાદરા—ગામના ગૃહસ્થો રૂા ૨૪-૧૦-૦ સ્કુલ જમાડી. પાંઠલાણીઆ વર્ગ—ગામના ગૃહસ્થો રૂા ૯) વર્ગ જમાડયા અંધારી—મલેકજાદા તથા ગામના ગૃહસ્થો રૂા. ૨૯) સ્કુલ જમાડી તથા મીઠાઇ મર્હુમ શેઠ રામજીદાસ જેચંદ રૂા. ૮-૧૦-૦ ચોપડીઓ વિગેરે ઇનામ રૂદણ—ગામના ગૃહસ્થો રૂા ૨-૮-૦ મીઠાઈ વરસોલા—ગામ લોકો રૂા. ૫-૮-૬ સ્કુલ જમાડી વાંઠવાળી—ગામ તરફથી રૂા. ૨૫) વિદ્યાર્થીઓ જમાડયા. શત્રુડા—ગમાભાઇ હીમાભાઈ વગેરે રૂા. ૧૨) સ્કુલ જમાડી તથા મીઠાઈ વહેંચી. મહીજ—પા. હાથીભાઇ રણછોડભાઇ રૂા. ૧૨) સ્કુલ જમાડી. સીંજીવાડા—ગામ ગૃહસ્થો સ્કુલ જમાડી કાપડ તથા મીઠાઇ આપ્યાં. ભલાડા—ગામ લોકો દેવચંદ જેઠાભાઇ વગેરે રૂા. ૨૯-૭-૯ સ્કુલ જમાડી, કાપડ તથા ઇનામ મીઠાઇ. અલિંદ્રા—ગામના સદ્‌ગૃહસ્થો રૂા. ૭૦) સ્કુલ જમાડી તથા મીઠાઇ ઇનામ. નવાગામ—સ્કુલ કમિટિના મેમ્બરો રૂા. ૧૫) સ્કુલ જમાડી ઇનામ. મોરજ—સદ્‌ગૃહસ્થો.

રૂા. ૩-૨-૦ મીઠાઈ, ઇનામ. શા. મગનલાલ જીવચંદ રૂા ૧૨-૮-૦ સ્કૂલ જમાડી **કલોલી**—ગામ લોકો રૂા. ૧૧-૪-૦ સ્કૂલ જમાડી તથા ઇનામ. **મલીઆતજ**—ગામના ગૃહસ્થો વગેરે રૂા ૯) સ્કૂલ જમાડી પટેલ બાપાભાઇ માવજીભાઇ રૂા ૮-૮-૦ સ્કૂલ જમાડી. **દેથલી**—ગામના સદ્ ગૃહસ્થો સ્કૂલ જમાડી વગેરે **લવાલ**—ગામ લોકો રૂા. ૨૬) સ્કૂલ જમાડી. રૂા. ૫) અ તસબાજી. **રતનપુરા**—ગામ લોકો રૂા. ૨૦) સ્કૂલ જમાડી **વહેરા**—ગામ લોકો રૂા. ૧૩-૮-૦ સ્કૂલ જમાડી **કુંજરાવ**—શા. નારણભાઇ મથુરભાઇ રૂા ૩૫) સ્કૂલ જમાડી ગામના સદ્ ગૃહસ્થો વગેરે રૂા. ૪૦) કાપડ. **ખાંધલી**—સદ્ ગૃહસ્થ લવાર શકર કહાનદાસ રૂા. ૧૧) સ્કૂલ જમાડી **અરાસ**—પા નારણભાઈ ગમદાસ રૂા ૩૦) સ્કૂલ જમાડી. વહેાેરા ગુલામઅલી તૈયબઅલી રૂા ૧૫) આતસબાજી મણીલાલ મણારામ રૂા. ૧૦) સાકર **બેડવા**—પટેલ બાબરભાઈ રવાભાઇ સ્કૂલ જમાડી. **કાસર**—ગામ લોકો રૂા ૨૯) સ્કૂલ જમાડી. પતાસા **લાંભવેલ**—ગામ લોકો રૂા ૧૭) સ્કૂલ જમાડી **વાંસખીલીઆ**—ગામના આગેવાનો રૂા. ૧૫) સ્કૂલ જમાડી વગેરે **ઊરેાેડા**—પા નોમાભાઇ કુબેરભાઇ તથા સનાભાઈ બાબરભાઇ વગેરે રૂા ૨૪) સ્કૂલ જમાડી તથા પતાસા **તણોલ**—જુદા જુદા ગૃહસ્થો રૂા ૨૯-૮-૦ સ્કૂલ જમાડી **કરમસદ**—સ્કૂલ જમાડી. ઇનામ **કન્યાશાળા**—ગામના ગૃહસ્થો રૂા ૮) છીંટ **રાસનોળ**—કાપડ વહેંચ્યુ **સારસા**—ભાઇબાભાઇ રૂા. ૧૫૨) સ્કૂલ જમાડી, ઇનામ વગેરે સદ્ગૃહસ્થો રૂા ૫૧) મીઠાઇ વગેરે **વરાડ**—મોતીલાલ લલ્લુભાઇ રૂા. ૨-૮-૦ પતાસા. કન્યાશાળા મોતીલાલ લલ્લુભાઇ રૂા ૧-૮-૦ પતાસા **સામરખાં**—ગામના ગૃહસ્થો રૂા ૪૦) સ્કૂલ જમાડી. **સાદાનાપુરા**—પા. નાથાભાઇ ત્રીકમભાઇ રૂા ૮) સ્કૂલ જમાડી. **મહેસર**—ગામ લોકો રૂા. ૯૧) સ્કૂલ જમાડી વગેરે **ગામડી**—જુદા જુદા ગૃહસ્થો રૂા ૧૫-૮-૦ સ્કૂલ જમાડી **ખેરડા**—ઠાકોર સાહેબ રૂા. ૪૫) સ્કૂલ જમાડી વગેરે. **કહાનવાડી**—સદ્ગૃહસ્થો રૂા ૧૭) સ્કૂલ જમાડી. **ઓડ**—ભાઇબાલાભાઇ મથુરભાઇ રૂા ૮૦) જર્મન સિલ્વરનો પ્યાલો, વગેરે મહીજીભાઇ દ્વારકાદાસ રૂા. ૧૫) કાપડ વગેરે પરશોત્તમ વલ્લભભાઇ રૂા. ૨૭) કાપડ. નાથાભાઇ કીશોરભાઇ રૂા ૮) દામોદર કાળીદાસ રૂા. ૭) અનોપચંદ કિશોરદાસ રૂા. ૭) પતાસાં. મોતીભાઇ હીમાભાઇ રૂા. ૨૫) કાપડ, ચતુરભાઇ નરસીભાઇ રૂા.

૧૨૫) સ્કૂલો જમાડી. વેણીભાઇ ઉમેદભાઇ રૂ. ૧૨) આતસબાજી મોતીભાઇ જેઠાભાઇ રૂ. ૩૦) ચાહપાર્ટી. **વાસદ**—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૩૫) નિશાળ જમાડી તા ૨૨-૯-૧૧ ના રોજ તા. ૧૨-૧૨-૧૧ ના રોજ રૂ ૪૦) નિશાળ જમાડી. રૂ. ૧૦) કાપડ રૂ. ૭૮) સમદરસ્થાન સારૂ. **દેહેમી**—ગામ લોક રૂ ૧૫) સ્કૂલ જમાડી. **વહેરા**—ગામ ગૃહસ્થો રૂ ૨૧-૮-૦ સ્કૂલ જમાડી મીઠાઇ **વીરસદ**—નરવાદાર અમીનો રૂ. ૭૦) સ્કૂલો જમાડી **પીપળાવ**—ગામ લોક સ્કૂલ જમાડી **દાવોલ**—ગામ લોક રૂ ૩૮) સ્કૂલ જમાડી. મીઠાઇ વગેરે. **આમળોલ**—ગામ લોક રૂ ૧૫) સ્કૂલ જમાડી, ગઢોડ હઠીભાઇ માધવ રૂ ૧૦) મીઠાઇ વગેરે **દહેવાણ**—ઠાકોર સાહેબ રૂ ૫૦) સ્કુલ જમાડી. મણીલાલ નાગરજી રૂ. ૫) ચા પાણી **ગોલેળ**—ગામ લોક રૂ ૧૪) સ્કૂલ જમાડી તથા મીઠાઇ સુતાર પુંજાભાઇ બાજીભાઇ, મોહનભાઇ ત્રીકમભાઇ રૂ ૧૩) સ્કૂલ જમાડી **બોદાલ**—ગામના સદ્‌ગૃહસ્થો સ્કૂલ જમાડી **નાપા**—સદ્‌ગૃહસ્થો રૂ ૩૫) સ્કુલ જમાડી. **ઉર્દુ સ્કુલ**—ગામ ગૃહસ્થો સ્કુલ જમાડી મીઠાઇ **આંકલાવ**—દવે ડાહ્યાભાઇ નગીનદાસ રૂ ૫૦) સ્કૂલ જમાડી, ગોવિંદગર ઇશ્વરગર રૂ. ૧૫) કાપડ, મતાદાર પટેલો રૂ ૧૦) પેંડા, ગગશીઆ લોક રૂ. ૫) પતાસાં. **સઇજપુર**—ગામના ગૃહસ્થો રૂ ૩૫) પુસ્તકો મીજબાની. **ઓચાસણ**—બાઇ ગંગા પટેલ ઘેલીભાઇ ફીશાભાઇની વિધવા રૂ ૪૦) સ્કુલ જમાડી, રૂપીઆપુરાના લોક રૂ. ૧૦) **અલારસા**—ગામ લોક રૂ. ૩૧) સ્કૂલ જમાડી. **ખાનપુર**—ગા જેઠાલાલ ભગવાનદાસ રૂ ૧૫) સ્કૂલ જમાડી. પા જીવાભાઇ નાથાભાઇ સ્કૂલ જમાડી ગામ લોક રૂ. ૨૫) કાપડ.

**સુરત વિભાગ**—

**દાંડી**—ગામ લોક તરફથી વીદ્યાર્થીને ઇનામ રૂ ૮-૦-૦ ઘડીઆળ રૂ ૨૨) **નુ કુપલેથા**—ગામ લોક તરફથી ઘડીઆળ રૂ ૧૨-૪-૦ પતાસા રૂ. ૩-૪-૦ ચોપડી રૂ ૧-૪-૦ **ગુદ્દાલી**—ગામ લોક તરફથી નામદાર શહેનશાહની છબી રૂ ૧૩-૦-૦ વિદ્યાર્થીને ભોજન તથા મીઠાઇ રૂ. ૧૮-૪-૦ **ખરસાડ**—ગામ લોક તરફથી ઘડીઆળ રૂ. ૧૧-૪-૦ મીઠાઇ રૂ. ૬-૦-૦ **બુડીઆ**—ગામ લોક તરફથી ઘડીઆળ રૂ. ૧૦) **મોતા**—ભરૂચના મહેરબાન ડી ડી કલેક્ટર સાહેબ પુસ્તક રૂ ૬-૮-૦ રામચંદ્ર ઇચ્છારામ તરફથી પતાસા રૂ. ૧-૮-૦ **મોતા**—ભરૂચના મહે-

રખાન ડી. ડી. કલેક્ટર સાહેબ તરફ ગમચંદ ઇચ્છારામ તરફથી પુસ્તક તથા પતાસા રૂ. ૫-૦-૦ ડોસવાડા—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૨૦-૦-૦ ડભોલી—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૫-૦-૦ ઘડીઆળ રૂ. ૧૦-૦-૦ કુડસદ—ગોર મગનલાલ તથા કરીમભાઈ પતાસા રૂ. ૨) પટેલ મનોર રઘનાથ પટેલ વશન ગોપાળ તથા કાલુજી દેવીસિંહ ભોજન કરાવ્યું રૂ ૮). વેલુક—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ .૧૭) મીઠાઈ રૂ. ૨) તીથ્રા—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૫) વેડ—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૩) દારખાનું રૂ ૭) પનાર—ગામ લોકો તરફથી પતાસા રૂ ૪) કાંજણ—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૮-૮-૦ મીઠાઈ રૂ ૧-૦-૦ સ્લેટ ટોપી, પેન, ૨-૦-૦ દ્વાણજા—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૨-૦-૦ મીઠાઈ રૂ. ૬-૦-૦ છરવાડ—ગામ લોકો તરફથી પતાસા રૂ ૧-૪-૦ હનુમાન ભાગડાના દેશાઈ ડાહ્યાભાઈ ફકીરભાઈ તરફથી પુસ્તક તથા પતાસા રૂ. ૩-૪-૦ તડકેશ્વર—હાજીકાસમ ઇશબ તરફથી મહમદ કાસમ તરફથી સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી ચોપડી તથા મીઠાઈ રૂ ૧૦) તરસાડા—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૫) મીઠાઈ રૂ ૭) મગોદ—ગામ લોકો તરફથી પેંડા તથા ડગલી તથા સ્લેટ રૂ. ૧૪) રણછોડજી ભાણાભાઈ અટાગકર છોકરીને પૈસા વહેંચ્યા રૂ ૨) નિજર—ગામ લોકો તરફથી મીઠાઈ પેંડા રૂ ૪-૮-૦ પચરાડીઆના ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૪-૮-૦ અરભણના પટેલ વરજી નરસિંહ પતાસા રૂ. ૨-૦-૦ સેગવી—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૩) ગરદ્સ—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૨-૪-૦ મીઠાઈ રૂ ૧૫-૦-૦ પતાસા રૂ- ૩-૮-૦ છોકરીને છીંટ રૂ ૫-૦-૦ હાર-તોરા-કલગી રૂ ૧-૪-૦ વરાડ—ગામલોકો તરફથી મીઠાઈ રૂ. ૮-૮-૦ ટોપી તથા પેન રૂ. ૩-૮-૦ કસરતનો સામાન. રૂ. ૪-૦-૦

## શુદ્ધિપત્ર.

માર્ચ ૧૯૧૨ ના શાળાપત્રને પૃષ્ઠ ૧૧૦ મે નં. ૧ તથા ૨ ના પુસ્તક ' ધર્મનીતિબોધિની ભા. ૧ તથા ૨ ' ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓમા ઇનામ માટે ' મંજૂર થયલા લખ્યા છે, તેને બદલે ' ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ઇનામ માટે ' મંજૂર થયલા વાચવા.

સ્થાન ડી. ડી કલેક્ટર સાહેબ તરફ રામચંદ ઈચ્છારામ તરફથી પુસ્તક તથા પતાસાં રૂ. ૫-૦-૦ **કોસંબા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૨૦-૦-૦ **ડભોલી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૫-૦-૦ ઘડીઆળ રૂ. ૧૦-૦-૦ **કુડસદલ**—શેઠ. મ્યુસમીયા કરીમભાઈ 'પતાસા રૂ. ૨)' પટેલ મનોર રઘનાથ પટેલ વશન' ગોપાળ તથા કાલુજી દેવીસિંહ ભોજન કરાવ્યુ રૂ ૮). **વેલુક**—ગામ લોકો તરફથી ઘડીઆળ' રૂ ૧૭) મીઠાઈ રૂ ૨) **તીઘ્રા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૫) **વેડ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૩) દારખાનુ રૂ. ૭) **પનાર**—ગામ લોકો તરફથી પતાસા રૂ. ૪) **કાંજણ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૮-૮-૦ મીઠાઈ રૂ ૧-૦-૦ સ્લેટ ટોપી, પેન, ૨-૦-૦ **દાણજા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૨-૦-૦ મીઠાઈ રૂ. ૬-૦-૦ **છરવાડ**—ગામ લોકો તરફથી પતાસા રૂ ૧-૪-૦ હનુમાન ભાગડાના દેશાઈ ડાહ્યાભાઈ ફકીરભાઈ તરફથી પુસ્તક તથા પતાસા રૂ. ૩-૪-૦ **તડકેશ્વર**—હાજીકાસમ ઈશબ તરફથી મહમદ કાસમ તરફથી સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી ચોપડી તથા મીઠાઈ રૂ ૧૦) **તરસાડા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૫) મીઠાઈ રૂ. ૭) **મગોદ**—ગામ લોકો તરફથી પેંડા તથા ડગલી તથા સ્લેટ રૂ ૧૪) રણછોડજી ભાણાભાઈ અટારકર છોકરીને પૈસા વહેંચ્યા રૂ ૨) **નિજર**—ગામ લોકો તરફથી મીઠાઈ પેંડા રૂ ૪-૮-૦ પથરાડીઆના ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૪-૮-૦ સરભણના પટેલ રજી નરસિંહ પતાસા રૂ. ૨-૦-૦ **સેગવી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૩) **સરસ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૬-૪-૦ મીઠાઈ રૂ ૧૫-૦-૦ પતાસા રૂ. ૩-૮-૦ છોકરીને છીંટ રૂ ૫-૦-૦ હાર-તોરા-કલગી રૂ ૧-૪-૦ **વરાડ**—ગામલોકો તરફથી મીઠાઈ રૂ ૮-૮-૦ ટોપી તથા પેન રૂ ૨-૪-૦ કસરતનો સામાન. રૂ. ૪-૦-૦

---

## શુદ્ધિપત્ર.

માર્ચ ૧૯૧૨ ના શાળાપત્રને પૃષ્ઠ ૧૧૦ મે નં. ૧ તથા ૨ ના પુસ્તક ધર્મનીતિબોધિની ભા. ૧ તથા ૨ ' ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓમાં ઇનામ માટે ' મંજૂર થયલા લખ્યા છે, તેને બદલે ' ગુજરાતી પ્રાથમિક શાળાઓમા ઇનામ માટે ' મંજૂર થયલા વાચવા.

REGISTERED NO. B 43.

અંક ૫ મો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

મે. ૧૯૧૨.

અનુક્રમણિકા.



તન્ત્રી (ઑગસ્ટ ૧૯૦૨ થી)–અને

પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ માં, રણછોડલાલ જમનારામે છાપ્યું.

## કેળવણી. ( ચાલુ પૃષ્ઠ ૧૨૫ થી ).

( ચાલુ પૃષ્ઠ ૧૨૫ થી )

**સ્ત્રીપુરુષનાં ભિન્ન જીવન; તેને અનુસરતી કેળવણીની આવશ્યકતા**—ગૃહકાર્ય, બાળકોની કેળવણી, સ્વામીના દરેક કાર્યમા સહાયક થવું, કાલિદાસની ઉચ્ચ ભાવના પ્રમાણે, તેની ગૃહિણી, ધીસચિવ, ગુહ્ય કાર્યમા સખી, ને કલાવિધાનમાં પ્રિય શિષ્ય થવુ—આ બધા ધર્મો જે કેળવણીથી તે બરાબર બજાવવા સમર્થ થાય તેજ કેળવણી ઇષ્ટ છે જેથી સ્ત્રીત્વને શોભાવનારા વિનય, લજ્જા આદિ ગુણો ને સહૃદયતા પોષાય તેજ કેળવણી ઇષ્ટ છે; માટે આર્યભાવનાને અનુસરતી કેળવણીની યોજના રચવી. અત્ર એટલુ પણ કહેવુ આવશ્યક છે કે પુરુષે પણ સ્ત્રીનુ માહાત્મ્ય સમજવુ જોઈએ ને તેની પ્રતિષ્ઠા જાળવવી જોઈએ

**માફી ને ફરજિયાત કેળવણી:**—સ્ત્રીકેળવણી તેમજ પુરુષ-કેળવણી બને માફી કરી બનેનો પ્રચાર વધારવો થોડાક વર્ષ માફી કેળવણીનો પ્રયોગ અજમાવ્યા પછી આરભમાં મોટાં મોટા શહેરોમાં કેળવણી ફરજિયાત કરવામા કંઈ વાધા જેવું નથી પ્રાથમિક શાળાના, પાશ્ચાત્ય દેશોમા છે તેમ, નીચલો ને ઉપલો એવા બે વર્ગ પાડી, નીચલા વર્ગનો અભ્યાસક્રમ ઘણોજ સરળ, લેખન, વાચન, ને કામજોગુ ગણિત, એટલોજ [illegible]રી શિક્ષણનો વખત ઘણો ઓછો કરવો જોઈએ. દિવસમાં માત્ર ત્રણ કલાક શિક્ષણ હોય તો બસ છે ગામડામા જે સમય ખેતરમાં કામ કરવા જવાનો હોય તેથી ભિન્ન સમયે એ ત્રણ કલાક રાખ્યા હોય તો ગરીબ માણસો છોકરાંને પોતાની સાથે મજુરીએ લઈ જાય છે તેમા વાધો નહિ આવે આવી રીતનો પ્રયોગ કરવાથી કેળવણી લોકપ્રિય થશે ને તેનો પ્રચાર વધશે પછી ફરજિયાત કેળવણી દા-ખલ કરવામાં કોઈ પણ જાતનો વાધો નડશે નહિ ફરજિયાત કેળવણી એ ઉચ્ચ ઉદ્દેશ છેવટે સફળ થવોજ જોઈએ અને જેમ જેમ એ ઉચ્ચ ઉદ્દેશની સમીપ પહોંચતા જઈએ તેમ તેમ આપણુ કલ્યાણ અધિક અધિક થશેજ. એ કલ્યાણ પરજ પ્રજાનો અભ્યુદય આધાર રાખે છે ને એ કલ્યાણમાંજ ગજાની સપત્તિ, મહત્તા, આદિ સર્વ ભિન્ન સમાયલુ છે. આ દૃષ્ટિબિંદુથી જોતા શ્રીમાન્ ગાયકવાડ સરકાર કેળવણીનો બહોળો પ્રચાર કરી સર્વત્ર ફેલાવવા પ્રયત્ન કરી રહ્યા છે ને સ્તુત્ય છે

**પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ**—પ્રાથમિક શાળાના નીચલા

વર્ગનો અભ્યાસક્રમ એવો જોઈએ કે જેમને અભ્યાસ પૂરો કરી ધંધે વળગવુ હોય તેઓ ધધે વળગી અવકાશના વખતમા સાધારણ પુસ્તકો વાચી આનન્દ મેળવી શકે, તેમજ જેમની ઇચ્છા ઔદ્યોગિક શાળા, કે કૃષિશાળામાં દાખલ થવાની હોય તે ત્યા દાખલ થઈ શકે. એવી ઔદ્યોગિક શાળા ને કૃષિશાળા પણ સામાન્ય પક્તિની જોઈએ હાલના વખતમા એવા શાળાઓની દરેક શહેરમા જરૂર છે. એથી ધધાદાર લોકો પોતાના ધધામા વધારે કાબેલ થશે, કેટલાક નવા ધધાના દ્વાર ખૂલશે, ને લોકોને આજીવિકાના સાધન મળશે ઉપલા વર્ગની પ્રાથમિક શાળામા બે વિભાગ રાખવા. નીચલા વિભાગનો અભ્યાસક્રમ માધ્યમિક શાળામા દાખલ થવા પૂરતો રાખવો, ને ઉપલાનો અભ્યાસક્રમ ઊંચા પ્રકારનો રાખવો સાહિત્ય, ગણિત, ને પ્રાકૃતિક વિદ્યા, એ વિષયોમાથી જેને જેનુ જ્ઞાન સપાદન કરવુ હોય તેને તે વિષય લેવાની છૂટ રાખવી સાહિત્યના વિષયમા સ્વભાષા ઉપરાત સંસ્કૃત કે ફારસી, અને હિંદી ભાષાનુ જ્ઞાન ફરજિયાત જોઈએ. હિંદુસ્તાનની ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે ઐક્ય લાવવા કેટલાક, રાજકીય ચર્ચાદ્વારા, કેટલાક સામાજિક ને ધાર્મિક સુધારાદ્વારા, ને કેટલાક લિપિની એકતાદ્વારા મથન કરે છે. પરતુ આખા દેશમા હિંદી ભાષાનો પ્રચાર થાય તો ભિન્ન ભિન્ન પ્રજાઓ એક બીજાના વિચારો સારી રીતે સમજી શકે, પ્રવાસમાં લોકોને પડતી મુશ્કેલીઓ દૂર થાય, ને કેટલીક ચર્ચાના માર્ગ સુગમ થાય. વળી સ્વભાષાનાં સારા જ્ઞાન ને ખિલવટ માટે સસ્કૃત ભાષાના જ્ઞાનની જરૂર છે જે ભાષામાં આપણાં ધર્મશાસ્ત્રો રચાયલા છે, જે ભાષા વેદ, ઉપનિષદ, વ્યાકરણાદિ વેદાગો, ન્યાય, મીમાસા, વેદાન્ત આદિ દર્શનો, રામાયણ, મહાભારત આદિ પુરાણો, કાવ્ય, નાટક આદિ સાહિત્યના ઉત્તમ ગ્રન્થોથી પરિપૂર્ણ છે, જે ભાષાનુ પાશ્ચાત્ય પ્રજા પુષ્કળ હોંશથી અભ્યાસ કરે છે તે ભાષા આપણે પોતે ન જાણીએ તો તે કેવુ શરમ ભરેલુ કહેવાય ? એ ભાષાના અભ્યાસને આપણી માયાળુ અગ્રેજ સરકાર, વિદેશીય છતા પણ સારૂ ઉત્તેજન આપે છે. પણ હજી ઘણા વિશેષ ઉત્તેજનની જરૂર છે જર્મનિમા ૨૧ યુનિવર્સિટિમા સસ્કૃત શિખવાય છે. આપણા દેશી રાજાઓએ ગીર્વાણ ભાષાને પૂરતુ ઉત્તેજન આપવુ જોઈએ. તેમણે સંસ્કૃત કૉલેજ સ્થાપવી જોઈએ ને પોતાના રાજ્યમા સસ્કૃત પુસ્તકોના જે ભંડારો હોય તેમાથી ઉત્તમ પુસ્તકો છપાવવા જોઈએ મહારાજાશ્રી સયાજી-

રસાનનું પાન કરતા નિહાળવામાં પ્રેક્ષકને પણ એક સ્થળે ટેનિસન કહે છે ( To watch the thirsty plants imbibing ) તેમ, અત્યાનન્દ થાય છે. અહિં 'તૃષ્ણાલુ' વિશેષણ સાભિપ્રાય છે, જ્યારે તૃષ્ણા ઉત્પન્ન થાય ત્યારેજ પાન બરાબર થાય છે.

કિંડર્ગાર્ટનપદ્ધતિનું રહસ્ય; વિદેશીય પદ્ધતિ—આજ કારણથી બાલસ્વભાવનો અભ્યાસ ને તેને અનુસરતી કેળવણી ક્રમો, પેસ્ટેલોઝાઈ, ને ફ્રેબેલે પાશ્ચાત્ય પ્રદેશોમા યોજી ને તેમા તેમને ઉત્તરોત્તર વિજય મળ્યો. પણ અત્ર એટલુ ધ્યાનમા રાખવુ કે અમુક પદ્ધતિ એક દેશને અનુકૂળ ને યોગ્ય હોય તે બીજા દેશને પણ હોયજ એવો નિયમ નથી. જર્મન બાળકોની પ્રકૃતિનો અભ્યાસ કરી ફ્રેબેલે યોજેલી કિંડર્ગાર્ટનપદ્ધતિ જર્મનિમા જેટલી વિજયી થઈ, તેટલી ઈંગ્લંડમાં થઈ નથી, ને ન થાય એ સ્વાભાવિક છે; કેમકે ઈંગ્લંડના બાળકો બધી રીતે જર્મન બાળકોની પ્રકૃતિનેજ અનુસરતા હોય નહિ પાસે પાસેના દેશમા ને સરખી પ્રજામા પણ આ પ્રમાણે બાળકોની પ્રકૃતિમા ફેર પડે છે, તો આપણા દેશમાં તો પરિસ્થિતિ, કુટુમ્બજીવન, બાલસ્વભાવ વગેરે તદન જુદી તરેહનાં હોય તેથી એ પદ્ધતિ ફાવે નહિ એ સ્વાભાવિક છે ત્રણથી ૭ વર્ષના છોકરા માટે એ પદ્ધતિ પાશ્ચાત્ય દેશોમા યોજેલી છે, ત્યા એવા નાના બાળકો શાળામા જાય છે આપણા દેશમા એ અવધિ પૂરો થયા પછી કે થવા આવ્યાને ત્યારેજ બહુધા છોકરા શાળામા જાય છે પાશ્ચાત્ય દેશના છોકરા ગુરુને ત્રાસ આપે છે કેમકે તેમનુ ચિત્ત અસ્થિર છે ને ભણવા તરફ ચોટતું નથી. તેમને કામે લગાડી તેમનુ ચિત્ત સ્થિર કરવા કિંડર્ગાર્ટનપદ્ધતિના જુદા જુદા ઉદ્યોગો શોધી કાઢ્યા છે. આપણા છોકરા એ છોકરાને મુકાબલે વિનીત, સાવધાન, તથા સ્થિર ચિત્તવાળા છે. તે દેશોમા આદ્યૌગિક ને યાન્ત્રિક શાળાઓ પુષ્કળ છે, તેથી કિંડર્ગાર્ટનપદ્ધતિથી જેનામા હસ્તલાઘવ આવ્યુ હોય કે જેને હસ્તકળા પર પ્રેમ થયો હોય ને એનુ વિશેષ જ્ઞાન સંપાદન કરવુ હોય તેને તે કામ સહેલુ છે. આપણા દેશમા એમાનુ કંઈ નથી આ પ્રમાણે અમુક વિદેશીય પદ્ધતિ જેવી સ્થિતિમા તે દેશમાં ચાલતી હોય તેવીજ સ્થિતિમા આપણા દેશમાં આપણે દાખલ કરીએ તો કંઈ લાભ થાય નહિ પરતુ તેનુ રહસ્ય સમજી આપણી પરિસ્થિતિને યોગ્ય તે ફેરફાર કરીએ તો લાભ થવાનો સંભવ થાય. આ પ્રમાણે

બાલસ્વભાવની પરીક્ષા કરી તેને અનુસરતુ શિક્ષણ આપવુ એ જે કિંડર્ગાર્ટનપદ્ધતિનુ તત્ત્વ તે લક્ષમા રાખી કામ કરવાનુ છે, બાળવર્ગને ફ્રોબેલની બક્ષીસો ને ઉદ્યોગો શિખવ્યા ને તેમની પાસે જુદા જુદા માટીના કે કાગળના નમુના કરાવી બાહ્ય આડમ્બર પર વિશેષ લક્ષ આપનાર પ્રેક્ષકજન કે પરીક્ષકજનનું મન રંજન કર્યું એટલે કૃતાર્થ થયા એમ સમજવાનુ નથી. પાત્રને અનુસરતુ શિક્ષણ, અધિકાર પ્રમાણે જ્ઞાન આપવું એજ એ પદ્ધતિનુ રહસ્ય છે, એજ એના યોજનાર ફ્રોબેલનુ હાર્દ છે. એ કઈ અમુક વય કે ધોરણનેજ લાગુ પાડી સંકુચિત કરવાનુ નથી સર્વ ધોરણમાં એ લક્ષમા રાખવાનુ છે

**શિષ્ય-પ્રાચીન ભાવના**—તેમજ પ્રાચીન આર્યાવર્તમા શિષ્ય કેવી સ્થિતિમા વિદ્યાભ્યાસ કરતા તે પણ શિક્ષકે ધ્યાનમા લેવાનુ છે શિષ્યની બ્રહ્મચર્ય અવસ્થા, ગુરુકુલનિવાસ, ને ગુરુસેવા, સાદુ જીવન, ને તપશ્ચર્યા જેવી સ્થિતિ એ સર્વથી તેઓ કેવા જ્ઞાની સાથે વિનીત થતા! અવિનીત, અસરળ, ને ગુરુની કે અન્યની નિન્દા કરનારને શિક્ષણજ આપવાની મના હતી. ' असूयकायानृजवेऽयताय न मां ब्रूया वीर्यवती तथा स्याम् ।—વિદ્યાદેવતા કામરૂપિણી થઈ પવિત્ર ને જ્ઞાની બ્રાહ્મણ પાસે જઈ નમ્ર થઈ કહે છે કે મારૂ રક્ષણ કરો, હુ તમારા સુખનુ નિધાન થઈશ કોનાથી તારૂ રક્ષણ કરૂ? પરનિન્દા કરનાર, અસરળ હૃદયવાળા ને અનિયતેન્દ્રિયવાળા પુરુષને તમે વિદ્યાદાન ન કરતા, તેનાથી મારૂ રક્ષણ કરજો, તમને હુ તેજસ્વી થઈશ આ ઉપરથી શિષ્ય અગાઉ કેવા વિનીત, જિતેન્દ્રિય, નિષ્કપટી, ને પરનિન્દાથી મુક્ત હતા તે સમજાશે વળી તેઓનું જીવન ઘણું સાદુ હતુ તેમને ખાટલા પર સુવાની પણ મના હતી खट्वारूढ એ નિત્ય સમાસને પાણિનિ ' જાલ્મ ', ' અવિચારી ', ' દુષ્ટ ' ના અર્થમા આપે છે આ પ્રમાણે ભાષા પણ તેમના સાદા જીવનની સાક્ષી પૂરે છે.

**ભાષાનો સામાજિક સ્થિતિ પર પ્રકાશ**—આ પ્રસગે ભાષા સામાજિક સ્થિતિ વગેરે પર કેવો પ્રકાશ પાડે છે તે તરફ કંઈક આ મડળનુ લક્ષ ખેંચુ છુ बहुगोमान् એ શબ્દ તપાસો એ શુ બતાવે છે? ઢોર વગેરે અન્નથી પુરુષનુ દ્રવ્ય મપાતુ એવી સામાજિક સ્થિતિ એ શબ્દ દર્શાવે છે. અંગ્રેજીમા જેમ pecuniary શબ્દ

દ્વારથી દ્રવ્ય મપાતુ એમ દર્શાવે છે તેવોજ **बहुव्रीहि** શબ્દ છે. વળી બંને સમસ્ત અવયવોનુ જેમા પ્રાધાન્ય હોય, અર્થાત્, બનેનું સામ્ય હોય તેવા સમાસને **द्वन्द्व** સત્તા આપી છે, તેથી સ્ત્રીપુરુષના મિથુનમા બનેની સમાનતા છે, સ્ત્રી પુરુષની ગુલામ નથી, પણ બનેને દરજ્જે સરખો છે એમ ભાષાજ ખુલ્લી રીતે બતાવે છે વળી એ એમા સ્ત્રીને અભ્યર્હિત ગણીને સ્ત્રીવાચક પદ **द्वन्द्व** સમાસમા પૂર્વ પદ થાય છે એવુ વાર્તિક કાત્યાયન આપે છે આપણે 'ઉમામાહેશ્વર', 'લક્ષ્મીનારાયણ', 'સીતારામ', 'રાધાકૃષ્ણ' વગેરે શબ્દો ગુજરાતીમા પણ વાપરીએ છીએ હાલની પેઠે પૂર્વે સમયમાં પણ તીર્થના બ્રાહ્મણો યાચકવૃત્તિ કરતા ને અન્ન હતા એમ **तीर्थध्वाङ्क्ष**, ને **तीर्थकाक** શબ્દો સૂચવે છે. **पात्रेसमिताः, पात्रेबहुलाः, गेहेशूराः, गेहेनर्दी** એ શબ્દો ભોજનસમયે આવીને ઊભા રહેનાર, અર્થાત્, પારકાના ઉદ્યોગનુ ફળ ચાખવામા તૈયાર, ઉદ્યોગમા ભાગ લેનાર નહિ, ઘરમાં શૂરા ને ગર્જના કરનાર, રણમા નહિ, એવા હાલના જેવા અગાઉ પણ હતા એમ દર્શાવે છે. ગુજરાતી ભાષામાં પણ શબ્દોના અભ્યાસથી અનેક નિયમો લક્ષમાં આવશે. 'વ્યસન' શબ્દનો મૂળ સારો અર્થ હતો. '**विद्यायां व्यसनम्**' એમ સસ્કૃતમા છે. ગુજરાતીમાં નઠારા અર્થમા વપરાઈ સામાજિક અધોગતિ દર્શાવે છે 'ધર્મ' શબ્દનો અર્થ ગુજરાતીમા 'ઈશ્વર તરફની ફરજ' એમ સંકુચિત થયો છે 'વ્યાપાર' શબ્દનો અપભ્રંશ 'વેપાર' પણ એજ રીતે અર્થમા સકુચિત થયો છે 'પ્રાણી' શબ્દ પણ ગુજરાતીમા એવો થયો છે. 'પીતામ્બર' શબ્દ મૂળના 'પીળું વસ્ત્ર' એ અર્થમાથી વિસ્તાર પામી 'અબોટીઆ' ના અર્થમાં વપરાય છે વિચાર કરતા આવા બીજા દાખલાઓ પણ મળશે અંગ્રેજી ભાષાના શબ્દો પર ટ્રેન્ચે 'શબ્દોનો અભ્યાસ' એ નામનુ વિદ્વત્તાભરેલુ પુસ્તક લખ્યુ છે તેનુ પુસ્તક ગુજરાતીમાં પણ થઈ શકે એમ છે.

**અવકાશના સમયનો ઉપયોગ**—શિક્ષકોએ અવકાશનો સમય વાચન, સત્સગ, કે બીજી કોઈ સારી રીતે જ્ઞાનની વૃદ્ધિ સાથે આનન્દ મેળવવામાં નિર્ગમન કરવો; અશિષ્ટતા, બાલિશતા, કે લાઘવ જણાય ને તિરસ્કારને પાત્ર થવાય એવી રીતે ન ગાળવો કેટલાક મોટાં માણસો અવકાશના સમયમા અશિષ્ટ રીતે આનન્દ ભોગવતા અચકાતા નથી. એ વિશે

ડૉ. જૉન્સને એક સ્થળે ઘણા ઉત્તમ વિચાર* નીચે પ્રમાણે દર્શાવ્યા છેઃ—

અભ્યાસશીલ ને કલ્પનાશીલ પુરુષો વિષે વારવાર એવી ટીકા કરી શકાય કે તેઓ નજીવી ચીજો માટે મગરૂર હોય છે અને તેમના આનન્દો નમાલા ને બાલિશ હોય છે આનુ કારણ કદાચ એમ હોય કે પોતે મોટી ખ્યાતિવાળા છે એમ જાણનારા એ લોકો અમારી કોઈ નિન્દા કરી શકનાર નથી અને નજીવી બાબતમા વિલાસ કરવામા અમે લોકોની નિન્દાથી સહીસલામત છીએ એમ વિચારે છે, અથવા તો ઊંચી બુદ્ધિવાળા પુરુષોએ સર્વ પ્રસગે સરખી મહત્તા બતાવવી જોઈએ એવી ધારણા મનુષ્યજાતિ તેમને માટે બાધે છે અને જ્યારે તેઓ એ મહત્તામાથી નીચી દશામા જાય છે ત્યારે તે અધમના તરફ દ્વેષ ને આશ્ચર્યથી જુએ છે જેમ કોઈ પુરુષ ગરુડ પક્ષીને ઊચુ આકાશમા ઊડતુ પોતાની નજરે જોઈને કદી પણ તેને માળા પર નીચે ઊતરતુ જોઈ દિલગીર થાય તેમ મોટા પુરુષોને અધમ રીતમા જતા જોઈ તેઓ દિલગીર થતા જણાય છે.

**છેવટની સૂચના**—આવા શિક્ષકસમાજોથી અનેક લાભ છે. શિક્ષકો એકઠા મળી શિક્ષણના વિષયોની ચર્ચા કરે, પરસ્પર પોતાનો અનુભવ દર્શાવે, અને થોડા અનુભવવાળાઓ વિશેષ અનુભવવાળાના વિચારો જાણે તેમાં તેમને પોતાને લાભ થાય ને તેથી તેમનાં બાળકોને લાભ થાય એ દેખીતુજ છે. લક્ષમા એટલુ રાખવાનુ છે કે સામાન્ય વાતો કરવાને

---

* It may be frequently remarked of the studious and speculative, that they are proud of trifles, and that their amusements seem frivolous and childish Whether it be that men conscious of great reputation think themselves above the reach of censure, and safe in the admission of negligent indulgences, or that mankind expect from elevated genius an uniformity of greatness, and watch its degradation with malicious wonder; like him who having followed with his eye an eagle into the clouds, should lament that she ever descended to a perch.

બદલે અમુક અમુક વિષયો ને ધોરણોની અમુક અમુક બાબતોના શિક્ષણ વિષે પોતાને મળતો અનુભવ, તેમા પડતી અડચણ વગેરે વિષે વિચારો ચલાવવાથી વિશેષ લાભ થશે.

અન્તે આવા સમાજોમાં કેળવણીને લગતા અનેક વિષયોના ઊહાપોહ-દ્વારા શિક્ષણમાં તાત્ત્વિક સુધારા થાય, આગામિની પ્રજાના કલ્યાણમાં વૃદ્ધિ થાય, ને આ શિક્ષકસમાજની ઉત્તરોત્તર ઉન્નતિ થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે

---

# તુર્કી શહેનશાહત.

એ શહેનશાહતના સ્થાપન કરનારનુ નામ ઉસ્માન ( Othman or Osman ) હતુ. તે પરથી એ ઑટોમન શહેનશાહતના નામથી પ્રખ્યાત છે એમા યુરોપી તુર્કસ્તાન, એશિઆઇ તુર્કસ્તાન, અને આફ્રિકાના કેટલાક પ્રદેશનો સમાવેશ થાય છે. એક વખતે એ શહેનશાહતનો ફેલાવો ઘણો જબરો હતો છેક ડાન્યુબ નદીથી લઈને નાઈલ નદીના ધોધ સુધી, અને યુફ્રેટીસ નદીના કિનારાથી તે મોરૉક્કોની સરહદ સુધી એનો વિસ્તાર હતો; પણ સત્તરમા સૈકાથી એનુ લશ્કરી બળ તથા સત્તા ઘટવા લાગ્યા, અને ધીમેધીમે એક પછી એક દેશ પરથી એની સત્તા ઊઠવા માંડી હવે એની સત્તા ઘટી ઘટીને પ્રથમ કરતાં ઘણી ઓછી થઈ છે. કેટલાકનુ ધારવુ એવું છે કે ઇટલિ સાથે ચાલતા હાલના વિગ્રહને પરિણામે એ રાજ્ય હજી પણ વધારે સંકોચાશે.

**યુરોપી તુર્કસ્તાન**—પશ્ચિમમા આલ્બેનિઆ, મધ્યમા મૅસીડોનિઆ, અને પૂર્વમા એડ્રિઆનોપલ તથા કૉન્સ્ટૅન્ટિનોપલના પ્રાંતો—આટલોજ ભાગ તે હાલનુ યુરોપી તુર્કસ્તાન. બીજી રીતે કહીએ તો બાલ્કન પર્વતની દક્ષિણે આવેલી કાળા સમુદ્રથી તે એડ્રિઆટિક સુધીના પ્રદેશની પટીએજ તુર્કસ્તાનનો મુલક. એ પટીની દક્ષિણે ગ્રીસનુ સ્વતંત્ર રાજ્ય આવેલુ છે; ઉત્તરે મૉન્ટીનીગ્રો, બૉસ્નિઆ અને હુરઝેગોવિનાના પ્રાંતો છે, જે સને ૧૮૭૮ મા ઑસ્ટ્રિઆ-હંગરીના કબજામા આવ્યા, અને સને ૧૯૦૮ મા તે રાજ્ય સાથે જોડાઈ ગયા બલ્ગેરીઆની ઉત્તરે કાર્પેથિયન પર્વતની હારમાં હાલ રોમાનિઆનુ રાજ્ય છે, તે પણ એક વખત તુર્કી શહેનશાહતનો ભાગ હતો.

**આફ્રિકામા તુર્કસ્તાનનો મુલક**—આ મુલક ઘટી ઘટીને હાલ

ફક્ત ત્રિપોલી ઉપર આવી ગયાં છે, કેમકે ફ્રાન્સના રાજ્યલોભને લીધે ૧૮૩૦ મા ઍલ્જીર્સ, અને સને ૧૮૮૧ મા ટ્યુનિસ એ બને તુર્કસ્તાનના હાથમાથી ગયા છે.

**એશિઆઈ તુર્કસ્તાન**—તુર્કસ્તાનના રાજ્યનો કોઈ પણ ભાગ હકબંધ રહ્યો હોય તો તે ફ્ક્ત એશિઆઈ તુર્કસ્તાન છે—ફક્ત કાર્સ અને બાટુમ સને ૧૮૭૭ ના વિગ્રહ પછી રૂશિઆને આપવામા આવ્યા એજ બાદ. યુફ્રાઈન અથવા કાળા સમુદ્રથી તે રાતા સમુદ્ર અને ઇરાની અખાત સુધીનો સઘળો વિસ્તાર એશિઆઈ તુર્કસ્તાનનો છે

૧૯ મા સૈકાની શરૂઆતમા ગ્રીક લોકોએ સ્વતંત્રતા માટે લડાઈ શરૂ કરી, અને રૂશિઆ, ફ્રાન્સ, અને ઈંગ્લડની મદદથી તેઓએ સને ૧૮૩૦ માં સ્વતન્ત્રતા મેળવી સર્વિઆને સને ૧૮૨૦ મા સ્વરાજ્ય મળ્યુ સને ૧૮૭૮ માં તે ખરેખર સ્વતત્ર થયુ, અને કેટલોક પ્રદેશ વધારામાં છીની લીધો. સને ૧૮૮૨ મા તે એક જુદા રાજ્ય તરીકે જાહેર થયુ. મૉલ્ડેવિઆ અને વૅલેશિઆના બે નાના રાજ્યો પણ ૧૮૬૧ માં જોડાઈ ગયા અને રોમાનિઆના રાજ્યને નામે ઓળખાયા બર્લિનની સધિથી તેમને સ્વતન્ત્રતા મળી. સને ૧૮૮૧થી તે પણ એક જુદા રાજ્ય તરીકે પ્રસિદ્ધ થયું. બર્લિનનાજ તહનામાથી બૉસ્નિઆ અને હરઝીગોવિના ઑસ્ટ્રિઆ-હુગરીના હાથમાં આવ્યા, મૉટીનીગ્રોની હદ વધારવામા આવી, અને બલ્ગેરીઆનું નાનું રાજ્ય નવુ સ્થપાયુ

**એશિઆઈ તુર્કસ્તાન**—ઉપરની હકીકત પરથી માલમ પડશે કે તુર્કી સુલતાનનો સૈથી અગત્યનો મુલક એશિઆમા છે, કારણ કે યુરોપમાં એ રાજ્યનુ ક્ષેત્રફળ ( લગભગ ૬૫ હજાર ચોરસ માઇલ ) હવે લગભગ ઈંગ્લંડ જેટલુ ( લગભગ ૫૦ હજાર ચો મા ) રહ્યુ છે એશિઆઈ તુર્કસ્તાનનુ ક્ષેત્રફળ લગભગ ૭ લાખ ચોરસ માઇલ છે એટલે ઈંગ્લડથી ૧૪ ગણુ મોટુ છે, અને હિંદુસ્તાનથી અઢી ગણુ નાનુ છે એની સરેરાસ વસ્તી દર ચોરસ માઇલે ૨૬ માણસની છે એશિઆ માઇનોર, આર્મીનિઆના ઉચ્ચ પ્રદેશનો થોડો ભાગ, મેસોપૉટેમિઆ, પૅલેસ્ટાઈન સાથે સીરિઆ, અને અરબસ્તાનના કિનારા પરનો કેટલોક મુલક, એ એના મુખ્ય વિભાગો છે. ૧૮૭૮ ની બર્લિનની સધિની રૂએ આ પ્રદેશો પણ ઈંગ્લડના રક્ષણ નીચે આવ્યા, આ 'રક્ષણ' એટલે શુ સમજવું તે હજી કોઈએ સ્પષ્ટ રીતે નક્કી કર્યું

દરકાર બિલકુલ કરતા નથી. તેઓ જ્યારે બેફીકરાઈ તથા આરામમાં જિંદગી ગાળી નાખે છે, ત્યારે સખ્યાબંધ પરદેશીઓ ઉદ્યોગી મધમાખીની માફક સખત મહેનત કરી તેમનીજ આંખ આગળ પુષ્કળ દ્રવ્ય ભેળુ કરે છે.

કેળવણી—તુર્કસ્તાનમા પ્રાથમિક કેળવણી નામની ફરજિયાત છે. છોકરાઓ માટે ૬ થી ૧૧ વર્ષની ઉમર સુધી, અને છોકરીઓ માટે ૬ થી ૧૦ વર્ષની ઉમર સુધી. કેળવણી મફત અપાય છે બધી નિશાળો સરકારના તાબામા છે, પણ જુદીજુદી કોમોની ધાર્મિક કેળવણીમા કોઈ વચ્ચે પડતુ નથી. પ્રાથમિક કેળવણીમા તુર્કી ભાષા, કુરાન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, અને જુદાજુદા પ્રકારની હાથની કારીગરાના કામનો સમાવેશ થાય છે, પણ કેળવણીનુ કામ મુસલમાન ધર્મગુરુઓને સોપવામા આવ્યુ છે, એટલે કિંમતી કેળવણી મળી શકતી નથી ૧૧ થી ૧૬ વર્ષની ઉમરના છોકરાને માટે મધ્યમ વર્ગની ( middle-class ) નિશાળો છે. તેમા પ્રાથમિક વિષયો ઉપરાત ફ્રેંચ, ભૂમિતિ, અને પદાર્થવિજ્ઞાનની જુદી જુદી શાખાઓનું જ્ઞાન આપવામાં આવે છે. અલેપ્પોમાં ૭૧૦ મુસલમાની, ૨૫૦ ખ્રિસ્તી, અને ૩૦ યાહુદીની નિશાળો છે, જેમા અનુક્રમે ૧૫,૦૦૦, ૮,૦૦૦, અને ૨,૦૦૦ વિદ્યાર્થીઓ છે. સામાન્ય કેળવણીના વિષયો ઘણે ભાગે ધર્મ સબધી હોય છે, તે ઉપરાત થોડીક નિશાળોમા ફ્રેંચ, અને જુજમા અગ્રેજી શિખવાય છે શહેનશાહતમા બધી જાતની મળી ૩૬,૨૩૦ નિશાળો છે, અને વિદ્યાર્થીની કુલ સખ્યા ૧૩,૩૧,૨૦૦ ની છે, એટલે વસ્તીના પ્રમાણમા ૨૪ માણસે ૧ ભણે છે

# અમારી શાળા.

( રા. રા વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર ).

રાગ ભૈરવી–તાલ ગઝલ.

શાળા અમારી તીર્થભૂમિ, જ્ઞાનગંગા ત્યા વહે: ટેક.
શિક્ષાગુરુ ત્યાં દેવ છે, ત્યા શારદા તો ધ્યેય છે
સગીત નીતિ ગેય છે, અભ્યાસ ભક્તિમાં રહે. શાળા.
શાળા અમારી ફૂલવાડી, ત્યાં સુવાસ સુશીલતા;
આનદ, ગમ્મત, ખેલ નાના સગ ને ઓપાવતા શાળા.
શાળા અમારી રાજધાની, શારદા રાણીતણી:
વ્હાલાં અમે બાલો, અમોને નીરખી રાજી ઘણી. શાળા.

આ યજ્ઞવેદિ યત્નની, છે રંગભૂમિ ઉમંગની,
જયવંત ક્ષેત્ર નિપુણની, સર્વસ્વ સૌ ઉરમાં બની શાળા.
શાળા અમારૂં સ્વર્ગ છે, નિશાળ નંદનવન છે,
ત્યાં દેવનાં દર્શન છે, દેવી ગિરા સુપ્રસન્ન છે. શાળા.

**પ્રયત્નસેવન.**

ભૈરવી—ગઝલ.

તું યત્ન કર, ફરિ યત્ન કર, નિરાશ થાવું ના ઘટે. ટેક.
નિરાશ થાવું ના ઘટે,
નિરાશ થાવું ના ઘટે. તું.
શાહ-રાહ ભણતરના નથી,
ગુલ-બાગ જીવનના નથી,
વણ જાત મહેનત તો નથી
સુખ લાભ કંઈ પૃથ્વીપરે. તું.
ઈશ સ્હાય આળસને નથી,
આપ બળ વિના મદદે નથી,
પ્રભુ સ્હાય, સ્હાય પ્રયત્નથી,
ફરિ યત્ન કર, થાશે ફત્તેહ. તું.

**વિનયાધીનતા.**

મિશ્રરાગ—તાલ દાદરા.

હા, વિનય ધરો, નમન કરો, અધીન રહો,
નિજ ગુરજનમાં. ટેક
વિવેક થકી વ્હાલ વધે ને
મળે મધુરાં માન;
જીવન, જેમ અને જશ જામે,
વિરલ વધે જ્ઞાન. હા.
વડિલ જીભે વેદ વિભુના,
વાણી ઈશ્વરની આણુ,
ગુરૂ સોટીમાં અશ પ્રભુના,
હુકમ—શાસન જાણુ. હા.

# *જર્મનિની પ્રાથમિક શાળાઓનું દિગ્દર્શન.

રા. રા. જનુભાઈ અચરતલાલ સૈયદ.

એક તત્ત્વવેત્તા યુરોપખડની શાળાઓના **જર્મન** તથા **રોમન** એવા બે પ્રકાર પાડે છે. જર્મન પદ્ધતિએ શિક્ષણ આપનારી શાળાઓનો મુખ્ય ઉદ્દેશ મન તથા શરીર બન્નેને કેળવવાનો હોય છે આ ઉપરાંત ધાર્મિક તેમજ નીતિની ભાવનાઓ શિષ્યવર્ગમા પ્રચલિત કરવાનો પ્રયાસ પણ આ શાળાઓના શિક્ષકો કરે છે. બીજા પ્રકારની ( રોમન ) કેળવણી આથી કેટલેક અંશે ભિન્ન છે તેના મુખ્ય લક્ષણ નીચે મુજબ હોય છે —

( ૧ ) શિક્ષણપદ્ધતિ બને તેટલી સપૂર્ણ સ્વરૂપની બનાવવાની સ્વાભાવિક ઇચ્છા

( ૨ ) તે હેતુને લીધે ઉદારતાથી કરવામાં આવતો નાણાંનો વ્યય.

( ૩ ) ધાર્મિક શિક્ષણનો અભાવ. ( આ શાળાઓમા ધર્મશિક્ષણ તરફ અપ્રીતિ નથી પણ તટસ્થતા વધારે દેખાય છે )

( ૪ ) ઔદ્યોગિક કેળવણી વાસ્તે અપાતુ ખાસ લક્ષ.

આવી કેટલીક ભિન્નતા બન્ને પ્રકારની શાળાઓમા છે. જે શાળાઓમાં વિદ્યાર્થીના મન તથા શરીર કેળવવા તરફ વિશેષ લક્ષ અપાય છે તેજ ઉત્તમ ગણી શકાય, અને તેથી આજે જર્મન પદ્ધતિ અગ્રસ્થાન ભોગવે છે શિક્ષણપદ્ધતિ, કાર્યસાધકતા, કરકસર, ઇત્યાદિ ગુણોને લીધે આધુનિક સમયમા આ શાળાઓ ઉત્તમ ગણાય છે. જર્મનિની શાળાઓએ બીજી શાળાઓ સાથે સરખાવતા પ્રથમપદ પ્રાપ્ત કર્યું છે તે નિશાળના મકાનોની સુદર કે ભવ્ય રચનાને લઈને નથી, પરંતુ તે શાળાઓમા જે સ્તુત્ય, ઉત્તમ, તથા અનુપમ સ્વરૂપનુ શિક્ષણ આપવામા આવે છે તે શિક્ષણના સ્વરૂપને લીધેજ દરેક પુરુષ તેને ઉત્તમ માને છે. આ શાળાઓમા દરેક માણસ ભણે છે એટલે કે કેળવણી લેવાની દરેકને ફરજ પા-

---

* આ લેખ જ્યુબિલિના ખાસ અક માટે આવેલો તે ખાસ અકમા જણાવ્યા પ્રમાણે અવકાશને અભાવે અત્ર છાપવામા આવ્યો છે.

ડવામાં આવે છે—એ વાત આ શાળાની મુલાકાત લેનાર દરેક પ્રેક્ષકનું લક્ષ દોરે છે. બાળકોને કેળવણી લેવાનું મન થાય, અને કેળવણી પ્રતિ પ્રીતિ વધે એવા હેતુથી દેવળોમા બાળકોને બેસવાની સગવડ જુદી કરવામા આવે છે. બગીચામા ફરવાની દરેક જાતની તેમને છૂટ હોય છે આમ કેળવણી સર્વોપયોગી તથા લોકપ્રિય થાય તેને વાસ્તે સરકાર અનેક પ્રકારના પ્રયત્નો કરે છે શિક્ષણનો હેતુ પૂર્ણ રીતે સફળ થાય તે સારૂ જે જે સાધનો આવશ્યક લાગે તે બધા અનુકૂલ કરવા તથા પૂરા પાડવાં એ પ્રુશિઆની પ્રાથમિક શાળાઓનો ખાસ નિયમ છે.

જર્મનિની શાળાઓમા પ્રુશિઆની પ્રાથમિક શાળાઓ નમુનારૂપ મનાય છે, તેથી ત્યાં અપાતી કેળવણીના સ્વરૂપનુ દિગ્દર્શન કર્યાથી બીજી શાળાઓના શિક્ષણનુ સ્વરૂપ સમજાશે. બહુધા કેળવણી ઉપર દેખરેખ રાખવાનું કામ રાજ્ય—સરકાર—પોતે કરે છે હવે પ્રુશિઆની શાળાઓમાં કેળવણીની વ્યવસ્થા કેવા પ્રકારની છે તે વિચારીએ.

પ્રાથમિક તેમજ અન્ય પ્રકારની કેળવણી ઉપર દેખરેખ રાખવાનુ કામ તે ખાતાના મન્ત્રીને સોંપેલુ છે. આ મન્ત્રી 'કૅબિનેટ' નામની સભાનો એક સભાસદ હોય છે અને કેળવણીને અંગે ઉપસ્થિત થતા દરેક વિષયમા રાજા તેને જવાબદાર ગણે છે પ્રુશિઆના કુલ ૧૩ પ્રાંતિક વિભાગ પાડેલા છે. દરેક પ્રાંતનો ઉપરી પ્રમુખ કહેવાય છે; તેને મદદ કરનારી એક સભા હોય છે. તેનો દરેક સભાસદ એક અથવા વધારે ખાતાનો ઉપરી હોય છે કેળવણીખાતા ઉપર દેખરેખ રાખનાર સભાસદદ્વારા કેળવણીને લગતી દરેક બાબત સ્થાનિક સત્તાધિકારી પુરુષો વડી સરકાર સમક્ષ રજુ કરે છે દરેક પ્રાંતની 'સ્કૂલ બોર્ડ'ના સભાસદોને કેળવણીખાતાનો મન્ત્રી ( Minister of Education ) નીમે છે, પણ તે નીમણુક મંજુર કરવાની સત્તા રાજા પોતે ધરાવે છે. દરેક પ્રાંતના કેટલાક પેટા વિભાગ પાડેલા છે, તેની સખ્યા પ્રુશિઆમા કુલ ૩૬ છે. આ દરેક વિભાગમા ૬ સભાસદોનું બનેલુ એક 'સ્કૂલ બોર્ડ' હોય છે, તેમાંના બે સભાસદોને રાજા નીમે છે, બાકીના ચાર પ્રાંતના કેળવણીખાતા તરફથી નિમાય છે. આ મડળના અધિકારીની મુદત ૬ વર્ષની રાખે છે, અને તેનું મુખ્ય કર્તવ્ય પ્રાથમિક શાળાઓ ઉપર દેખરેખ રાખવાનું તથા

શિક્ષકોને કેળવવા તેમજ નીમવાનુ છે. અભ્યાસક્રમ ઘડી કાઢી તેને અ-મલમાં મૂકવાની સત્તા સરકાર પોતાને હસ્તક રાખે છે. સરકાર તરફથી કરવામાં આવતુ પ્રાથમિક શાળાઓ તપાસવાનુ કામ ( Inspection ) નિયમિત નથી; વર્ષમા અમુક વખત શાળાઓમાં અપાતુ શિક્ષણુ તપા-સવુજ જોઈએ તેવો દઢ નિયમ ત્યાં પ્રચલિત નથી. શિક્ષકોને એવી સપૂર્ણ તથા સુંદર રીતે શિક્ષણુ આપી કેળવવામા આવે છે કે પ્રુશિઆમાં વારવાર શાળાઓ તપાસવાની આવશ્યકતા પ્રાપ્ત થતી નથી કોઈ પણુ પ્રસગે શિ-ક્ષકો તથા વ્યવસ્થાપકો વચ્ચે મતભેદ ઉપસ્થિત થાય તો તેનો નિર્ણય સરકાર પોતે કરે છે. દરેક ગામની શાળાઓની વ્યવસ્થાનુ કામ સરકારે પાદરીઓને સોંપ્યુ છે. આ પાદરીઓ શાળાની વ્યવસ્થાને અંગે એક એવા પ્રકારની સત્તા ધરાવે છે કે જર્મનિનો શિક્ષકવર્ગ તેમની અમુક પ્રકારની વર્તણુકને લીધે તેમને વિઘ્નકર્ત્તા માને છે. પાદરીઓનું લાગણી વિનાનું વર્તન, સરકારી અમલદારોને પોતાના અધિકારને લીધે ગમે તેવા સ્વરૂપના ખાનગી રિપોર્ટો લખી મોકલવાની રીત, આવા રિપોર્ટોને પરિણામે શિક્ષક-વર્ગની ભવિષ્યની વૃદ્ધિની આશાઓનુ છેદન, દેવળો પ્રતિ વિદ્યાર્થીઓનું લક્ષ વધારે દોરવવા તેમના અધિકારનો થતો દુરુપયોગ, જે શિક્ષકો દેવળોમાં નિત્ય હાજરી આપે તેમના તરફ પ્રદર્શિત થતો પક્ષપાત, ઇત્યાદિ કારણોને લીધે જર્મન શિક્ષકને તે પાદરીઓ તરફ સ્નેહ કે સતોષની વૃત્તિથી જોવાનુ મન થતુ નથી.

પ્રુશિઆની પ્રાથમિક શાળાના ઇન્સ્પેક્ટરો બહુધા ટ્રેનિંગ કૉલેજ કે માધ્યમિક શાળાઓના મુખ્ય શિક્ષક હોય છે. નિશાળો તપાસવા સારૂ આ ઇન્સ્પેક્ટરો પોતાના અવકાશનો થોડોજ સમય ઉપયોગમાં લે છે. જે પ્રા-થમિક શાળાઓ તપાસવામાં આવે તેના શિક્ષણને લગતી સૂચનાઓ તથા ટીકાઓના રિપોર્ટ પ્રુશિઆમાં પ્રસિદ્ધ કરાતા નથી. જે શિક્ષકને પોતાની શાળા કે વર્ગના શિક્ષણુ સબધી કરવામા આવેલી સૂચનાઓ જાણવાની ઇચ્છા થાય તેને ઇન્સ્પેક્ટરની ઑફિસમાથી તે રિપોર્ટો વાચવા મળે છે.

## નિશાળના ધારા.

૧૩ વર્ષની અંદરના બાળકોને રાજ્યના કાયદા પ્રમાણે કોઈ નોકરીમાં રાખવું નથી. મોટી વયના બાળકો શાળાઓનો અભ્યાસ પૂરો કરી અમુક

પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરે તોજ નોકરી મેળવી શકે છે. પ્રુશિઆની ગામડાંની નિશાળોમા ૬ થી ૧૩ વર્ષની વયના બાળકો માટે હાજરી ફરજીઆત છે. શહેરોની પ્રાથમિક શાળાઓમાં તેને બદલે ૬ થી ૧૪ ની હદ હોય છે. આ નિયમ જર્મનિમાં એક કાયદારૂપે પળાય છે, અને આ કાયદો એટલા લાંબા સમયથી તેમજ નિયમિત રૂપે પળાતો આવે છે કે દરેક બાળક દરરોજ નિશાળમાં હાજર રહે છે. વસ્તુતઃ પ્રત્યેક વિદ્યાર્થીને હાજર રહેવાની જાણે ટેવ ન પડી હોય એમ નજરે પડે છે. શાળાઓમાં દાખલ થઈ દરેક બાળક કેળવાય અને નિયમિત રીતે હાજર રહે તેને સારૂ રાજ્યે નીચેના કેટલાક નિયમો–કાયદા–ઘડયા છે.

( ૧ ) ગામડાંનાં દરેક બાળકની ખરી ઉંમર જાણવા સારૂ તે બાળક જન્મે કે તરતજ તેના જન્મની નોંધ કરી લેવામાં આવે છે.

( ૨ ) નિશાળે મોકલવા લાયક ઉંમરે જે બાળકો પહોચ્યા હોય તેમનાં નામની યાદી પોલીસ સ્કૂલ બોર્ડને લખી મોકલે છે. આવી યાદી વર્ષમાં બે વાર મોકલવામા આવે છે.

( ૩ ) પછીથી સ્કૂલ બોર્ડ શાળાના મુખ્ય શિક્ષક તરફ તે યાદી રવાના કરે છે. આ યાદી મોકલવાનો મુખ્ય હેતુ એ હોય છે કે વર્ષની શરૂઆતમા અથવા કોઈ પણ પ્રકારની લાંબી રજા પછી નિશાળ ઊઘડે તે વખતે કેટલા નવા વિદ્યાર્થીઓ દાખલ થશે તેની મુખ્ય શિક્ષકને પ્રથમથી ખબર પડે

( ૪ ) કોઈ પણ વિદ્યાર્થી નિશાળમાથી યોગ્ય કારણો સિવાય ગેરહાજર રહે તેમજ તેવે પ્રસગે તેના માબાપની ચીઠ્ઠી ન મોકલે તો તેનુ નામ 'પોલીસ'ને લખી મોકલવામા આવે છે. આ માણસ પછીથી યોગ્ય તપાસ કરે છે, અને ગેરહાજરી સબળ કારણવાળી માલમ ન પડે તો તે વિદ્યાર્થીના બાપને તાકીદ આપે છે.

( ૫ ) વિદ્યાર્થીની ગેરહાજરી સારૂ તેના બાપ અથવા વાલી જવાબદાર ગણાય છે. આ પુરુષને તાકીદ આપ્યા છતાં જો બાળક હાજર રહેવામા બેદરકારી બતાવે તો તે બાપ કે વાલીનો દંડ થાય છે. આટલા ઉપાયો યોજયા છતા તે બાળક સુધરે નહિ તો તેને 'Reform School' ( ઉચ્છૃખલ બાળકો અથવા યુવકોને સુ-

ધારનારી શાળા ) મા મોકલી દે છે. માત્ર માંદગીને સબબે થતી વિદ્યાર્થીની ગેરહાજરી દોષપાત્ર ગણાતી નથી.

## નાણાં સબંધી મદદ.

પ્રુશિઆની પ્રાથમિક શાળાને સરકાર તરફથી મળતો નાણાનો આશ્રય એક સરખો હોતો નથી. કેટલીક શાળાઓને સરકારની મદદ પૂરી મળે છે, ત્યારે અન્ય શાળાઓને શિક્ષકના પગારના અમુક ભાગ જેટલો ખર્ચ મળે છે. સામાન્ય રીતે જે ગામ કે શહેરની આર્થિક સંપત્તિ સારી, તેને સરકાર નાણાનો આશ્રય પ્રમાણમા જુજ આપે છે. આ નિયમ અંગ્રેજી પદ્ધતિ સાથે સરખાવતા અતિશય વિચિત્ર લાગે છે, ઉદાહરણ તરીકે શહેરોની શાળાઓને એકંદર ખર્ચનો ૧/૩ ભાગ સરકારની મદદ રૂપે મળે છે, ગામડાની શાળાઓમાં કુલ આવકના ૨/૩ ભાગની રકમ સરકાર તરફથી અપાય છે, ૧/૬ સ્થાનિક વેરા નાખી ઉઘરાવાય છે, પ્રાથમિક શાળાઓને અંગે ૪૦ ટકા જેટલો ખર્ચ ‘ સ્ટેટ ’ પોતે દર વર્ષે કરે છે કોઈ પણ શાળાને સરકાર તરફથી નાણાનો આશ્રય જરા પણ ન મળતો હોય, તો તેથી તે શાળા અથવા શિક્ષક ઉપર રાજ્યનો અધિકાર ન્યૂન થતો નથી

## મકાનો.

જૂના સમયમા શાળાના મકાનો સગવડ વિનાના હતા. હાલ જેમ કેટલાંક શહેરોમાં વસ્તી વધતી જાય છે તેમ તેને અનુકૂળ થાય એવા નવાં મકાનો બાંધવામા આવ્યા છે. જે કેટલાક મકાનો આરોગ્યનાશક અને નિર્માલ્ય નજરે પડે તે બધા નવી પદ્ધતિ પ્રમાણે સુધારાય છે, ગામડાંની પ્રાથમિક શાળાઓના મકાનો બે માળના હોય છે, તેનો ઉપલો માળ શિક્ષકને રહેવાના ઉપયોગમા આવે છે. આસપાસની જગા સ્વચ્છ તથા છૂટી હોય છે. શહેરની શાળાઓના મકાન ૪ માળના હોય છે. વિદ્યાર્થીને બેસવાના ઓરડા ઉત્તરાભિમુખ હોય છે, એકંદર ૧,૨૦૦ થી ૧,૬૦૦ વિદ્યાર્થીનો સમાવેશ થઈ શકે એવાં મોટા તે મકાનો હોય છે મુખ્ય તથા મદદનીશ શિક્ષકો, સગ્રહસ્થાન, અને પુસ્તકાલયના ઉપયોગ અર્થે મકાનની દક્ષિણ બાજુએ છૂટા ઓરડા રાખેલા હોય છે વિદ્યાર્થીઓને વાપરવાના દરેક ખંડની લંબાઈ ૩૦ ફુટ અને પહોળાઈ ૨૦ ફુટ રાખે છે; કુલ ૭૦ છોકરા બેસી શકે એટલી જગા દરેક ખંડમા હોય છે.

જર્મનિની દરેક શાળામા એક પુસ્તકાલય હોય છે જેને અંગે રાજ્યને દર વર્ષે કુલ ૨,૫૭૦ પૌંડ ખર્ચ થાય છે વિદ્યાર્થિને ઉપયોગમાં આવે એવાં પુસ્તકો ખરીદવા સરકાર દરેક શાળાને વર્ષે ૩૦ શિલિંગ આપે છે. જર્મનિની ઘણી ખરી શાળાઓને લગતો એક સુંદર બગીચો પણ હોય છે.

## અભ્યાસક્રમ.

બધી પ્રાથમિક શાળાઓનો અભ્યાસક્રમ એક સરખો રાખેલો છે. એમ પણ કહી શકાય કે શાળાઓ એક બીજીથી ભિન્ન છેજ નહિ, શિક્ષકો, શિષ્યવર્ગ, મકાનો, વ્યવસ્થા, તથા શિક્ષણ આપવાની રીત એ સર્વત્ર એકજ સ્વરૂપના છે પ્રાથમિકશાળાઓમા શિખવાના મુખ્ય વિષયો (૧) ધર્મ, (૨) જર્મન (જર્મન ભાષાનું વાચન, લેખન, તથા તેના શબ્દોની જોડણી) (૩) અંકગણિત (૪) ભૂમિતિનુ સાધારણ જ્ઞાન, (૫) ડ્રૉઈંગ (૬) ભૂગોળ (૭) પદાર્થપાઠ, અને (૮) કસરત છે છોકરીઓની નિશાળમા શિખવવાના વિષયોમા બહુ તફાવત નથી માત્ર કસરતને બદલે સંગીત તથા સોયકામ શિખવાય છે

## જર્મન શિક્ષક.

જર્મનિની શાળાઓની નિરીક્ષા કરનાર કોઈ પણ પુરુષને તે શાળાના શિક્ષકના ઉમદા ચારિત્ર્યને માન આપ્યા વિના ચાલતુ નથી, પોતાની જાત પ્રતિ માનની લાગણી ધરાવનાર કર્તવ્ય બજાવવા નિરંતર ખંત ધરાવનાર, ઉપરી અધિકારી તરફ પૂજ્યભાવથી જોનાર જર્મન શિક્ષક જેવા ગુણોવાળા શિક્ષકો બીજે સ્થળે ભાગ્યેજ નજરે પડશે. તેઓ શિષ્યવર્ગ તરફ દૃઢ નિશ્ચયવાળા વર્તન આચરે છે તેથી શિષ્યો તેમને પિતૃભાવ, માન, અને વફાદારીથી વધાવી લે છે. વર્ગ વ્યવસ્થા સારુ જર્મનિની શાળાઓ મોટીનો ઉપયોગ અલ્પાંશે કરે છે. આવા ઉત્તમ શિક્ષકો કયા વર્ગના હોય છે, એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે બહુધા ખેડુતોજ શિક્ષકના ધંધામા જોડાય છે. ઘણા શિક્ષકોને પ્રથમ 'મૉનિટર'નું કામ કરવુ પડે છે, અને શાળામાં કામ કરતા શિક્ષકને તેના કાર્યમા મદદ આપવી પડે છે આ મદદના બદલામાં શિક્ષક તે 'મૉનિટર' ને 'ટ્રેનિંગ સ્કૂલ' ની પરીક્ષા સારુ તૈયાર થવાના અભ્યાસમાં મદદ આપે છે ટ્રેનિંગ કૉલેજની વાર્ષિક પરીક્ષા એવી સંપૂર્ણ અને બારીક પ્રકારની લેવામાં આવે છે કે માત્ર યોગ્યતા ધરાવનાર

વિદ્યાર્થીઓ તેમાં દાખલ થઈ શકે છે. પ્રુશિઆની અંદર આવી શિક્ષણ આપનારી શાળાઓ પુરુષવિદ્યાર્થી સારૂ ૧૧૫ અને સ્ત્રીવિદ્યાર્થી સારૂ ૧૧ છે. આ કૉલેજોનું ધાર્મિક વાતાવરણ પ્રબળ હોય છે, કેમકે પ્રિન્સિપલમાંના ૫૩ ટકા વિશ્વવિદ્યાલયમા તત્ત્વજ્ઞાનની પરીક્ષા આપી ઉત્તીર્ણ થયલા હોય છે. કૉલેજોમાં શિક્ષણ લેનારની સંખ્યા કુલ ૧૦૦ ની રાખે છે. કૉલેજની સાથે જોડેલી એક 'પ્રેક્ટિસિંગ સ્કૂલ' પણ હોય છે. આ કૉલેજોને અંગે પડતો બધો ખર્ચ સરકાર આપે છે, જે માથાદીઠ વર્ષે ૩૦ પૌંડ જેટલો આવે છે. વિદ્યાર્થીને આ કૉલેજોમાં ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરવો પડે છે. અભ્યાસક્રમ બહુધા પ્રાથમિકશાળાઓને મળતો છે શિક્ષણશાસ્ત્રનો વિષય વિશેષમાં શિખવવામા આવે છે. પ્રથમ વર્ષના વિદ્યાર્થીને કાયત પાઠ કે વર્ગ શિખવવાના કામમાથી મુક્ત રાખે છે. બીજા વર્ષના વિદ્યાર્થીઓને વર્ગોમા જઈ પોતાનાથી વધારે અનુભવ તથા જ્ઞાનવાળા શિક્ષકો જે પદ્ધતિએ શિક્ષણ આપતા હોય તે પદ્ધતિ શીખવી પડે છે. ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓને અઠવાડીઆમા ૬ કે ૧૦ કલાક જાતે કથિતપાઠ આપવાના હોય છે ઉપરાંત વર્ગોમા પણ શિક્ષણ આપવુ પડે છે. ત્રણ વર્ષ પૂરાં થયાં પછી તેમની પરીક્ષા લેવામા આવે છે તેમા કૉલેજમાં શિક્ષણ લેનાર વિદ્યાર્થી ઉપરાત બીજાને પણ બેસવાની પરવાનગી છે. આ પરીક્ષા પાસ કરે તેમાંના દરેકને લાયકાત પ્રમાણે બે વર્ષની અજમાયશ ઉપર જુદી જુદી શાળાઓમા શિક્ષકની નોકરી આપે છે. આ અજમાયશના સમયમાં તેમના કામની દેખરેખ રાખનાર તથા વારવાર ઉપદેશ રૂપે સૂચના કરનાર તેમના ટ્રેનિંગ કૉલેજના શિક્ષકો હોય છે બે વર્ષ પૂરા થયા બાદ આવા શિક્ષકોની છેવટની પરીક્ષા લેવામાં આવે છે પરીક્ષા આપનાર શિક્ષકોને શિક્ષણશાસ્ત્રને લગતા વિષય ઉપર નિબધ લખવાનો હોય છે. આ પરીક્ષામાં ફત્તેહમદ નીવડે તો તેમને શિક્ષક તરીકેનુ પ્રમાણપત્ર આપી સરકાર જાથુની નોકરી આપે છે.

જર્મનિમા પ્રાથમિકશાળાઓને સારા પ્રકારની બનાવવા તથા કેળવણીનુ સ્વરૂપ ઉત્તમ બનાવવા સરકારે કેટલાક ઉપર વર્ણવ્યા તેવા નિયમો ઘડ્યા છે, છતા કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ તેમજ આ શાળાઓની મુલાકાત લેનાર માણસો કેટલેક અંશે શિક્ષણ દોષયુક્ત માને છે. તેઓના મત પ્રમા-

ચે બાળકોને જે હેતુથી કેળવણી આપવામા આવે છે તે હેતુ પરિપૂર્ણ થતાં પહેલાં કેટલાક અભ્યાસ છોડી દે છે. બીજા કેટલાક વિદ્યાર્થી પોતાના વિચારો સ્પષ્ટ રીતે કે સરળતાથી દર્શાવી શકતા નથી. આ સિવાય પ્રાથમિકશાળાઓના હેતુ સફળ ન થવામા બીજા કેટલાક સ્વાભાવિક કારણો છે, જેમાના મુખ્ય માબાપની નિર્ધનતા, નિશાળનુ અતિશય અંતર, દરેક વર્ગમાં ભણનાર વિદ્યાર્થીની અતિશય સખ્યા જેથી શિક્ષકનો દરેકના અભ્યાસ પ્રતિ પૂરો લક્ષ દેવાનો અસંભવ, વગેરે છે.

આમ છતાં એકદર શિક્ષકવર્ગ તેમજ શિષ્યવર્ગ ઘણીજ ઉત્તમ પક્તિનો મનાય છે. જર્મનિની પ્રાથમિક શાળાઓમા ઉત્તમ પ્રકારના શિક્ષકો હોવાથી તેમા અપાતું શિક્ષણ પણ ઉત્તમ સ્વરૂપનુ તેમજ ઉત્તમ ફળ આપનારૂં હોવું જોઈએ આથી જર્મનિની પ્રાથમિકશાળાઓ વિગેરે આખા દેશમાં અપાતી કેળવણી યુરોપની બીજી શાળાઓ સાથેની તુલનામાં પ્રથમ પદ આજે ભોગવે છે એ યોગ્યજ છે.

---

# સંગીતવિષય.

(ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૧૪૦ થી).

## ચાંદો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| मात्रा ४ मध्य शीघ्र गति | મા મ ને | ચાં દ લી | ઓ વ હા | લો | . . . . , |
| | ऽ । । | ऽ । । | ऽ । । | ऽऽ | ऽ ऽ |
| | र म प | ―नीप म | रे स नि॒ | सा | सा , |

| | | | |
|---|---|---|---|
| ચાં દ લી | ઓ વ હા | લો , | મા મ ને |
| ऽ । । | ऽ । । | ऽ̍ । | ऽ । । |
| रे म म | प -नि॒ ध | प , | रे म प |

---

* । = ૧ માત્રા ; ऽ = ૨ માત્રા : ऽ̍ = ૩ માત્રા ; ⁀ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તમભમા ચાલુ છે એ બતાવનાર, ―गा = કોમળ गा ; । = મન્દ્ર સીં, ॥ = ગીત પૂરૂ.

| | | | |
|---|---|---|---|
| ચા દ લી | ઓ વ હા | લો , | મા મ ને |
| ऽ \| \| | ऽ \| \| | ऽ \| | ऽ \| \| |
| -नी प म | रे स नि, | सा , | नी, स स |

| | | | |
|---|---|---|---|
| ર મ વા | ને આ | લો , | મા મ ને |
| \| \| ऽ | ऽ ऽ | ऽ \| | ऽ \| \| |
| रि रि म | प -निध | प , | रे म प |

| | | | |
|---|---|---|---|
| ચા દ લી | ઓ વ હા | લો | . . . . |
| ऽ \| \| | ऽ \| \| | ऽऽ | ऽ ऽ |
| -नी प म | रे स नि, | सा | सा . |

| | | | |
|---|---|---|---|
| ન વ લ ખ | તા રા | વી ણી | મા મા રા |
| \| \| \| \| | ऽ ऽ | ऽ ऽ | ऽ \| \| |
| म म म म | प प | नी नी | सं सं सं |

| | | | |
|---|---|---|---|
| ગ જ વા | મા ધા | લો , | મા મ ને |
| \| \| ऽ | ऽ ऽ | ऽ \| | ऽ \| \| |
| रिं रिं सां | सां -निध | प , | रे म प |

| | | | |
|---|---|---|---|
| ચા દ લી | ઓ વ હા | લો | . |
| ऽ \| \| | ऽ \| \| | ऽऽ | ऽ ऽ |
| -नी प म | रे स नि, | सा | सा . |

| | | | |
|---|---|---|---|
| અ ધોં ધ | રે મુગટ | આ ઓ ધ | રે મા |
| \| ऽ \| | ऽ \| \| | \| ऽ \| | ऽ ऽ |
| म-प-प | प निनिनिसं | सां रिं | नी सां |

* | = ... ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ ... કે શબ્દ ની ... -ગા = કોમળ ગા ;
| = મ...

| | | | |
|---|---|---|---|
| ર। વે ન | કહિ હા | લો , | મા મ ને |
| ऽ । । | । । ऽ | ऽ । | ऽ । । |
| नी सं रिं | सं सं-निध | प , | रे म प |

| | | | |
|---|---|---|---|
| ચા દ લી | એ વ હા | લો | . . . |
| ऽ । । | ऽ । । | ऽऽ | ऽ ऽ |
| -नी प म | रे स नि | सा | सा . |

| | | | |
|---|---|---|---|
| તે જ તે નાં | મા રી | આંખા મા | આ જો |
| । । । | ऽ ऽ | ऽ ऽ | ऽ ऽ |
| म म म प | नी नी | सां सां रीं | नी सां |

| | | | |
|---|---|---|---|
| મા ઉ ઠ | તો ઞ | લો , | મા મ ને |
| ऽ । । | ऽ ऽ | ऽ । | ऽ । । |
| सां रिं रिं | सां-निध | प , | रे म प |

| | | | |
|---|---|---|---|
| ચાં દ લી | એ વ હા | લો | . . . |
| ऽ । । | ऽ । । | ऽऽ | ऽ ऽ |
| -नी प म | रे स नि। | सा | सा . |

તાલ

| | | | |
|---|---|---|---|
| ગ ન્યા ગ | ણા ય ન દિ | વી ધ્યા વિ | ણા ય ન દિ |
| । ऽ । | । । । | । ऽ । | । । । |
| स सा स | गा रि ग ग | म म म | प प प प |

* । = ૧ માત્રા ; ऽ̍ = ૨ માત્રા , ऽ = ૩ માત્રા , ⌈ = સ્વર . વર્ણ કે શબ્દ બીજા સ્તભમા ચાલુ છે એ બતાવનાર ; -गा = કોમળ गा ; नी। = મન્દ्र नी ; ॥̂ = ગીત પુરૂં ; ‿ = અર્ધમાત્રા.

```
છા બ ડી માં | મા ય ન હિ | તો ય મા રા | આ ભ લા મા |
I ‿ I I | I ‿ I I | I ‿ I I | I ‿ I I |
-नि -नि-नि-नि | ध ध ध प | सां सं सं सं | -नी ध प म |

ન્હા’ | . . ય . ‖ આ કા શે | પ લ કે ને | ઝી ણું ઝી ણુ |
ऽऽ | I ‿ ऽ ‖ I ऽ I | I I I I | I I I I |
गा | गा स . ‖ म -नी ध | सं नि सं सं | नि सं नि रिं |

મ લ કે | અ ધા રિ | રા તે એ | દે વ કે રી |
I I ऽ | I ऽ I | I ऽ I | I ‿ I ‿ |
सं -नि धा | नि सां सं | नि सां सं | सां निरीं सं |

આ ખો , | ના ન કડી | ઉ ધા ડે | તે જ કે રી | પા ખો . ‖
I ऽ I | I ‿ ‿ I ‿ | I ऽ I | I ‿ I ‿ | I ऽ I ‖
-नि धा , | सां नि निसां | -नि धा प | म प धा प | म गा . ‖

ગ ણ્યા ગ | ણા ય ન હિ | વી ણ્યા વિ | ણા ય ન હિ |
I ऽ I | I ‿ I I | I ऽ I | I ‿ I I |
स सा स | गा रि ग ग | म म म | प प प प |

છા બ ડી મા | મા ય ન હિ | તો ય મા રા | આ ભ લા માં |
I ‿ I I | I ‿ I I | I ‿ I I | I ‿ I I |
-नि -नि-नि-नि | ध ध ध प | सां सं सं सं | -नी ध प म |

ન્હા’ | . . ય ‖
ऽऽ | I ‿ ऽ ‖
गा | गा स . ‖
```

* I = ૧ માત્રા ; ऽ́ = ૨ માત્રા ; ऽ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તભમાં ચાલુ છે એ બતાવનાર ; -गा = કોમળ गा ; नी। = મન્દ नी ; ‖ = ગીત પૂરૂં ; ‿ = અર્ધમાત્રા.

# ગણિત.

લેખક—રામભાઈ કાલિદાસ પટેલ.

( ચાલુ પૃ ૧૫૨ થી. )

**નિયમ ૧૦ મો:**—બે સંખ્યાના વર્ગોનો સરવાળો અને તેજ બે સંખ્યાનો ભાગાકાર આપ્યા હોય, તો આપેલા ભાગાકારનો વર્ગ કરવો. એ વર્ગના અંશ અને છેદના પ્રમાણમાં આપેલા વર્ગોના સરવાળાના ભાગ પાડવાથી તેજ બે સંખ્યાના વર્ગો જુદા જુદા નીકળશે. તેમનું વર્ગમૂળ કાઢવાથી બન્ને સંખ્યા નીકળશે

**ઉદા:**—બે સંખ્યાના વર્ગોનો સરવાળો ૧૬૦ છે, અને તેજ બે સંખ્યાનો ભાગાકાર ૩ છે, તો તે બે સંખ્યાઓ કઈ?

આપેલા ભાગાકારનો વર્ગ = $૩^2$ = ૯

૯ એટલે ૯/૧ માટે આપેલા વર્ગોના સરવાળા ૧૬૦ ના ૯ . ૧ ના પ્રમાણમાં ભાગ પાડ્યા આથી ૧૪૪ અને ૧૬ તેજ બે સંખ્યાના વર્ગો જુદા નીકળ્યા.

માટે $\sqrt{૧૪૪}$ = ૧૨ એક સંખ્યા.

અને $\sqrt{૧૬}$ = ૪ બીજી સંખ્યા

**કારણ:**—બે સંખ્યાઓ તેજ બે સંખ્યાના ભાગાકારના અંશ અને છેદના પ્રમાણમાં છે, અને તેજ ભાગાકારના વર્ગના અંશ અને છેદના પ્રમાણમાં તેજ બે સંખ્યાઓના વર્ગો છે એ પ્રમાણના નિયમ પ્રમાણે ખુલ્લુંજ છે.

**ઉદા:**—લશ્કરની બે ટુકડીઓ છે. પહેલી ટુકડીમાં જેટલા સિપાઈ છે તેટલી ગોળીઓ તે ટુકડીમાંના દરેક સિપાઈ પામે છે. બીજી ટુકડીમાં જેટલા સિપાઈ છે તેટલી ગોળીઓ તે ટુકડીમાના દરેક સિપાઈ પામે છે. ૫ રૂ. એ ૧૦૦ લેખે બન્ને ટુકડીને ગોળી પૂરી પાડવાનો ખરચ ૨૦૫ રૂપીઆ થયો છે. બન્ને ટુકડીમાના દરેક સિપાઈને મહીને ૮ રૂપીઆ લેખે પગાર મળે છે. એક વખત મોટી ટુકડીનો પગાર નાની ટુકડીમા વહેંચી આપ્યો. આથી નાની ટુકડીમાના દરેક સિપાઈને રૂપીઆ ૧૦ લેખે પગાર મળ્યો. ત્યારે બન્ને ટુકડીમાં કેટ કેટલા સિપાઈઓ હશે?

**નિયમ ૧૧ મો:**—બે સંખ્યાના વર્ગોનો સરવાળો અને તેજ બે સંખ્યાના વર્ગોની બાદબાકી આપ્યાં હોય, તો આપેલા વર્ગોના સરવાળામાં આપેલી

વર્ગોની બાદબાકી ઉમેરવી જે સરવાળો આવે તેને ૨ વડે ભાગી ભાગાકારનું વર્ગમૂળ કાઢવુ એટલે મોટી સખ્યા નીકળશે. આપેલા વર્ગોના સરવાળામાથી આપેલી વર્ગોની બાદબાકી બાદ કરવી. બાકી રહે તેને ૨ વડે ભાગી ભાગાકારનુ વર્ગમૂળ કાઢવુ એટલે નાની સંખ્યા નીકળશે.

ઉદા:—બે સખ્યાના વર્ગોનો સરવાળો ૬૫ છે, અને તેજ બે સખ્યાના વર્ગોની બાદબાકી ૩૩ છે; તો તે બે સખ્યાઓ કઈ?

$$\sqrt{\frac{\text{આપેલા વર્ગોના સરવાળો + આપેલી વર્ગોની બાદબાકી}}{૨}}$$

$$= \sqrt{\frac{૬૫ + ૩૩}{૨}} = \sqrt{\frac{૯૮}{૨}}$$

$= \sqrt{૪૯} = ૭$ મોટી સખ્યા.

$$\sqrt{\frac{\text{આપેલા વર્ગોનો સરવાળો—આપેલી વર્ગોની બાદબાકી.}}{૨}}$$

$$= \sqrt{\frac{૬૫ - ૩૩}{૨}} = \sqrt{\frac{૩૨}{૨}}$$

$= \sqrt{૧૬} = ૪$ નાની સખ્યા

માટે જવાબ ૭ અને ૪.

કારણ:—

$અ^૨ + વ^૨ = ૬૫$ અને $અ^૨ — વ^૨ = ૩૩$ છે

$અ^૨ + વ^૨ = ૬૫$ એમાં

$અ^૨ — વ^૨ = ૩૩$ ઉમેર્યા.

$૨ અ^૨ = ૯૮$...સરવાળો.

માટે $અ^૨ = ૪૯$, માટે $અ = ૭$

અને $અ^૨ + વ^૨ = ૬૫$ એમાથી

$અ^૨ — વ^૨ = ૩૩$ બાદ કર્યા.

$૨ વ^૨ = ૩૨$...બાદબાકી

માટે $વ^૨ = ૧૬$, માટે $વ = ૪$

ઉદા:—બે લશ્કર છે એક લશ્કરમાં જેટલી હાર છે તેટલાજ સિપાઈ તે લશ્કરના દરેક હારમા છે. બીજા લશ્કરમાં જેટલી હાર છે તેટલાજ સિપાઈ તે લશ્કરની દરેક હારમાં છે. પહેલા લશ્કરમા બીજા લશ્કર

કરતા ૬૨,૫૦૦ સિપાઈ વધારે છે. બન્ને લશ્કરમાં અર્ધો ભાગ પરદેશી સિપાઈઓનો હોય, તો બન્ને મળીને ૩૮૧૨૫૦ સિપાઈઓ પરદેશી થાય છે. પહેલા લશ્કરમા દરેક હારે બે અને બીજા લશ્કરમા દરેક બે હારે ત્રણ દાક્તર રાખવામાં આવે તો બન્ને લશ્કર માટે કેટલા દાક્તર ગ- ખવા પડશે ?

**નિયમ ૧૨ મો:**—બે સખ્યાના વર્ગોની બાદબાકી અને તેજ બે સખ્યાનો સરવાળો આપ્યા હોય, તો આપેલા સરવાળાના વર્ગમા આપેલી વર્ગોની બાદબાકી ઉમેરવી જે સરવાળો આવે તેને આપેલા સરવાળાની બમણાઈએ ભાગવાથી મોટી સંખ્યા નીકળશે આપેલા સરવાળાના વર્ગ- માંથી આપેલી વર્ગોની બાદબાકી બાદ કરવી બાકી રહે તેને આપેલા સરવાળાની બમણાઈએ ભાગવાથી નાની સખ્યા નીકળશે.

**ઉદા:**—બે સખ્યાના વર્ગોની બાદબાકી ૨૮ છે, અને તેજ બે સંખ્યાનો સરવાળો ૧૪ છે; તો તે બે સખ્યાઓ કઈ ?

$$\frac{\text{આપેલા સરવાળાનો વર્ગ + આપેલી વર્ગોની બાદબાકી}}{\text{આપેલા સરવાળાની બમણાઈ}}$$

$$= \frac{१४^2 + २८}{१४ \times २} = \frac{२२४}{२८} = ८ \text{ મોટી સખ્યા, અને}$$

$$\frac{\text{આપેલા સરવાળાનો વર્ગ—આપેલી વર્ગોની બાદબાકી}}{\text{આપેલા સરવાળાની બમણાઈ}}$$

$$= \frac{१४^2 - २८}{१४ \times २} = \frac{१६८}{२८} = ६ \text{ નાની સખ્યા.}$$

માટે જવાબ ૮ અને ૬.

**કારણ:**—$अ^2 - व^2 = २८$ અને $अ + व = १४$ આપેલા છે.

$अ + व = १४$ નો વર્ગ કર્યો, તો

$अ^2 + २ अ व + व^2 = १९६$ થયા એમાં

$अ^2 \qquad - व^2 = २८$ ઉમેર્યા એટલે

$२ अ^2 + २ अ व = २२४$ સરવાળો થયો.

માટે $२ अ ( अ + व ) = २२४$ એમા

$अ + व = १४$ આપેલા છે.

માટે अ × ૨ × ૧૪ = ૨૨૪.
માટે अ × ૨૮ = ૨૨૪.
માટે अ = ૮. મોટી સંખ્યા.
એજ રીતે,
अ$^{૨}$ + ૨ अ व + व$^{૨}$ = ૧૯૬ માંથી
अ$^{૨}$ — व$^{૨}$ = ૨૮ બાદ કર્યા.
૨ अ व + ૨ व$^{૨}$ = ૧૬૮ બાદબાકી
માટે ૨ व ( अ + व ) = ૧૬૮ એમા
अ + व = ૧૪ આપેલા છે
માટે व × ૨ × ૧૪ = ૧૬૮
માટે व = ૬ નાની સખ્યા.

ઉદા:—એક ગૃહસ્થની બે આંબાવડી છે પહેલી આંબાવાડીમાં જેટલા આંબા છે તેટલી કેરી તે વાડીમાના દરેક આંબા પરથી ઊતરે છે. બીજી વાડીમાં જેટલા આમા છે તેટલી કેરી તે વાડીમાના દરેક આંબા ઉપરથી ઊતરે છે. ૪ આનાની ૫૦ લેખે કેરી વેચે તો પહેલી વાડીની આવક બીજી વાડીની આવક કરતાં રૂ ૪૦–૮–૦ વધારે થાય છે. દરેક આંબે ૮ પાઈ લેખે સચવામણી આપતાં બન્ને વાડીની મળીને રૂ. ૧૧–૪–૦ સચવામણી આપવી પડે છે. ત્યારે દરેક વાડીમાં કેટકેટલા આંબા હશે?



# श्री वृद्ध अने लघु चाणाक्यनुं भाषांतर.

अकुलीन धनवंत हुइ तु मानीइ । कुलीन विद्वांस हुइ, वंशजात हुइ तु हु ते धन पाखि पराभवीइ ॥ १ ॥

जे पुरुष विद्याइं करी गरुइ हुइ । अनि तपिं करी वृद्ध हुइ । ते सघलाइ धनवंतनि द्वारि कर्म्म करिइ ॥ २ ॥

सुखनु अनि दुःखनु देहणहार को नहीं । अनइं पर अनेरु ऊचानु करणहार को नहीं । अनि सद्‌बुद्धिनु देनाहार को नहीं । ये आपणि देहि पराकृत कर्म येहवूं कीधूं हुइ ते भोगवि छूटी ॥ ३ ॥

मनुष्यनि कहि कनलि कृपण दीनदयामणूं वचन वोली मानीइ । तेह पहि त्रिगाहारी वनमाहि मु श्रेष्ट ॥ ४ ॥

केतलाइ विद्यानि भजि । अनि केतलाइ अर्थ धननि भजि । केतलाइ कांई न भजि ॥ ५ ॥

मनुष्यनि ए पांचि वानां गर्भवासिथिकां सृज्यां । ते केहां । एक आयु अनि कर्म अनि वित्त अनि विद्या अनि निर्धनपणूं, ते पंडित डाहा छि, तेणे अनि देवताइ [1]पहरां करी न सकीइ ॥६॥

जे [2]भवितव्य हुणार हुइ ते अन्यथा न हुइ। वलिवत दैव तीणि मर्ग्रि पमडांइ ॥ ७ ॥

मनुष्य प्राप्तव्य अर्थ[3] पामि ते प्राप्तव्य दैव परहु करी न सकि। एह कारण तु शोक विस्मय न आणीइ ॥ ८ ॥

પાના ૨૪ થી તૂટક થયાં તેથી પાના ૩૩ થી શરૂ કર્યું છે.

सिंहनु एक लक्षण । वगनूं एक लक्षण । कूकडानां च्यारि लक्षण । वायस-कागडा-नां पांच लक्षण । छ लक्षण शुंडीनां[4] । ३ गर्दभनां ॥ २ ॥

ये पुरुष प्रभूत[5] मोह कार्य नानीय कार्यनी परिइं करिवा हींडइ । हतू लक्षण जाणिवूं ॥ ४ ॥

पंडित डाहु पुरुष । वगनी परि देश काल जाणी आपणा इंद्रियनिग्रह हुइ । ते सयल्लाइ कार्य करइ । ए वगनूं लक्षण ॥ ५ ॥

व्याहणामाहि सवारू उठइ । अनि युद्धयुक्त हुइ । अनि बांधवनइ संविभाग[6] आपइ । ए च्यारि लक्षण कूकडानां ॥ ६ ॥

गूढ मैथुन, अनइ धैर्यपणूं अनइ कालिआलयन[7] संग्रह । अप-

---

१ પહરા—વેગળા. ૨ ભવિતવ્ય—હોનાર હોય તે. ૩ અર્થ—મતલબ, કામ.
૪ શુંડીના—ભુંડણના. ૫ પ્રભૂત—પુષ્કળ. ૬ સંવિભાગ—સરખે ભાગે.
૭ કાલિઆલયન—કામોનુ.

मादी अविश्वासी । ए पांच लक्षण वायसनां बोल्या ॥ ७ ॥

वव्हासी हुइ । अनइ थोडइ संतोषी हुइ । अनइ नीद्र सहित हुइ । अनइ लघुचेती हुइ । स्वामिभक्त हुइ अनइ शूर हुइ । श्रुंडीना[1] बोल्या ॥ ८ ॥

कुटुंबनु भार वहि । टाढूं ऊहनूं न जाणि । अनइ सदाइ संतुष्ट हुइ । ए त्रिणि गर्दभनां लक्षण बोल्यां ॥ ९ ॥

ए वीस लक्षणसेसु एक माहि हुइ । ते वइरी सघलाइनइ जीपइ । अनइ अजेय हुइ ॥ १० ॥

अर्थनु नाश । मननु ऊचार । घरना विरूआ[2] आचरणनइ वचन उपमान एतला वाना । बुद्धिवंत पुरुषिं न प्रघासिवा[3] ॥११॥

धननि विषइ, धान्यनइं प्रयोगि विद्यानइ संग्रहणि अनइ आहारि अनइ व्यवहारि एतले वाने लज्जा न करिवी ॥ १२ ॥

बुद्धवाने संतोष करिवु । स्वदारानइ विषइ । भोजननइ विषइ । अनइ धननि विषइ । त्रिहु वाने संतोष न करिवु । दान अध्ययन-भणवइ । अनइ तपनइ विषइ ॥ १३ ॥

संतोष रूपीइ अमृतइ तृप्त हुतां ये शांति चित्त हुइ । तेवूं धनइ लोभी पुरषनइ धाता[4] नही ॥ १४ ॥

पुरषिं बिहु ब्राह्मण विचि[5] न जावूं । स्त्री भर्त्तार विचि न जावूं । चाकर ठकुर विचि न जावूं । हर-श्री महादेव वृषभ विचि न जावूं ॥ १५ ॥

अग्नि—वैश्वानरनइ, गुरुनइ, अनइ ब्राह्मणनइ । गायनइ । कुमारीनइ । एतल्यांनइ पग न अडाडीइ ॥ १६ ॥

---

१ शुंडीना—કુકડાનાં *ઉપર્ઇ-ઉને २ विरूआ—ખોટાં. ३ प्रघासिवा—પ્રકાશવાં, ખોલવાં. ४ धाता—સન્તોષ. ५ विचि—વચ્ચે

पुरुषिं, हस्ती सहस्र हाथ छांडिवा । घोडु सु[1] हाथ छांडिवूं । अनइ ढोर दश हाथ छांडिवुं अनइ वैरी, देश त्यागि छांडिवूं[2] ।

હવે પછીના વૃદ્ધ ચાણાક્યના શ્લોકનું ભાષાંતર લખ્યું છે. પણ તેમ જણાવના અક્ષરના રૂપમા તેમ પાનાંની રચનામા કોઈ જાતનો ફેર માલમ પડતો નથી. પાનાં ૩૮, ૩૯, ને ૪૦ નું ભાષાંતર છે.

अग्नि—वैश्वानरनइ—काष्टे तृप्ति नथी । समुद्र नदीइ करी तृप्ति नथी । अंतकनि प्राणीइ तृप्ति नथी । पुरुषनइ स्त्रीए तृप्ति नथी ॥ ८ ॥

महांत कह्नलि[3] प्रार्थना करीइ । तुहु ते श्रेष्टि । कहिनी परिइ, यम हस्तीनइ पर्वत पाडतां दंत भंग हुइ । तु ते श्लाघ्य ॥ ९ ॥

पुत्र पाखइ घर शून्य जाणिवूं । अनइ बांधव पाखइ दिशि शून्य जाणिवी । मूर्खनइ हृदय शून्य जाणिवूं ॥ १० ॥

केतलाइ सज्जन नालकेर समाकार हुइ । अपर—बीजा—बाह्य कोमल हुता बहिराकार हुइ ॥ ११ ॥

येहनइ पुत्र । विद्वांस न हुइ । अनइ शूर न हुइ । अनइ पंडित न हुइ । तेहनि कुलि अंधकार जाणिवूं । यम, शर्वरी रात्रि—चंद्रमा पाखइ हुइ ॥ १२ ॥

रात्रिनु दीवु चंद्रमा । अनि दिननु दीवु सूर्य । त्रैलोक्यनु दीवु धर्म । अनइ कुलनु दीवु सत्पुत्र ॥ १३ ॥

प्राज्ञ पुरुष शुं करइ । ये स्व-आपणे कर्म्मे प्रेरीइ । बुद्धि कर्मजनइ अनुसरइ ॥ १४ ॥

ये जीवत हुतइ वि मित्र, बांधव, जीवइ । तेहनूं जीवतव्य

---

૧ સુ—સો. ૨ છાંડિવૂં—છોડવુ શ્લોકમા ઘોડાથી, દશ હાથ દૂર રહેવુ અને ગાડાથી પાંચ હાથ દૂર રહેવુ છે ૩ કહ્નલિ—કનેની, પાસેની

सफल जाणिवूं । आतमार्थि एक क्षुण न जीवइ ॥ १५ ॥

नीच परदंशि[1] रूपीइ अग्नि दहीता[2] हुता अशक्त हुता पर निंदीरु करइ ॥ १६ ॥

ઇતિ વૃદ્ધ ચાણાક્યે નીતિશાસ્ત્રે સપ્તમોધ્યાય·

भोजन ये द्विज भुक्त शेप हुइ । गृहस्तपणूं ते जे पुन कीजइ । सोरुदपणूं ते ये परोक्ष बोलीइ । धर्मने जे दंभिकपणूं न कीजइ ॥ १ ॥

कालि अवसरि वयरीसूं संधि कीजइ । कालि मित्रनु संग्रह कीजइ । कार्यनूं कारण आश्रईनइ डाहि पुरुपि कालक्षेप करिवूं ॥ २ ॥

काल, प्राणीनइं सृजि । काल, प्रजानइ संहरइ । कालसू काल जागइ । काल दुरित कर्म वइ ॥ ३ ॥

देशांतरि ग्या पुरुपनइ व्याधि, शोक, संतापनइ सुरित मित्रनूं उपध ॥ ४ ॥

ये स्त्री नित्य निरंतर स्नाता हुइ । अनइ सुगंधा हुइ । अनइ प्रिय वादिना हुइ । अल्प –थोड्इ–यमइ । ते देवता जाणवी । मानुपी नही ॥ ५ ॥

ये स्त्री निरंतर गानयुक्त हुइ । अनइ धर्मवश्यला[3] हुइ । अनइ दयायुक्त हुइ । अनइ निरंतर रतिगामिनी हुइ । भर्त्तरि सततं भक्ता हुइ । सततं भक्ष भोजन ॥ ६ ॥

निरंतर भर्त्तारनी भक्ति करइ । सतत–निरंतर–भक्ष भोजन हुइ । आपणी इच्छा क्रिया कार्य करइ । ते सर्वमां भाग्य वर्द्धनी[4] हुइ ॥ ७ ॥

---

૧ પરદાશ—પારકાને દંશ કરનાર. ૨ દહીતા—બળતા

૩ ધર્મવશ્યલા—ધર્મશીલ, ધર્મવાન ૪ ભાગ્યવર્દ્ધની—નશીબવાન.

वाजि भणीइ घोडु । वारुण भणीइ हस्ती । लोह । लोह, काष्ट । वस्त्र । पाषाण । उदक । अनइ स्त्री । पुरुष । एतलानि अंतरा अंतर हुइ ॥ ८

घोडु मूतु, उन्मत्त अनग, गाद, प्रथम सूतिका । अनइ अंतःपुरमाहि ग्यु राजा, एतलां वानां दूरि–वेगलां–छांडिवां ९

येहनइ प्रज्ञा नुहि[1] तेहनइ शास्त्र शूं करइ । यम लोचन–नेत्र–पापइ अरीसी शूं करइ ॥ १० ॥

गुणनइ सहुइ यत्न करइ । आटोपनइ[2] को यत्न न करइ । यम गाइ दूध पाखइ घंटारवि[3] न वेचाइ ॥ ११ ॥

पंडितनइ विषइ सघला गुण हुइ । अनइ मूर्खनइ विषइ केवल एकला दोष हुइ । तेह कारण तु मूर्ख सहस्रमाहि प्राज्ञ एक न पामीइ ।

प्रज्ञायुक्त शरीर प्राणीनइ वैरी शूं करइ । यम छत्रोपानह[4] पुरुषनइ वारि–पाणी–नी धारा आतएतावड शूं करइं ।

यहां स्त्रीनु व्यापार हुइ राजान शूं मित्रत्व नहीं । सर्प नही विष नहीं कुल निर्मल नहीं ।

इतिश्री वृद्ध चाणाक्ये राजनीतिशास्त्रे अष्टमोध्याय



---

૧ नुहि—न હોય. ૨ આટોપનઇ—ડોળને માટે.

૩ ઘંટારવિ—ગળે બાંધેલા ઘટનો અવાજ.

૪ છત્રોપાનહ—છત્રી ને ખાસડાં.

# केळवणीखातानी खबरो.

## ગુજરાતીસાહિત્યપરિષદ્.

### ચંદ્રક માટે હરીફાઇનો નિબંધનો નવો વિષય.

૧. ઇ. સ ૧૯૧૧ ની હરીફાઇને માટે "બ્રિટિશ સમયના ગુજરાતનો આર્થિક ઇતિહાસ—વિશેષે કરીને મુંબાઇ, સુરત, અમદાવાદ આદિ શહેરોને લગતો" એ વિષય ઇ સ ૧૯૧૦ ના ઑગસ્ટ માસમાં જાહેર કરવામા આવ્યો હતો

૨. આ વિષય ઉપર એક જ નિબંધ આવ્યો હતો

૩ ચોથી સાહિત્ય પરિષદે એ નિબંધ તપાસવાને માટે રા રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, રા રા. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર, પ્રો આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ, અને પ્રો ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહિતને પરીક્ષકો નીમ્યા હતા તે પરીક્ષકોને આવેલો નિબંધ ચંદ્રકને માટે કે ને ના. ગોંડલ ઠાકોર સાહેબે જાહેર કરેલા રૂ ૨૦૦) ના ઇનામને માટે, કે પ્રસિદ્ધિને માટે યોગ્ય જણાયો નથી.

૪. ઉપલો નિબંધ બહુ વિસ્તીર્ણ હોવાથી તેમાનો એકજ ભાગ પરિષદ્‌ના સાધારણ મંત્રીઓએ ૧૯૧૨-૧૩ ની હરીફાઇને માટે ફરીથી પસંદ કર્યો છે, એટલે કે આ હરીફાઇમા ભાગ લેવો હોય તેમણે.

**"મુંબાઈ ટાપુનો આર્થિક ઇતિહાસ."**

એ વિષય ઉપર નિબંધ લખવા

૫ એ નિબંધ ગુજરાતી ભાષામા લખવા, અને પોતાના નિબંધની સાથે લખનારે પોતાના નામ, ઉમર, નાત, ધંધો, અને નિવાસ સ્થાન સ્પષ્ટ જણાવનાર હકીકતપત્ર, તથા નિબંધ પ્રતિજ્ઞાપૂર્વક પોતાનોજ રચેલો છે એવું ખાત્રીપત્ર, મોકલવા. (જુવો ત્રીજી પરિષદ્‌નો અહેવાલ, પૃ. ૧૮૩ થી ૧૮૬.)

૬. નિબંધ મોડામાં મોડા તા ૧ લી મે ૧૯૧૩ સુધીમા પરિષદ્‌ના સાધારણ મંત્રીઓમાંના ગમે તે એકને મળી જવો જોઇએ બે સાફ નકલો મોકલવી.

૭. જે નિબંધ ચંદ્રકને લાયક જણાશે તેને ને. ના. ગોંડલ ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી તરફથી રૂ. ૨૦૦ ) બસોનું પારિતોષિક પણ આપવામાં આવશે

૮. દૈનિક, અઠવાડિક, માસિક, ત્રિમાસિક વગેરે તમામ ગુજરાતી વર્તમાનપત્રોને વિનતી કરવામાં આવે છે કે આ ખબર તેમણે પ્રકટ કરીને પ્રજામાં જાહેર કરવાની કૃપા કરવી.

તા. ૧૫ એપ્રિલ ૧૯૧૨. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અમદાવાદ,
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, અમદાવાદ,
બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર, રાજકોટ,
ગુજરાતીસાહિત્યપરિષદ્‌ના સાધારણ મંત્રીઓ.

---

## જાહેર ખબર.

( મે ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા ૧૧ મી એપ્રિલ ૧૯૧૨ ના હુકમ ન ૩૬૨ ઉપરથી. )

'ભરૂચ જિલ્લાની ભૂગોળ' સરકારે પસ કરી બહાર પાડવાની મંજુરી આપી છે, અને કેળવણીખાતાના ડિરેક્ટર સાહેબે તા. ૩ જી ઑક્ટોબર સને ૧૯૧૧ ના ન ૬૪૭૦ ના હુકમથી મેસર્સ. ચિમનલાલ ચુનીલાલ અને કંપનીને તે બજારમાં વેચવાની પરવાનગી આપી છે

P. Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ ભા.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એ. ઇ સાહેબના તા ૧૬ મી એપ્રિલ સને ૧૯૧૨ ના હુકમ ન. ૫૩૧ ઉપરથી. )

'રેવાકાંઠા એજન્સિની ભૂગોળ' સરકારે પસંદ કરી બહાર પાડવાની

મંજુરી આપી છે, તે ચોપડી પ્રસિદ્ધ પણ થઈ ગઈ છે ને ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસમાથી મળી શકશે એક નકલે ચાર આના કિંમત રાખવામાં આવી છે.

P Lory.

એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા

---

## જાહેર ખબર.

### નવરોજી પેસ્તનજી વકીલની સ્કૉલર્શિપો.

આથી ખબર આપવામા આવે છે કે અમદાવાદ શહેરમા અથવા તેની આસપાસ આવેલી સરકારે મંજુર કરેલી કોઈ પણ નિશાળની દેશી છોકરીઓને નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કૉલર્શિપો આપવા માટે સને ૧૯૧૨ ની તા. ૨૧ મી ઑગસ્ટ બુધવારને રોજ તથા તે પછીના દિવસોએ ૧૧ થી ૫ વાગતા સુધી અમદાવાદની, સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં એક હરીફાઈની પરીક્ષા લેવામા આવશે.

૨. એ પરીક્ષા ઉત્તર ભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી લેવાશે. એ પરીક્ષામા બેસવા દેવા માટેની અરજીઓ ઉત્તર ભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને સરનામે મોકલવી, અને તે સને ૧૯૧૨ ની જુલાઇએ અથવા તે પહેલા પહોચવી જોઇએ. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ

૩. ઉમેદવારની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલર્શિપની રકમ તથા તે કેટલો વખત ચાલુ રહેશે તે વગેરેના સબંધમાં વિશેષ હકીકત (તેને લગતા) ધારાઓમાથી મળશે.

અમદાવાદ, એપ્રિલ, ૯૧૨. P. Lory.

એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા.

---(૦)---

REGISTERED NO B 43.

અંક છઠ્ઠો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુન. ૧૯૧૨.

વિષય અનુક્રમણિકા. પૃષ્ઠ



તંત્રી ( ઓગસ્ટ ૧૯૦૨ થી )-અને
પ્રકાશક—રા. બ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી એ.,
પ્રિન્સિપલ, ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ કંપનિ પ્રેસમાં રણછોડલાલ ગંગારામ મેહતાએ છાપ્યું.

## શબ્દપ્રધાન, અર્થપ્રધાન, ને ધ્વનિપ્રધાન શાસ્ત્રો.

પુરુષકૃત વાકયો પૌરુષ કે પૌરુષેય કહેવાય છે ને તે નાશવન્ત હોવાથી અનિત્ય છે. એથી ઉલટાં હોવાથી જે ઇશ્વરપ્રણીત મનાય છે તે અપૌરુષેય ને નિત્ય કહેવાય છે જે નિત્ય કે અનિત્ય, દિવ્ય કે પૌરુષ વાક્યોથી પુરુષને સત્કાર્યમાં પ્રવૃત્તિ ને અસત્કાર્યમાં નિવૃત્તિનો ઉપદેશ કરવામા આવે તેને શાસ્ત્ર કહ્યુ છે* આ પ્રમાણે આપણુ કર્ત્તવ્ય શુ છે ને શેમાં આપણે પ્રયત્ન કરવો તેનો, તેમજ આપણું અકર્ત્તવ્ય શુ છે ને શાથી આપણે દૂર રહેવુ તેનો, આપણને શાસ્ત્ર બોધ કરે છે. શાસ્ત્રના ત્રણ પ્રકાર છે, શબ્દપ્રધાન, અર્થપ્રધાન, ને ધ્વનિપ્રધાન. વેદાદિ શ્રુતિવાકયો શબ્દપ્રધાન છે. પુરાણ, ઇતિહાસાદિ અર્થપ્રધાન છે અને કાવ્ય ધ્વનિપ્રધાન છે. શ્રુતિવાકયો પ્રભુસમિત એટલે રાજતુલ્ય, ઇતિહાસાદિ મિત્રસમિત, ને કાવ્ય કાન્તાસમિત કહેવાય છે વેદવાકયો રાજાની આજ્ઞા જેવાં છે રાજા જેમ શબ્દ વડે પુરુષને જે કરાવવુ હોય છે તેની આજ્ઞા કરે છે ને જે ન કરાવવું હોય છે તેની મના કરે છે, ને આજ્ઞાભંગ કરનારને દંડે છે, તેમ વેદ પણ વિધિવાકયોથી પુરુષને તેના કલ્યાણમાર્ગ તરફ દોરે છે ને નિષેધવાકયોથી અકલ્યાણમાર્ગથી દૂર રાખે છે વેદ પઢવામાં સહજ પણ અન્યથા ઉચ્ચાર કરવાથી પ્રત્યવાય કે પાપ થાય છે, એજ કારણથી તે શબ્દપ્રધાન કહેવાય છે. એમાં અર્થનો અભાવ તો નથીજ, કેમકે એમ હોય તો તે ગાંડા માણસના બકબકાટ જેવું ગણાય; પરંતુ એમાં અર્થ ગૌણ છે. પુરાણાદિવાકયો વેદવાકયોની પેઠે આમ કરવુ એવી આજ્ઞા કરી વિધિના કર્તવ્ય તરફ વાળતા નથી કે આમ ન કરવુ એવી મના કરી નિષેધના બળથી અકર્ત્તવ્યથી પાછા હઠાવતાં નથી, પરંતુ પૂર્વે પુરુષનાં ચરિત્રોનુ વર્ણન કરી તેમને વિષે યથાયોગ્ય રાગદ્વેષ ઉત્પન્ન કરી મિત્રની પેઠે શેમાં પ્રવૃત્ત થવું ને શેમાથી નિવૃત્ત થવુ તેનો બોધ પુરુષને કરે છે: આમ અર્થવાદરૂપ—સ્તુતિ-નિન્દારૂપ હોવાથી એ અર્થ-પ્રધાન છે જેમ કાન્તા કટાક્ષ, મદહાસ્ય, આદિ વિલાસોથી કામી પુરુષનું મન રંજન કરી આ મારૂં ઇષ્ટ છે ને આ

---

*प्रवृत्तिर्वा निवृत्तिर्वा नित्येन कृतकेन वा ।
पुंसां येनोपदिश्येत तच्छास्त्रमभिधीयते ॥

અનિષ્ટ છે એમ સૂચવી વ્યંગ્ય રીતેજ મનોરથ સફળ કરે છે, તેમ કાવ્યકલા પણ શબ્દ ને અર્થને ગૌણ કરી શબ્દશક્તિ અને અર્થશક્તિને આધારે રહેલા વ્યંજનાવ્યાપારથીજ સહૃદયના હૃદયને આહ્લાદ પમાડી રામાદિની પેઠે આચરવું, રાવણાદિ પેઠે નહિ, એમ કર્તવ્ય ને અકર્તવ્યનો ઉપદેશ કરે છે, માટે એને ધ્વનિપ્રધાન ને કાન્તાસંમિત કહે છે, અને એજ કારણથી ઉપર દર્શાવ્યા પ્રમાણે કાવ્ય એ સાહિત્યનું ઉત્તમ અંગ છે. *

## કાવ્ય આખ્યાયિકાથી પણ વિશેષ આહ્લાદક.

તાત્પર્ય એ છે કે શ્રુતિવાક્યો, પુરાણો ને ઇતિહાસ, તેમજ કાવ્યો એ ત્રણે પ્રકારનાં શાસ્ત્રોમાંથી આપણને ઉપદેશ મળે છે અને આનન્દ પણ ઓછેવત્તે દરજ્જે મળે છે. પરંતુ કાવ્યમાંથી જે આનન્દ મળે છે તે વિલક્ષણ ને અલૌકિક છે. એજ કારણથી કાવ્ય એ સાહિત્યનું ઉત્તમાંગ છે. કોઈ કહેશે કે આપણા ઋષિમુનિઓએ તાપીપુરાણમાં તાપીનું, રેવાપુરાણમાં રેવાનું, અગ્નિપુરાણમાં અગ્નિનું, ને શિવપુરાણમાં શિવનું એમ તે તે પુરાણમાં તે તે દેવ કે દેવીનું માહાત્મ્ય સર્વથી વિશેષ વર્ણવ્યું છે, તેમ કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યનું માહાત્મ્ય ગાયું છે કેટલેક અંશે એ વાત સત્ય છે એમ કહી શકાય, પરંતુ એ અનુભવસિદ્ધ અને સર્વવિદિત છે કે નીતિવચનો આખ્યાયિકાના કે કાવ્યના સ્વરૂપમાં જેવાં આહ્લાદક ને ગ્રાહ્ય થાય છે તેવાં શુષ્ક તત્ત્વજ્ઞાનના સ્વરૂપમાં થતાં નથી ઉપનિષદ્માં પણ

---

*पाणिनिप्रमुखैस्तैस्तैः सर्वशास्त्रविशारदैः ।
इह तावत् त्रिधा शास्त्रमभ्यधीयत तत्र च ॥
शब्दप्रधानं वेदाख्यं प्रभुसंमितमुच्यते ।
ईषत्पाठान्यथापाठे प्रत्यवायस्य दर्शनात् ॥
इतिहासादिकं शास्त्रं मित्रसंमितमुच्यते ।
अस्यार्थवादरूपत्वात् कथ्यतेऽर्थप्रधानता ॥
ध्वनिप्रधानं काव्यं तु कान्तासंमितमीरितम् ।
शब्दार्थौ गुणतां नीत्वा व्यञ्जनप्रवणं यतः ॥

एकावली १-५-७.

આથીજ આખ્યાયિકાઓ દાખલ કરેલી છે કથા ને આખ્યાયિકા રસિક છે, પણ તેના ઉપદેશમા કાવ્યના ઉપદેશ જેવી મીઠાશ નથી. સ્ત્રી એ ઈશ્વરની માયિક સૃષ્ટિ છે, તેની ચેષ્ટા, તેના વિલાસ, તેના વચનો જેવા મોહક, અમૃતસિંચક, ને હૃદયંગમ થાય છે, તેવાં મિત્રનાં થતાં નથી. તેવીજ રીતે પુરાણનો ઉપદેશ કાવ્યના ઉપદેશ જેવો ચમત્કારી નથી ભામહ કહે છે કે કાવ્યના સ્વાદિષ્ટ રસ સાથે મિશ્ર થયલા તત્ત્વજ્ઞાનમા પણ લોકોને રસ પડે છે પ્રથમ જીભે મધ ચાટયું હોય તો તે કડવું ઓસડ પણ સુખે પીએ છે* કવિની અલૌકિક શક્તિજ આનુ કારણ છે. એની વાણીમા એવુ લાલિત્ય રહ્યું છે કે માલતીપુષ્પની માળા દૂરથી સુગધ મળ્યા પહેલાં પણ દૃષ્ટિનું હરણ કરે છે, તેમ સારા કવિની વાણી તેના ગુણનુ જ્ઞાન થયા પહેલાં પણ કર્ણમા મધની ધારા રેડે છે.+ કાવ્યથી આવો દિવ્ય આનદ પ્રાપ્ત થાય છે, અને એથીજ એને સાહિત્યનું ઉત્તમ અગ કહી શકાય.

અપૂર્ણ

---

# સાહિત્યમાં નીતિની ભાવના.

રા. રા. અતિસુખશકર કમળાશકર ત્રિવેદી એમ. એ, એલ. એલ. બી.)

હાલમાં અનેક રીતે આપણો ઉત્કર્ષ સાધવાને આપણે મથી રહ્યા છીએ. ઘણી વાર એમ કહેવામા આવે છે કે પરિષદોનો આ યુગ છે પરિષદ્‌ની ભાવના કંઈ આધુનિક નથી આપણાજ દેશમાં પ્રાચીન સમયમાં વૈશાલી, રાજગૃહ આદિ સ્થળોએ બૌદ્ધોની કેટલીક મોટી સભાઓ મળી હતી એમ ઇતિહાસથી આપણે જાણીએ છીએ તે સભાઓનો ઉદ્દેશ ધાર્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાનો હતો. આપણી આધુનિક સભાઓના ઉદ્દેશો મનુષ્યજીવનની જુદી જુદી સર્વે પ્રકારની પ્રવૃત્તિઓમાં સુધારાઓ કરવાના

---

*स्वादुकाव्यरसोन्मिश्रं वाक्यार्थमुपभुंजते ।
प्रथमालीढमधवः पिबन्ति कटुभेषजम् ॥ भाम०

+अविदितगुणापि सत्कविभणितिः कर्णेषु वमति मधुधाराम् ।
अनधिगतपरिमलापि हरति दृशं मालतिमाला ॥

છે. વર્ષમાં ભાગ્યે એક માસ એવો જતો હશે કે જે વખતે કોઈ સ્થળે કઈ સભા ભરાયા વિષે આપણે નહિ સાભળતા હોઈએ. સામાજિક, ધાર્મિક, ને રાજકીય પરિષદો વિષે આપણે બહુ સાંભળીએ છીયે. વળી કોઈક વાર કેળવણીની પરિષદ્ તો કોઈક વાર નિતિવિષયક પરિષદ્, કોઈક વાર વૈદ્યકશાસ્ત્રમા સુધારા કરવાને નિમિત્તે મેળવેલી પરિષદ્ તો કોઈક વાર મદ્યપાનનિષેધાર્થે બોલાવેલી પરિષદ્ વિષે પણ આપણે સાંભળીએ છીએ. આવા વાતાવરણમા આપણા સાહિત્યના ક્ષેત્રને પણ સસર્ગ લાગે એ સ્વાભાવિક છે, અને આપણે પણ કેટલાંક વર્ષો થયાં પરિષદ્ મેળવી, સાક્ષરસમ્મીલન કરી સાહિત્યનો ઉત્કર્ષ કરવાનું કામ હાથ ધર્યું છે

## પરિષદોનો ઉદ્દેશ.

સાહિત્યપરિષદ્નો ને અન્ય પરિષદોનો ઉદ્દેશ વાસ્તવિક રીતે એકજ છે. એક શબ્દમા કહીએ તો તે ઉદ્દેશ Civilization અથવા ઉન્નતિ કે સુધારાનો છે. દરેક દેશમાં દરેક સમયે દરેક સત્પ્રવૃત્તિનો અન્તિમ હેતુ મનુષ્યમાત્રનું હિત સાધવા ને સુધારવાનો જોવામાં આવશે સુધારો, ઉન્નતિ, પ્રગતિ—એવા જુદા જુદા શબ્દો વપરાય છે ખરા, પણ એકદરે એ બધાનો ભાવાર્થ એકજ છે. અગ્રેજીમા પણ Progress, Civilization, Improvement એવા શબ્દોમા સૂચિત થતુ લક્ષ્યબિંદુ એકજ માલૂમ પડશે. તે લક્ષ્યબિન્દુ વિષે સારાંશમાં વિવેચન કરી, તે બિન્દુ તરફ સાહિત્યની પ્રવૃત્તિમાં આપણે હમેશ નજર રાખવાની આવશ્યકતા વિષે પરીક્ષા કરવી તે મારા આજના વિષયનું ક્ષેત્ર છે.

આજે આપણે આગગાડી, મોટરકારો, સાઇકલો વગેરેની મદદથી જાતજાતની સગવડો મેળવીએ છીએ. ભલભલા ઉત્તમ ગાયકોનાં ઉત્તમમાં ઉત્તમ ગાયનો માત્ર જુજ જેટલા પૈસા ખરચીને ઘેર બેઠા કોઈ એકાન્ત સ્થળમાં ગ્રામોફોન ને ફોનોગ્રાફની મદદથી સાભળી શકીએ છીએ. દૃષ્ટિનું આકર્ષણ કરે એવાં ઉત્તમમા ઉત્તમ ચિત્રો—કુદરતની સુદરમાં સુદર લીલા, ઇતિહાસમા સદૈવ યાદ રાખવા લાયક નજર આગળ બનેલા બનાવો, માત્ર ચાર આઠ આનાના ખરચથી દૂર બેઠાં અને ચિરકાળને અંતરે પણ સિનેમેટોગ્રાફની મદદથી જોઈ શકીએ છીએ. આમ આપણી સગવડોને અર્થ, આપણી સુખસપત્તિને નિમિત્તે, આપણી માનસિક કેળવણીને માટે

આપણે હાલમાં કઈ કઈ નવાં સાધનો ઊભા થયલાં જોઈએ છીએ. આ બધુ જોઈને, નવીનતાથી અંજાઈ જઈને આપણે ઘણી વાર ઉદ્‌ગારો પણ કાઢીએ છીએ કે, પ્રાચીન કાળના કરતાં અર્વાચીન કાળ વધારે Civilized છે, વધારે સુધરેલો છે. પરંતુ મોજશોખ ભોગવી રહ્યા બાદ શાન્ત ચિત્તે વિચાર કરતાં કેટલીક વાર આપણને એમ પણ શું નથી લાગતુ કે, આ બધાં નવા નવાં સાધનોના ઉમેરા થયા છતાં આપણી સર્વથા ઉન્નતિ તો નથીજ થઈ ? વિજ્ઞાનની નવી નવી શોધોથી આપણી ખરી ઉન્નતિ નથીજ થતી. આપણી મોજશોખો વધી છે, આપણી સગવડો વધી છે, ને આપણી કેટલેક અંશે સુખસંપત્તિ પણ વધી છે વળી કેટલેક અંશે આપણી માનસિક ઉન્નતિ પણ થઈ છે. છતાં તે ઉન્નતિનું ને સુખનું ખરૂં બીજ નીતિની કેળવણીમાં છે, અને જ્ઞાન ને નીતિબળ બન્ને સાથે વૃદ્ધિ પામે ત્યારેજ આપણી ઉન્નતિ ખરેખરી થાય છે. જ્ઞાન ને નીતિનાં બળો ઉન્નતિનો પાયો વધારે મજબૂત કરી સુધારાને પણ સુધારે છે, ઉન્નતિને પણ ઉન્નત કરે છે એમ કહીએ તોએ કંઈ અતિશયોક્તિ નથી. ઈમર્સન કહે છેઃ—

" In strictness, the vital refinements are the moral and intellectual steps. The appearance of the Hebrew Moses, of the Indian Buddh,—in Greece, of the Seven Wise Masters, of the acute and upright Socrates, and of the Stoic Zeno,—in Judia, the advent of Jesus,—and in modern Christendom, of the realists Huss, Savonarola, and Luther, are casual facts which carry forward races to new convictions, and elevate the rule of life. In the *presence* of these agencies, it is frivolous to insist on the invention of printing or gunpowder, of steam-power or gas-light, percussion-caps and rubber-shoes, which are toys thrown off from that security, freedom, and exhilaration which a healthy morality creates in society. These arts add a comfort and smooth-

ness to house and street-life: but a purer morality, which kindles genius, civilizes civilization, casts backward all that we held Sacred into the profane, as the flame of oil throws a Shadow when shined upon by the flame of the Budelight". [ on Civilization. ]

મતલબ કે ખરૂ જોતાં, અગત્યના સુધારા તે નીતિ ને બુદ્ધિની કેળવણીની દિશામાં છે. યાહુદી મોઝિઝ ને હિંદુ બુદ્ધનુ આગમન, ગ્રીસમાં તત્ત્વજ્ઞાનીઓનુ આગમન, જ્યુડિયામા જીસસ ક્રાઇસ્ટનું ને આધુનિક ખ્રિસ્તિ મુલકોમા લ્યુથર વિગરેનુ આગમન—આ બધા બનાવો, લોકોના મન નવીન ધર્મમતો ને નીતિની ભાવનાઓમાં સ્થાપિત કરાવી જીવનસ્રોતોને ઉચ્ચતર કરનારા પ્રાસગિક બનાવો છે. જ્યા આ શકિતઓ કામ કરે ત્યા મુદ્રાલય કે વરાળયત્રની શોધો, અથવા તો ગનપાઉડર કે ગૅસલાઇટની શોધોના મહત્ત્વ વિષે વારવાર પ્રશસા કરવી નકામી છે. સારી નીતિથી સમાજમાં જે સુલેહ, સ્વતત્રતા, ને આનંદ ઉત્પન્ન થાય છે તેના આગળ આ બધી શોધો તો રમત જેવી છે. આ શોધો ને કળાઓ ગૃહ અને શહેરના જીવનમા સગવડ ને સરળતાનો ઉમેરો કરે છે; પણ પ્રતિભાને પ્રોજ્જ્વલિત કરનાર, સુધારાને સુધારનાર ઉચ્ચતર નીતિ આગળ આપણે જે જે વસ્તુઓને પવિત્ર ગણતા હતા તે બધી અપવિત્ર લાગે છે, પાછળ હઠે છે, ને ઝંખવાઈ જાય છે. આ પરથી સ્પષ્ટ માલૂમ પડશે કે વિજ્ઞાનથી જીવનને ઉન્નતિના માર્ગમા પ્રકાશ મળે છે ખરો, પણ તે નીતિના પ્રકાશ આગળ નિર્માલ્ય, નહિ જેવો, તદ્દન ઝાંખોજ જોવામા આવે છે. તેથી કોઈ પણ દેશની ઉન્નતિમા-નીતિની ઉન્નતિ આવશ્યક છે

ઉપલા વિચારો સાહિત્યને વિષે પણ એક સરખી રીતેજ લાગુ પડે છે. કોઈ પણ સાહિત્ય નીતિને માર્ગે પ્રયાણ ન કરતુ હોય તો તેથી દેશને કે સમાજને સગીન લાભ નથીજ થતો જે સાહિત્ય વાચકવર્ગનુ મન ઉન્નત ન કરી શકે તે સાહિત્યના લેખકો સાહી ને કાગળનો માત્ર દુરુપયોગ કરે છે. જે સાહિત્ય વાચકવર્ગનુ મન નિર્માલ્ય ચર્ચાઓમા મચ્યુપચ્યુ રાખી તેને સત્ય, સૌંદર્ય, ને નીતિની દિવ્ય મૂર્તિના દર્શન ન કરવા શકે

તે સાહિત્યના લેખકો પોતાની શકિતનો ને પોતાના કાળનો પણ દુરપયોગ કરે છે. વળી જે સાહિત્ય વાચકવર્ગનુ મન ચીમડાયલા ચુથાયલા વિષયોમા નિમગ્ન રાખી તેને પોષક ને હિતકર વિચારોનુ ભાથું પૂરૂ ન પાડી શકે તે સાહિત્યના લેખકો પોતાની બુદ્ધિનો પણ દુરુપયોગ કરે છે. કોઈ પણ સાહિત્યનુ ગૌરવ તેમા લખાયલા સત્ય વિચારો ને તેમા દર્શાવવામા આવેલી સુંદર ભાવનાઓથીજ માપી શકાય છે. પુસ્તકોની સખ્યા, કે કવિ કે સાક્ષર કે લેખકોની સખ્યા તો ઉપલકની વસ્તુઓ છે. તેજ પ્રમાણે માસિક કે વર્તમાનપત્રોની માત્ર સખ્યા નજીવી વસ્તુઓ છે

અપૂર્ણ

---

# હાસ્યરસ.

(રા. રા. મોહનલાલ પાર્વતીશકર દવે એમ. એ., એલ. એલ. બી)

## પ્રસ્તાવના.

આ અગત્યના વિષય સંબન્ધી એક વખતે સદ્દગત સાક્ષર શ્રી નવલરામભાઈ તરફથી કેટલીક ચર્ચા કરવામા આવી હતી, અને એજ વિષય ઉપર હાલ ગુજરાતના એક જાણીતા સાક્ષર તરફથી વધારે વિસ્તૃત અને વિદ્વત્તાભરી ચર્ચા કરવાનું કામ ઉપાડી લેવામાં આવ્યુ છે જે વિષયને આવા સમર્થ વિદ્વાનોને હાથે ચર્ચા પામવાનુ સદ્દભાગ્ય પ્રાપ્ત થયુ છે તેના સમન્ધમાં કેટલાક ઉપલકિયા વિચારો દર્શાવવાની હું આ સ્થગે હિંમત કરૂં છું બચાવમાં જો મારાથી કંઈ પણ કહી શકાય એમ હોય તો તે એટલુજ છે કે કેટલાક ખાસ સન્જોગોને લીધે એ વિષય ઉપર કઈક વિશેષ વિચાર કરવાની મને જરૂર પડી હતી

## પ્રયોજન.

આ વિષય સમન્ધી ચર્ચા કરવામાં આવે તેનુ ખાસ પ્રયોજન એ છે કે હાસ્યરસવાળા લખાણોની આપણા સાહિત્યમા ઘણી ખોટ છે અને એ ખોટ પુરાવા તરફ આપણુ લક્ષ રહે એ ઘણુ સ્વાભાવિક છે એ લક્ષને પરિણામે ખરેખર હાસ્યરસ વગરનાં અને નિર્માલ્ય લખાણોથી આપણુ સાહિત્ય દૂષિત ન થાય પણ ઉત્તમ પ્રકારની રચનાઓ ગ્યાય તેને

માટે ખરેખરો હાસ્યરસ કોને કહેવાય તે વિષે શાન્ત અને નિર્વિકાર બુદ્ધિથી ચર્ચા ચલાવવાની ઘણી જરૂર છે.

રસ.

પણ ખરેખરો હાસ્યરસ કોને કહેવાય એ પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી શકાય તેને માટે રસ એ શું છે અને હાસ્ય તથા હાસ્યરસ એ બેને એક બીજાની સાથે કેવી રીતનો સમ્બન્ધ છે એ પ્રશ્નનો નિર્ણય થવો જરૂરનો છે રસ એટલે શું એ પ્રશ્નના સમ્બન્ધમાં મમ્મટ વગેરે કાવ્યશાસ્ત્રના ગ્રન્થકારોએ ઘણો ઊંડો વિચાર કરેલો છે, પણ વિસ્તારભયને લીધે એવા પ્રમાણભૂત ગ્રન્થોમાંથી લાંબા ઉતારાઓ આપવાનું કામ હું આ સ્થળે હાથમાં લેતો નથી. એ વિદ્વાનોના વચનોનું તાત્પર્ય જણાવીનેજ મારે આ સ્થળે સંતોષ માનવો પડશે એ તાત્પર્ય એટલુંજ છે કે મનુષ્યના આગલા અનુભવોને પરિણામે રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય વગેરે સ્થાયી ભાવો તેના હૃદયમાં વસતા હોય છે, અને અમુક રચના વડે કરીને અમુક સ્થાયી ભાવનો જ્યારે તેને સાક્ષાત્કાર થાય ત્યારે તેનું હૃદય આર્દ્ર બને છે, પીગળે છે, અને રસની નિષ્પત્તિ થયલી કહેવાય છે.

હાસ્યરસ.

આ પ્રમાણે રસ તે શું છે એ આપણે જોયું. હવે આપણે હાસ્યરસ કોને કહેવાય તેનો વિચાર ચલાવીશું. આપણે ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે રસશાસ્ત્રના મીમાંસકોએ હાસને પણ સ્થાયી ભાવ તરીકે ગણવાનું કારણ સ્પષ્ટજ છે. અમુક માઠો બનાવ બને ત્યારે માણસને જેમ શોક થયા વગર રહેતો નથી તેમ અમુક સારો બનાવ બને ત્યારે તેને હર્ષ પણ થયા વગર રહેતો નથી હર્ષ કે શોકનો અનુભવ થતાં હસવું કે રડવું આવે એ મનુષ્યમાત્રનું સ્વાભાવિક લક્ષણ છે. હાસ્ય કે રુદન કરવાની ટેવ મનુષ્ય સિવાય બીજા કોઈ પ્રાણીઓમાં હશે કે નહિ તે કદાચ શંકાસ્પદ ગણાય, પણ મનુષ્યના સમ્બન્ધમાં તો એ વિષે મતભેદનો અવકાશજ નથી રોમમાં એક વખતે કેટલાક ફિલસુફો ( Stoics )" એવા નીકળ્યા હતા કે જેઓ હર્ષ-શોકનો ત્યાગ કરવો એવા જિતેન્દ્રિયતાના અકુદરતી ખ્યાલો ધરાવતા હતા. સિનેકાના સમ્બન્ધમાં એવું કહેવાય છે નીરો તરફથી એને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવી ત્યારપછી

મૃત્યુનું દુઃખ ભોગવતાં ભોગવતા પણ એ ફિલસુફીનાં ભાષણ ચલાવ્યે જતો હતો, પણ એવા પ્રકારના વર્તનને સર્વ કોઈ અસ્વાભાવિકજ ગણે છે અને સિનેકાના સંબન્ધમા પણ એ વાત ઘણુંખરૂં એના દંભીપણાના ઉદાહરણ તરીકેજ રજુ કરવામાં આવે છે. જે માણસ હસી શકે નહિ તેનામા મનુષ્યત્વની એટલી અપૂર્ણતા છે એમ આપણે કહી શકીએ. શેક્સપિયરની કૃતિઓનાં જે વખાણ કરવામાં આવે છે તેનું મોટામા મોટું કારણ એ છે કે મૂર્ખમા મૂર્ખ, કે દુષ્ટમા દુષ્ટ માણસ તરફ પણ સમભાવની દૃષ્ટિથી જોઈને તેની સાથે હસી શકે એવુ એનામાં સામર્થ્ય હતુ. ડાઉડને પોતાના "Shakespeare, His Mind and Art" એ ગ્રન્થમાં શેક્સપિયરના હાસ્યનુ વૈવિધ્ય ( many-sidedness ) બતાવી આપ્યું છે અને એ વિદ્વાને જણાવ્યુ છે કે ઊંડી નજરથી હમેશા વિશ્વની રચનામાં હાસ્યનું તત્ત્વ પણ સમાયલુ માલમ પડશે ગભીર તત્ત્વચિંતકોમાં હાસના સ્થાયીભાવનુ પ્રાબલ્ય ન હોવાથી એ અગત્યના તત્ત્વનું તેઓ દર્શન કરી શકતા નથી, અને તેને લીધે તેઓના વિશ્વસમન્ધી વિચારોમાં અમુક પ્રકારની અપૂર્ણતા આવી જાય છે. પણ શેક્સપિયરમા એવી અપૂર્ણતા નહોતી. પ્રાણિમાત્રની સાથે નિખાલસ હૃદયથી એ હસી શકતો હતો એ કારણથીજ એની કૃતિઓમાં કુદરતનું યથાર્થ પ્રતિબિમ્બ પડેલુ આપણા જોવામાં આવે છે.

## હાસ્ય અને હાસ્યરસ.

પણ શું હસવું આવે ત્યારેજ હાસ્યરસ ઉત્પન્ન થયલો કહેવાય? હાસ્ય અને હાસ્યરસ એ બેની વચ્ચે શુ એવો અનિવાર્ય સંબન્ધ છે કે જ્યાં હાસ્ય આવે ત્યાં હાસ્યરસ હોવોજ જોઈએ અથવા જ્યાં હાસ્યરસ હોય ત્યા હાસ્ય આવવુજ જોઈએ એમ આપણાથી કહી શકાય? આ પ્રશ્નનો ઉત્તર આપણે નકારમાંજ આપી શકીશું જીવનમા અનેક પ્રસંગો એવા બને છે, અનેક લખાણો એવા વાચવામા આવે છે કે જેનાથી આપણને ઘણુ હસવુ આવે, છતા તે પ્રસગોને અથવા તે લખાણોને હાસ્યરસવાળા આપણે કહી શકીશુ નહિ. લખાણની બાલિશતા જોઈને આપણને કેટલીક વખતે હસવુ આવે છે, તે લખાણ આપણને હસાવે છે, પણ તેટલા ઉપરથી તે લખાણમા હાસ્યરસ છે એવું આપણાથી કહી શકાશે નહિ નાટકોમાં ફારસો ઘણા આવે છે તે કેટલીક વાર આપણને પેટ પ

કરીને હસાવે છે, છતાં ઘણી વખતે તે ફારસોથી જોઈએ તેવો આનંદ આપણને મળતો નથી, રે! બીલકુલ આનન્દ મળતો નથી અને ઉલટો કંટાળો આવે છે એમ કહીએ તો તે પણ ખોટું નથી. એવી સ્થિતિમાં હાસ્યનું તત્ત્વ પુષ્કળ હોવા છતાં હાસ્યરસની નિષ્પત્તિ થઈ નથી એમજ આપણે કહેવું પડશે. એથી ઉલટું, જ્યાં હાસ્યરસ હોય ત્યાં આગળ હમેશાં ખડખડ હસવું આવે એમ પણ બનતું નથી. ઍડિસનનો "Fans" (પંખાઓ) ઉપરનો નિબન્ધ, સ્ટીલનો "The Ugly Club" (બેડોળ માણસોની સભા) એ નામનો નિબંધ, શેક્સપિયરના "હેમ્લેટ"-માંનો "grave-digger" (કબર ખોદનાર) નો પ્રવેશ, એ સર્વ રચનાઓ આપણને ખડખડ હસાવે એવી નથી. એ રચનાઓ હાસનો જે સ્થાયી ભાવ આપણા હૃદયમાં હોય તેનો સાક્ષાત્કાર કરાવીને ચિત્તને વધારે પ્રફુલ્લ બનાવે છે અને એટલેથીજ અટકે છે; છતાં એમાં હાસ્યરસ છે અને તે પણ ઘણા ઊંચા પ્રકારનો છે એ વાતની કોનાથી ના પાડી શકાશે?

(અપૂર્ણ)

---

## હિંદુસ્તાનનું ૧૯૧૧નું વસ્તીપત્રક.

ચાલુ સાલના અંક ૧ માં પૃ ૪-૫ મા વર્તમાનપત્રોને આધારે વસ્તીપત્રકના જે આંકડા આપવામાં આવ્યા છે તેમાં બહાર પડેલા સરકારી સત્તાવાર સેન્સસ રિપોર્ટ સાથે સરખાવતાં કોઈ કોઈ ઇલાકા વગેરેમાં જે જુજ ફેરફાર માલમ પડે છે તે, તથા મુંબઈ ઇલાકાના ઉત્તર ભાગના જુદા જુદા જિલ્લાની તેમજ હિંદુસ્તાનના મુખ્ય મુખ્ય શહેરોની વસ્તીના આંકડા એ રિપોર્ટ ઉપરથી નીચે આપવામાં આવે છે:—

ઇલાકા, દેશી રાજ્ય, અથવા એજન્સિ.

| | ૧૯૧૧ | ૧૯૦૧ |
|---|---|---|
| ઇલાકાઓ ... | ...૨૪,૪૨,૬૭,૫૪૨. | ૨૩,૧૬,૦૫,૯૪૦ |
| બંગાળા ... | ... ૫,૨૬,૬૮,૨૬૯ | ૫,૦૭,૧૫,૭૯૪ |
| મુંબઈ (ઇલાકો)... | ૧,૯૬,૭૨,૬૪૨. | ૧,૮૫,૫૯,૬૫૦ |
| મુંબઈ ... | ... ૧,૬૧,૧૩,૦૪૨. | ૧,૫૩,૦૪,૭૬૬ |
| સિંધ ... | ... ૩૫,૧૩,૪૩૫. | ૩૨,૧૦,૯૧૦ |
| કુર્ગ ... | ... ૧,૭૪,૯૭૬. | ૧,૮૦,૬૦૭ |

જિલ્લાઓ અને વહીવટી પ્રદેશો.

| | | |
|---|---|---|
| રાજ્યો, એજન્સિઓ .. | ૭,૦૮,૬૪,૯૯૫ | ૬,૨૭,૫૫,૬૧૬. |
| મધ્ય હિંદના રાજ્યો...... | ૨૧,૧૭,૦૦૨ | ૧૬,૩૧,૧૯૦. |

એજાન્સીઓ અને ડુંગરી જાતો.

| | | |
|---|---|---|
| પંજાબના રાજ્યો......... | ૪૨,૧૨,૭૯૪. | ૪૪,૨૪,૩૯૮ |
| રજપૂતાના એજન્સિ.... | ૧,૦૫,૩૦,૪૩૨. | ૯૮,૫૩,૩૬૬ |
| સંયુક્ત પ્રાંતો .......... | ૮,૩૨,૦૩૬. | ૮,૦૨,૦૯૭ |

મુંબઇ ઇલાકાનો ઉત્તર ભાગ.

| | ૧૯૧૧ | ૧૯૦૧. |
|---|---|---|
| અમદાવાદ જિલ્લો.. . | ૮,૨૭,૮૦૯ | ૭,૯૫,૯૬૭ |
| ભરૂચ ,, ......... | ૩,૦૬,૭૧૭ | ૨,૯૧,૭૬૩. |
| ખેડા ,, ......... | ૬,૯૧,૭૪૪ | ૭,૧૬,૩૩૨. |
| પંચમહાલ ,, . .. . | ૩,૨૨,૬૯૫ | ૨,૬૧,૦૨૦. |
| સુરત ,, ...... | ૬,૫૪,૧૦૯ | ૬,૩૭,૦૧૭. |
| થાણા ,, ....... . | ૮,૮૨,૩૦૯ | ૮,૧૧,૪૦૩. |

મુંબઈ ઇલાકાના કેટલાક દેશી રાજ્યો.

| | ૧૯૧૧ | ૧૯૦૧ |
|---|---|---|
| ખંભાત.... .. .. .. ...... | ૮૭,૬૫૬ | ૭૫,૨૨૫ |
| કચ્છ .. .. .... ........ | ૫,૧૩,૪૨૯ | ૪,૮૮,૦૨૨. |
| કાઠિઆવાડ . ...... ..... | ૨૪,૯૬,૦૫૭ | ૨૩,૨૯,૧૯૬. |
| મહીકાંઠા એજન્સિ .. ...... | ૪,૧૨,૬૩૧ | ૩,૬૧,૫૪૫ |
| પાલણપુર એજન્સિ ... ... | ૫,૧૫,૦૯૨ | ૪,૬૭,૨૭૧ |
| રેવાકાંઠા એજન્સિ .... ... | ૬,૬૫,૦૯૯ | ૪,૭૯,૦૬૫ |
| સુરત એજન્સિ ...... ... | ૨,૦૭,૮૩૭ | ૧,૭૯,૮૮૬. |
| વડોદરા સ્ટેટ. ... ... . | ૨૦,૩૨,૭૯૮ | ૧૯,૫૨,૬૯૨. |

મુખ્ય મુખ્ય શહેરો.

| | ૧૯૧૧ | ૧૯૦૧ |
|---|---|---|

| | | |
|---|---|---|
| કલકત્તા ( તળ ) | ૮,૯૬,૦૬૭ | ૮,૪૭,૭૯૬. |
| મુમ્બઈ | ૯,૭૯,૪૪૫ | ૭,૭૬,૦૦૬. |
| અમદાવાદ | ૨,૧૬,૭૭૭ | ૧,૮૫,૮૮૯. |
| પૂના | ૧,૫૮,૮૫૬ | ૧,૫૩,૩૨૦. |
| કરાચી | ૧,૫૧,૯૦૩ | ૧,૧૬,૬૬૩. |
| સુરત | ૧,૧૪,૮૬૮ | ૧,૧૯,૩૦૬. |
| રંગુન | ૨,૯૩,૩૧૬ | ૨,૪૫,૪૩૦. |
| નાગપુર | ૧,૦૧,૪૧૫ | ૧,૨૭,૭૩૪. |
| જબલપુર | ૧,૦૦,૬૫૧ | ૯૦,૫૩૩. |
| ડાકા | ૧,૦૮,૫૫૧ | ૮૯,૭૩૩. |
| મદ્રાસ | ૫,૧૮,૬૬૦ | ૫,૦૯,૩૪૬. |
| દિલ્હી | ૨,૩૨,૮૩૭ | ૨,૦૮,૫૭૫. |
| લાહોર | ૨,૨૮,૬૮૭ | ૨,૦૨,૯૬૪. |
| અમૃતસર | ૧,૫૨,૭૫૬ | ૧,૬૨,૪૨૯. |
| લખનૌ | ૨,૫૯,૭૯૮ | ૨,૬૪,૦૪૯. |
| કાશી | ૨,૦૩,૮૦૪ | ૨,૧૩,૦૭૯. |
| કાનપુર | ૧,૭૮,૫૫૭ | ૨,૦૨,૭૯૭. |
| આગ્રા | ૧,૮૫,૪૪૯ | ૧,૮૮,૦૨૨. |
| અલ્હાહાબાદ | ૧,૭૧,૬૯૭ | ૧,૭૨,૦૩૨. |
| વડોદરા | ૯૯,૩૪૫ | ૧,૦૩,૭૯૦. |
| ઇંદોર | ૪૪,૯૪૭ | ૮૬,૬૮૬. |
| લશ્કર | ૪૬,૯૫૨ | ૮૯,૧૫૪. |
| ભોપાલ | ૫૬,૨૦૪ | ૭૭,૦૨૩. |
| મ્હૈસુર | ૭૧,૩૦૬ | ૬૮,૧૧૧. |
| બેંગલોર | ૮૮,૬૫૧ | ૬૯,૪૪૭ |
| જેપુર | ૧,૩૭,૦૯૮ | ૧,૬૦,૧૬૭ |
| શ્રીનગર | ૧,૨૬,૩૪૪ | ૧,૨૨,૬૧૮. |
| પેશાવર | ૯૭,૯૩૫ | ૯૫,૧૪૭. |



# વાચનમાળાના ખુલાસા.

( ચાલુ પૃ ૧૪૩ થી. )

**નહેરો**—નદી વગેરેનુ પાણી ખેતીના ઉપયોગ માટે મોટી નીક વડે નદીથી ઘણે દૂર સુધી લઈ જવામાં આવે છે. ગંગા તથા જમના નદીની નહેરો વડે ઉત્તર હિંદુસ્તાનના ઘણા ભાગોમા પાણી પૂરૂ પડે છે પાસે આવેલા બે સમુદ્રો વચ્ચેની જમીન ખોદીને વહાણની આવજા માટે પાણીનુ જે જોડાણ કરવામાં આવે છે તે પણ નહેરના નામથી ઓળખાય છે

**સુવેજની નહેર**—મીસરના રાજા રામીસિસ બીજાએ પહેલવહેલી આ નહેર ખોદી હતી, પરતુ તે પાછળથી પુરાઈ ગઈ હતી. ઇરાનના રાજા ડેરાયસ પહેલાએ પછી તે ખોલી હતી ફરીથી એક વાર આરબ લોકોએ સાફ કરી વપરાતી કરી હતી. ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડવા, મહાસાગરમાં ફરતાં મોટા વહાણો જઈ શકે એવી પહોળી નહેર ખોદવાન યોજના નૅપોલીઅને ઊભી કરી ઇજનેરને તપાસ કરવા મોકલ્યો તે ઇજનેરનો એવો અભિપ્રાય થયો કે રાતા સમુદ્રનુ તળીયુ ભૂમધ્ય સમુદ્રના તળીયા કરતા ૩૦ ફુટ ઊંચુ છે, તે પરથી એ વિચાર માંડી વાળવામા આવ્યો, પણ ઇ સ ૧૮૪૧ મા અંગ્રેજ અમલદારોએ એ ગણતરી ભૂલભરેલી છે એવુ બતાવી આપ્યુ, તે પરથી 'લેસેપ્સ' નામના ફ્રેંચ સાહેબે ઇજીપ્તના ખોદવનુ મન સપાદન કરી ઇ સ. ૧૮૫૯ની ૨૫ મી એપ્રિલે પોર્ટ સૈદ આગળથી એ કામ શરૂ કરાવ્યુ વચમા કેટલાક કારણસર કાપ કહુ પડયુ, પણ આખરે ઇ. સ ૧૮૬૯ ના નવેંબર માસની ૧૭ મી તારીખે જવા આવવા માટે એ નહેર ખુલ્લી મૂકવામા આવી. નહેર ખોદવામા આસરે બે કરોડ પૌંડ જેટલો ખરચ થયો હતો. એ નહેર ૯૭ માઇલ લાબી છે પહેલાં પાણીની સપાટી ૧૫૦ થી ૩૦૦ ફુટ પહોળી હતી, તળીયાની-પહોળાઈ ૭૨ ફુટ હતી, અને ઓછામા ઓછી ઊંડાઈ ૨૬ ફુટ હતી એ નહેર વચ્ચે વચ્ચે કેટલાક સરોવરમા થઈને જાય છે. પાચ ૭ માઇલને અતરે વહાણો એક બીજાને પસાર કરી શકે તેટલા માટે વહાણુ બાજુ પર રહી શકે એવી ગોઠવણુ રાખવામા

આવી છે. વેપાર ઘણો વધી જવાથી ઇ સ ૧૮૮૬ મા એ નહેરની પહોળાઈ તથા ઊંડાઈ વધારવાનું કામ શરૂ થયુ. ઇ સ. ૧૮૯૦ સુધીમા ઊંડાઈ ૨૮ ફુટ જેટલી થઈ, અને પોર્ટ સેઇદથી બિટર સરોવર સુધી ૧૦૮ ફુટ અને બિટર સરોવરથી સુએજ સુધી ૨૫૩ ફુટની પહોળાઈ કરવામાં આવી. ઇ સ. ૧૮૮૬ માં એ નહેરમાથી વહાણને પસાર થતા ૩૬ કલાક લાગતા, પરતુ ઇ સ ૧૮૯૮ મા ૧૫ા કલાકમા વહાણ પસાર થતાં. એ નહેરને લીધે એશિઆ તથા યુરોપના મુસાફરોને અને વેપારીઓને ઘણી સુગમતા થઈ છે, તથા આખા આફ્રિકાખડની પ્રદક્ષિણા કરવાની પ્રથમ જે જરૂર પડતી તે જતી રહી છે.

**ધંધા પ્રમાણે ઘણી જાતો હતી**—હિંદુસ્તાનમાં પણ જાતોનુ બધારણ ધધા પરથી થયલુ માલમ પડે છે વણિક, ક્ષત્રી, કણબી, સુતાર, લુહાર, સોની, માળી, મોચી, ઇત્યાદિ જાતો ધધાનુજ સૂચન કરે છે.

**પ્રવીણ**—સં. સારી રીતે વાકેફ, હોશિયાર.

**નિર્વાહ**—સ 'निर्+वह्' ઉપરથી. ગુજરાન.

**પ્રાણીઓને દેવ ગણી**—હિંદુ લોકોમા નાગને દેવ ગણવામાં આવે છે. નાગપચમી વગેરે વ્રત તથા તહેવાર તેના તરફના પૂજ્યભાવને લીધે પાળવામાં આવે છે. નળદમયન્તીના આખ્યાનમા 'કર્કોટક' નાગની અદ્ભુત શક્તિનુ વર્ણન કરવામાં આવ્યુ છે

**પુનર્જન્મ**—ફરીથી જન્મ થવો તે હિંદુ લોકો પણ મીસરીઓની માફક માને છે કે એકનો એક જીવ પોતાના કર્મને આધારે મરણ પછી ચડતી અથવા ઊતરતી યોનિમા જન્મ લે છે

**એકજ પરમેશ્વરને માનતા**—દેવાદિ ઈશ્વરની શક્તિઓથીજ નહિ અટકતાં પુરોહિતો આગળ વધી મૂળ પરમેશ્વર એકજ છે એવી ઉચ્ચ ભાવના સુધી પહોચ્યા હતા

**શબ સાચવી રાખવાની કળા**-આ કળા મીસરી લોકોએ શોધી કાઢી હતી આ કળા શોધવાનુ મૂળ કારણ એવુ લાગે છે કે મીસરી લોકો એમ ધારતા કે ત્રણ કે દસ હજાર વર્ષ સુધી આત્માની હયા-

લીનું ચક્ર (સાઇકલ) પૂરૂં કર્યા પછી તે આત્માને પાછું મનુષ્યનું રૂપ ધારણ કરવાને શરીર સાચવી રાખવાની જરૂર છે. એ ઉપરાંત આરોગ્ય સંબંધી કારણો પણ હશે. કેટલીક દંતકથાઓ ઉપરથી એ કાર્યને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું હશે એમ પણ માનવામાં આવે છે. એ કળાની શરૂઆત ઓછામાં ઓછા ઇ સ પૂ ૪૦૦૦ વર્ષ પર થઈ હોવી જોઈએ.

**ક્રિયા**—એક લહીયો શબની પાંસળીની નીચે ડાબી બાજુએ બરાબર એક લીટી કાઢતો તે લીટી નીચે એક નીચલા વર્ગનો અમલદાર પથ્થરના બુઠ્ઠા ચપ્પુ વડે એક ઊંડું બાકું પાડતો ત્યારપછી એક માણસ હૃદય અને મૂત્રાશય રહેવા દઈ આંતરડાં અને ફેફસાં કાઢી લેતો, અને બીજો માણસ નાક વાટે મગજ ખેંચી કાઢતો, એટલે સાચવી રાખવા માટે જરૂરના ક્ષાર તથા મસાલા ભરવા માટે તે તૈયાર થતું. કેવી જાતના ક્ષાર તથા મસાલા ભરવા તેનો આધાર ખરચવાની રકમ ઉપર રહેતો.

ધનાઢ્ય લોકો નસકોરામાંથી ખોપરીના પોલાણમાં ખાસ વસાણાંઓ ખોસાવતા, ખજૂરીના રસના દારૂમાં પેટ સાફ કરાવતા, તેમાં હીરાબોળ, તજ વગેરે બીજા પદાર્થો ભરાવતા, અને ડાબી બાજુનું બાકું સીવડાવી લેતા. શબને પછી ૭૦ દિવસ સુધી સાજીખારવાળા પાણીમાં નાખતા, ધોઈને ગુંદરથી ચોંટાડેલા શણના પડોમાં વિટાળતા, અને ઘરની કે કબરની ભીંતને અડેલી એક લાકડાની પેટીમાં ઊભું મૂકતા આ ક્રિયામાં એક 'સિલ્વર ટૅલન્ટ' (કદાચ ૭૨૫ પૌંડ જેટલો હશે) ખરચ થતો.

એથી સસ્તી ક્રિયામાં એક 'માઇના' (કદાચ ૨૪૩ પૌંડ બરોબર હશે) જેટલો ખરચ થતો.

સૌથી ગરીબ વર્ગ શબને હીરાબોળમાં બોળતા, અને ૭૦ દિવસ મીઠાના પાણીમાં રાખી મૂકતા. આ સિવાય બીજી ઘણી ઘણી રીતે શબો સાચવી રાખવામાં આવતાં. કેટલાક તો ફક્ત રેતીમાં શબને સૂકવતા જ.

**સંજજડ બંધ કરી લેતા.**—બંધ કરવાનું કારણ એજ કે હવા અંદર દાખલ થાય નહિ. દવાઓ તથા બીજી ઘણી વસ્તુઓ સાચવી રાખવા માટે 'એરટાઈટ' એટલે હવા પ્રવેશ ન કરે એવી શીશીઓ રાખવી પડે છે એ સર્વને વિદિત છે.

**મુખ્ય સંગ્રહસ્થાનો**—લંડન, ઑક્સફર્ડ, ફ્લૉરેન્સ, ડ્રેસ્ડન,

વિ એના, મ્યુનિચ, બર્લિન, સેંટ. પીટર્સબર્ગ, રોમ, પૅરિસ, વગેરેમાં ઘણા કિંમતી સંગ્રહસ્થાનો છે. હિંદુસ્થાનમા જેપુરનુ સગ્રહસ્થાન વખણાય છે. પ્રથમ સગ્રહસ્થાનોમા વિશેષે કરીને શિલ્પકામ, ચિત્રકામ, તથા હસ્તલિખિત પુસ્તકોજ રાખવામાં આવતા હવે કુદરતના ઇતિહાસનો ચિતાર આપનાર વિદ્યા સબધી દરેક નવી શોધખોળથી મળી આવેલી વસ્તુઓ સગ્રહસ્થાનમાં મૂકવામાં આવે છે. સગ્રહસ્થાનની ખાસ ખૂબી અને ઉત્તમતા વસ્તુઓની ગોઠવણ પર આધાર રાખે છે.

**કાંબીસિસ**—ઇરાનના રાજા સાઈરસનો પુત્ર કાંબીસિસ ઇ સ પૂ. પર૯ માં ગાદીએ બેઠો હતો પોતાના ભાઈને મારી નાખી ઇ. સ. પૂ. પર૭ અથવા પર૫ મા મીસર પર સ્વારી કરી ત્યાના રાજાને હરાવી ૭ મહીનામા આખા ઇજીપ્તનો માલીક બન્યો કાંબીસિસે એકંદરે મીસરના લોકો સાથે નમ્રતાથી કામ લીધુ હતુ, પણ પાછળના ભાગમા તેને દારૂ પીવાની ટેવ પડી, અને તે ઘાતકી વર્તણુક ચલાવવા લાગ્યો, એટલામા ઇ. સ. પૂ. પ૨૨ માં એણે સાંભળ્યું કે ઇરાનની ગાદી બીજા કોઈએ લઈ લીધી છે, તે પરથી તે પાછી મેળવવા ઇજીપ્તથી નીકળ્યો, પરતુ રસ્તામાજ જાંઘ ઉપર અકસ્માત્ ઇજા થવાથી સીરિઆમા મરણ પામ્યો

**મકદુનીઆ**—આર્કિપેલેગો અથવા ઇજીઅન સમુદ્રના વાયવ્ય કોણમાં એ દેશ આવેલો છે ગ્રીસ પર હુમલો કરવામા સામેલ થવાની ઇરાનીઓએ મકદુનીઆના લોકોને જરૂર પાડી હતી પછીથી કેટલોક વખત ગ્રીસના અને તે પછી રોમના તાબામા તે રહ્યુ હતુ. દસમી સદીમા બલ્ગેરિઆના, ને ચૌદમી સદીમા સર્વિઆના તાબામા હતુ સોળમી સદી પછીથી તુર્કી રાજ્યનો એ એક ભાગ બન્યો.

**પાઠ ૧૭—અઢારેક ક્રિયા**—ટાકણી બનાવવામા અઢારેક વિભાગો કરવામાં આવે છે, રમવાના પાનાં બનાવવામા એનાથી પણ ચારગણા એટલે બોત્તેરેક વિભાગ પાડવામા આવે છે જુદા જુદા કારીગરોને આ વિભાગો સોપવામા આવતા હોવાથી ૩૦ કારીગરો એક દિવસમા ૧૫,૫૦૦ પાના બનાવી શકે છે. જો એકજ કારીગર બધા કામ કરે, તો દિવસમા એક કે બે કરતા વધારે પાના નજ કરી શકે

**પરઠી લઈને**—પોતપોતાનુ કામ જુદું નક્કી કરી લઈને

**પાઠ ૧૮—ષોડશોપચાર**—આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પૂગીફલતામ્બૂલ (પાનસોપારી), દક્ષિણા, નમસ્કાર—એ સોળ (પૂજનની) સામગ્રી

**ખાતરઅરદાસ**—ફા. ખાતર=હૃદય+અર્=આગળ+દાસતન્=મૂકવું 'ખાતરઅરદાસ' = 'હૃદય આગળ મૂકવું' એટલે 'ભૂલવું નહિ, પણ દરેક રીતે તજવીજ કરવી તે'.

**યજમાન—સં. યજ્** ઉપરથી વર્તમાન કૃદંત = યજ્ઞ કરનાર. અહિં 'યજમાન' એટલે 'જેને ત્યાં પરોણો આવ્યો હોય તે, પરોણાની આગતાસ્વાગતા કરનાર ઘરનો ધણી'

——— (અપૂર્ણ)

# ધારાસભાઓનું બંધારણ.

**(રા. રા. જનુભાઈ અમરતલાલ સૈયદ. બી. એ.)**

લાંબા સમય ઉપર રચાયલા કાયદાથી નિયંત્રિત થયલી હિન્દુસ્તાનની ધારાસભાઓના સ્વરૂપમાં થોડોઘણો ફેરફાર કરવો યોગ્ય લાગવાથી નામદાર સેક્રેટરિ ઑવ્ સ્ટેટની મંજુરીથી સને ૧૯૦૯નો ઇન્ડિઆ કાઉન્સિલ્સ ઍક્ટ (હિન્દુસ્તાનની ધારાસભાઓનો કાયદો) પસાર થયો હતો. આમાં મુખ્યત્વે કરીને ધારાસભાના સભાસદોની સંખ્યા, તેમની નીમણૂક કે ચૂંટણીને લગતી બાબતો, તેમજ અન્ય ઉપયોગી વિષયોનો સમાવેશ કર્યો છે પ્રસ્તુત કાયદો અમલમાં મૂકતા પહેલા વડી સરકારે તા. ૨૪મી ઑગસ્ટ સને ૧૯૦૭ના રોજ એક પત્રદ્વારા સ્થાનિક સરકારોને તેમની હદમાં વસતા જુદીજુદી કોમના માણસો, તેમજ અન્ય મંડળોના અગ્રગણ્ય નાયકોના મત લઈ પોતાની તરફ લખી મોકલવા સૂચવ્યું હતું આ બધા મતોનું તારણ કાઢી વડી સરકારે એક પત્ર લૉર્ડ મોર્લી-સેક્રેટરિ ઑવ્ સ્ટેટ-ને મોકલ્યો હતો, તેને પરિણામે આ કાયદો પસાર થયો હતો આ કાયદાથી ધારાસભાના કદમાં, તથા બીજી કેટલીક બાબતોમાં, એટલે કે ધારાસભાઓના જૂના સ્વરૂપમાં બહુ ફેરફાર થયો છે વડી ધારાસભામાં સરકારી સભાસદની સંખ્યા વધારે છે સ્થાનિક તેમજ પ્રાંતિક સભાઓના બંધારણમાં એથી ઉલટું છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે

| ધારાસભાઓના નામ | સરકારપક્ષ | લોકપક્ષ | વધુમત કયા પક્ષના ? |
|---|---|---|---|
| વડી ધારાસભા | ૩૭ | ૩૨ | ૫ (સરકારના) |
| મદ્રાસ | ૨૦ | ૨૬ | ૬ (લોકપક્ષના) |
| મુંબઈ | ૧૮ | ૨૮ | ૧૦ ( „ ) |
| બગાળા | ૧૭ | ૩૧ | ૧૪ ( „ ) |
| સંયુક્ત પ્રાંતો | ૨૦ | ૨૬ | ૬ ( „ ) |
| પૂર્વ બંગાળ તથા આસામ | ૧૭ | ૨૩ | ૬ ( „ ) |
| પજાબ | ૧૦ | ૧૪ | ૪ ( „ ) |
| બર્મા | ૬ | ૯ | ૩ ( „ ) |

નવા કાયદાને અંગે જાણવા જોગ બાબત એ છે કે જો કોઈ કાયદો પસાર કરતાં અનુભવી સદ્‌ગૃહસ્થોની જરૂર પડે તો આતિક સરકાર તેવે પ્રસગે બે નવા માણુસો નીમે છે. આ બે પુરુષો જો સરકારપક્ષના હોય તોપણુ લોકોના વધુ મતની સખ્યા પર તેની અસર થતી નથી. બીજો લાભ એ થયો છે કે હવેથી ધારાસભામા વધાદારી વર્ગ, જમીનદારો, મુસલમાનો, તેમજ વેપારીવર્ગ, પોતાના પ્રતિનિધિ મોકલી શકે છે. સ્ત્રી વર્ગ, નાની ઉંમરના પુરુષો અથવા તો ગાડા માણુસોને કોઈ ઉમેદવારને મત આપવાનો હક નથી. ચૂંટી કાઢવામાં આવેલા માણુસની વર્તણુક કે આબરૂ લોકહિતની વિરુદ્ધ લાગે તો વડી કે સ્થાનિક સરકાર તેવા માણુસને ધારાસભાનો સભાસદ થતો અટકાવી શકે છે જુના કાયદા પ્રમાણે દરેક સભાસદની નીમણુક સારૂ સરકારની મજુરીની જરૂર પડતી

ધારાસભાના પ્રત્યેક સભાસદને નવી સભાની પ્રથમ બેઠક વખતે વફાદારીનાં સોગદ લેવા પડે છે, અને તેની સભાસદ તરીકેની મુદત ૩ વર્ષની હોય છે. જો કોઈ પણ સભાસદની ચૂંટણી બિનકાયદેસર, અગર અનીતિના માર્ગ કે સાધન દ્વારા-થઈ હોય, ને તે સબધી કોઈ પણ બીજો

માણસ વાંધો ઉઠાવે તો તે બાબત તપાસ કરવામાં આવે છે; અને જો વડી કે સ્થાનિક સરકારની નજરમાં આવે તો તે વાંધા ભરેલી ગણાય છે. આ સિવાય ધારાસભાના કાર્યક્રમના પણ કેટલાક નિયમો ઘડાયા છે.

(૧) બ્રિટિશ સરકારના પરરાજ્યના સંબંધ વિષે, (૨) જે બાબતો સભામાં sub judice (ચુકાદો ન થયો હોય એવી) હોય તેના ઉપર, (૩) તેમજ ઈ સ ૧૮૬૧ ની સાલના કાયદાની ૨૨ મી કલમમાં બાતલ કરેલા વિષયો ઉપર કોઈ સભાસદને ચર્ચા ચલાવવાનો હક નથી. ઉપરાંત જે બાબતો સામાન્ય લોકહિત વિરુદ્ધ હોય, અથવા પ્રાંતિક કે સ્થાનિક સરકારની સભામાં રજુ કરવા યોગ્ય લાગે તો તેવી દરખાસ્તો વડી સરકારની ધારાસભામાં રજુ કરવા દેવામાં આવતી નથી આ નવા કાયદાથી મુખ્ય લાભ એ થયો છે કે સામાન્ય હિતને લગતી કોઈ પણ નવી દરખાસ્ત લોકનિયુક્ત સભાસદ રજુ કરી શકે છે.

બજેટ (અંદાજપત્ર) રજુ થયા પછી તે ઉપર ચર્ચા ચલાવવાનો હક આગાઉ ન હતો, તે આ કાયદાને અંગે પ્રાપ્ત થયો છે બજેટને અંગે વેરા, નવી લોન, તથા પ્રાંતિક સરકારને આપવાની ગ્રાન્ટ જેવા વિષયો ઉપર દરખાસ્તો રજુ કરવાનો દરેકને હક છે આ ઉપરાંત કોઈ પણ પ્રશ્નના ઉત્તરને લગતો નવો પ્રશ્ન પ્રથમ પૂછવાનો હક ન હતો, તે હવે નવો મળ્યો છે.

આ ઉપરથી સહજ સમજાશે કે નવા કાયદા જેને "Morley-Minto Reforms" "લૉર્ડ મોર્લી તથા લૉર્ડ મિન્ટોના સુધારા"નું નામ પણ કેટલાક આપે છે, તે હિન્દુસ્તાનના રાજ્યબંધારણમાં એક ઉપયોગી ફેરફાર કરનાર સાધન છે. ધારાસભાના સભાસદોની સંખ્યા બહુ વધી છે. જુદા જુદા હક સભાસદોને આપવામાં આવ્યા છે. લોકનિયુક્ત સભ્યોની સંખ્યાના વધુ મત છે કાયદા ઘડવામાં તથા અમલમાં મૂકવામાં લોકોને વધારે ભેળવવા એજ આ નવા કાયદાનો લાભકારક, ઉદાર તથા ઉચ્ચ આશય છે. પ્રસ્તુત કાયદો અમલમાં મુકાયા પછી આપણા હિંદુસ્થાનના માયાળુ શહેનશાહ રાજ્યાભિષેકને વાસ્તે હિંદ પધાર્યા હતા ત્યારે દિલ્હીમાં સ્વમુખે કેટલાક સુધારા તથા રાજ્યતંત્રમાં ફેરફાર જાહેર કર્યા હતા. તેમાંના મુખ્ય બે છે–

(૧) હિન્દુસ્તાનની રાજગાદી કલકત્તાને બદલે દિલ્હી થશે.

(૪) બંગાળાના જુદા ભાગ પાડી કાઉન્સિલની મદદથી કામ કરનાર ગવર્નર નિમાશે આને લીધે બંગાળા ઇલાકાની ધારાસભાના બંધારણમાં ફેરફાર થયો છે, પણ બહુધા જૂનો ૧૯૦૯ નો કાયદો કાયમ છે.

---

| ધારાસભાનું નામ. | પ્રમુખ. | કાયદા અમલમા મૂકનારી સભાના અધિકારી (સત્તાની રૂએ). | પ્રાંતવાર અધિકારી. | સરકાર તરફથી નિમાયલા. | લોક તરફથી ચૂંટી કઢાયલા |
|---|---|---|---|---|---|
| વડી ધારાસભા. | નામદાર વાઇસરૉય | ૫ | ૮ | ૨૭ (+૨૦ + *૭) | ૨૫ |
| મદ્રાસની ,, | ,, ગવર્નર | ૩ + ૧¤ | | ૨૩ (+૧૬ + *૭) | ૧૯ |
| મુંબઇની ,, | ,, ગવર્નર. | ૩ + ૧¤ | | ૨૧ (+૧૪ + *૭) | ૨૧ |
| બંગાળાની ,, | લેફ્ટેનન્ટ ગવર્નર | | | ૨૨ (+૧૭ + *૫) | ૨૬ |
| સંયુક્ત પ્રાંતની ,, | ,, | | | ૨૬ (+૨૦ + *૬) | ૨૦ |
| પૂર્વ બંગાળા તથા આસામની ધારાસભા. | ,, | | | ૨૨ (+૧૭ + *૫) | ૧૮ |
| પંજાબની ,, | ,, | | | ૧૯ (+૧૦ + *૯) | ૫ |
| બ્રહ્મદેશની ,, | ,, | | | ૧૪ (+૬ + *૮) | ૧ (વેપારી મંડળ તરફથી) |

¤ ઍડવોકેટ-જનરલ. + સરકારી નોકરો. * સરકારી નોકર ન હોય એવા.

# સંગીતવિષય.

( ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૧૮૮ થી ).

## ઈશ્વરપ્રાર્થના.

શાંતિથી ગાવું.

માત્રા ૪ विलंबित मध्य गति.

| | | | |
|---|---|---|---|
| ઓ ઈ | શ્વ ર ભ જી | એ ત ને | .... , |
| ऽ ऽ | । । । । | ऽ । । | ऽ̍ । |
| सा रे | ग ग प प | प ध धा | ...... , |

| | | | |
|---|---|---|---|
| મો હું | છે તુ | જ ના | .. મ ; |
| ऽ ऽ | ऽ । | । ऽऽ | । ऽ |
| प धा | सां ध | प, गा | गा .. . |

| | | | |
|---|---|---|---|
| ગુ ણુ તા | રા નિ ત | ગા ઈ એ | ... , |
| । । ऽ | ऽ । । | ऽ । । | ऽ̍ । |
| ध ध प | गा रि ग | सा रि गा | .... , |

| | | | |
|---|---|---|---|
| થા ય અ | મા રાં | કા | . મ . |
| ऽ । । | ऽ ऽ | ऽऽ | । । ऽ |
| धा प प | गा री | सा | सा ... |

## ગાય.

આનંદથી ગાવું

| | | | |
|---|---|---|---|
| કા ળી | ધો ળી | રા તી | ગા ય , |
| ऽ ऽ | ऽ ऽ | ऽ ऽ | ऽ । । |
| सा सा | रे म | प ध प | सां सं , |

---

* । = ૧ માત્રા ; ऽ = ૨ માત્રા ; ऽ̍ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ, શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર, -गा = કોમળ गा ; ग़ी = મન્દ્ર गी ; ॥ = ગીત પૂરૂં, = અર્ધમાત્રા

| | | | |
|---|---|---|---|
| પી એ | પા ણી | ચ ર વા | જા ય ; |
| ઽ ઽ | ઽ ઽ | \| \| ઽ | ઽ \| \| |
| ध म | प गा | स स रिग | सा स ; |
| આ ર પ | ગો ને | આ ચ ળ | ચા ર , |
| ઽ \| \| | ઽ ઽ | ઽ \| \| | ઽ \| \| |
| सा स स | रे म | प ध प | सां सं , |
| વા છ ર | ડા પ ર | હે ત અ | પા ર . |
| ઽ \| \| | ઽ \| \| | ઽ \| \| | ઽ \| \| |
| धा म म | प ग ग | सा रि ग | सा स . |

## પોપટની શીખામણ.

આનંદથી ગાવું

| | | | | | |
|---|---|---|---|---|---|
| मात्रा २ | ઉ | ડ જ | ગે ઉ | ડ વ | ✓ ને, |
| द्रुत | \| | ઽ \| | ઽ \| | ઽ \| | ઽ |
| गात | स | सा स | गा ग | म म | प |
| | રિ | શું હું | રી અ | વુ ત | ✓ ને |
| | \| | ઽ \| | ઽ \| | ઽ \| | ઽ |
| | ध | सां सं | -नी ध | प म | गा |
| | ઉ | ધા ડી | પા ખ | મા હ | ✓ રી, |
| | \| | ઽ \| | ઽ \| | ઽ \| | ઽ |
| | प | सां नि | सां रिं | सा -नि | धप |

* | = ૧ માત્રા, ઽ = ૨ માત્રા, ઽ̍ = ૩ માત્રા, ⌈ = સ્વર, વસ્તુ કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર; -गा = કોમળ गा; नी॰ = મન્દ्र नी; ॥ = ગીત પૂર્ણ, - = અર્ધમાત્રા, ✓ માટે જુઓ પૃ ૨૨૪

| | | | | ✓ |
|---|---|---|---|---|
| ઉ | ધા ડ | ભા ઈ | તા ક | રી |
| । | ડ । | ડ । | ડ । | ડ |
| प | सां -नि | धा म | प म | गा |
| | | | | ✓ |
| ભ | ણુ અ | ને ક | બો લ | ડા, |
| । | ડ । | ડ । | ડ । | ડ |
| म | म म | -नी ध | सां नि | सां |
| | | | | ✓ |
| મિ | ઠા ક | રે ટ | ઠ ક | ડા |
| । | ડ । | ડ । | ડ । | ડ |
| नि | सां रि' | सां -नि | -नी प | धा |
| | | | | ✓ |
| તુ | એ ક | વે ણુ | મા ન | જે |
| । | ડ । | ડ । | ડ । | ડ |
| प | सां नि | सां रि' | -नी ध | धा |
| મી | ઠું મી | ઠું ટ | ઠ ક | જે. ॥ |
| । | ડ । | ડ । | ડ । | ડ । |
| प | सां -नि | धा म | प म | गा. ॥ |

પાદ પૂરૂં થાય છે અને બીજું પાદ તે સાથે એકજ સ્તભમાં જોડાય છે તે સ્પષ્ટ દેખાય છે, પરંતુ વિરામ અતિ સૂક્ષ્મ છે તે દર્શાવવા અક્ષર ઉપર ✓ આ ચિહ્ન રાખ્યું છે.

અપૂર્ણ

---

* । = ૧ માત્રા, ડ = ૨ માત્રા, ડ́ = ૩ માત્રા, ̂। = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તભમાં ચાલુ છે એ બતાવનાર; -मा = કોમળ मा; मा। = મન્દ नी; ̂॥ = ગીત પૂરું, ⁀ = અર્ધમાત્રા

# ગણિત.

## લેખક—રામભાઈ કાલિદાસ પટેલ.

( ચાલુ પૃ. ૧૯૩ થી )

નિયમ ૨૩ મો:—બે સખ્યાના વર્ગોની બાદબાકી અને તેજ બે સંખ્યાની બાદબાકી આપ્યા હોય, તો આપેલી બાદબાકીના વર્ગમાં આપેલી વર્ગોની બાદબાકી ઉમેરવી. સરવાળાને આપેલી બાદબાકીની બમણાઈએ ભાગવાથી મોટી સખ્યા નીકળશે આપેલી વર્ગોની બાદબાકીમાથી આપેલી બાદબાકીનો વર્ગ બાદ કરવો આ બાદબાકીને આપેલી બાદબાકીની બમણાઈએ ભાગવા ભાગાકારની નાની સખ્યા આવશે.

ઉદા. બે સંખ્યાના વર્ગોની બાદબાકી ૩૯ છે, અને તેજ બે સંખ્યાની બાદબાકી ૩ છે; તો તે બે સખ્યા કઈ?

$$\frac{\text{આપેલી બાદબાકીનો વર્ગ + આપેલી વર્ગોની બાદબાકી}}{\text{આપેલી બાદબાકીની બમણાઈ.}}$$

$$= \frac{૩^{૨} + ૩૯}{૩ \times ૨} = \frac{૪૮}{૬} = ૮ \text{ મોટી સખ્યા.}$$

$$\frac{\text{આપેલી વર્ગોની બાદબાકી—આપેલી બાદબાકીનો વર્ગ}}{\text{આપેલા બાદબાકીના બમણાઈ}}$$

$$= \frac{૩૯ - ૩^{૨}}{૩ \times ૨} = \frac{૩૦}{૬} = ૫ \text{ નાની સખ્યા.}$$

માટે જવાબ. ૮ અને ૫.

કારણ:—

$અ^{૨} - ય^{૨} = ૩૯$ અને $અ - ય = ૩$ છે.

$અ - ય =$ નો વર્ગ કર્યો તો

$અ^{૨} - ૨ અય + ય^{૨} = ૯$ થયા. એમાં

$અ^{૨} \quad - ય^{૨} = ૩૯$ ઉમેર્યા

$૨ અ^{૨} - ૨ અય = ૪૮$. સરવાળો

માટે $૨ અ ( અ - ય ) = ૪૮$ એમા

$અ - ય = ૩$ આપેલા છે.

માટે $અ \times ૨ \times ૩ = ૪૮$

માટે અ $= \frac{૪૮}{૩ \times ૨} =$ ૮ મોટી સંખ્યા.

અને એજ રીતે અ$^{૨}$—ય$^{૨}$ = ૩૯ માંથી અ—ય = ૩ નો વર્ગ અ$^{૨}$—૨ અય + ય$^{૨}$ = ૯ બાદ કર્યા તો

૨ અય—૨ ય$^{૨}$ = ૩૦ રહ્યા

માટે ૨ ય ( અ—ય ) = ૩૦ એમા

અ—ય = ૩ આપેલા છે

માટે ય × ૨ × ૩ = ૩૦ માટે ય

$= \frac{૩૦}{૩ \times ૨} =$ ૫ નાની સંખ્યા.

ઉદા:—અ ૧૦૦ રૂપીઆનો એક એવા કેટલાક શેર લે છે, અને જેટલા શેર લે છે તેટલી પાઈ દરેક શેરે દલાલી આપે છે. ય ૧૦૦ રૂપીઆનો એક એવા કેટલાક શેર લે છે, અને જેટલા શેર લે છે તેટલી પાઈ દરેક શેરે દલાલી આપે છે અ કરતા ય ને રૂ. ૮—૬—૯ વધારે દલાલી આપવી પડે છે વર્ષ આખરે બન્નેને દર શેરે ૫ રૂપીઆ પ્રમાણે નફો મળે છે. આથી અ કરતા ય ને ૧૫ રૂપીઆ વધારે નફો મળે છે જો અ પોતાના શેર ૮૦ ને ભાવે વેચી દઈ ઉપજેલી રકમની ૫ ટકાની ૯૬ ના ભાવની અને ય પોતાના શેર ૯૦ ને ભાવે વેચી દઈ ઉપજેલી રકમની ૩¾ ટકાની ૮૭¾ ના ભાવની લોન લે, તો બન્નેની વાર્ષિક ઉપજ પ્રથમ કરતા કેટકેટલી વધશે અથવા ઘટશે?

ટીપ—નિયમ ૧૨ અને ૧૩ ને માટે ગોખલેકૃત ગુજરાતી ગણિતમા આ રીત કરતાં જુદી રીત આપી છે.

નિયમ ૧૪ મો:—કોઈ બે સંખ્યાના વર્ગોની બાદબાકી અને તેજ બે સંખ્યાનો ગુણાકાર આપ્યાં હોય, તો આપેલી વર્ગોની બાદબાકીનો વર્ગ કરવો. આ વર્ગમાં આપેલા ગુણાકારના વર્ગની ૪ ગણાઈ ઉમેરવી. જે સરવાળો આવે તેનુ વર્ગમૂળ કાઢવુ આ વર્ગમૂળ તેજ બે સંખ્યાના વર્ગોનો સરવાળો થશે આ ઉપરથી તે બે સંખ્યાઓ કાઢી શકાશે

ઉદા:—બે સંખ્યાના વર્ગોની બાદબાકી ૨૦ છે, અને તેજ બે સંખ્યાનો ગુણાકાર ૨૪ છે, તો તે બે સંખ્યાઓ કઈ?

$\sqrt{\text{આપેલી વર્ગોની બાદબાકી}^2 + \text{આપેલો ગુણાકાર}^2 \times ૪}$

$= \sqrt{૨૦^2 + ૨૪^2 \times ૪}$

$= \sqrt{૪૦૦ + ૫૭૬ \times ૪}$

$= \sqrt{૨૭૦૪.}$

= ૫૨ તેજ બે સખ્યાના વર્ગોનો સરવાળો આ સરવાળો અને તેજ બે સખ્યાના વર્ગોની બાદબાકી ૨૦ આપી છે ને પરથી તે બને સખ્યાઓ નીચે પ્રમાણે નીકળી શકે છે—

$\sqrt{\frac{\text{આવેલા વર્ગોના સરવાળા + આપેલી વર્ગોના બાદબાકી}}{૨}}$

$= \sqrt{\frac{૫૨ + ૨૦}{૨}} = \sqrt{૩૬} = ૬$ મોટી સખ્યા

અને $\sqrt{\frac{\text{આવેલા વર્ગોના સરવાળો—આપેલી વર્ગોની બાદબાકી}}{૨}}$

$= \sqrt{\frac{૫૨—૨૦}{૨}} = \sqrt{૧૬} = ૪$ નાની સખ્યા.

જવાબ ૬ અને ૪ તે સખ્યાઓ.

ફારેસૂઃ—

$અ^2—બ^2 = ૨૦$ અને $અબ = ૨૪$ છે

$અ^2—બ^2 = ૨૦$ એનો વર્ગ કરવાથી $અ^4—૨ અ^2 બ^2 + બ^4 =$ ૪૦૦ થાય છે એમા $૪ અ^2 બ^2 = ૨૩૦૪$ ઉમેરવાથી $અ^4 + ૨ અ^2 બ^2 + બ^4 = ૨૭૦૪$ થાય છે. એનુ વર્ગમૂળ કાઢવાથી $અ^2 + બ^2 = ૫૨$ આવે છે

હવે $અ^2 + બ^2 = ૫૨$ છે એમા

$અ^2—બ^2 = ૨૦$ ઉમેર્યા

$૨ અ^2 = ૭૨$ સરવાળો થયો.

માટે $અ^2 = ૩૬$

માટે $અ = ૬$

એવીજ રીતે

$અ^2 + બ^2 = ૫૨$ છે એમાથી

$અ^2 - ઘ^2 = ૨૦$. બાદ કર્યાં

$૨ ઘ^2 = ૩૨$ બાદબાકી

માટે $વ^2 = ૧૬$

માટે $ય = ૪$.

૧ લુ ઉદા:—એક માણુસે સોનુ, ચાંદી, અને ત્રાંબુ મળીને ત્રણ ધાતુના મિશ્રણનું એક ૨૦ તોલા વજનનુ કડુ કરાવ્યુ. આખા કડાનો જેટલો ભાગ સોનાનો છે તેટલા પૌંડ આખ કડાની ઘડાઈ ગણતા જેટલો ભાગ સોનાનો છે તેટલા ભાગની જે ઘડાઈ થાય તે રકમ સોનીએ ઘડાઈ તરીકે માગી તે માણુસે આખા કડાનો જેટલો ભાગ ચાંદીનો છે તેટલા પૌંડ આખા કડાની ઘડાઈ ગણતા જેટલો ભાગ ચાંદીનો છે તેટલા ભાગની જે ઘડાઈ થાય તે રકમ ઘડાઈ તરીકે આપવા કહ્યું 'આથી સોની અને તે માણુસને ૨ શિલિંગ ૯$\frac{3}{4}$ પેન્સના તફાવતની તકરાર પડી આખરે સોનીએ જેટલો ભાગ સોનાનો હતો તેટલા પૌંડ આખા કડાની ઘડાઈ ગણતા જેટલો ભાગ ચાંદીનો હતો તેટલા ભાગની જે ઘડાઈ થાય તે રકમ લીધી. આથી સોનીને ઘડાઈ બદલ ૩ શિલિંગ ૪ પેન્સ મળ્યા તે માણુસે ૨૦ રૂપીએ તોલા લેખે સોનુ, દશ આને તોલા લેખે ચાંદી, અને ૭ પાઈએ તોલા લેખે ત્રાંબુ ખરીદ્યુ હતું કહો ત્યારે તે કડુ કેટલી કિંમતનુ થયુ? જવાબ.* રૂ ૩૦૮–૧૪–૬

૨ જુ ઉદા—એક વેપારીએ પોતાની પાસે જેટલી સાલ છે તેટલા રૂપીઆની એક લેખે સઘળી સાલો અને જેટલી પાઘડી છે તેટલા રૂપીઆની એક લેખે સઘળી પાઘડીઓ વેચી દીધી આથી તેને સાલ કરતા પાઘડીમાં રૂ. ૪૪ ઓછા ઉપજ્યા જો તેણે જેટલી પાઘડીઓ છે તેટલા રૂપીઆએ એક લેખે સઘળી સાલો અને જેટલી સાલ છે તેટલા રૂપીઆએ એક લેખે સઘળી પાઘડીઓ વેચી દીધી હોત, તો તેને રૂ ૨૪૦ ઉપજત જો તેણે રૂ. ૧૨ા એ એક સાલ લેખે સઘળી સાલો અને રૂ ૮ એ એક પાઘડી લેખે સઘળી પાઘડીઓ વેચી દીધી હોત તો તેને સેંકડે ૧૫ ટકા નફો મળત. ત્યારે તે વેપારીએ તે વેપારમા કેટલા રૂપીઆ રોકેલા?

( અપૂર્ણ )

---

* આ વિષયમા આપેલા બીજા સર્વ ઉદાહરણોના જવાબ વિષય પૂરો થયે આપવામા આવશે

# સ્ત્રીકેળવણીની જરૂર.

(લખનાર-માસ્તર ભીમસિંહજી દીપસિંહજી પરમારના પત્ની બાઈ ચચળ.)

નાનાં બાળકથી તે વૃદ્ધ વયના મનુષ્યો પણ કહી શકશે કે આ દુનિયાનો ઉદ્ધાર અને મડાણ સ્ત્રી થકીજ છે દરિયામા વહાણ ચલાવવાને ખલાસી કુશળ હોય છે ત્યારેજ વહાણ આ પારથી પેલે પાર જઈ શકે છે, તેમજ રાજ્યકારભાર ચલાવવાને પંડિત પ્રધાનની જરૂર છે, તો પછી મહાવિકટ એવો જે આ સસાર તેને ચલાવવાને કેળવણી પામેલી સ્ત્રીઓની ખાસ જરૂર હોય એમા નવાઈ શી! જ્યાસુધી માતા કેળવાયલી નહિ હોય ત્યાસુધી ઉછરતી પ્રજા ચપળ થઈ શકે એ બનવા જોગ કેમ હોય! જો માતા કેળવાયલી હશે તો તે પોતાના બાળકને સહેલાઈથી નાનપણમાજ કેળવણીના સસ્કાર ઠસાવી શકશે મનની કેળવણી સપાદન કરવાને બાળકને શાળાની જરૂર પડે છે, તોપણ તનની કેળવણી આપવાને તો ખાસ કેળવાયલી માતાનીજ જરૂર છે. એક અભણ માતા બાળકને શુ સુધારી શકે? હા, જેવા ગુણો પોતામા હોય તેવા શિખવી શકે—એમ કહીએ તો તેથી શુ? બચ્ચાનુ રક્ષણ અને પોષણ કરવામા તો અનાથ પશુપક્ષીઓ પણ બાહોશ હોય છે પરતુ મનુષ્યજાત સર્વ પ્રાણીઓમા જેટલી શ્રેષ્ઠ છે તે પ્રમાણમા ઉત્તમ પ્રકારે માતા પોતે કેળવણી લઈને પોતાના બાળકને કેમ ન સુધારે? એક કેળવણી પામેલી માતા આ દુનિયાની વિચિત્ર પ્રજાને કેવી ઉપયોગી છે!

નાનપણથી માતાની તાલીમથી પુત્ર યા પુત્રી કેટલો બધો ઉપકાર કરી શકે છે તેમજ વિદ્વાન્ અને અનુભવી માતા પોતાની પ્રજાના હિતને માટે તેને કેટલી જાતનો બોધ આપી શકે છે તે જાણવુ બહુ કઠિન નથી કેમકે આપણે સહેજ અનુભવથી જોઈ શકીએ છીએ કે કેળવાયલી સ્ત્રીથી આ સસાર સુખમય બને છે, અને અભણ સ્ત્રીઓનો સસાર કદી પણ સુખમય હોતો નથી એટલે દુઃખમય હોય છે, તો પછી સુખ મેળવવાનો પ્રયત્ન કરવો એ પ્રાણિમાત્રનુ કર્તવ્યજ છે. હિંદી સ્ત્રીઓ તેમા વળી ગુજરાતની સ્ત્રીઓમા કેળવણીની ઘણીજ ખોટ છે. તેનુ મુખ્ય કારણ એ છે કે ઘણા સાદા અને જૂના રિવાજના ગૃહસ્થો સ્ત્રીકેળવણીથી વિરુદ્ધ જાય છે, તેમજ અજ્ઞાની અને

અણઘડ પુરુષો કહે છે કે સ્ત્રીઓને ભણાવવાથી ઘરમાં દારિદ્ર પેસે છે, બરકત હઠે છે, ઘર ઊઠી જાય છે, સંસારમાં ધૂળ મળી જાય છે તેમજ ભણીને સ્ત્રીઓ વઠી જાય છે. અલબત તેમનું કહેવું કેટલેક અંશે ખરું હશે તે મારાથી ના કહી સકાશે નહિ, કેમકે તેમના જોવામાં તેવું આવ્યું હશે તે સત્ય છે. આજકાલ કેટલાક એવા બનાવો પણ જોવામા આવે છે કે ભણી એટલે સુધરેલી થઈ, પરંતુ પાઠકગણ ! તેમા અપૂર્ણતાનો દોષ છે. તેને પૂર્ણ જ્ઞાન મળી શકતું નથી. મારા કહેવાનો એ હેતુ નથી કે સ્ત્રીઓને બી. એ. કે એમ એ. મા પાસ કરાવો યા તો 'મિડવાઇફ' બનાવો. મારું કહેવું તો શાસ્ત્રયુકત છે કે સ્ત્રીઓને એવી કેળવણી મળવી જોઈએ કે જેથી ધર્મમા દૃઢ થાય, નીતિમાન્ થાય, તેમજ સત્યપતિવ્રતા થાય. માત્ર એક બે ચોપડીઓ ભણાવી એટલે એમ સમજવું નહિ કે કેળવણી આપી, પણ તેને કેળવણી એટલી આપવી જોઈએ કે તે વ્યાવહારિક ને ધાર્મિક બને કેળવણી સંપાદન કરી શકે. પઠનક્રમ એવોજ ચલાવવો જોઈએ

આ જમાનો એવો છે કે જુવાનીઆઓ સ્ત્રીઓને વશ થઈ સ્ત્રીઓ જે રસ્તે લઈ જવા ધારે તે રસ્તે જાય છે જો આવે પ્રસગે સ્ત્રી કેળવાયલી હશે તો તેને સારે માર્ગે લઈ જઈ શકશે સ્ત્રીઓને જો ખરી કેળવણી મળી હોય તો શું આ સસાર સુખમય ન થાય ? અલબત આપણા બંધુઓ એકજ મત પકડી બેસે કે આગળ ઉપર આપણામાં સ્ત્રીકેળવણી ક્યા અપાતી હતી, તો તેમનું માનવું ભૂલભરેલું છે. તેમ માનવાવાળાને હુ બેધડક પૂછીશ કે સતી દમયતી, સતી સીતા, તારામતી વગેરે ભણેલી હતી કે નહિ, તો તેના જવાબમા હરેકોઇને હા પાડવીજ પડશે. તેમજ સતી સુલસા કે જેના બત્રીસ પુત્રો લડાઈમા મરણ પામ્યા હતા, તેણે પ્રથમ મોહદશામાં વિલાપ કર્યો, પરંતુ તુરત સત્ઉપદેશ મળવાથી વિલાપ છોડી દીધો અને અંતે મોક્ષસુખને પામી આજે તો જો કાઈનું

નોનું બાળક પણ ગુજરી ગયુ હોય તો શાસ્ત્રથી વિરુદ્ધ પગલા ભરી અનેક કર્મ ઉપાર્જન કરે છે. તેનું કારણ એજ કે કેળવણી બિલકુલ નહિ. આ વગેરે અનેક દાખલા છે, તો એવો નાદાન પક્ષ પકડીને આપણે આપણા સસારસુખસાધનને અજ્ઞાન રાખવુ, એ ડહાપણભરેલુ નહિ પણ જોખમભરેલુ છે.

જો સ્ત્રીઓને પ્રાચીન રીતરિવાજને અનુસરી શિક્ષણ આપવામાં આવે તો આપણો સસાર સુખમય બની શકે. પણ જ્યા માબાપ બે ત્રણ ચોપડીઓ ભણાવી નવ દશ વરસની ઉમર થાય કે લગ્ન કરી દેવામાં મગ્ન રહે, ત્યા સ્ત્રીઓ અલ્પતાની રહેજ અને અનિષ્ટાનિરૂપ થઈ પડેજ.

આવા કગાલ શિક્ષણમાં એ ભવિષ્યની માતા પોતાના નિર્દોષ બાળકોને શુ તાલીમ આપે? તેમજ તે બાળલગ્ન કરેલા જોડાની પ્રજા શું સુધરી શકે? શાસ્ત્રમા કહેલુ છે કે વીસ વરસનો પુરુષ અને તેર વરસની કન્યા હોય તો જોડુ યોગ્ય કહેવાય. પરંતુ તેથી તો ઉલટુંજ જોવામાં આવે છે કે તેર વરસનો પુરુષ અને વીસ વરસની સ્ત્રી, તો પછી તે શુ સુધરે? દાખલા તરીકે અગ્રેજ લોકો ભણી ઊતર્યા પછીથી પોતાની મેળે લગ્ન કરે છે તો તેથી તેમને જે ફાયદા થાય છે તે આપણે નજરે જોઈએ છીએ અપૂર્ણજ્ઞાનવાળી બાળા પોતાના ધર્મનુ રહસ્ય શું જાણી શકે? અને જ્યારે તે જાણી ન શકે ત્યારે ઉલટુ ધર્મ કરવા જાય ત્યાં કર્મ બાંધીનેજ આવે આપણા દેશમાં સ્ત્રીઓ દેવદર્શને જાય છે ત્યારે ચારપાચ ભેગી મળીનેજ જાય છે, અને પછી વખતનો લાભ લઈ જેની તેની નિંદા કરવા મડી જાય છે. કહેવત છે કે “ ચાર મળે ચોટલો તો એકનો પાડે ઓટલો ” એ કહેવતનો પૂરો અમલ થવામાં કઈ બાકી રહેતું નથી આનુ કારણ એ કે ધર્મસ્થાનક તે શુ તે તેઓ સમજતી નથી. જો સમજતી હોય તો એવી અનર્થનીવાતો કરે નહિ, માટે સ્ત્રીશિક્ષણની ખાસ અવલ નંબરે જરૂર છે. સ્ત્રી સુશિક્ષિત હોય તો બાળકો ગર્ભમાથીજ સારા અવતરે છે. ચિકિત્સક, બુદ્ધિમાન્, અને ભાગ્યશાળી બાળકો થવાનુ મૂળ કારણ માતાજ છે. આ વિષે આપણે ઘણા દાખલા મેળવી શકીશુ. સુભદ્રાના ઉદરમા જ્યારે અભિમન્યુનો ગર્ભ હતો, ત્યારે તેણે જે કળા સાંભળી હતી અને તે સમરે

તેને જે જે અકુર ઉત્પન્ન થયા હતા તે સર્વ અભિમન્યુના મગજમા વાસ કરી રહ્યા હતા વળી ઑનરેબલ એસ કાઉલરે પોતાના એક પુસ્તકમાં લખ્યુ છે કે પ્રસિદ્ધ ગણિતવિદ્ નાર ફ્રોલવારન્ટ જ્યારે ગર્ભમા હતો ત્યારે તેની માતે ઘણી વખત રાત્રીએ પણ હિસાબ ગણવા પડતા, તેથી તે વિદ્વાન્ થયો હતો બ્રુસ્ટના એક પ્રખ્યાત વકીલના ઓરડામા નેપોલિયન બોનાપાર્ટના ચિત્ર છે તેની માતા લડાઈનુ વર્ણન વાચવામા ઘણો પ્રેમ દેખાડતી તેથીજ તેના બાળકને વડીલ અવસ્થામા લડાઈની ઇચ્છા પ્રબળ થઈ હતી. મિસિસ પેન્ડલ વિષે એમ કહે છે કે તેણે પાચમી વખતના ગર્ભસમયે વિદ્યાભ્યાસમા ચિત્ત લગાડ્યુ હતુ, તેથી તેનો પુત્ર પણ તેવોજ વિદ્વાન્ થયો હતો તેથી ડાક્ટર ફ્રાઉડર પોતાના એક પુસ્તકમા લખે છે કે ગર્ભસચાર થવાની સાથે માતા મનસ્વભાવનો ભાગ બાળકોને આપી શકે છે, અને જો અભણ માતા હોય તો તેનુ બાળક આળસુ અને મૂર્ખ થાય છે: આ માટેજ સ્ત્રીકેળવણીની જરૂર છે કહેવત છે, કે " મા તેવી દીકરી ને ઘડા જેવી ઠીકરી ", માટે સ્ત્રીને કેળવણી આપવી અગત્યની છે, કારણ કે સ્ત્રીપુરુષ એ સસારરૂપી રથના બે પૈડા છે,' તો બને પૈડા જો સરખા અને સારા હશે તોજ રથ ચાલી શકશે તેમ જો પુરુષ વિદ્વાન્ હશે અને સ્ત્રી અભણ હશે, તો તેનો સસાર કદી પણ સુખરૂપ ચાલી શકનાર નથી તેમજ સ્ત્રી એ પુરુષનુ અર્ધુ અગ છે એમ શાસ્ત્ર કહે છે, તો પુરુષ પોતાના શરીરને અર્ધુ અલકૃત કરશે તો ખોડુ કહેવાશે એટલુજ નહિ પણ પુરેપુરી હાનિ થશે, માટે દરેક પુરુષનામ ધરાવનારને ઘટે છે કે તેણે પોતાના બને અગ સરખા રાખવાં જોઈએ કહ્યુ છે કે—

अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥

અર્થાત્-ભાર્યા મનુષ્યનુ અર્ધુ અગ છે. ભાર્યા શ્રેષ્ઠમા શ્રેષ્ઠ મિત્ર છે. ભાર્યા ત્રણે વર્ગનુ ( એટલે ધર્મ, અર્થ અને કામનુ ) મૂળ છે, ભાર્યા તરનારનુ મૂળ છે ( સસારસુખનુ સાધન છે ) અસ્તુ ! !

---

# केळवणीखातानी खबरो.

## રાજકોટ બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૧૨ ની સાલની પ્રવેશક પરીક્ષા.

(૧) કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે, કે આ કૉલેજમા દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમર અભ્યાસ વગેરે હકીકતનુ પત્રક સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમા માગેલી હકીકત બરાબર પૂરી આ જાહેર ખબર પહોચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા ૧ માહે ઑગસ્ટ સને ૧૯૧૨ પછી આવા પત્રકો લેવામા આવશે નહિ

(૨) સને ૧૯૦૩ ના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૨૨ મે તે સાલની પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર છાપેલી છે તેની કલમ પહેલી અને છઠ્ઠી સિવાયની બાકીની પાચ કલમોમા લખેલો સરતો આ સાલને માટે પણ લાગુ છે એમ સમજવુ.

(૩) આ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૯ મી માહે સપ્ટેંબર સને ૧૯૧૨ સોમવારના રોજ સવારના ૧૧ અગીયાર વાગે આ કૉલેજના મકાનમા શરૂ થશે.

તા. ૧૮ મી માહે એપ્રિલ સને ૧૯૧૨, રાજકોટ.

O E Strip.

લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કૉલેજ,

રાજકોટ.

# જાહેર ખબર.

( ઉ. ભા. ના મે. એ. ઈ. સાહેબના તા. ૪થી મે ૧૯૧૨ ના હુકમ નં. ૨૨૨૯ ઉપરથી ).
પ્રાથમિક શાળાઓ માટે મજુર થયલાં પુસ્તકોની નીચલી યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | પુસ્તકનું નામ | જેમા પુસ્તક છપાયુ હોય તે ભાષાનું નામ | શાને માટે પુસ્તક મજુર થયુ છે તે. | કિંમત. રૂ.આ પા | ટીકા. |
|---|---|---|---|---|---|
| | ભટ્ટ સી. એમ વકીલ સાદરા, મહીકાંઠા— | | | | |
| ૧ | રત્નગ્રન્થિ અથવા ટુંકી વાર્તાઓ. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર શાળાઓની લાઇબ્રેરી માટે. | ૦-૮-૦ | |
| | દાતાર એન. એન. ૬૮, બુધવાર પેઠ. પૂના શહેર— | | | | |
| ૨ | નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા અને શહેનશાહ-બાનુ મેરિનું રાજ્યાભિષેક વખતનું પિક્ચર. | મરાઠી, ગુજરાતી, કૅનરીઝ, અને સિંધી | સઘળી પ્રાથમિક શાળાઓમાં લાઇબ્રેરિ તથા ઇનામ માટે. | ૦-૧૦-૦ | કપડા પર ચડાવેલુ તથા વિંટાળવાની લાકડી સાથેનું. |

| | | | | |
|---|---|---|---|---|
| | પોપટલાલ મગનલાલ, ગુજરાત ઓરિએંટલ બુકડીપો, અમદાવાદ— | | | |
| ૩ | નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જનું જીવનચરિત્ર. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક શાળાઓમા ઇનામ તથા લાઇબ્રેરી માટે. | ૦—૧—૩ |
| | સેક્રેટરિ અંજુમન—ઇ—ઇસ્લામ, વડોદરા— | | | |
| | હમારે નબી (હમારા પેગંબર) | ઉર્દુ. | ઉર્દુ શાળાઓની લાઇબ્રેરિ માટે. | ૦—૮—૦ |

ઑફિસ ઑવ્ ધિ ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પૂના. તા. ૨૪-મી એપ્રિલ ૧૯૧૨.

P. Wren.

ઑ. ડિ. ઑ. પ. ઇ. તરફથી.

## જાહેર ખબર.

( ઉ ભા. ના મે. એ. ઇન્સ્પેકટર સાહેબના તા. ૭ મી મે ૧૯૧૨ ના હુકમ નં ૨૬૯૦ ઉપરથી ).

નીચેનાં પુસ્તકો, ચોપાનીઆ, વગેરે નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલાં જાહેર કરવામાં આવ્યાં છે, કારણ કે સદરહુ પુસ્તકો, ચોપાનીઆં વગેરેમાં એવા શબ્દો કે લખાણ છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે હિંદમા કાયદેસર સ્થપાયલી બ્રિટિશ સરકાર તરફ અસંતોષ, તિરસ્કાર, કે ધિક્કાર ઉશ્કેરવાનો સંભવ છે.

| પુસ્તક વગેરેનું નામ. | પુસ્તક, ચોપાનીઆ વગેરેની વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નં. તથા તારીખ. |
|---|---|---|
| 'પાણિપતચા મોબદલા' ( પાણિપતનો ખાર ) નામનું મરાઠી નાટક. | કોલ્હાપુરની હિંદુ યુનિઅન કલબના સભાસદ કોઇ વાસુદેવ નારાયણ નામનાએ દેખીતી રીતે લખેલું, મુંબઇમાં સુવર્ણ પ્રિન્ટિંગ પ્રેસમા છપાયલું, અને મુંબઈ, ગિરગામના ફાટક ખધર્સે પ્રસિદ્ધ કરેલુ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૫૪૫, કિલ્લે મુંબઈ, તા. ૨૦મી જાન્યુઆરિ ૧૯૧૨. |
| 'સંગીત લંકાવિધ્વંસ નાટક' ( લંકાના નાશ વિષે સંગીત નાટક ) નામનું મરાઠી નાટક | ગણેશ ઘોંડદેવ કાણેએ લખેલુ, અને મુંબઈમા કર્ણાટક પ્રેસમા છાપેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં ૮૧૫, કિલ્લે મુંબઇ, તા ૨૯મી જાન્યુઆરિ ૧૯૧૨. |
| 'પૃથ્વીરાજ સંયોજિત નાટક' (પૃથ્વીરાજ અને સંયોજિત નાટક) નામનું મરાઠી નાટક. | ગણેશ ઘોંડદેવ કાણેએ લખેલું, અને મુંબઈમા તત્ત્વવિવેચક પ્રેસમા છાપેલુ. | ,, |

| | | |
|---|---|---|
| બસવેશ્વર (Basaweshwar) નામનુ નાટક | અમરશાસ્ત્રી હીરેમઠ લિંગસાગરે કૅનરીઝમા લખેલુ, (બેલ્ગામના) રામતત્ત્વ પ્રકાશ પ્રેસમા છાપેલુ, અને શિવમૂર્તિ સ્વામી કાનબર્ગી મઠે પ્રસિદ્ધ કરેલુ | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૮૫૭, કિલ્લે મુબઈ, તા. ૩૦મી જાન્યુઆરિ ૧૯૧૨. |
| 'બંદેમાતરમ્, બીશો નહિ' (Bande Mataram, Do not fear) એ નામનું બંગાલીમા હસ્તલિખિત પાનીઉં | 'યુગાન્તર' ની સહીવાળું | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, ન. ૧૧૨૬, કિલ્લે મુબઈ, તા. ૯ મી ફેબ્રુઆરિ ૧૯૧૨, |
| 'નામદાર બાલગગાધર તિલક યાંચ્યા વરીલ ખટલ્યાચી હકીકત' (ધિ ઑનરબલ મિ. બાલ ગગાધર તિલકપર ચાલલા કામની હકીકત). | બાલગગાધર તિલકની તપાસનો મરાઠીમાં પૂર્ણ હેવાલ, ખડેરાવ ભીકાજી બેલ્સારેએ લખેલો, ઈંદુપ્રકાશ પ્રેસમાં છપાયલો, અને કોલ્હાપુરના બુકસેલર રામચદ્ર ચિન્તામણુ ભાગવતે પ્રસિદ્ધ કરેલો | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૧૨૧૧, કિલ્લે મુબઈ, તા. ૧૩ મી ફેબ્રુઆરિ ૧૯૧૨. |
| 'શૂર અબલા' (બહાદુર સ્ત્રીઓ). | "ધનુર્ધારી"એ લખેલુ,મુબઈના નિર્ણયસાગર પ્રેસમા છપાયલુ, જનાર્દન મહાદેવ ગુર્જરે પ્રસિદ્ધ કરેલુ | ॥ |
| 'શ્રી શિવાજી ઉત્સવ વા ત્યા પાસૂન મહારાષ્ટ્રીયાસ બોધ' | કોઇ શિવાજી જયતી પર દેખીતી રીતે અપાયલુ ભાષણ, 'લોકમાન્ય બાલગગાધર તિલક'ને અર્પણ કરેલુ મરાઠી ચોપાનીઉં | ॥ |
| 'લોકમાન્ય બાલગગાધર તિલક યાચે ૫૦ વર્ષાચે ચરિત્ર, ભાગ પાહલા'. | કૃષ્ણાજી આબાજી ગુરુજીએ લખેલુ, પૂનાના શારદા પ્રેસમા છપાયલું, ગણેશ રામચદ્ર કારાલકરે પ્રસિદ્ધ કરેલું | ॥ |

| | | |
|---|---|---|
| 'રાષ્ટ્રીય શિક્ષણ આણિ લોક જાગૃતિ' | વાસુદેવ પુરુષોત્તમ સાઠેએ લખેલું, અને વડોદરામા 'જય વિજય' પ્રેસમાં છપાયલું. | ,, |
| 'સમાલોચક' નામના ચોપાનીઆની નીચેની પ્રતો<br>૧. પુસ્તક ૧ લું, નં. ૩.<br>૨. પુસ્તક ૧ લુ, નં. ૫.<br>૩. પુસ્તક ૨ જુ, નં. ૩. | મરાઠીમા હુબલીના ત્ર્યબક ગુરુનાથ કાલેએ મરાઠીમાં પ્રકાશ કરેલું. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૧૨૪૪, કિલ્લે મુબઈ, તા ૧૪ મી ફેબ્રુઆરિ ૧૯૧૨ |
| 'બંદેમાતરમ્, મા ભોઈ! મા ભોઈ! મા ભોઈ! ભાઈ સ્વદેશીય ભ્રાતૃવૃંદ', એ મથાળાનુ પાનીઉં. | કર્ત્તાના નામ વગરનું બંગાલીમાં લખાયલુ, અંગ્રેજી, બંગાલી, અથવા કોઈ પણ ભાષામાં પ્રસિદ્ધ થયલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં ૧૪૬૪, કિલ્લે મુબઈ, તા ૨૨ મી ફેબ્રુઆરિ ૧૯૧૨. |
| 'લેખ—રત્ન—માળા અથવા નાના ફડનવીસાંચે નીવડક પત્રાંચા સગ્રહ નામનું મરાઠી ચોપાનીઉં | આંતાજી રામચદ્ર હાર્ડિકરે લખેલુ, અને ૧૮૮૭ મા વાસુદેવ ગણેશ જોશીએ 'ચંદ્રિકા' પ્રેસમાં છાપેલ તથા પ્રસિદ્ધ કરેલુ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૨૭૫૪, કિલ્લે મુબઈ, તા. ૧૦ મી એપ્રિલ ૧૯૧૨. |

નીચેનાં ચોપાનીઆ, ચોપડી વગેરે જમીન યા દરિઆ માર્ગે બ્રિટિશ ઇંડિઆમાં લાવવાની ગવર્નર જનરલ-ઇન્-કાઉન્શિલ તરફથી ૧૮૭૮ ના સી કસ્ટમ્સ ઍક્ટના સેક્શન ૧૯ ની રૂએ મના કરવામા આવે છે —

| પુસ્તક વગેરેનું નામ | પુસ્તક ચોપાનીઆ વગેરેની વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નં. તથા તારીખ |
|---|---|---|
| 'કણુવુ, એક કાવ્ય અને બીજા ગીતો', તથા 'અરિશોરુપગુ, એક ટુકી વાર્તા'. | સી સુબ્રમણ્ય ભારતીએ પ્રસિદ્ધ કરેલા, અને પૉંડચેરીમા છાપેલા તામિલ ભાષામા ચોપાનીઆં. | રેવેન્યુ ડિપાર્ટમેન્ટ, નંબર ૧૯૩૦, કિલ્લે મુબઈ, તા. ૨૭ મી ફેબ્રુઆરિ ૧૯૧૨. |

| | | |
|---|---|---|
| અલ્-ખલેગ ( Al-Balague ) નામનું અરબી વર્તમાનપત્ર. | સિરિઆમા બેરટમાં પ્રસિદ્ધ થયલુ | રેવેન્યુ ડિપાર્ટમેન્ટ, નમ્બર ૩૬૦૭, કિલ્લે મુંબાઈ, તા. ૧૫ મી એપ્રિલ ૧૯૧૨ |

## જાહેર ખબર.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નમ્બર ૨૮૭૫, કિલ્લે મુંબઈ, તા. ૧૩ મી એપ્રિલ ૧૯૧૨.

૧૯૧૦ ના ઇંડિઅન પ્રેસ ઍક્ટના સેક્શન ૧૨ પ્રમાણે 'અષ્ટભુજા દેવી' ના ચિત્રની મના કરનારી તા. ૧૬ મી ડિસેંબર ૧૯૧૧ ની સરકારી જાહેર ખબર નમ્બર ૭૨૦૬ ના સબંધમાં લાગતા વળગતા અધિકારીઓને ખબર આપવામા આવે છે કે લાનોલી, કાર્લાના રવિવર્મા પ્રેસના માલીકને સરકારે નીચેના ફેરફાર સાથે એ ચિત્ર ફરી છાપવાની પરવાનગી આપી છે —

( ૧ ) જાહેર ખબરમાં કસાઈ તરીકે વર્ણવેલા એક રાક્ષસની તરવાર પરના લોહીના ડાઘો કાઢી નાખવા.

( ૨ ) જાહેર ખબરમા ગાય તરીકે વર્ણવેલા, પણ જે હતકયામા ભેંસ છે, તે પ્રાણીનો રગ સફેદ બદલીને કાળો રાખવો

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એ. ૪ સાહેબના તા ૧૩ મી મે સને ૧૯૧૨ ના હુકમ ન. ૩૧૬૩ ઉપરથી ).

સને ૧૯૧૨-૧૩ નો ન ૨૯૪૨. અમદાવાદ, ૧૦ મી મે સને ૧૯૧૨.

તા. ૭ મી મે ૧૯૧૨ ના ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના હુકમ ન ૧૪૮૩ પ્રમાણે આથી જાહેર કરવામા આવે છે કે હાલતુરત સુધી અમદાવાદ કૅંપમાં રહેનાર આસરે ૧૪ વર્ષની વયના છોટાલાલ ગોકળદાસ તબોલીને, તથા હાલતુરત સુધી અમદાવાદ પ્રેમ દરવાજા બહારના રહેનાર આસરે ૧૭ વર્ષની વયના બલીરામ કૃષ્ણાજી કિ સિકર ( ઉર્ફે બાલકૃષ્ણ કૃષ્ણાજી ગાયકવાડ ) ને, લીવિંગ સર્ટિફિકેટો પર ખોટી સહી કરીને અમદાવાદની અમુક સ્વીકૃત હાઈ સ્કૂલમા દાખલ થવા પ્રયત્ન કરવા માટે, હવે પછી હમેશને માટે સરકારે સ્વીકારેલી કોઈ પણ શાળામાં દાખલ કરવાની, તેમજ ખાતા તરફથી લેવાતી અથવા સ્વીકારાયલી કોઈ પણ પરીક્ષામા બેસવા દેવાની મના કરવામાં આવે છે.

P. Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ ભા.

# નિશાળોનાં ઇનામપત્રક.

**માંડવી**—ગામ લોકો તરફથી. મીઠાઇ. રૂા. ૧૦–૮–૦ **સાતમ**—ગામલોકો તરફથી મીઠાઈ રૂા. ૩–૦–૦ પતાસા ૩–૦–૦ **એરૂ**—ગામલોકો તરફથી વશનજી રણછોડજી તરફથી ભોજન. રૂા ૩૦–૮–૦ **ધરસાણા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૪–૮–૦ **સુંઢેશ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૫) **નાગધરા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂા. ૫) ભોજન રૂા. ૧૦) **અચેલી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા. ૨૦) **મગોદડુંગરી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૫–૮–૦ **ઉભરા**—શેઠ ધનજીશાહ રતનજી તરફથી ઇનામ રૂા ૨૪–૦–૦ પટેલ ધના રઘા મીઠાઈ રૂા ૧–૧૨–૦, બાઈ સાકરી ખુરસી રૂા. ૪–૮–૦ **સેગવાછામા**—પટેલ ઇચ્છાભાઈ કોમાભાઈ ભોજન રૂા ૧૨) **અટગામ**—ગામ લોકો તરફથી ભોજન રૂા. ૪૫) સ્કુલ કમીટીના મેમ્બર તરફથી મીઠાઈ રૂા. ૩) **મગોદ**—ગામ લોકો તરફથી છીંટ રૂા. ૩–૧૨–૦ મીઠાઈ ૧–૯–૦ **અટદા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા. ૧૨–૪–૦ મીઠાઈ રૂા ૫) **ખેરલાવ**—ગામ લોકો તરફથી ભોજન મીઠાઈ **ચાસાદિર્ડુ**—વડતાળ ગાદીના સ્વામીના ધર્મગુરૂ મીઠાઈ રૂા. ૩) **ખરોલી**—દયાળજી પરાગજી તરફથી ઘડીઆળ રૂા. ૧૦) **સીસોદરા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૧૯) **અટવા**—ગામ લોકો તરફથી ભોજન રૂા. ૧૬–૩–૦ ગુલાબભાઈ નાગરજી ફારમ સુપરિટેંડંટ સાહેબ તરફથી તથા લક્ષ્મણજી રઘુસિંહજી મીઠાઈ રૂા ૪–૦–૦ સ્લેટ તથા મીઠાઈ રૂા. ૧૦–૧૩–૦ **વાંકાનેર**—ગામ લોકો તરફથી પાણી લાવવાને લોઢાખડની નળી રૂા ૩૫) ઇનામ રૂા. ૧૧) મીઠાઈ રૂા ૨૨) **કુમાળછોડ**—દયારામ રણછોડજી તરફથી છોકરાને ભોજન કરાવ્યું રૂા ૨૫–૮–૦ ગામ લોકો તરફથી કાપડ, છીંટ વીગેરે કાળીપરજના રૂા. ૧૬–૪–૦ ગોવન કાળા પટેલ સાકર રૂા ૧)

અપૂર્ણ.

---

**સુચના.**–ઝાલાવાડ-હાલાર એજન્સિના તાબાની સ્કૂલોના મહેતાજીઓએ ન્યુનિસિ અક વી પી થી મગાવવો, અગર બે આનાની ટિકેટ મોકલવી, અથવા મ ઓ. કરવો, એમ મે. આસિ. એજન્સિ એન્યુ ઑફિસર આદેશ લખી જણાવે છે, માટે તે મુજબ તેઓએ અમલ કરવો.

REGISTERED NO B. 43.

અંક ૭ મો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુલાઈ. ૧૯૧૨.

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



તન્ત્રી (ઑગસ્ટ ૧૯૦૨ થી)–અને
પ્રકાશક—રા બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી એ.,
પ્રિન્સિપલ, ગ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું.    જુલાઈ, ૧૯૧૨.    અંક ૭ મો.

## કાવ્યસંપત્તિનું દિગ્દર્શન.

(ચોથી સાહિત્યપરિષદમાં વાંચેલો નિબંધ).

( ચાલુ પુ ૫૧. પૃ ૨૦૪ થી ).

### દોષોનું લક્ષણ ને પ્રકાર.

કાવ્યના લક્ષણ વિષે આલંકારિકોમાં બહુ મતભેદ છે. દંડી અને જગન્નાથ રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહે છે,[1] અર્થાત્, શબ્દચમત્કૃતિને પ્રાધાન્ય આપે છે; અર્થચમત્કૃતિને ગૌણ માને છે. ભામહ, મમ્મટ વિદ્યાનાથ આદિ આલંકારિકો શબ્દ અને અર્થ બંનેને કાવ્ય કહે છે,[2] એટલે શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બંનેને સરખા આવશ્યક ગણે છે. વામન રીતિને, વિશ્વનાથ રસને, અને આનંદવર્ધન ધ્વનિને કાવ્યનો આત્મા માને છે[3] મમ્મટ પણ ગુણના લક્ષણમાં રસને અંગી એટલે આત્માજ કહે છે[4] મમ્મટનો કાવ્યપ્રકાશ ગ્રંથ કાવ્યશાસ્ત્રમાં આકરગ્રંથ મનાય છે તેના લક્ષણ પ્રમાણે અદોષ, સગુણ, અને બહુધા

---

१ रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् । रस०
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली । काव्या०

२ शब्दार्थौ सहितं काव्यं गद्यं पद्यं च तद् द्विधम् ।·भाम०
तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि । काव्य०

३ रीतिरात्मा काव्यस्य । काव्य० सूत्र०
वाक्यं रसात्मकं काव्यम् । साहि० दर्प०
काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वः-ध्वन्या०

४ ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः ।
उत्कर्षहेतवस्ते स्युरचलस्थितयो गुणाः ॥ काव्यप्र०

સાલંકાર શબ્દ અને અર્થ તે કાવ્ય છે અદોષત્વને લક્ષણમાં મમ્મટ પ્રારંભમાં મૂકે છે, તે યુક્તજ છે. પ્રાચીન આલંકારિકો ભામહ અને દંડી પણ કાવ્યમા દોષની ઉપેક્ષા ન કરવાનોજ ઉપદેશ કરે છે ભામહ કહે છે કે એક પણ દોષયુક્ત પદ વાપરવુ નહિ દુષ્ટ પુત્રથી જેમ પિતાની નિંદા થાય છે, તેમ દુષ્ટ પદથી કાવ્યની નિંદા થાય છે[1] દંડી પણ એવોજ વિચાર દર્શાવે છે, તે કહે છે કે સ્વલ્પ પણ દોષ પ્રતિ પ્રમાદ ન કરવો; કેમકે ગમે તેવુ સુંદર શરીર પણ કોઢનાં એક પણ ડાઘાથી કદ્રુપુ થાય છે[2]

## દોષ ને ગુણોનું વિવેચન.

મુખ્ય અર્થનો એટલે રસ કે ભાવનો જેથી અપકર્ષ કે ક્ષતિ થાય તેને દોષ કહ્યો છે કેટલાક દોષો નિત્ય છે; અર્થાત્, સર્વે સ્થળે દોષજ છે. કેટલાક અનિત્ય છે; એટલે અમુક પ્રસગમાજ દોષ છે કેટલાક શબ્દદોષ છે, કેટલાક અર્થદોષ છે, ને કેટલાક રસદોષ છે. આવા દોષના પ્રકાર છે. કાનને પ્રિય લાગે એવા પદોજ કાવ્યમા વાપરવા જોઈએ કવિને ભાષા પર બગમર કાબુ જોઈએ ને યોગ્ય સ્થળે યોગ્ય મધુર શબ્દોજ તેણે ગોઠવી કાઢવા જોઈએ તેની ભાષા શુદ્ધ, સરળ, ને અસરકારી જોઈએ, તેનામા ઊંચા પ્રકારની રસજ્ઞતા જોઈએ. શબ્દશાસ્ત્રના નિયમોનો અનાદર કરવાથી ચ્યુતસંસ્કૃતિ દોષ થાય છે. વ્યાકરણના દોષોનો એમા સમાવેશ થાય છે કર્ણને કઠોર લાગે એવા પદના પ્રયોગથી શ્રુતિકટુત્વ દોષ થાય છે અશ્લીલ, ગ્રામ્ય, અપ્રસિદ્ધ, કે સંદિગ્ધ પદો વાપરવાથી કે એવો અર્થ રચનાથી સહૃદયના મનને ઉદ્વેગ થાય છે, ને રસની ક્ષતિ થાય છે, માટે એવા પદો ને અર્થ પણ દૂષિતજ છે જે રચનાથી વર્ણનનો આરંભ કર્યો હોય તે રચનાનો ભગ કરી અન્ય રચનાનો આશ્રય કરવાથી ભગ્નપ્રક્રમ દોષ થાય છે ગુંચવણભરેલી રચના ક્લિષ્ટ કહેવાય છે ને તે પણ દૂષિતજ છે. એકનું એક પદ પ્રયોજન વિના પુન પ્રયોગવાથી કથિતપદત્વ

---

१ सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥ भाम०

२ तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥ काव्या०

કે પુનરુક્તિ દોષ થાય છે આ દોષ અનિત્ય છે; કેમકે કેટલેક સ્થળે પુનરુક્તિ આવશ્યક છે અર્થની પુષ્ટિ ન થાય એવા નકામા વિશેષણથી અપુષ્ટ દોષ થાય છે એ અર્થદોષ છે. છન્દોભગ કે યતિભંગથી હતવૃત્તત્વ દોષ થાય છે છન્દના કરના યતિમા ભગ વિશેષ જોવામા આવે છે જે વૃત્તમા જે જે સ્થળે વિદ્વાનોએ વિશ્રામસ્થાન નક્કી કર્યા છે તે તે વૃત્તમા તે તે સ્થળે વિશ્રામ લેતાં પદને ભાગી નાખવુ પડે ઓ એવો દોષ થાય છે. રસદોષ પણ ત્રણ પ્રકારના છે; પણ તે સર્વમા અનૌચિત્ય એટલે રસની યોગ્યતાનો નાશ એ રસભગનુ મુખ્ય કારણ છે. આ દોષોમાના ઘણાખરા ગદ્યમાં પણ જોવામા આવે છે. ક્લિષ્ટ રચના, વ્યાકરણ દૃષ્ટિએ અશુદ્ધ શબ્દો, અપ્રયુક્ત, સંદિગ્ધ, ને ગ્રામ્ય શબ્દો, તેમજ કર્ણકટુ પદો, ને યતિભગ જેવા દોષો આપણી ભાષામા ગદ્ય ને પદ્ય બનેમા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. એ તો ખરૂ છે કે કેટલાક ઉત્તમ કાવ્યોમા પણ કવચિત્ દોષો જોવામાં આવે છે તાત્પર્ય એ છે કે આપણો આદર્શ ઉચ્ચતમ જોઈએ, અને દોષોનુ સ્વરૂપ જાણી તેમાથી મુક્ત થવા પ્રયાસ કરવો એ આપણો ધર્મ છે.

દોષના વિવેચન પરથી એટલુ સ્પષ્ટ છે કે કવિની ભાષા શુદ્ધ, ગુંચવણ વગરની, ને પ્રાસાદિક હોવી જોઈએ, તેમજ તેનો અર્થ પણ ક્લિષ્ટ કે અનુચિત ન જોઈએ. તેમા રસની પરિપૂર્તિ જોઈએ ને સહૃદયને માન્ય ન થાય એવી ક્લિષ્ટ કલ્પના તેમાં ન જોઈએ.

સગુણ એ મમ્મટના કાવ્યલક્ષણમા બીજુ વિશેષણ છે માત્ર દોષરહિત શબ્દ અને અર્થ હોય એટલે કાવ્ય થાય એમ નથી, તે શબ્દ ને અર્થ ગુણયુક્ત હોવા જોઈએ શૌર્યાદિ જેમ આત્માના ધર્મ છે, તેમ ગુણો એ રસ જે કાવ્યનો આત્મા છે તેના ધર્મ છે[1] શૌર્યાદિ આત્માનો ઉત્કર્ષ કરે છે, તેમ ગુણો પણ રસનો ઉત્કર્ષ કરે છે, અને શૌર્યાદિ ગુણો આત્માથી પૃથક્ રહી શકતા નથી, તેમ કાવ્યમાં ગુણો એ રસથી પૃથક રહી શકતા નથી આ પ્રમાણે કાવ્યમા ગુણો રસની જમાવટ કરવામા ઉપયોગી

---

१ ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः ।
उत्कर्षहेतवस्ते स्युरचलस्थितयो गुणाः ॥ काव्य०

છે માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ એ ત્રણ ગુણ છે.[1] દંડી, ભોજ, વામન અને અન્ય આલંકારિકો દસ ગુણ છે એમ માને છે[2] પણ મમ્મટ, વિદ્યાધર, વિદ્યાનાથ, આદિના મત પ્રમાણે ઉપલા ત્રણ ગુણમાંજ અન્ય ગુણોનો સમાવેશ થાય છે. જેથી ચિત્તને આહ્લાદ થાય અને દ્વેષ આદિથી તેમાં જે કઠોરપણું આવ્યું હોય તે જતુ રહી તે પાણી પાણી થઈ જાય તે ગુણને વિદ્વાનોએ મધુર ગુણ કહ્યો છે એ ગુણ સંભોગશૃંગાર રસમાં માલમ પડે છે, પણ કરુણરસ, વિપ્રલંભ શૃંગાર, ને શાન્ત રસમા તે ઉત્તરોત્તર વિશેષ જોવામા આવે છે.[3] જેથી મનની અંદર જુસ્સો ઉત્પન્ન થાય છે, જાણે અગ્નિ પ્રદીપ્ત થયો હોય ને જ્વલિત થયું હોય એમ લાગે છે, તે ઓજ ગુણ છે તે વીરરસમા રહેલો છે. વીરથી અધિક બીભત્સમા, ને તેથી અધિક રૌદ્ર રસમા હોય છે.[4] સુકા લાકડામાં જેમ અગ્નિ તરત સર્વત્ર વ્યાપે છે ને જેમ સ્વચ્છ જળ સર્વત્ર પ્રસરે છે, તેમ જે મનમા એકદમ ફેલાઈ જાય છે તે પ્રસાદ ગુણ છે અને તે સર્વ રસમા રહેલો છે[5]

( અપૂર્ણ )

---

# સાહિત્યમાં નીતિની ભાવના.

(ચોથી સાહિત્યપરિષદ્‌મા વાંચેલો નિબંધ).

( ચાલુ પુ. ૫૧ પૃ ૨૦૮ થી. )

( રા રા અ. ક ત્રિવેદી એમ એ. એલ. એલ બી.)

## સાહિત્યમાં સભ્યતાની આવશ્યકતા.

કોઈ કહેશે કે આપણને જે વિચારો જેમ સ્ફુરે તેમ દર્શાવ્યા એટલે

---

१ माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश । काव्य०

२ श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजःकान्तिसमाधयः ॥ सर० कण्ठा०

३ आह्लादकत्वं माधुर्यं शृङ्गारे द्रुतिकारणम् ।
करुणे विप्रलम्भे तच्छान्ते चातिशयान्वितम् ॥

४ दीप्त्यात्मविस्तृतेर्हेतुरोजो वीररसस्थितिः ।
बीभत्सरौद्ररसयोस्तस्याधिक्यं क्रमेण च ॥

५ शुष्केन्धनाग्निवत्स्वच्छजलवत् सहसैव यः ।
व्याप्नोत्यन्यत् प्रसादोऽसौ सर्वत्र विहितस्थितिः ॥

સાહિત્યમાં આપણું કર્તવ્ય સમામ થાય છે. સત્ય કહેવું એ આવશ્યક છે, તે ઉપરાંત બીજું કશુ જોવાની જરૂર નથી. ખરુ જોતા તેમ નથી સત્ય **કહેવું અને તે સારી રીતે** કહેવું–એ નિયમ ખાસ ધ્યાનમાં રાખવાનો છે સભ્યતા સિવાય સ્નેહ નથી, સભ્યતા સિવાય ગૌરવ નથી, ને સભ્યતા સિવાય સાહિત્યનો વિકાસ પણ સમવિત નથી. જેમ રીતભાત જાળવવાથી જિંદગીનુ દરેક કાર્ય વધારે સરળ થાય છે તેમ સભ્યતાથી સાહિત્યનો ઉત્કર્ષ પણ વધારે ગ્હેલો થઈ પડે છે. સભ્યતાને વિષે નીચેનું વાક્ય અસરકારક છે —

"Manners aim to facilitate life, to get rid of impediments, and bring the man pure to energize. They aid dealing and conversation, as a railway aids travelling, by getting rid of all avoidable obstructions of the road, and leaving nothing to be conquered but pure space."

"સભ્યતાનો ઉદ્દેશ જીવન સરળ કરવાનો, તેમાંના અંતરાયો દૂર કરવાનો, ને મનુષ્ય પોતાની શક્તિ નિર્વિઘ્ને વાપરી શકે તેવી સગવડ કરવાનો છે. રેલ્વે લાઇનમાં જેમ બની શકે તેટલા રસ્તાના અન્તરાયો દૂર કરવામાં આવ્યા હોય છે ને માત્ર અવકાશ કે અન્તરજ માપવાનુ કામ બાકી હોય છે ને તેથી પ્રવાસનું કામ સુગમ થઈ પડે છે, તેમ સભ્યતા હોય છે ત્યાં આપણા વ્યવહાર ને સવાદોનુ કામ સ્હેલું થઈ શકે છે". સાહિત્યમા જ્યાં સભ્યતા ને શિષ્ટતા જળવાય ત્યા લેખકોનુ કાર્ય વધારે સ્હેલુ થઈ પડે છે.

અર્થવિવેચન, ટીકા, પ્રશંસા, હાસ્યરસ, આક્ષેપો, વ્યાજસ્તુતિ ને નિન્દા કરતી વખતે કેવા પ્રકારની વર્તણૂક અભીષ્ટ છે તે વિષે સાવધનતાથી પરીક્ષા કરવાની જરૂર છે.

અર્થવિવેચનમાં પ્રમાણ

કોઈ પણ આપણા ઓળખાણવાળા માણસને મળતાં આપણે તેને સલામ કે નમસ્કાર કરીએ છીએ. આપણે છેક નીચા વળીને નવાબી સલામ કરીએ તોએ વિચિત્ર દેખાઈએ છીએ અને છેક અક્કડ રહીને લશ્કરી સલામ કરીએ તોએ વિચિત્ર દેખાઈએ છીએ તેથી આપણે મધ્યમ માર્ગનુ ગ્રહણ કરીએ છીએ. નમસ્કાર કરવામાં પણ તેવીજ રીતે વચલે રસ્તે જ-

ઈએ છીએ, નથી આપણે સાષ્ટાંગ દડવત્ પ્રણામ કરતા કે નથી માત્ર એ હાથ આદર સિવાય સાથે આણતા હદ ઉપર જવુ તેમજ હદ અંદર જવુ એ બન્ને તિરસ્કરણીય છે નીતિની બાબતમાં પણ આવો સામાન્ય નિયમ ઍરિસ્ટૉટલે સ્વીકાર્યો છે. અને તે સાધારણ રીતે જનસમાજને ઉપયોગી છે. સાહિત્યમા ગ્રન્થવિવેચન-પ્રશસા, ટીકા વગેરે બાબતોમા પણ આ નિયમનો સ્વીકાર લાભકારક ને ન્યાય્ય છે અલબત કોઈ લેખક ઘણીજ ઊંચી પક્તિનો હોય તો તેની કૃતિ વિષે અતિપ્રશસાનો ભય નથી રહેતો; તેમજ કોઈ પણ લેખક તદન નિર્માલ્ય લખાણો લખતો હોય તો તેની કૃતિની ગમે તેટલી નિન્દા કરવાથી અતિનિન્દાનો દોષ થતો નથી; પરતુ આ બન્ને દાખલા અપવાદરૂપ છે સામાન્ય રીતે અતિપ્રશસા કે અતિનિન્દા બન્ને દૂષિત છે. જુદી જુદી વખતે બન્ને દોષો થતા આપણે જોઈએ છીએ. ખરૂ છે કે અન્ય દેશોમા ને અન્ય ભાષાના સાહિત્યમાં પણ આમ થતું હશે અને થાય છે ઉદાહરણ તરીકે લૅન્ડૉર કહે છેઃ—

"In selecting a poet for examination, it is useful either to extol him to the skies, or to tear him to pieces and trample on him Editors in general do the former, Critics on editors more usually the latter.

'કોઈ પણ કવિની પરીક્ષા કરતી વખતે ઘણુખરૂ તેને કયા તો ઠેઠ આભ પર ચડાવી દેવામા આવે છે કે તેના ચીંથરે હાલ કરી તેને પીંખી ખતામા આવે છે સામાન્ય રીતે અધિપતિઓ પહેલા પ્રકારનુ કામ કરે છે, અધિપતિઓના ટીકાકારો વધારે વાર બીજા પ્રકારનુ કામ કરે છે."

આમ અતિપ્રશસા ને અતિનિન્દાના દોષો અન્ય સ્થળોમા પણ હોવાની ફરિયાદ આપણે સાભળીએ છીએ, પણ તે કંઈ તેનો બચાવ નથી. સામાન્ય છે ને સ્વાભાવિક જ છે મિત્રોને હાથે લખાતાં અવલોકનોમા કે ખાનગી અભિપ્રાયોમા ઘણુધા આપણે અતિપ્રશસાનો દોષ જોઈએ છીએ, અને માસિકો કે સાપ્તાહિક પત્રોમાં કેટલીક વાર આપણે અતિનિન્દાનો દોષ જોઈએ છીએ.

## ટીકાના કાર્યમા નીતિની આવશ્યકતા.

ટીકાઓની બાબતમાં પ્રામાણિકપણું જાળવવુ ઘણું આવશ્યક છે. નિર્દય ટીકાઓથી અન્યોન્ય પ્રતિ કટુતાનો ભાવ ઉત્પન્ન થાય છે. ચીડ-

વાપરેલો લેખક પોતાના દાવની પણ જાણે શોધમાં રહે છે અને દાવ આવે પોતે પણ બને તેટલી અસભ્યતાનો ઉપયોગ કરી લેવાનું ચૂકતો નથી. પરિણામે તેના પર આક્ષેપો, તેના ઉત્તરો ઇત્યાદિ અનર્થપરંપરાની શરૂઆત થાય છે અને અંતે નથી લેખકોને લાભ થતો કે નથી સાહિત્યને લાભ થતો.

વળી એક વાર ટીકાકાર તરીકેની મોટી પદવી ધારણ કરવાને આપણે લલચાઈએ છીએ કે પછી એક ગંભીર પ્રકારની ભૂલ કરવાનો સંભવ રહેછે. તે એ છે કે યદ્વાતદ્વા, જ્યારે ને ત્યારે આપણે સત્યને પ્રકાશમાં આણવુંજ જોઈએ એ આપણો ધર્મ છે એમ માની લેવાની આપણને ઝનુન થાય છે ખરૂં જોતાં પ્રથમ આપણો બોલવાનો ધર્મ હોય તોજ પછી સત્ય બોલવાનો ધર્મ પ્રાપ્ત થાય છે સત્યસશોધન કરવામાં અગ્રણું મણાવવા ખાતર કંઈ જ્યારે ને ત્યારે આપણે બોલવાને બંધાયલા નથી ડૉ. માર્ટિનો કહે છે તે પ્રમાણે સત્યવાદિત્વનો ગુણ આપણે જે કંઈ બોલવાનું છે તેના પર અંકુશ રાખવાને કામનો છે, ને તેની હદ ઓછી કરવામાં કામ લાગે છે, નહિ કે જે જાણતા હોઈએ તે બધું કહી નાખવાની ઇચ્છાને તૃપ્ત કરવાને, સત્યવાદિત્વનો સદ્‌ગુણ વાણી વિષે શાસક બળ વાપરવાના કામનો છે, નહિ કે આરમ્ભક બળ આ શબ્દોમાં રહેલું સત્ય કેવું સરળ છે છતાં જીવનમાં ને સાહિત્યમાં તેનો કેટલી બધી વાર અનાદર થતો જોવામાં આવે છે ! આપણે જે કંઈ કહેવા ઇચ્છતા હોઈએ તેનું અસત્ય કેટલું છે તે પ્રથમ જોવું જોઈએ ચર્ચાઓ ને ટીકાઓમાં આ બાબત લક્ષમાં રાખવાની છે. આપણે માની લીધેલું બધું અસત્ય દૂર કરવાને મથવાનો ભારે બોજો આપણે માથે લેવાની કંઈ જરૂર નથી.

વળી સત્ય કહેવાની ઇચ્છા આપણને શા હેતુથી પ્રાપ્ત થાય છે તે પણ આપણે જોવું જોઈએ સાહિત્યને સેવા કરવાનો ઉચ્ચ ઉદ્દેશ ને તે ઇચ્છાનું બીજ હોય તો તેને પ્રફુલ્લિત કરવાને કશો બાધ નથી ને તેને કોઈ પણ જાતના અંકુશની જરૂર નથી. પણ અનિષ્ટ સ્પર્ધા કે દ્વેષમૂલક ટીકા, ચર્ચા, આક્ષેપ ઇત્યાદિ ગર્હ્ય છે. બદનક્ષી કે નિન્દા વિષેનો કાયદાનો સિદ્ધાન્ત પણ આ સબંધી આપણને પ્રકાશ આપશે. કોઈએ અન્ય પુરુષને વિષે બદનક્ષી ભરેલું લખાણ કર્યું હોય તોપણ તે લખાણની સંપૂર્ણ સત્યતા તે તેનો બચાવ ગણવામાં ને કબૂલ રાખવામાં આવે છે. છતાં આ બચાવ પ-

ણ સિવિલ કોર્ટમાં કબૂલ રાખવામાં આવે છે તેનું કારણ શુ છે ? નહિ કે મરજીમાં આવે ત્યાં ને મરજીમાં આવે તેમ સત્ય કહેવામા કંઈ મોટો સદ્‌ગુણ છે, પણ એટલુજ કે કરવામાં આવેલી નિન્દા ખરી હોય તો પ-છી તેમ છતાં તેને માટે નુકસાનીનો દાવો કરવો એ ઘણુ હલકું કામ છે Sir Federick Pollock ના શબ્દોમાં-" Not because any merit is attached by the law to the disclosure of all truth in season and out of season ( indeed it may be a Criminal offence ), but because of the demerit attaching to the plaintiff if the imputation is true, whereby he is deemed to have no ground of Complaint for the fact being Communicated to his neighbours" કાયદાના કરતાં પણ સાહિત્યને તો નીતિની સાથે વધારે ગાઢ સબધ છે, ને તેથી તેમા સત્ય કે અસત્ય જે કંઈ કહેવામાં આવે તેમા અનિષ્ટ હેતુ સમાયલો હોય તો તે સર્વથા નિન્દ્ય છે

વળી ટીકાઓ, ચર્ચાઓ, ને આક્ષેપોમાં સરળ ને પ્રિય પદ્ધતિ સ્વીકા-રવી ઉચિત છે. જ્યાં સરળ ભાષામાં સત્ય કહેવાની ઇચ્છા છે ,યાં કોઇ પ્રકારની હાનિ નથી, પણ જ્યાં આડીઅવળી રીતે વ્યાજસ્તુતિથી પરિપૂર્ણ ભાષામાં લેખો લખાય છે ત્યા અસંબદ્ધતા, દ્વેષ, અંગત ટીકા – એમ જાત-જાતના અનિષ્ટ પરિણામ સંભવે છે. જે મતભેદની બાબત હોય તે સીધી રીતે કહેવાનુ કામ લેખકને સ્હેલુ પડે છે અને તેથી પ્રતિપક્ષીના મનમાં ખરાબ લાગણી ઊભી થવા પામતી નથી. આડીગુંટીની પદ્ધતિ સ્વીકારવાથી વ્યંગ્ય ભાષાનો છૂટથી ઉપયોગ કરવો પડે છે; લેખક પોતાનો દ્વેષ જાણે છુપાવવા જાય છે, પણ સુધરેલી ભાષામાં તે ગાલિપ્રદાન કર્યો ચાલ્યો જાય છે ને થોડો વખત આનંદ ભોગવે છે. અન્તે તો Action and re-action are equal. ધ્વનિ સામે પ્રતિધ્વનિ પણ તેટલાજ બળથી, તેટલીજ યુક્તિ પ્રયુક્તિથી, ને તેટલીજ પ્રપંચમયી ને અનિષ્ટ પદ્ધતિથી થાય છે પરિણામે એક પ્રકારનું વિચિત્ર સાહિત્ય ઉત્પન્ન થાય છે. લેખકો જાણે રોજ કિન-નાઇનની ગોળીઓ ખાતા હોય ને તેને લીધે તેમને સાગસારની બ્હેર મારી ગઈ હોય એમ વાચકવૃન્દને લાગી આવે છે. લેખક પોતે તેમજ પ્રતિપક્ષી બન્નેની અવનતિ થાય છે. પ્રખ્યાત અંગ્રેજી કવિ શેક્સપીઅર દયાના સદ્‌-ગુણને વિષે કહે છે :—" The quality of mercy is twice

blessed· 't blesseth Him that gives and him that takes " તેમા શબ્દોનો ફેર કરીને પ્રસ્તુત વિષયમા પ્રતિકાર અથવા અન્યોન્ય દ્વેષ વિષે આપણે કહી શકીએ કે 'Tis twice cursed; it curseth Him that gives and him that takes. જેમ દયા જેને વિષે કરવામાં આવી હોય તે, ને દયા બતાવનાર માણસ, બન્ને સુખી થાય છે તેમ પ્રતિકાર જેને વિષે રાખવામા આવ્યો હોય તે, અને તે રાખનાર હોય તે, બન્ને માણસોની અધોગતિ થાય છે, ને બન્નેને ક્લેશ ઉત્પન્ન થાય છે. (અપૂર્ણ.)

---

# હાસ્યરસ.

(ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ).

( ચાલુ પુ. ૫૧ પૃ ૨૧૧ થી )

( રા. રા મો પા દવે. એમ. એ એલ્. એલ્ બી. )

હાસ્ય ઉત્પન્ન કરે એવી કૃતિમાં જો બીજી ઉત્કૃષ્ટ રચનાઓની પેઠે અલૌકિક આનન્દ આપવાનું સામર્થ્ય ન હોય તો તેમા હાસ્યરસ છે એમ આપણાથી કહી શકાય નહિ એ આપણે જોયુ આમા હસ્ય અને હાસ્યરસ એ બેને ઘણોજ ગાઢો સમ્બન્ધ છે એની કોઈથી પણ ના પાડી શકાને નહિ, અને જે કૃતિમાં હાસ્યરસ હોય તે કૃતિ આપણને ઘણીખરી વાર તો ખડખડ હસાવેજ છે એવુ સાધારણ રીતે આપણાથી નિર્ણયપણે કહી શકાને આ નિયમ સાહિત્યમા એટલો બધો પ્રચલિત છે અને એના દાખલાઓ ડિકેન્સ, માર્ક ટ્વેન, સ્વિફ્ટ, મોલિયર વગેરે સમર્થ લેખકોની કૃતિઓમાથી એટલા મળી આવે એમ છે કે તેનાં ઉદાહરણ આપવાની જરૂર સાધારણ રીતે કોઈને પણ લાગે નહિ છતા "હાસ્ય અને હાસ્યરસ એ બેની વચ્ચે આસમાન અને જમીન જેટલો અન્તર છે" એવુ અદ્‌ભુત અને આધાર વગરનું વાક્ય કેટલીક વાર ઉચ્ચારવામા આવે છે તેને લીધેજ એ વિષયના એક બે મશહૂર ઉદાહરણો ટાકવાના આ સ્થળે જરૂર પડે છે. પહેલુ ઉદાહરણ મોલિયરના "Le Mariage Forcé" (જોરજુલમનાં લગ્ન) એ નામના નાટકમાંથી હું લઉંછું એ નાટકના પહેલા અકનો ચોથો પ્રવેશ વધારે હાસ્યરસવાળો છે, પણ વિસ્તારભયને લીધે એ પ્રવેશ ન લેતા એજ અકનો પાચમો પ્રવેશ આપની આગળ રજુ કરીને હું સન્તોષ માનીશ. એ પ્રવેશમા "અમુક સ્ત્રીની સાથે પોતે પરણવુ કે નહિ!"

તેના સંબન્ધમા માર્કુરિયસ નામના ફિલસુફની સલાહ લેવાને સ્ગેનેરેલ નામનો ગૃહસ્થ તેની પાસે આવે છે. એ એની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થાય છે.—

ફિલસુફ—કેમ, ભાઈ! તમારૂ આગમન શેને માટે થયુ છે?

ગૃહસ્થ—સાહેબ, એક નાની સરખી બાબતમા આપની સલાહ લેવાની મારે જરૂર પડી છે, અને તેથી હુ આપની પાસે આવ્યો છુ. (સ્વગત) આ ભાઈ ઠીક ઠીક જણાય છે ખરા. આપણે વાત કરીએ ત્યારે એ શાન્ત રહીને આપણું કહ્યુ સાભળે તો છે.

ફિલસુફ—માસ્તર, તમારી બોલવાની રીત તમે લગાર સુધારો તો સારૂ. હમારી ફિલસુફીમા એવું કહ્યુ છે કે કોઈ પણ સિદ્ધાન્ત બહુ ચોક્સ રીતે મૂકવો નહિ; દરેક બાબતમા સકોચ રાખીને બોલવુ, પોતાનો અભિપ્રાય દર્શાવવાનુ હમેશા મુલ્તવી રાખવુ, અને એ નિયમ પ્રમાણે "હુ આવ્યો છું" એમ નહિ, પણ "હું ધારૂં છુ કે હુ આવ્યો છું" એમ તમારે કહેવુ જોઈએ.

ગૃહસ્થ—હુ ધારૂ છુ?

ફિલસુફ—હા.

ગૃહસ્થ—પણ 'હુ એમ ધારૂ છું' તેનુ કારણ શુ? હુ ધારૂ છુ કારણ કે હુ ખરેખરો આવ્યોજ છુ

ફિલસુફ—તમે ધારો છો તેટલા ઉપરથી તમે આવ્યાજ છો એમ કંઈ ફલિત થતુ નથી, કારણ કે તમે ધારતા હો છતાં તમે ખરેખરા ન આવ્યા હો એ બનવા જોગ છે

.... શું! હુ અહિં આવ્યો છુ એ વાત ચોક્સ નથી?

ફિલસુફ—ના. એ વાત અનિશ્ચિત છે, અને આપણે દરેક વિષયમાં સશયાત્મક વૃત્તિ રાખવી જોઈએ.

ગૃહસ્થ—શું! હુ અત્યારે અહિં આવેલો નથી? શું હું તમારી સામે ઊભો રહીને તમારી સાથે વાત કરતો નથી?

ફિલસુફ—મને એમ લાગે છે કે તમે અહિં આવેલા છો, અને હુ ધારૂ છું કે હુ તમારી સાથે વાત કરૂ છુ, પણ એમ છેજ એવુ કંઈ ચોક્સ કહી શકાય નહિ.

ગૃહસ્થ—રે ! તમે મારી મશ્કરી કરો છો કે શું ? હું આ અહિં ઉભેલો છું અને તમે મારી સામે ઉભેલા છો એ વાત ઉઘાડી છે, અને એમાં કંઈ હું ધારૂંછું ને મને લાગે છે ને એવો કંઈ સવાલજ નથી મહેરબાની કરીને આપ એ સઘળા ગહન વિચારો છોડી દો, અને મારી વાત સાભળો. હુ તમને એવુ કહેવા આવ્યો છુ કે મારે પરણવાની ઇચ્છા છે

ફિલસુફ—હુ કંઈ એ વિષે જાણતો નથી.

ગૃહસ્થ—પણ હું તમને જણાવુ છુ.

ફિલસુફ—તે હશે

ગૃહસ્થ—જે કન્યાની સાથે મારી પરણવાની ઇચ્છા છે તે ઘણી જુવાન અને ખુબસુરત છે.

ફિલસુફ—એમા કંઈ અસભવિત નથી

ગૃહસ્થ—ત્યારે હુ તેની સાથે પરણુ તો સારૂ કે નઠારૂ ?

ફિલસુફ—એમાથી એક તો ખરૂજ.

ગૃહસ્થ—(સ્વગત) રે ! અહિં વળી જુદોજ રંગ છે. (ફિલસુફ ભણી જોઈને) હું તમને પૂછુ છુ કે જે કન્યા વિષે મેં તમારી આગળ વાત કરી તેની સાથે હુ પરણુ તો સારૂં થાય કે નહિ ?

ફિલસુફ—તે તો જે થાય તે ખરૂ

ગૃહસ્થ—ત્યારે હુ પરણુ તે નઠારૂ ?

ફિલસુફ—હા, કદાચ એમ પણ હોય

ગૃહસ્થ—હું આપને વિનતિ કરૂ છું કે આપ મને બરોબર જવાબ આપો.

ફિલસુફ—મારી ધારણા એમજ કરવાની છે

ગૃહસ્થ—એ છોકરી તરફ મારો ઘણો પ્રેમ છે

ફિલસુફ—સંભવિત છે.

ગૃહસ્થ—એના બાપે પણ લગ્નની કબુલાત આપી છે.

ફિલસુફ—આપી હશે

ગૃહસ્થ—પણ મને બીક એ રહે છે કે એને પરણીને હું મુરખ તો નહિ બનુ !

ફિલસુફ—સભવિત છે.

ગૃહસ્થ—તમે એ વિષે શું ધારો છો ?
ફિલસુફ—એમા કઈ અસભવિત નથી.
ગૃહસ્થ—પણ તમે જો મારી જગાએ હો તો તમે શું કરો ?
ફિલસુફ—તે હુ જાણતો નથી
ગૃહસ્થ—મને તમે શું કરવાની સલાહ આપો છો ?
ફિલસુફ—તમારી ઇચ્છામા આવે તે.
ગૃહસ્થ—તમે મને તો ગાડો બનાવી મકરો !
ફિલસુફ—મારે કઈ એમા લેવાદેવા નથી
ગૃહસ્થ—હત તમારૂ ભલુ થાય !
ફિલસુફ—તે તો જે થવાનુ હશે તેમજ થશે
ગૃહસ્થ—( સ્વગત ) આ માણુસ કેવો મૂર્ખ છે ! ખરેખરો વેદિયો ઢોર ! અચ્યા ! હવે તને બતાવી આપુ છુ હરામખોર ! ( ફિલસુફને મારે છે )
ફિલસુફ—ઓ મા ! ઓ રે ! હાય, હાય !
ગૃહસ્થ—લેતો જા, લેતો જા. હવે તને તારા ડહાપણનો બદલો મળ્યો, અને મને સન્તોષ થયો.
ફિલસુફ—વાહ ! આ તે કઈ રીત ! મારૂ આવુ અપમાન ! મારા જેવા ફિલસુફને આમ મારના તને કઈ શરમ ન લાગી ?
ગૃહસ્થ—મહેરબાની કરીને તમારી બોલવાની રીત સુધારજો. દરેક વિષયમા માણસે સંશયાત્મક વૃત્તિ રાખવી જોઈએ, અને "મને માર્યો" એમ નહિ પણ "હું ધારૂં છુ કે મને માર્યો" એ પ્રમાણે તમારે બોલવું જોઈએ.
ફિલસુફ—રે ! મૅજીસ્ટ્રેટની પાસે જઈને હુ હમણાં ફરિયાદ કરૂ છુ કે ફલાણાએ મને માર માર્યો
ગૃહસ્થ—એમાં મારે કઈ લેવાદેવા નથી.
ફિલસુફ—માર પડયાની નિશાની હજી મારા શરીર પર છે.
ગૃહસ્થ—તે હશે
ફિલસુફ—મારૂ આવું અપમાન કરનાર તુજ છે.
ગૃહસ્થ—એમાં કઈ અસભવિત નથી.

ફિલસુફ—હું તારે માટે સમન કઢાવીશ.

ગૃહસ્થ—હું કંઈ એ વિષે જાણતો નથી

ફિલસુફ—તને એનું ફળ મળશે.

ગૃહસ્થ—તે તો જે થાય તે ખરૂ

ફિલસુફ—હુ તને બતલાવી આપીશ ! મને એક વાર જવા દો ! ( એમ કહીને ફિલસુફ ચાલ્યો જાય છે )

( અપૂર્ણ )

—·(૦)—

# " જ્ઞાન અને કેળવણી. "

( રા ગ લિનકરરાય અચરતલાલ સૈયદ બી એ. )

મહેરબાન "ગુજરાત શાળાપત્ર"ના તત્રી સાહેબની સેવામા વિનતિપૂર્વક લખવાનુ કે " શાળાપત્ર " ના જીવનનું પચાસમુ વર્ષ પરિપૂર્ણ થયુ તે મઙ્ગલમય વૃત્તાતને એક મહોત્સવરૂપ ગણીને તત્પ્રસગે એક 'જ્યુબિલિ' ( સુવર્ણ મહોત્સવ ) અક પ્રકટ કરવાની જે યોજના આપે કરી છે તે જેટલી સમયોચિત છે તેટલીજ સ્તુત્ય છે.

" ગુજરાત શાળાપત્ર "નો ગુજરાતની શાળાઓ સાથે તેમજ શાળાઓમા શિક્ષણ આપતા શિક્ષકો સાથે નિકટ સમન્ધ હોવાથી, તેમજ " જ્ઞાન અને કેળવણી "—એ વિષય અને શિક્ષકો જેમને શ્રીમચ્છંકરાચાર્યે " જ્ઞાનના દાતાર " કહેલા છે તે ઉભયની વચ્ચે એક પ્રકારનો ગાઢ સમન્વય આવી રહેલો હોવાથી પૂર્વોક્ત વિષયને ઉદ્દેશીને જે કાઈ થોડુ મે યથામતિ આ નીચે લખી મોકલ્યુ છે તે આપને " ખાસ અકમા " પ્રકટ કરવા યોગ્ય લાગે તો તેમ કરવા કૃપા કરશો એવી નમ્ર વિનતિ છે

## " જ્ઞાન અને કેળવણી. "

"જ્ઞાન" એ, શબ્દ માત્ર બે અક્ષર મળીને થયલો છે તથાપિ એ

---

- આ લેખ જ્યુબિલિ અકને માટે આવેલો તે ત્યા જણાવ્યા મુજબ અવકાશને અભાવે અત્ર છાપવામા આવ્યો છે

નાનકડો શબ્દ કેટલો આશ્ચર્યજનક અર્થ સૂચવે છે ? પ્રાચીન તેમજ અર્વાચીન સમયના વિદ્વાનોએ અને તત્ત્વચિંતકોએ તેનુ કેવુ રૂપ આલેખ્યુ છે ? જ્ઞાનની પ્રાપ્તિ માટે તેઓએ કયા કયા સાધનો કલ્પ્યા છે ?–વગેરે વિષયો પરત્વે એકાગ્રચિત્તથી મનન કરવુ એ પ્રત્યેક વિચારશીલ મનુષ્યનો–તેમાં મુખ્યત્વે કરીને શિક્ષકનો–પરમ આવશ્યક ધર્મ છે આવા આવશ્યક ધર્મની પ્રતીતિ થયા પછી જે મનુષ્ય વા શિક્ષક એ ધર્મ–આચરણમા જેટલે અંશે ન્યૂનતા કે શિથિલતા ધરાવે છે તેટલે અંશે તેનામાં મનુષ્યત્વની કે શિક્ષકત્વની પણ ન્યૂનતા સમાયલી છે એ વાત પણ નિર્વિવાદજ છે આ કારણથી "જ્ઞાન" શી વસ્તુ છે ને વિષે આપણે વિચારીશુ. "જ્ઞાન" એ શબ્દ સસ્કૃત ભાષાનો છે ને 'જ્ઞા" ધાતુ જેનો અર્થ " to know " "જાણવુ" એવો થાય છે તેને अन ( નામવાચક ) પ્રત્યય લાગ્યાથી ઉપસ્થિત થયલો છે. તેનો અર્થ " અમુક વસ્તુ શી છે ? " " તેનુ સત્ય સ્વરૂપ શું છે ? " એ સમજવું એવો થાય છે, અને એ સમજ્યાથી–જાણ્યાથી–મનુષ્યને તે વસ્તુ સુખપ્રદ થઇ પડતી હોવાથી " જ્ઞાન " ને આપણા દેશના પ્રાચીન ઋષિમુનિઓએ " સુખનુ સર્વોત્તમ સાધન " કહેલુ છે, તેમજ પાશ્ચાત્ય દેશના તત્ત્વચિન્તકોએ " એક મહાન્ બળ "* કહેલુ છે આમ બન્ને દેશોમા " જ્ઞાન "નુ માહાત્મ્ય એક સરખુજ છે, તથાપિ દૃષ્ટિબિન્દુ ભિન્ન છે આપણે ' જ્ઞાન ' ની કિંમત આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુથી આકી છે, તેમણે વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી આ રીતે દૃષ્ટિબિન્દુ ભિન્ન હોવા છતા અન્તિમ ઉદ્દેશ તો ઉભયનો એકજ છે અને તે એ કે ઉત્તમ સુખનુ સર્વોત્તમ સાધન. " આપણા પ્રાચીન સમયના તત્ત્વચિ-[illegible]'નુ એક અંગ જે " વેદાન્ત "ના નામથી ઓળખાય છે તેમા "જગતની સર્વ વસ્તુનુ–જડ તેમજ ચેતન વસ્તુઓનુ–આદ્ય રૂપ અભિન્ન એકજ છે, " " જીવાત્મા અને પરમાત્મા, સ્રષ્ટા અને સૃષ્ટ પદાર્થો એ સર્વ એકજ **સાર્વત્રિક** મહાન્ સત્ય ( Universal Reality ) જે " પરમ બ્રહ્મ " ના નામથી ઓળખાય છે તેના રૂપાન્તરજ છે, " વગેરે વાદની ચર્ચા કરવામાં આવેલી છે, અને તેથી તેને અદ્વૈત ( બે જુદા નહિ તે એટલે એકજ

* "Knowledge is Power" ( " જ્ઞાન એક શક્તિ છે" ) એવું એક પાશ્ચાત્ય વિદ્વાનનું સૂત્ર સુપ્રસિદ્ધ છે

સ્વરૂપ સૂચવતો ) વાદ કહેલો છે એ અદ્વૈત વાદ પ્રમાણે એ સાર્વત્રિક સત્ય પરમ બ્રહ્મનો અવબોધ જેને "મોક્ષ" એટલે જન્મમરણના ચક્રાવામાંથી છુટવું એમ કહે છે, તે પ્રાપ્ત કરવામાં સહાયભૂત થઈ શકે એવું સાધન—સર્વોત્તમ સાધન—'જ્ઞાન'—સત્ય જ્ઞાન—જ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને મોક્ષમાર્ગ સૂચવતાં જે બોધ કરેલો છે તેમાં પણ વેદાન્તનો એ અદ્વૈતવાદજ વર્ણવ્યો છે અને મોક્ષપ્રાપ્તિના કર્મમાર્ગ, ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ-એના ત્રણ માર્ગ બતાવીને તે ત્રણેમાં જ્ઞાનમાર્ગને સર્વોત્તમ કહ્યો છે અને એ રીતે જ્ઞાનનું નિસીમ માહાત્મ્ય સિદ્ધ કર્યું છે*. શ્રીમચ્છંકરાચાર્ય પણ—

"बोधोन्यसाधनेभ्यो हि साक्षात् मोक्षैकसाधनम् ।
पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिध्यति ॥"+

એવું બોલીને શ્રીમદ્ ભગવદ્ગીતામાં વર્ણવેલા મતનું પ્રતિપાદન કર્યું છે.

આ પ્રમાણે આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુથી જ્ઞાનનું માહાત્મ્ય આપણે વિચાર્યું, અલબત્ત અતિ સંક્ષિપ્ત રૂપમાં હવે આપણે વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી વિવેચન કરીશું તોપણ જ્ઞાનની મહત્તા સ્પષ્ટ રીતે સમજાયા વિના નહિજ રહે. ઉત્ક્રાન્તિવાદને આધારે મનુષ્યના જીવનની ઉત્ક્રાન્તિ તપાસીશું તો આપણને માલમ પડશે કે મનુષ્યના જીવનની ઉત્ક્રાન્તિની સાથોસાથ તેના જ્ઞાનનો પણ કાલાન્વયે વિકાસ થતો આવ્યો પ્રથમ તો તેના બુદ્ધિબળના વિકાસને લઈને તેના મનની અંદર અનુભવાતા વિચારોને કોઈ પણ રીતે બહાર દર્શાવવાની તેની ઇચ્છાશક્તિ બળવત્તર થવા લાગી; અને તેમ કરવા જતાં ભાષાની ઉત્પત્તિ થઈ ઉચ્ચારિત ભાષાએ ક્રમશઃ

---

*"सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते" ॥ श्री. भ. गी.
"बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते" ॥ श्री. भ. गी.
"ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन" ॥ श्री. भ. गी.

+ (અર્થ) "બીજા સાધનો કરતા બોધ-જ્ઞાનનો પ્રકાશ-મોક્ષનું ઉત્તમ સાધન છે. જેમ અગ્નિ વિના અન્ન પરિપક્વ થતું નથી તેમ જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી."

લિખિત ભાષાને જન્મ આપ્યો. લિખિત ભાષા જ્ઞાનનો પ્રસાર કરવવામાં મુખ્યત્વે કરીને સાહાય્યભૂત થઈ. જ્ઞાનના પ્રસારને પરિણામે શ્રવણ, મનન અને નિદિધ્યાસન સતેજ થયાં, આ ત્રણ પ્રકારના શ્રમથી મનુષ્યની બુદ્ધિ તીવ્રતર થઈ; અને થોડા સમયમા વિદ્વાનોએ અનેક પ્રકારની ચમત્કારી શોધો જગતને કરી બતાવી ! વરાળયન્ત્રની શોધથી આગગાડી, આગબોટો વગેરે સાધનો થયા, તેમણે દેશાટનમા વેઠવો પડતો શ્રમ અને પૈસાનો ખર્ચ દૂર કર્યો. સુતર, રેશમ, ઊન વગેરેના કારખાનાંઓથી મનુષ્ય પહેરવા ઓઢવાને માટે સારાં અને સસ્તાં વસ્ત્રો જથાબંધ મેળવી શકવા લાગ્યો વિદ્યુત્-બળ ગાડી અને મોટરકારો ચલાવવામા ઉપયોગમાં લેવાયુ, એટલુજ નહિ પણ તેની મદદથી એક સ્થળનો માણસ પોતાથી હજારો માઈલના અંતરે આવેલા બીજા સ્થળના માણસ સાથે અડધી કે એક બે મિનિટમાં વાત કરી શકવા લાગ્યો ! પશ્ચિમના વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ ઉપરથી જ્ઞાનને "એક મહાન્ બળ" કહ્યુ છે. જડ વસ્તુના જ્ઞાનથી જ્યારે ઉપર જણાવ્યા તે લાભ આપણને મળી શકે છે ત્યારે આધ્યાત્મિક જ્ઞાનની બલિહારીની તો વાતજ શી કરવી !

'**કેળવણી**'—જ્ઞાનનુ સ્વરૂપ આપણે તપાસ્યું. હવે એ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય જે પ્રયાસો કરે છે તે પ્રયાસોને—જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયાને—આપણે 'કેળવણી' એ નામથી ઓળખીશું. સારી કેળવણીથી પ્રાપ્ત કરેલુ જ્ઞાન અનેક રીતે લાભદાયક નીવડે છે, અયોગ્ય કેળવણીથી પ્રાપ્ત કરેલું જ્ઞાન અનેક રીતે દુ:ખકર્તા નીવડે છે, માટે સારી—ઉચ્ચતમ ઉદ્દેશવાળી—કેળવણી મેળવવી આવશ્યક છે. સારી કેળવણીનુ પ્રથમ સ્થાન ગૃહ–ઘર–છે. આ કારણથી "**घर नरले बनावे छे**"—એવી લોકોક્તિ સર્વાંશે સત્ય છે. કારણ કે બાળક જન્મે છે તેજ દિવસથી પોતાના ઘરની અંદર જે વસ્તુઓ હોય છે તેનીજ સામી નજર તે કરે છે, અને અનુકરણ કરવાની તેનામા વિશેષ શક્તિ હોવાથી તેની બુદ્ધિનો જેમ જેમ વિકાસ થતો આવે છે તેમ તેમ તે તેના માબાપ, સગાવહાલાં, ભાઈભાંડુ, નોકરચાકર વગેરે ઘરનાં જુસો પાસેથી નાના પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવા લાગે છે. આ ઉપરથી બાળકના મન પર તેની બાલ્યાવસ્થામાં જે સસ્કારો અને જેવા સસ્કારો પડ્યા હોય છે તે તેની યુવાવસ્થામા કે વૃદ્ધાવસ્થામા ભાગ્યેજ ભુસાતા પામે

છે, કારણ કે કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે, પણ મોટું ઝાડ નથી વળતુ આ પ્રમાણે "ઘર નરને બનાવે છે" એ ઉક્તિનુ રહસ્ય ધ્યાનમાં રાખીને ઘરની કેળવણી જેમ બને તેમ બાળક સારી પ્રાપ્ત કરે તેવા પ્રયાસો દરેક મનુષ્યે યોજવા જોઈએ વળી ઘરના સર્વ માણસોમા પણ માનો હિસ્સો ગૃહકેળવણીમા ઘણો મોટો ગણાયલો છે. બાળક પોતાની બાલ્યાવસ્થામાં ઘણામા ઘણો સમય પોતાની મા–જનેતા–ની પાસેજ રહે છે, તેથી પોતાની માની કનેથી પોતાની કુમળી વયમા લીધેલા–ગ્રહણ કરેલા જ્ઞાનના સસ્કારોની છાપ તેના મનમા એવી તો સચોટ–સપૂર્ણ–પડી રહે છે કે તે ભવિષ્યમા વિલુપ્ત કરવી અતિ કઠિન કાર્ય થઈ પડે છે આ કારણથી એક વિદ્વાને "માને સો શિક્ષકની બરાબર" ગણેલી છે તે યથાર્થ છે તેમજ "યોદ્ધા, શોધક નર, અને વિદ્વાન્ પુરુષોને પારણામા ઝુલાવનારી સ્ત્રી જાતિજ" કહેલી છે તેમાં પણ ઓછું સત્ય સમાયલુ નથી ત્યારપછી બાળક જેમ જેમ વયમા વૃદ્ધિ પામતુ આવે છે તેમ તેમ તે ઘર છોડીને પોતાની શેરીમા રમવા જાય છે ત્યાં તેને સમાન વયના અન્ય બાળકોની સાથે મેળાપ થાય છે આથી 'સગતિ' એ કેળવણીનુ દ્વિતીય સાધન કહી શકાશે. શેરીમા રમવા ગયલુ બાળક અન્યની સાથે સહવાસમા આવવા લાગે છે તેજ દિવસથી તેઓની અન્દર પરસ્પર વિચારની આપલે શરુ થાય છે વિચારોનો વિનિમય સ્નેહને જન્મ આપે છે. આ સ્નેહગ્રન્થિ કાલક્રમે દૃઢ થઈ મૈત્રીને જન્મ આપે છે, અને મૈત્રીનો પ્રતાપ ભારી છે. પશ્ચિમના પ્રાચીન મહાન્ તત્ત્વચિંતક ઍરિસ્ટૉટલે "મૈત્રી"ને બે દેહની અદર વાસ કરી રહેલો એકજ આત્મા—એ રીતે વર્ણવી છે તે ઉક્તિ અક્ષરશ સત્યજ છે. ("Friendship is composed of a single soul, inhabiting two bodies" Aristotle). આ ઉપરથી એટલુ તો નિર્વિવાદ થશે કે એક મિત્રના વિચારોની અને કૃત્યોની તેના અન્ય મિત્રના હૃદયની ઉપર ઘણીજ સબળ અસર થશે, કારણ કે એકજ આત્મા બે દેહમા રહેલો છે તથાપિ સમાન ગુ પણ એકજ–અદ્વૈત–ગુણ ધારણ કરનારો છે આ કારણથી સત્ પુરુષોનો સમાગમ ઇષ્ટ કહેલો છે, અને અસત્પુરુષની સગતિ ત્યાજ્ય ગણેલી છે

(અપૂર્ણ)



# સંગીતવિષય.

( ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૨૨૪ થી ).

## ઈશ્વરનુ ભજન.

मध्यजाति
पद्यरचना
मात्रा ४
मध्य विलंबित
गति

વીં સ રૂ ન | હિ પ્ર ભુ | ના મ , | ક દીં હુ ||

| | | | | ऽ | | | ऽ́ ⌄ ⌄ | | | ऽ ||

प प प प | -नी ध प | -गा स , | -ग म प ||

વીં સ રૂ ન | હિ પ્ર ભુ | ના | . મ . ||

| | | | | ऽ | | | ऽऽ | | ⌄ ऽ ||

म प म म | -गा रि रि | सा | सस . ||

ચ દ્ર સુ | ર જ ને | અ ગ ણિ ત | તા રા ||

ऽ | | | | | ऽ | | | | | | ऽ ऽ |

सा -ग म | प प प | -नि -नि -निसं | सं-नि ध प |

ક ર્યાં ઉ | જા સ ને | કા મ , | ક દીં હુ |

| ऽ | | ऽ | | | | ऽ ⌄ ⌄ | | | ऽ |

प प प | प नि ध प | -गम स , | -ग म प |

વીં સ રૂ ન | હિ પ્ર ભુ | ના | .. મ . ||

| | | | | ऽ | | | ऽऽ | | ⌄ ऽ ||

म प म म | -गा रि रि | सा | सा .. . ||

---

* । = ૧ માત્રા ; ઽ = ૨ માત્રા; ઽ́ = ૩ માત્રા , ⌈ = ૨૧૨, વર્ણુ શબ્દ બીજા સ્તભમા ચાલુ છે એ બતાવનાર; -गा = કોમળ गा ; नो॒ = મન્દ્ર नी ; ‖̂ = ગીત પૂરૂ; ⌄ = અર્ધમાત્રા

| | | | |
|---|---|---|---|
| વીં સ રૂ ન | હિ પ્ર ભુ | મ , | કર્‌ હું |
| . \| \| \| \| | ऽ \| \| | ऽ ‿ ‿ | \| \| ऽ |
| -नि,-नि,-नि,-नि, | सा म म | -गा स , | -ग म पं |

| | | | |
|---|---|---|---|
| વીં સ રૂ ન | હિ પ્ર ભુ | ના | .. મ . |
| \| \| \| \| | ऽ \| \| | ऽऽ | \| ‿ ऽ |
| म प म म | -गा रि रि | सा | सा .. . |

મધ્યમ સ્વર રચના. આનંદથી ગાવું.

| | | | | |
|---|---|---|---|---|
| मात्रा ३ | આ વો | આ વો | આ | .. મ , |
| मध्य द्रुत गति | ऽ \| | ऽ \| | ऽ | \| ‿ ‿ |
| | सा ध, | सा रि | गा | गा .. , |

| | | | | |
|---|---|---|---|---|
| હે | બા ળ | કો ત | મા | .. મ , |
| \| | ऽ \| | ऽ \| | ऽ | \| ‿ \| |
| रि | धा | प ग | गा | ग रि , |

| | | | |
|---|---|---|---|
| આ પ | ણે ઉ | મ ગેં | કર્‌ ગેં એ |
| ऽ \| | ऽ \| | \| | \| \| \| |
| सा रि | गा रि | सा रि | स नि, नि, |

| | | | |
|---|---|---|---|
| કો પ | ણી તુ | કો | .. ગ ; |
| ऽ \| | ऽ \| | ऽ | \| ‿ \| |
| धा, प, | नी, री | सा | .. .. ; |

* \| = ૧ માત્રા; ऽ = ૨ માત્રા; ऽ̍ = ૩ માત્રા; ⌈ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર; -गा = કોમળ गा ; नि, = મન્દ नी ; ‖ = ગીત પૂરૂં; ‿ = અર્ધમાત્રા.

**मात्रा २ द्रुत गति**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જો | જો | પે | લી | વા | દ ળી | ઓ , | |
| ऽ | ऽ | ऽ | ऽ | ऽ | । । | । ‿ | |
| प | प | गा | प | गा | प प | प , | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વ ર | મી | ને | ચા | લી | જા | . . ય , | |
| । । | ऽ | ऽ | ऽ | ऽ | ऽ | । ‿ ‿ | |
| प प | धा | धा | प | प | गा | .. रि, | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ખા | ર મા | . સ | નુ | અ ના . . જ | પિ ર | સી |
| ऽ | । । | । । | ऽ | । । । । | । । | ऽ |
| सा | रि गा | .. रि | सा | स री .. स | नि, नि, | नी, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ | પે ર હે | સ | દા | .. ય . | ॥ |
| ऽ | ऽ । । | । । | ऽ | । ‿ ‿ | |
| धा, | नी, स | .. नि, | सा | .. ... | |

**मात्रा ३ मध्यद्रुत गति**

| | | | |
|---|---|---|---|
| આ વો | આ વો | આ | .. મ , |
| ऽ । | ऽ । | ऽ̍ | । ‿ ‿ |
| सा ध, | सा रि | गा | .. .. , |

| | | | | |
|---|---|---|---|---|
| હે | બા ળ | કો ત | મા | . મ , |
| । | ऽ । | ऽ । | ऽ̍ | । ‿ । |
| रि | धा प | प ग | गा | .. रि , |

* । = १ માત્રા , ऽ = ૨ માત્રા : ऽ̍ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર, —गा = કોમળ गा ; नी। = મન્દ્ર नी ; ॥ = ગીત પૂરું; ‿ = અર્ધમાત્રા.

આ પ | ણે ઉ | મ ગે | ક રીં એ |
ऽ | | ऽ | | ऽ | | | | |
सा रि | गा रि | सा रि | स नि , नि |

કા પ | ણી નુ | કા | .. મ . ||
ऽ | | ऽ . | | ऽ | | ~ | ||
धा, प, | नी, रि | सा | .. .. . ||.

गांधार स्वर रचना ( ज्ञेमथी गातु )

मात्रा * મધ્ય गति
આં વો | બા ળ | કો આ | વા ર , |
ऽ ऽ | ऽ | | ऽ | ~ | ऽ ~ ~ |
सा -ध,-नि, | सा -रि | -गा म -ग | म म , |

દી એ | જો ખ | ળા તં | યા ર , |
ऽ ऽ | ऽ | | ऽ ऽ | ऽ ~ |
-गा -ग -रि | सा -रि | -गम -ग-रि | सा स , |

કુ શ | મા ર . | હે હુ અ | ના જ , |
ऽ ऽ | ऽ | | ऽ | | | ऽ ~ ~ |
सा -धा | प -ध | -नी -ध प | म म , |

ચા લો | છુ ટુ | ક રી એ | આ જ . ||
ऽ ऽ | ऽ ऽ | | | ऽ | ऽ ~ ~ ||
-गा-ग-रि | सा -री | -ग म -ग-रि | सा स . ||

અપૂર્ણ

---

* | = ૧ માત્રા ; ऽ = ૨ માત્રા , ऽ̍ = ૩ માત્રા ; ⌒ = સ્વર, ય[illegible] કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર ; -गा = કોમળ गा नी, = મન્દ नी ; ||| = ગીત પૂરૂ, ~ = અર્ધમાત્રા

# ગણિત.

લેખક—રામભાઈ કાળિદાસ પટેલ.

( ચાલુ પૃ ૨૨૮ થી )

**નિયમ ૧૫ મો:**—બે સંખ્યાના વર્ગોની બાદબાકી અને તેજ બે સંખ્યાનો ભાગાકાર આપેલા હોય, તો આપેલા ભાગાકારના અંશ અને છેદના વર્ગોના પ્રમાણમાં તેજ બે સંખ્યાઓના વર્ગો છે એમ સમજી હિસાબ છોડવો.

**ઉદા**—બે સંખ્યાના વર્ગોની બાદબાકી ૩૭૫ છે, અને તેજ બે સંખ્યાનો ભાગાકાર ૪ છે, તો તે બે સંખ્યાઓ કઈ?

આપેલો ભાગાકાર ૪ એટલે $\frac{4}{1}$ છે.

એના અંશ અને છેદનો વર્ગ અનુક્રમે ૧૬ અને ૧ છે. માટે તેજ બે સંખ્યાના વર્ગો ૧૬ : ૧ ના પ્રમાણમાં હોવા જોઈએ

૧૬ − ૧ = ૧૫ પ્રમાણની બાદબાકી

બાદબાકી બાદબાકી. એક સંખ્યાનો વર્ગ

૧૫ : ૩૭૫ ૧૬ ૪૦૦ એક સંખ્યાનો વર્ગ.

બાદબાકી બાદબાકી બીજી સંખ્યાનો વર્ગ

૧૫ : ૩૭૫ . ૧ . ૨૫ બીજી સંખ્યાનો વર્ગ.

માટે $\sqrt{૪૦૦}$ = ૨૦ એક સંખ્યા

અને $\sqrt{૨૫}$ = ૫ બીજી સંખ્યા

જવાબ. ૨૦ અને ૫

**કારણ:**—પ્રમાણના નિયમ પ્રમાણે ખુલ્લું છે.

**ઉદા:**—એક ગૃહસ્થે એક વખત કેટલાક કુટુંબને પોતાને ત્યાં જમવા નોતર્યાં. જેટલાં કુટુંબો જમવા આવશે તેટલા શેર દૂધ સરાસરી દરેક આવનાર કુટુંબને વાસ્તે જોઈશે અને પોતાના કુટુંબને માટે ૦ાા મણ દૂધ જોઈશે એમ ગણી એક રબારીને દૂધ આપી જવા કહ્યું. રબારી જેટલી ભેંસો હતી તેટલા શેર દૂધ દરેક ભેંસને નીકળવાથી બધું આપી ગયો. આથી જોઈતું દૂધ પૂરૂં ન થવાથી તે ગૃહસ્થને ૧ાા મણ દૂધ બજારમાંથી આણવું પડયું. જમવા આવનાર દરેક કુટુંબના વડાએ

રબારીને ખુશી થઈ ત્રણ ત્રણ રૂપીઆ ઇનામ આપ્યુ. આથી તે રબારીઃ દર લેંમે રૂ. ૩—૧૦—૮ ઇનામ મળ્યુ કહો ત્યારે તે ગૃહસ્થે કેટલાં કુટુંબ નોતરેલાં અને તે રબારી પાસે કેટલી લેંમો હતી.

**નિયમ ૧૬ મો:**—કોઈ પણ બે સખ્યાના વર્ગોના ગુણાકારનું વર્ગમૂળ કાઢવાથી તેજ બે સખ્યાનો ગુણાકાર નીકળે છે

ઉદા:—બે સખ્યાના વર્ગોનો ગુણાકાર ૨૨૫ છે, તો તેજ બે સંખ્યાનો ગુણાકાર કેટલો ?

$\sqrt{\text{બે સખ્યાના વર્ગોનો ગુણાકાર}} = \sqrt{૨૨૫} = ૧૫$ તેજ બે સંખ્યાનો ગુણાકર.

કારણ—

$\sqrt{અ^2 બ^2} = અ\ બ$ છે.

આ પરથી કોઈ પણ બે સખ્યાના વર્ગોનો ગુણાકાર આપ્યો હોય અને તેની સાથે તેજ બે સંખ્યાનો સરવાળો અથવા બાદબાકી વગેરે ગમે તે આપ્યું હોય, તો આગળ આપેલા નિયમો પ્રમાણે તે બે સખ્યાઓ કાઢી શકાય.

ઉદા—એક વાડીમાં કેટલાક આબા અને કેટલીક દાડમડી છે. જેટલા આબા છે તેટલી કેરી દરેક આબા પરથી ઉતરી અને જેટલી દાડમડી છે તેટલા દાડમ દરેક દાડમડી પરથી ઉતર્યા. જેટલા દાડમ છે તેટલી પાઈએ એક લેખે સઘળી કેરીઓ અને જેટલી કેરી છે તેટલી પાઈએ એક લેખે સઘળાં દાડમ વેચી દઈએ તો એકદર રૂ ૩૦—૬—૦ ઉપજે છે જો સઘળા દાડમ અને સઘળી કેરીઓ ૪ આને એક લેખે વેચવામા આવે તો પ્રથમ કરતા રૂ ૧—૨—૦ ઓછા ઉપજે છે. કહો ત્યારે તે વાડીમા આબા કેટલા અને દાડમડી કેટલી.

ઉદા:—ઉપરના ઉદાહરણમા "જો સઘળા દાડમ અને સઘળી કેરીઓ ૪ આને એક લેખે વેચવામા આવે તો પ્રથમ કરતા રૂ ૧—૨—૦ ઓછા ઉપજે છે" એમ આપ્યુ છે તેને બદલે "આંબા અને દાડમડી મળી કુલ ૧૫ ઝાડ છે" એમ દાખલ કરી ઉપરનુંજ ઉદાહરણ છોડો.

**નિયમ ૧૭ મો:**—કોઈ પણ બે સખ્યાના વર્ગોના ભાગાકારનું વર્ગમૂળ કાઢવાથી તેજ બે સખ્યાનો ભાગાકાર નીકળશે

ઉદા —બે સખ્યાના વર્ગોનો ભાગાકાર ૯ છે, તો તેજ બે સખ્યાનો ભાગાકાર કેટલો ?

$\sqrt{\text{બે સખ્યાના વર્ગોનો ભાગાકાર}} = \sqrt{૯} = ૩$ તેજ બે સંખ્યાનો ભાગાકાર

કારણ —$\sqrt{અ^૨ - વ^૨} = અ - વ$

આ પરથી કોઈ પણ બે સખ્યાના વર્ગોનો ભાગાકાર આપ્યો હોય, અને તેની સાથે તેજ બે સખ્યાનો સરવાળો અથવા બાદબાકી વગેરે ગમે તે આપ્યુ હોય, તો આગળ આપેલા નિયમો પ્રમાણે તે બે સખ્યાઓ નીકળશે.

ઉદા:—એક પ્રેસમા કેટલાક પ્રૂફરીડરો છે જેટલા પ્રૂફરીડરો છે તેટલા તેટલા પ્રિન્ટરો દરેક પ્રૂફરીડરના હાથ નીચે છાપવાનુ કામ કરે છે. એક વખત તે પ્રેસમા કેટલાક પુસ્તકો છપાવા આવ્યા. જેટલાં પુસ્તકો આવ્યાં તેટલા તેટલા પ્રકરણો દરેક પુસ્તકને છે આથી દરેક પ્રિન્ટરને ચાર ચાર પ્રકરણો છાપવા પડે છે. પ્રેસવાળાને દરેક પ્રકરણે એક રૂપીઆ લેખે નફો પડયો તેમાથી તેણે દરેક પ્રિન્ટરને એકેક રૂપીઓ ઇનામ આપ્યું તે જતા પ્રેસવાળાને રૂ ૧૪૭ નફો રહ્યો કહો ત્યારે તે પ્રેસમા પ્રૂફરીડરો કેટલા અને કેટલા પુસ્તકો છપાવા આવેલા

ઉદા:—ઉપરના ઉદાહરણમા "પ્રેસવાળાને દરેક પ્રકરણે એક રૂપીઆ લેખે નફો પડયો તેમાથી તેણે દરેક પ્રિન્ટરને એકેક રૂપીઓ ઇનામ આપ્યુ તે જતા પ્રેસવાળાને રૂ ૧૪૭ નફો રહ્યો" એમ આપેલુ છે તેને બદલે "પ્રેસવાળાને દરેક પુસ્તકે રૂ ૨૦ લેખે નફો પડયો તેમાથી તેણે દરેક પ્રૂફરીડરને તે મહીનાનો પગાર રૂ. ૨૦ લેખે ચુકવી આપતા પ્રેસવાળા પાસે રૂ ૧૪૦) રહ્યા" એમ દાખલ કરી ઉપરનુજ ઉદાહરણ છોડો.

---

દરેક નિયમને છેડે એકેક દાખલો આપ્યો છે તેના જવાબો.

(૧) ૪૦ દાડમ, ૬૦ નારંગી (૨) ૨૫ બળદ અને ૯ ગાય. અથવા ૯ બળદ અને ૨૫ ગાય (૩) રૂ ૮૦૦૦ અને રૂ. ૬૪૦૦. (૪) ૩૨ પુરુષ, ૨૦ સ્ત્રી અને ૧૨ છોકરા મળી કુલ ૬૪ માણસો. (૫) ૭ તળાવ, દરેક તળાવ પર અનુક્રમે ૭૦, ૧૪૦, ૨૮૦, ૫૬૦, ૧૧૨૦, ૨૨૪૦ અને ૪૪૮૦ મજુરો. (૬) ૯ ભાઈઓ; કુલ છોકરા ૪૫ (૭) વિષ્ણુના નામની ૧૨૦ અને શિવના નામની ૭૦, અથવા

વિષ્ણુના નામની ૯૦ અને શિવના નામની ૧૨૦. (૮) ૨૫ એકર અને ૨૦ એકર. (૯) ૧૦ ઘેટા અને ૮ બકરા, અથવા ૮ ઘેટા અને ૧૦ બકરા (૧૦) ૫૦૦ અને ૪૦૦ સિપાઇઓ (૧૧) પહેલા માટે ૧૨૦૦ અને બીજા માટે ૯૭૫ મળી કુલ ૨૧૭૫ દાક્તર (૧૨) ૧૫૦ અને ૧૨૦ આંબા. (૧૩) અ ની રૂ ૧૦) અને વ ની રૂ ૨૧) ઘટશે (૧૪ ઉદા. ૨.) રૂ. ૨૦૦ રોકેલા (૧૫) ૧૧ કુટુંબ, ૯ ભેંસ. (૧૬) બન્ને ઉદાહરણોના જવાબ—૯ આંબા અને ૬ દાડમડી, અથવા ૬ આંબા અને ૯ દાડમડી. (૧૭) બન્ને ઉદાહરણોના જવાબઃ—૭ મુફરીડગે, ૧૪ પુસ્તકો

---

# પાસ્ટયુર ઇન્સ્ટિટયુટ.

હડકવાના વિષય સબંધી કેટલીક હકીકત સને ૧૯૧૦ ના ડિસેમ્બર માસના શાળાપત્રમા આવી ગઈ છે કાસૌલી અથવા કુન્નુરના પાસ્ટયુર ઇન્સ્ટિટયુટમાં સારવાર માટે જતા સરકારી નોકરો તથા ગરીબો માટે સગવડ કરી આપવાના કાનુનો તા. ૧૪ મી માર્ચ સને ૧૯૧૨ ના મુબઈ સરકારી ગૅઝેટના વધારામા બહાર પડ્યા છે તેને આધારે કેટલીક જાણવા લાયક હકીકત કેટલાક મહેતાજીની માગણી હોવાથી નીચે આપવામાં આવે છે.

૧ સો રૂપીઆથી વધારે માસિક કાયમનો પગાર ન હોય એવા જે કોઈ સરકારી નોકરને હડખાયલુ જનાવર કરડ્યુ હોય, અને જે પોતાને ખરચે કાસૌલી+ અથવા કુન્નુર* જવા જેવી સ્થિતિમા ન હોય તેને માટે નીચે જણાવેલી સગવડ કરી આપવામા આવશે

(૧) કાસૌલી અથવા કુન્નુર જવા આવવાનો ખરેખરો ખરચ આપવામા આવશે. એટલે કે,—

---

+ કાસૌલી-પંજાબમાં એક ટેકરા પર આવેલુ સ્થળ છે ત્યા અંબાલા થઈને પણ જવાય છે

* કુન્નુર મદ્રાસ ઇલાકાના નીલગિરિ અને વૈનાદ પ્રાંતોમા ઉત્તાકમંડથી થોડે દૂર આવેલું છે.

( अ ) કાસૌલી અથવા કુન્નુર રેલવેમા જવાનું અથવા ત્યાંથી પાછા આવવાનુ, સરકારી કામ સારૂ મુસાફરી કરતી વખતે જે વર્ગનું ભાડું તેને મળવાનો હક હોય તે વર્ગનુ ભાડુ આપવામા આવશે, અને જેઓને ત્રીજા વર્ગનુ ભાડું મળવાનો હક હોય તેઓને જરૂરને પ્રસગે કાલકા અથવા કુન્નુર સુધીનુ ઇંટરમીડીએટ વર્ગનુ ભાડુ આપવામા આવશે

( ब ) ખુશકીની મુસાફરી સારૂ સરકારની મરજી મુજબ ખરેખરો ખરચ આપવામા આવશે.

( क ) નદીમા કે દરીઆમા કરતી આગબોટની મુસાફરી સારૂ સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સ મુજબ આપી શકાય તે રકમ કરતાં વધારે ન હોય એટલો મુસાફરીનો ખરેખરો ખરચ આપવામા આવશે. પાછા આવવાનો ખરચ દરદીને કાસૌલી અથવા કુન્નુરમા તેની સારવાર કર્યા પછી, તેને રજા આપ્યા બાબતનો ઇન્સ્ટિટયુટના ડિરેક્ટરે આપેલો દાખલો રજુ કરવામા આવશે એટલે તે તે ઠેકાણાના તીજોરી ઑફિસર આપશે

( આ બને પાસ્ટયુર ઇન્સ્ટિટયુટમા આવનાર સઘળા માણસોની મફત સારવાર કરવામા આવે છે )

( ૨ ) એક મહીનાનો પગાર અગાડીથી આપવામા આવશે

( ૩ ) એક મહીનાની પરચુરણ (કૅઝયુઅલ) રજા મળશે તથા એ સિવાય વધારે રજાની જરૂર પડે તો તે હકની અથવા માદગીની રજા સમજાશે. પાસ્ટયુર ઇન્સ્ટિટયુટમા સારવાર માટે જનાર જે અમલદારને દર મહીને રૂપીઆ ૫૦૦ થી વધારે નહિ હોય એટલો પગાર મળતો હોય અને જેની ગેરહાજરીમા બદલીમા માણસ રાખવાની જરૂર પડે તેની બાબતમાં સદરહુ એક મહીનાની રજા પરચુરણ રજા નહિ સમજતા વધારાની હકની રજા ગણાશે

( ૪ ) ઉપર જણાવેલી વધારાની હકની રજાને સાધારણ હકની રજાને લાગુ પડતા સર્વ નિયમો લાગુ પડે છે, પણ ફેર એટલો છે કે વધારાની જે હકની રજા તે અમલદારને મળી શકે તેટલી હકની રજા ઉપરાત આપી શકાશે

૨. દર મહીને રૂ. ૨૫ થી વધારે પગાર ન મળતો હોય તેવા કોઈ પણ સરકારી નોકરને, ઉપર જણાવવામા આવેલી સગવડો ઉપરાત, પાસ્ટયુર ઇન્સ્ટિટયુટમા જવા અને આવવાની મુસાફરીમા તે જેટલો વખત

ગાળે તેટલા તથા તેઓ ત્યાં સારવાર હેઠળ રહે, તેટલા વખતનું, સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સની કલમ ૧૦૬૩ મુજબ (પ્રસંગ પ્રમાણે) ત્રીજા+ અને ચોથા° વર્ગના અમલદારને આપી શકાય એવા દરરોજના ભથ્થાના દર પ્રમાણે ખોરાકીનુ ભથ્થુ મળી શકશે

૩. ઉપર જણાવેલી સગવડ કરી આપવાનો અધિકાર સ્થાનિક તીજોરી અમલદારને આપવાનો, અથવા તે સગવડો પોતેજ પ્રથમથી આપીને પાછળથી તીજોરી પાસેથી તે નાણા વસુલ કરવાનો નીચેના અમલદારોને અખત્યાર આપ્યો છે —

( ૧ ) કમિશન્ડ મેડિકલ ઑફિસરો. ( ૨ ) સિવિલ આસિસ્ટન્ટ સર્જનો ( ૩ ) મિલિટરિ આસિસ્ટન્ટ સર્જનો. ( ૪ ) બીજા ગૅઝેટેડ મેડિકલ ઑફિસરો. ( ૫ ) દવાખાના જેમના હવાલામા હોય એવા સરકારી સબ–આસિસ્ટન્ટ સર્જનો. ( ૬ ) ગહાલકરીથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા મુલકી અમલદારો. ( ૭ ) આસિસ્ટન્ટ ઇજનેરથી ઉતરતા ન હોય તેવા દરજ્જાના સઘળા પબ્લિક વર્કસ ખાતાના ઑફિસરો અને કોઈ પણ સબ–ડિવિઝન જેના હવાલામા હોય એવો કોઈ પણ પબ્લિક વર્કસ ખાતાનો ઑફિસર અથવા તેના તાબાનો અમલદાર. ( ૮ ) સઘળા પોલિટિકલ એજંટો, આસિસ્ટંટ પોલિટિકલ એજંટો, ડેપ્યુટિ આસિસ્ટંટ પોલિટિકલ એજંટો અને થાણદારો ( ૯ ) સબ–ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના ન હોય એવા સઘળા પોલીસ અમલદારો ( ૧૦ ) સઘળા કેન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટો અને આસિસ્ટંટ કૅન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટો. ( ૧૧ ) બી. બી. સી. આઈ. રેલવેના સઘળા ઉપરી અમલદારો

મુબઈ નહેર માટે વધાગના અમલદારો ( ૧૨ ) મુબઈ શહેરના મ્યુનિસિપલ કમિશ્નર. ( ૧૩ ) મુબઈ મ્યુનિસિપાલિટિના હેલ્થ ઑફિસર.

+ ત્રીજા વર્ગના અમલદારને તેના પગારના અથવા તેની જગાના પૂર્ણ પગારના દર ૧૨ા રૂપીએ અથવા ૨ા રૂ. ના કોઈ અપૂર્ણાંકે બે આના, પણ મુબઈ ઇલાકામા ઓછામા ઓછી રકમ ૭ આના અને બીજે ઠેકાણે ચાર આના દરરોજના ભથ્થા તરીકે આપવામા આવે છે.

° ચોથા વર્ગના અમલદારને એક કરતા વધારે પ્રાંતમા ફરે તો ત્રણ આના, અને જો એકજ પ્રાંતમા ફરે તો બે આના લેખે દરરોજનુ ભથ્થુ મળી શકે.

(૧૪) મુંબઈ મ્યુનિસિપાલિટિના હેલ્થ ઑફિસરનો સીનિઅર આસિસ્ટન્ટ.
(૧૫) પ્રેસિડન્સિ મૅજિસ્ટ્રેટો

ટીપ—નીચેની કલમ ૪ મા લખેલી બાબતોના સબંધમાં ઉપર (૧) થી (૫) મા લખેલા મેડિકલ ઑફિસરોમાના કોઈ પણ એકની સલાહ બની શકે તે તે પ્રસગે લીધા પછી (૬) થી (૧૫) સુધીના અમલદારોને અખત્યાર આપવામા આવ્યો છે.

૪. ઉપલી કાનુન મુજબ અધિકાર આપવામા આવેલા અમલદારે સદરહુ અધિકાર વાપર્યા અગાઉ ખાત્રી કરી લેવી કે (૧) એવા શખસને જનાવરે કરડ્યુ છે. (૨) સદરહુ જનાવર હડખાયલું હતું એમ માનવાને કારણ છે. (૩) સદરહુ માણસ પાસ્ટયુર ઇન્સ્ટિટયુટમા આવવા જવાની મુસાફરીનો તથા ત્યા રહેવાનો સઘળો ખરચ આપી શકે એવી સ્થિતિમા નથી.

દરદીના સાથીઓ.

૫. દરદી ઉંમરના કારણને લીધે અથવા બીજા પૂરતા કારણને લીધે એકલો મુસાફરી કરવાને શક્તિમાન નથી એમ પરવાનગી આપનાર અથવા સગવડ કરી આપનાર અમલદારને ખાત્રી થાય તો તે અમલદાર દરદીની સાથે જનારા એક માણસનો (૧) દરદીને આપવાના દર પ્રમાણે મુસાફરીનો ખરચ અને ખોરાકીનુ ભથ્થુ, તથા (૨) સાથે જનાર માણસનો દરરોજનો ખરચ આપવાને દરદી શક્તિમાન નથી એવી સદરહુ અમલદારની ખાત્રી થાય તે તે પ્રસગે વધારેમાં વધારે ૮ આના સુધી રોજ આપવાને અથવા આપવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

૬. દરદીની સાથે જનારા માણસને ભથ્થુ તથા રોજ (કાઈ આપવાનો હોય તો તે) તથા પાછા આવવાનો ખરચ, દરદીને આપવામા આવશે તેવીજ રીતે અને તેજ વખતે આપવામા આવશે.

૭ હેઠળ લખેલા જિલ્લામાના દરદીઓને સાધારણ રીતે કુન્નુર મોકલવામા આવશે-અમદાવાદ, પુના, રત્નાગીરી, સોલાપુર, બીજાપુર, સતારા, બેલગામ, કનારા અને ધારવાડ ખુદ મુંબઈ ઇલાકાના બીજા જિલ્લામાંના તથા સિંધમાના દરદીઓને સાધારણ રીતે કાસૌલી મોકલવામા આવશે

૮. કાસૌલી અથવા કુન્નુરના તીજોરી ઑફિસરે ખોરાકીનો તથા

જવા આવવાનો ખર્ચ આપવાનો હોય તેવી દરેક બાબતમા આમાની કોઈ પણ જગાએ દર્દીને સારવાર માટે મોકલવાને જે શખસ જવાબદાર હશે તે, તીજોરી ઑફિસરે આ કારણ માટે કેટલી રકમ આપવાની છે તે ચોક્કસ રીતે દર્શાવશે

---

સરકારી નોકર ન હોય એવા ગરીબ સ્થિતિના માણસોને પણ સરકાર તરફથી સગવડ કરી આપવામા આવે છે સરકારી નોકરના સબંધમાં ઉપર જણાવેલી ત્રીજીથી આઠમી સુધીની બધી કલમો એ ગરીબ માણસોના સબંધમા પણ લાગુ પડે છે તેમને માટેના ખાસ નિયમો નીચે પ્રમાણે છે—

૧ ઉપર આવી ગયલા ત્રીજા કાનુન પ્રમાણે અધિકાર મળેલા અમલદાર તે શખસને છેક નજદીકના રેલ્વે સ્ટેશન પરથી ધારેલા મુકામે જવાને મફત ટિકિટ આપવા માટે પોતાની સહીનો રેલ્વે કમ્પની પર લખેલો કાગળ આપશે જે રેલ્વે મફત ટિકિટ ન આપતી હોય તે રેલ્વેની બાબતમા તેમની લાઈન ઉપર થઈ જેટલે અન્તર સુધી મુસાફરી કરવાની જરૂર હોય તેટલા અન્તર સુધીના છેક છેલ્લા વર્ગના રેલ્વે ભાડા જેટલી રકમ આપવા માટે તીજોરી ઉપર હુકમ લખી આપશે

ટીપ—બેંગૉલ દુઆર્સ, બેંગૉલ ઍન્ડ નૉર્થ-વેસ્ટર્ન, રોહિલખંડ ઍન્ડ કમાઉન, શાહદરા સહરાનપુર રેલ્વેઓ સિવાયની હિંદુસ્તાનની રેલ્વે કૉન્ફરન્સ ઍસોશિએશનને જોડાયલી હોય એવી સઘળી રેલ્વેઓ પાશ્ચર ઇન્સ્ટિટયુટમા જતા ગરીબ માણસોને મફત ટિકિટો આપે છે મોરબી રેલ્વે ફક્ત અડધે ભાડે ટિકિટ આપે છે

૨ વળી સદરહુ ઑફિસર, યુરોપીઅન અને યુરેશિઅનની બાબતમા દરેક દિવસનુ રૂ ૧ લેખે અને દેશીઓની બાબતમા દરેક દિવસના ૪ આના લેખે મુસાફરીમા જેટલા દિવસ લાગવાના હોય તેટલા દિવસનું ખોરાકીનું ભથ્થુ આપવા બાબત તીજોરી ઉપર હુકમ લખી આપશે

૩ સદરહુ માણસની પૈસા સબંધી સ્થિતિ છેક પાસેના પાસેના રેલ્વે સ્ટેશને જવા જેવી નથી એવી તેની ખાત્રી થશે તો તે સ્ટેશને ખુશકીએ જવાનો અથવા નદીને રસ્તે અથવા દરીઆને રસ્તે આગબોટમાં

જવાનો તથા કાસૌલીના છેક પાસેના પાસેના રેલ્વે સ્ટેશનથી ઇન્સ્ટિટ્યુટ સુધી જવાનો જે ખરેખરો ખરચ થતો હોય તે પણ સદરહુ હુકમમા સામેલ કરવાને મુખત્યાર છે.

૪. પછી તે પોતે ભરેલાં પગલાની ખબર કલેક્ટરને મોકલશે, જે પાસ્ટયુર ઇન્સ્ટિટયુટનો હવાલો રાખનાર ઑફિસરને ખબર કરશે.

૫. સારવાર ચાલુ હોય તે દરમિયાન પાસ્ટયુર ઇન્સ્ટિટયુટ ઉપરના અમલદાર દરદી યુરોપીઅન અથવા યુરેઝિઅન હશે તો તેને દરરોજના રૂા ૨–૮–૦ લેખે અથવા તે દેશી હોય તો દરરોજના આના ૬ લેખે ભથ્થુ આપશે ભથ્થુ એક અઠવાડીઆનુ આગળથી આપશે દરદીને રજા આપ્યાનો દાખલો આપના પહેલા, દરદીને ભથ્થાની રકમ એકદર કેટલી આપી તે ઉપરની કાનુનમા જણાવેલી ખબર જે કલેક્ટર તરફથી મળી હોય તે કલેક્ટરને લખી મોકલશે

( આ બને પાસ્ટયુર ઇન્સ્ટિટ્યુટમા સઘળા જનારાને મફત સારવાર કરવામાં આવે છે )

૬. પાછા આવવાનો ખરચ કાસૌલી અથવા કુન્નુરમા દરદીની સારવાર કર્યા પછી તેને રજા આપ્યા બાબતનો ઇન્સ્ટિટયુટના ડિરેક્ટરે આપેલો દાખલો રજુ કરવામાં આવશે એટલે તે તે ઠેકાણાના તીજોરી ઑફિસર આપશે. તીજોરી ઑફિસર, પાછા આવવા સારૂ આપેલી રકમ પણ, દરદી જે જિલ્લામાથી આવ્યો હશે ત્યાના કલેક્ટરને લખી મોકલશે

---

## ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક અરબી ફારસી શબ્દો.

### ( લખનાર અમીરમિયાં હમ્દૂમિયાં ).

( ગુ શા પ પુ પ૧ મુ પૃષ્ઠ   થી ચાલુ )

તસલ્લી ( અ ) નિરાંત, ભરોસો, વિશ્રામ. સલા=ને નિરાંત હતો, ઉપરથી

તસવીર ( અ ) તસ્વીર. છબી, ચિત્ર. સવર=નેશે સૂરત બનાવી, પરથી

તસદી ( અ ) તસ્દીઅ મહેનત, દુખ સદઅ=ને આતુર હતો, તેણે ફાડ પાડી, ઉપરથી.

તસ ( અ ). તસ્સુજ પરથી ગજનો ચોવીસમો ભાગ.

તહનામું ( ફા ). તન્નામા સલાહ

તહકીક ( અ ). તહ્કીક નકી હક=બરાબર હતુ, ઉપરથી

તહકુબ ( અ ) તઅકુબ. પાછળ નાખી દેવુ, બાકી રાખવુ, મેહસુલની તહકુબી કરી=અમુક મુદત માટે મુલતવી રાખી. અકબ=પાછળ ગયો, ઉપરથી.

તહસીલ ( અ ) તહ્સીલ. મેળવવું હસલ=ને ઉપરનો ઉપર હનો, તે સાફ હતો, ઉપરથી.

તા ( ફા ). ગણુતરી, નંગ એકતા=એક, એકપણુ, દુના=બેવડુ વગેરે.

તાઈ ( અ ). અરબસ્તાનના યમન પ્રાંતમા "તય" નામે કુટુબ છે, તેમા જન્મેલો હાતમતાઈ એક ઉદાર પુરુષ થઈ ગયો છે. એનો વાચનમાળામાં પણ એક પાઠ છે.

તાઉસ ( અ ). તાવૂસ મોર એક જાતનુ વાજુ પણ હોય છે, જેનો ઘાટ મોર જેવો હોય છે

તાકાત ( અ ). તાકત એનુ બહુ વચન તાકાત શક્તિ તાક=મજબૂત હતો ઉપરથી

તાકીદ ( અ ) વારવાર કહેવું. અકદ=તે ઘઉ ઉપર ચાલ્યો, તેણે ઘઉ ઝાટક્યા ઉપરથી.

તાકુ ( અ ) તાક

તાકો ( અ ). તાકા. એક નગ લુગડું

તાજ ( ફા ). મુગટ

તાજખાનુ ( અ. ફા ). તહારત્ખાના તહારત ( અ ) પાકી, પવિત્રતા, ખાનુ ( ફા ) ખાના. પવિત્ર થવાનુ ઘર.

તાજગી ( ફા ). તાજગી. તાજાપણુ.

તાજમહાલ, તાજમહેલ ( ફા. અ ). તાજ ( ફા ). મહલ ( અ. ) શાહજહાએ પોતાની બેગમ મુમ્તાજ મહલ અર્જમદ બાનૂ બેગમની કબર પર બંધાવેલો રોજો. બેગમે મરતી વખત વસીયત કરી હતી, કે બીજુ લગ્ન કરવુ નહિ, ને મારૂં નામ રાખવુ બાદશાહે એને વચન પાળ્યું

તાજવું ( ફા. ). તરાજૂ

તાજાકલમ ( ફા. અ. )

તાજિયો (અ)- તઅ્‌ઝિયા શોક કરવો, ખરખરો કરવો. મોહોર્રમમાં તાબૂતો નીકળે છે, તેને પણ તાઝ્યા એટલા માટેજ કહે છે, કે તે દિવસે ઇમામહુસેન (ર અ.) શહીદ (ધર્મયુદ્ધમાં મરણ પામવું) થયા હતા. અઝા=તેણે ધીરજમા ભાગ લીધો, ઉપરથી.

તાઝીમ (અ) તઅ્‌ઝીમ. મોટાઈ

તાજુબ (અ) તઅજ્જુબ નવાઈ પામવું

તાણુ (ફા). તાના વણવામા તાણુ વાણુ હોય છે તે.

તાનો (અ) તઅ્‌ના મેણુ તઅન=તેણે ખઙ્ગ મારી ખૂન કર્યું, ઉપરથી.

તાબુત (અ). તાબૂત, મડદાની પેટી. જનાજો મોહોર્રમમા નીકળે છે, તે.

તાબેદાર (અ) તાબિઅ, શબ્દ ખરો છે દાર ફારસી પ્રત્યય વંનારાનો નિરર્થક છે, ખરો શબ્દ તબ્અદાર (અ. ફા) પણ થઈ શકે છે. એજ અર્થમા ફર્માબર્દાર શબ્દ ચાલે. પ્રયોગ ખોટો છતા તાબિઅ્‌દાર શબ્દ ઉર્દૂમા પ્રચલિત છે તબઅ=તે પાછળ પાછળ ગયો, ઉપરથી.

તાયફો (અ) તાઇફા માણસોનુ ટોળુ તવફ=ગોળ ફર્યો, ઉપરથી.

તાર (ફા). દોરો

તારકશ (ફા) તારકશ. તાર ખેંચવાનુ કામ કરનાર લોકો. કશીદન=ખેંચવુ ઉપરથી.

તારાજ (ફા) લૂટ

તારીખ (અ). અરખ=સમય નક્કી કરવાની ક્રિયા ઉપરથી.

તારીજ (અ). તઅ્‌રીજ. છોડવુ, કોઈને કામ પર લગાડવો, ઇશારામા વાત સમજાવવી અરજ=તે સામો થયો, તેણે દરખાસ્ત કરી, ઉપરથી.

તારીફ (અ) તઅ્‌રીફ અર્થ સમજાવવો લક્ષણ આપવુ, વખાણ કરવા, ઓળખાવવો. અરફ=તેણે જાણ્યુ, ઉપરથી

તાલ (ફા) એક જાતનું વાજું, તાલ, પખાજની સાથે વગાડવામાં આવે છે, તે

તાલીમ (અ) તઅ્‌લીમ શીખવવુ, કેળવણી.

તાલુકો (અ). તઅ્‌લ્લુકા અલક=તે તેને અવલંબ્યુ, ઉપરથી.

તાલેવન (અ. મ) તાલે (અ) તાલિઅ. ઉદયપામનાર, ઉપર આવનાર, નસીબ, તેને વન સસ્કૃત પ્રત્યય લાગી નસીબદારનો અર્થ સૂચવે

છે. તલઅ=તે ઊભો થયો, ઉપરથી. એને ફારસી પ્રત્યય "વર" લાગી તાલેવર શબ્દ થયો છે. તેનો પણ એજ અર્થ થાય છે.

તાવીજ (અ). તઅ્વીજ ચિઠ્ઠીમા મંત્ર લખીને ગળામાં બાધે છે તે.

તાસક (અ. ફા). તાસ=મોટો થાળ, એને "ક" લઘુતાવાચક પ્રત્યય લાગવાથી તાસક=નાની થાળી.

તાસતો (ફા). તાફ્તા. રેશમી લુગડું છે. તાફ્તન=પ્રકાશવું, ઉપરથી.

તાસીર (અ) અસર ઉપરથી.

તાસુબી (અ). તઅસ્સુબ. પક્ષપાત, ખોટો પક્ષપાત. અસબ=આમળો દીધો ઉપરથી.

તિરકસ (ફા). તીર્કશ. તીર રાખવાનુ ભાથું.

તીરદાજ (ફા) તીર્અંદાજ. અંદાખ્તન, નાખવું ઉપરથી, તીર ફેંકનાર.

તુકમરીઆં (ફા અ). તુખ્મિરયૂહાન તુખ્મ (ફા).બી, રયૂહાન (અ). સુગંધવાળુ ફૂલ. આબચીખાબચીના બી.

તુખમ (ફા). તુખ્મ=બીજ.

તુતક (ફા) તૂતી=વહાણ, હોડી પરથી.

તુર્ક (ફા) એક જાત છે

તુમાર (અ). તૂમાર. લાંબો કાગળ, ખતપત્ર.

તુમાન (તુ). તુમાન. ઘણા ઘેરનો મોટી પોહોળી સુરવાળ. સૈયદ લોકો પહેરે છે તે.

તૂતી (ફા). પોપટ.

તેગ (ફા) તલવાર. ખંજર વગેરે. તેજ ઉપરથી તેગ શબ્દ થએલો છે.

તેજ (ફા). પ્રકાશિત, ચાલાક, તીક્ષ્ણ.

તેજાનો (ફા). તેજાના.

તેજાબ (ફા). તેજ=તીક્ષ્ણ+આબ=પાણી તેજ પાણી.

તેજી (ફા). ચાલાકી. (૨) તાજી=અરબી ભાષા, અરબી ઘોડો, શીકારી કુતરો. આરંભમાં અરબોએ ઈરાનમા ઘણી લૂટફાટ કરી હતી, તે પરથી હુમલો કરવો, હલ્લો કરવો વગેરે માટે ફારસીમા તાખ્તન ધાતુ છે, તે પરથી તાઝ શબ્દ થયેલો છે તેને ઈ લાગી તાજી શબ્દ અરબો માટે વપરાતો થયો. ગુજરાતીમાં "ઘોડો" અર્થ સૂચક તેજી શબ્દ તાજી પરથી આવ્યો છે. (અપૂર્ણ).

---

# *ચર્ચાપત્ર.

૧ આકાશગંગાનો પટો—જેને એક લોકો મોભ અથવા હોળી વાળીની વાટ કહે છે તે.

એને મોભ એટલા માટે કહે છે કે ઘરનો મોભ જેમ ઘરના મ ભાગ પર રહે છે તેમ આ પટો આકાશના લગભગ મધ્ય ભાગપર ઉ દક્ષિણ જોવામા આવે છે અનંત તારાઓનો સમૂહ અને પૃથ્વીથી અ દૂર હોવાથી ધોળા ધાબાં જેવો દેખાય છે.

પૃથ્વીનું પોતાના અંશ ઉપરનુ ભ્રમણ પશ્ચિમથી પૂર્વમાં છે. માટે ! સિવાયના સઘળા આકાશી પદાર્થો પૂર્વમાંથી પશ્ચિમમાં ઉદયાસ્ત થતા ખાય છે. આ મોભને જ્યારે જ્યારે જોઈએ છીએ, ત્યારે ત્યારે તે મેશાં આકાશી મધ્ય-રેખાશ વૃત્તની પેઠે ( મોભની પેઠે )જ જોવા આવે છે. પરંતુ આકાશના શિરોબિંદુમા તો તારો જેમ અસ્ત પામ દેખાય છે,.તેમ તે અસ્ત પામતો જોવામા આવતો નથી. સમીસાંજ તે આકાશી મધ્ય રેખાશ સાથે અ લીટાની સ્થિતિમા દેખાય છે. અને પાછલી રાતે-તે વ લીટી ની સ્થિતિમા દેખાય છે. એ મધ્યમાં છતા તેનો ઉદયાસ્ત કોઈ વખત કેમ નથી દેખાતો અને વળી અને પરોઢીએ તેની આવી જુદી જુદી સ્થિતિ કેમ દેખાય છે તે સ- મજાતુ નથી.

ગામડીઆ લોકો એમ કહે છે કે તેનો કોઈ ભાગ હોળી દીવાળી સુધી વધે છે એટલે વધારે સ્પષ્ટ થાય છે આને દીવાળીની કહેવાય છે અને કોઈ ભાગ દીવાળીથી હોળી સુધી વધે છે આ ળીની વાટ કહેવાય છે. માટેજ લોકો એને હોળી દીવાળીની વાટ કહે કોઈ વિદ્વાને આનું અવલોકન કર્યું હોય તો ખુલાસો કરવા મે કરશે.

* આ ચર્ચાપત્રનો ખુલાસો કૉલેજના આસિસ્ટંટ મિ લીન.. સૈયદ તરફથી મળ્યો છે, પરંતુ તે લાંબો હોવાથી હવે પછીના અંકમાં થશે. બીજા કોઇ તરફથી યોગ્ય ખુલાસો મળશે તો તે પણ છાપવામાં ~

૨ ખરતા અને પડતા તારા એ આકાશમા નાના મોટા કદના ભ્રમણ કરતા પાર્થિવ પદાર્થો છે એમ મનાયું છે. અમુક સમયે એનું ટોળુ પૃથ્વીના વાતાવરણની નજીક આવી જાય છે. તે સમયે તે વધારે જોવામા આવે છે. આર્ય ગ્રંથોમા આને ઉલ્કાપાત કહે છે. જ્યારે તે પૃથ્વીના વાતાવરણમાં ધસાઈ તે પોતાની જાતિમાજ ચાલ્યો જાય છે. ત્યારે તે ચક્રાત ચક્ર (ઉમાડીયાનાં) પેઠે ચળકતા લીસોટા જેવુ દેખાઈ બંધ થાય છે હવે આ દેખાતું ચક્રાત ભ્રમણ કાંઈ એકજ દિશા તરફ હોતુ નથી. ગમે તે દિશા તરફ જોવામાં આવે છે. ત્યારે એ ખરતા તારાઓનુ ભ્રમણ આપણા સૂર્યમંડળના ગ્રહોની પેઠે માત્ર એકજ દિશામા હશે કે ગમે તે દિશામા હશે તે નક્કી કહેવાયુ હોય તેમ જાણવામાં નથી. જો એકજ દિશા પ્રતિ તેનુ ભ્રમણ હોય તો તેના લીસોટા ભિન્ન ભિન્ન દિશાઓમા કેમ જોવામાં આવે છે તેનો ખુલાસો થવો જરૂરનો છે.

વિશ્વનાથ સ. પાઠક.
ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
પોરબંદર.

---

# केळवणीखातानी खबरो.

મે. ઉ. ભા. ના એ. ઇ. સા. ના તા. ૧૮ મી મે ૧૯૧૨ ના
હુકમ નં. ૪૧૬૧ ઉપરથી.

## જાહેર ખબર.

સન ૧૯૧૨-૧૩ નો નં ૪૧૬૨.

આથી ખબર આપવામા આવે છે કે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા બુધવાર તા. ૧૮ મી સપ્ટેંબર ૧૯૧૨ ને રોજ તથા તે પછીના દિવસોએ ઉત્તર ભાગમા નીચે લખેલા મધ્યસ્થળોએ લેવામા આવશે —

| | |
|---|---|
| અમદાવાદ. | ભરુચ. |
| નડિયાદ. | સુરત. |
| ગોધરા | ધાણા. |

૨. તા. ૨૧ મી નવેંબર ૧૯૦૭ ના મુંબઈ સરકારી ગેઝેટ ભાગ પહે-

લાના પૃ. ૧૮૯૪-૧૮૯૭ માં પ્રસિદ્ધ કરેલા નિયમ મુજબ એ પરીક્ષા લેવામાં આવશે.

૩. જે મધ્યસ્થળમાં બેસવાની ઇચ્છા હોય ત્યાંના પ્રેસિડંટ સાહેબને ઉમેદવારોએ તા. ૧ લી ઑગસ્ટ અથવા તે અગાઉ પોતાની અરજીઓ મોકલવી. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ

૪. જે દિવસે પરીક્ષા શરૂ થાય છે તેજ દિવસે પરીક્ષાની ફી પ્રેસિડંટ સાહેબ તરફથી ઉઘરાવવામા આવશે.

૫. થાણા મધ્યસ્થળમાં બેસનારા ઉમેદવારોએ મધ્ય ભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે તા. ૯ મી મે ૧૯૧૨ ને રોજ મુંબઈ સરકારી ગૅઝેટમા આપેલી જાહેર ખબર જોવી.

૬. ઉમેદવારોએ પરીક્ષામાં બેસવા લાયક થવા માટે તા ૧ લી સપ્ટેંબર ૧૯૧૨ ને રોજ ૧૫ વર્ષ પૂરા કરેલાં હોવા જોઈએ.

ઑફિસ ઑવ્ ધિ
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા
અમદાવાદ, ૧૮ મી મે ૧૯૧૨.

P. LORY,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ ભા.

---

## જાહેર ખબર.

મે ઉ ભા ના એ. ઇ સાહેબના તા. ૨૪ મી મે ૧૯૧૨ ના હુકમ નં. ૪૩૭૨ ઉપરથી.

સને ૧૯૧૨-૧૩ નો સરક્યુલર ન. ૧૫૮૯

પૂના, ૮ મી મે ૧૯૧૨.

ગણેશ બાલકૃષ્ણ ખરે નામના એક છોકરાએ પૂના નેટિવ ઇન્સ્ટિટયુશનના હેડમાસ્તર આગળ પૂનાની ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાથી મળેલું લીવિંગ સર્ટિફિકેટ રજુ કીધુ, તેમા કેટલાક વગર સત્તાએ ફેરફાર કરેલા હતા. તેથી હુકમ કરવામાં આવે છે કે એ છોકરાને સન ૧૯૧૨ ની આખર સુધી ખાતાએ સ્વીકારેલી કોઈપણ શાળામાં દાખલ કરવો નહિ.

સહી આર પી. ગોડબોલે
ઍ. એ. ઇ. મ. ભા.

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એ ઇ. સાહેબના તા ૨૬ મી મે ૧૯૧૨ ના હુકમ નં. ૪૪૭૨ ઉપરથી.

આથી ખબર આપવામાં આવે છે કે 'નવી ભૂગોળ, ભાગ પહેલા' ની બીજી વચગાળાની આવૃત્તિ કેળવણીખાતાના ડિરેક્ટર સાહેબે પસંદ કરી છે, અને નિશાળોમાં તથા લોકોને આપવા મજુરી આપી છે એ ચોપડી અમદાવાદના મેસર્સ ચિમનલાલ ચુનીલાલ ઍન્ડ કો. પાસેથી દર નકલે ત્રણ આના લેખે મળશે

P. Lory.
એ ઇ. ઉ ભા.

---

(ઉ. ભા. ના મે. એ ઇ સાહેબના તા ૧૫ મી જુન સને ૧૯૧૨ ના હુકમ નં ૮૦૨૫ ઉપરથી ).

કેળવણી ખાતુ. ( કિલ્લે મુબઈ, ૧૬ મી મે ૧૯૧૨ )

નં. ૧૨૨૫—તા. ૧૨ મી નવેંબર સને ૧૯૦૭ ના નં ૧૯૪૫વાળી કેળવણીખાતાની સરકારી જાહેર ખબરથી મજુર થયલા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના નિયમોના પરિશિષ્ટ ચ મા નીચેનો ફેરફાર સરકાર તરફથી મજુર કરવામા આવ્યો છે, અને તેનો અમલ સને ૧૯૧૩ થી થશે.

પહેલા વિષય ( ચ ) મા "ભૂમિતિ ભાગ પહેલા' ને બદલે "નવી ભૂમિતિ, ભાગ પહેલો, સેકશન (ખંડ) પહેલુ પ૬, અને બીજા અને ત્રીજા સેકશનો માંના બધા સિદ્ધાંતો અને કૃત્યો તેમના પરના સહેલા પ્રશ્નો સાથે" એમ મૂકવું.

નામદાર ગવર્નર-ઇન્-કાઉન્સિલના હુકમથી

J. L Rieu.
સેક્રેટરિ ટુ ગવર્નમેન્ટ

---

( મે ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૨ ના તા. ૧૯ મી જુનના હુકમ નં ૮૧૨૭ ઉપરથી )

### હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.
### ઉત્તર ભાગ.

૧. આથી ખબર આપવામા આવે છે કે તા ૧૭ મી જાન્યુઆરી ૧૯૦૭ ના મુબઈ સરકારી ગૅઝેટના ભાગ ૧ ને ૯૬–૯૮ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામા ત્રણ ત્રણ સરકારી સ્કૉલર

નશે નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટિના પ્રમુખને અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી મુખ્ય ગુજરાતી નિશાળોમા જાહેર ખબરો ચોઢવાના પાટીઆ ઉપર પણ તેની નકલો ચોઢવામા આવી છે.

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની કાઝી શાહબુદ્દીન સ્કૉલરશિપો.

આથી ખબર આપવામા આવે છે કે કાઝી શાહબુદ્દીન એન્ડાવ્મેન્ટ ફંડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા ૨૫ મી સપ્ટેંબર સને ૧૯૧૨ ને રોજ તથા તે પછીના દિવસોએ હરીફાઈની પરીક્ષા લેવામા આવશે અમદાવાદ જિલ્લાના ઉમેદવારોની અમદાવાદ હાઈ સ્કૂલના મકાનમા અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડીઆદ હાઈ સ્કૂલના મકાનમા પરીક્ષા લેવાશે. તા. ૨૬ મી મે સને ૧૯૦૪ ના મુબાઈ સરકારી ગૅઝેટ ભાગ ૧ લા ને ૬૩૬–૬૪૦ પૃષ્ઠે પ્રસિદ્ધ થયલા નિયમોમા જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે

૨. તા. ૧ લી સપ્ટેંબર સને ૧૯૧૨ થી ત્રણ વરસ અને ચાર મહીના ચાલે એવી એક સ્કૉલરશિપ ખેડા જિલ્લામાં ખાલી છે એવી પણ ખબર આપવામાં આવી છે જે છેલ્લા ઉમેદવારને પુરેપુરી સ્કૉલરશિપ આપવામા આવશે તેવા ઉમેદવારની પછી તરતજ જે ઉમેદવારનો નંબર આવશે તેને આ સ્કૉલરશિપ આપવામા આવશે

૩ પરીક્ષામા દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડીઆદ મેમ્બરથળોના પ્રમુખો આવતી તા ૧૫ મી ઑગસ્ટ સુધી લેશે

(સહી) P. Lory.

એ ઇ. ઉ. ભા.

## જાહેર ખબર.

## કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

૧. આથી ખબર આપવામા આવે છે, કે કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા ૧૦ માહે સપ્ટેમ્બર સન ૧૯૧૨ મંગળવારે સવારના અગિઆર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનમા લેવામા આવશે.

(વિશેષ વિગત આવતા અંકમાં આવશે)

REGISTERED NO. B. 43.

અંક ૮ મો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑગસ્ટ, ૧૯૧૨.

અનુક્રમણિકા.



તંત્રી (ઑગસ્ટ, ૧૯૦૨ થી.)-અને

પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.



અમદાવાદ—યુનાઇટેડ કિંગ્ડમ પ્રેસમાં જગનલાલ અમરશી મહેતાએ છાપ્યું.

**શાળાપત્ર જ્યુબિલિઅંક—તૈયાર છે. ‘શાળાપત્ર’ના જે ગ્રાહકો ઇ. સ. ૧૯૧૧ સુધીનું ‘શાળાપત્ર’ નું લવાજમ પૂરેપૂરૂં ભરી ચૂક્યા હોય તેમણે ‘શાળાપત્ર’ની ઑફિસમાંથી એ અંક લઈ લેવો. ટપાલ મારફતે મંગાવનારે ટપાલ ને પૅકિંગના બે આના મોકલી આપવા, તે મોકલશે અથવા વી–પી–થી મંગાવશે ત્યારે તેમને અંક મોકલવામાં આવશે.**

**તન્ત્રી.**

---



---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું. ઑગસ્ટ, ૧૯૧૨ અંક ૮ મો.


## કાવ્યસંપત્તિનું દિગ્દર્શન.

( ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ ૨૪૪ થી ).

### ગુણોનાં વ્યંજક.

વર્ણ, સમાસ, ને રચનાને ગુણોના વ્યંજક કહ્યા છે તેમાં "ટ" વર્ગ સિવાયના સ્પર્શવ્યંજનો, પોતપોતાના વર્ગના પાંચમા વર્ણ સાથે યુક્ત થયલાં ( અઙ્ગ, અઞ્જન, કણ્ઠ, દન્તમા છે તેમ ) હ્રસ્વ સ્વરયુક્ત રેફ ને ણકાર, એટલા વર્ણો, સમાસનો અભાવ કે મધ્યમ સમાસ, ને સુકુમાર રચના—એ માધુર્ય ગુણના વ્યંજક છે[1] વર્ગીય પ્રથમ અને તૃતીય વર્ણનો અનુક્રમે બીજા ને ચોથા વર્ણ સાથે સયોગ, તેમજ રેફનો કોઈ વ્યંજન સાથે પહેલો કે પછી સયોગ, બે સરખા વ્યંજનનો યોગ, ટાદિ વર્ણચતુષ્ટય, શ, ષ, એટલા વર્ણો, દીર્ઘ સમાસ, અને ઉદ્ધત રચના—એ ઓજોગુણના વ્યંજક છે[2] જે શબ્દ, સમાસ, કે રચના વડે સાંભળતાં વારજ શબ્દમાંથી અર્થની પ્રતીતિ થાય તે શબ્દ, સમાસ, કે રચના પ્રસાદ ગુણના વ્યંજક છે.[3]

---

१ मूर्ध्नि वर्गान्त्यगाः स्पर्शा अटवर्गा रणौ लघू ।
अवृत्तिर्मध्यवृत्तिर्वा माधुर्ये घटना तथा ॥

२ योग आद्यतृतीयाभ्यामन्त्ययो रेण तुल्ययोः ।
टादिः शषौ वृत्तिदैर्घ्यं गुम्फ उद्धत ओजसि ॥

३ श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययो भवेत् ।
साधारणः समग्राणां स प्रसादो गुणो मतः ॥

ગુણના આ વિવેચન ઉપરથી શુ સમજવાનું છે? એટલુંજ કે ભાષા-શૈલી હમેશ અર્થને અનુસરતી જોઈએ, શૃંગાર, કરુણ, ને શાંત રસમાં મધુર ને સરળ, વીર, રૌદ્ર, ને બીભત્સ રસમા તેજસ્વી ને જુસ્સાદાર, તેમજ આડંબરયુક્ત પણ સર્વત્ર અર્થ તરત સમજાય એવી પ્રાસાદિક હોવી જોઈએ જેને અંગ્રેજીમા Perspicuity of Style ( પ્રસાદ ) કહે છે તેની તો સર્વ રસમાં વિવક્ષા છે પ્રસાદરહિત કાવ્ય તે કાવ્યજ નથી.

## ગુણ ને અલકારનો ભેદ.

મમ્મટના કાવ્યલક્ષણનુ છેલ્લુ વિશેષણ ' अनलकृती पुन क्वापि છે.' એટલે ક્વચિત્ અલકારરહિત એવા શબ્દ અને અર્થ તાત્પર્ય એ છે કે કાવ્યમા બહુધા શબ્દ અને અર્થ સાલકાર હોવા જોઈએ અર્થાત્, અલંકાર ઘણે ભાગે કાવ્યમા હોવા જોઈએ. ક્વચિત્ ન હોય તો ચાલે.

અલંકાર અને ગુણનો ભેદ આ પ્રમાણે છે·—

૧. ગુણો રસ વિના રહેતા નથી, અલકાર તો રસ વિના રહે છે. ૨ ગુણો રસના અવશ્ય ઉપકારક છે. અલકાર એમ નથી.[1] ગુણો રસના ધર્મ છે, તેથી સાક્ષાત્ રસમા રહે છે; અલકાર રસમા સાક્ષાત રહેતા નથી, પણ અગદ્વારા રહે છે. રસ વિદ્યમાન હોય તો અગદ્વારા, એટલે શબ્દ અને અર્થ એ બેમા ચારુત્વ ઉત્પન્ન કરી, જેમ હારાદિ શરીરને શોભાવી આત્માને આનંદ પમાડી તેના ઉપકારક થાય છે, તેમ અલકાર રસરૂપ અંગીના ક્વચિત ઉપકારક થાય છે. ક્વચિત કહેવાનુ કારણ કે રસ વિદ્યમાન હોય તોપણ અલકાર ક્વચિત્ તેને પોષતા નથી જ્યા રસનો સભવ છે ત્યાં અલકારો રસના ઉપકારક થાય છે, એટલે શબ્દ અને અર્થમાં ઉત્કર્ષ મૂકી રસમા વૃદ્ધિ કરે છે, પણ જ્યા રસનો અસભવ છે, ત્યા અલકાર માત્ર ઉક્તિમા વૈચિત્ર્ય ઉત્પન્ન કરે છે, અર્થાત, શબ્દ અને અર્થનેજ શોભાવે છે ક્વચિત્ રસ વિદ્યમાન હોય છે, તોપણ અલકાર તેની જમાવટ વધારતા નથી આવો ગુણ અને અલંકાર વચ્ચે ભેદ છે

---

१ उपकुर्वन्ति तं सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हाराडिवदलंकारास्तेऽनुप्रासोपमादयः ॥

અલંકારના શબ્દાલંકાર, અર્થાલંકાર, અને મિશ્રાલંકાર એવા ત્રણ પ્રકાર છે અનુપ્રાસ, યમક વગેરે શબ્દાલંકાર છે, ઉપમા, રૂપક આદિ અર્થાલંકાર છે. એ અલંકારોનો પરસ્પર સંબંધ થાય તોપણ તેલમાં ચોખાના દાણા જુદા રહે છે તેમ એક એકથી પૃથક્ રહે, તો તે સંયોગ સંસૃષ્ટિ કહેવાય છે; અને દૂધ ને પાણી એકઠાં કરવાથી જેમ એકરૂપ થાય છે તેમ એ અલંકારોનો સમવાય હોય, તો તે સંકર કહેવાય છે એ બન્ને મિશ્રાલંકાર છે.

## શરીરસંપત્તિ સાથે કાવ્યસંપત્તિની તુલના

મમ્મટના કાવ્યલક્ષણનું સંક્ષેપમાં આ પ્રમાણે વિવરણ કર્યું વિદ્યાનાથ, જેનો प्रतापरुद्रीय ગ્રન્થ દક્ષિણમાં શાસ્ત્રિવર્ગમાં બહુ પ્રચલિત છે અને જેમાંથી મલ્લિનાથ ટીકાકારે પોતાની ટીકામાં બહુ પ્રમાણવાક્યો આપ્યાં છે, તે કાવ્યનું સ્વરૂપ અને તેની સંપત્તિ નીચે પ્રમાણે વર્ણવે છે —

ગુણ અને અલંકાર સહિત, દોષવર્જિત શબ્દ અને અર્થને કાવ્યવેત્તાઓ કાવ્ય સમજે છે ને તે કાવ્ય ગદ્યમય ને પદ્યમય એમ બે પ્રકારનું છે[1] શબ્દ અને અર્થ એ કાવ્યની મૂર્તિ—શરીર છે, વ્યંગ્યનો વૈભવ એ કાવ્યનું જીવન છે શરીરને જેમ હારાદિ અલંકારો ભૂષિત કરે છે, તેમ કાવ્યમાં ઉપમાદિ અલંકારો વ્યંગ્યવૈભવનો ઉત્કર્ષ કરે છે[2] આત્મામાં શૌર્યાદિ ગુણોની પેઠે કાવ્યમાં શ્લેષાદિ ગુણો છે. સ્વભાવ—ચેષ્ટાદિ જાતિપ્રયુક્ત ધર્મ—જેમ આત્માનો ઉત્કર્ષ કરે છે તેમ રીતિઓ વ્યંગ્યનો ઉત્કર્ષ કરે છે[3] વૃત્તિઓ વૃત્તિની—વર્તનની પેઠે આહાર્યક—કૃત્રિમ શોભા આણે છે પદો પરસ્પર અનુગુણ રહી વિશ્રાન્તિ પામે તેને શય્યા કહે છે. શય્યામાં જેમ શરીરના અવયવો પરસ્પર અનુકૂળ સ્થિતિમાં વિરામ

---

१ गुणालङ्कारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥ १ ॥

२ शब्दार्थौ मूर्तिराख्यातौ जीवितं व्यङ्ग्यवैभवम् ।
हारादिवदलंकारास्तत्र स्युरुपमादयः ॥ २ ॥

३ श्लेषादयो गुणास्तत्र शौर्यादय इव स्थिताः ।
आत्मोत्कर्षावहास्तत्र स्वभावा इव रीतयः ॥ ३ ॥

પામે છે તેમ પદોનો પરસ્પર અનુકૂળતામાં વિરામ-પદોની ઉત્કૃષ્ટ અન્યોન્ય મૈત્રી-તે શય્યા છે.[૧] રસના અમુક પ્રકારના આસ્વાદને પાક કહે છે. પાક[૨] એ હૃદયંગમ અર્થનું ગાંભીર્ય છે. શરીરને જેમ પાક-પરિપક્વ વસ્તુનો આસ્વાદ-અભીષ્ટ છે, તેમ કાવ્યમાં પાક રસમાં ઉત્કૃષ્ટ આસ્વાદ ઉત્પન્ન કરે છે-ઓર લહેજત આણે છે. આ રીતે વ્યવહારમાં જેમ શરીરની સંપત્તિ ધ્વનિ, ગુણ, અલંકાર, સ્વભાવ, વર્તન, શય્યા, ને પાક છે, તેમ કાવ્યની સંપત્તિ શબ્દાર્થ, વ્યંગ્યવૈભવ, ગુણ, અલકાર, રીતિ, વૃત્તિ, શય્યા, ને પાક છે.

( અપૂર્ણ )

——(૦)——

# સાહિત્યમાં નીતિની ભાવના.

(ચોથી સાહિત્યપરિષદ્‌માં વાંચેલો નિબંધ).

( ચાલુ પુ ૫૧. પૃ ૨૪૯ થી ).

( રા રા અ. ક. ત્રિવેદી, એમ એ એલ્‌એલ્ બી )

**હાસ્યરસમાં મુખ્ય દોષો.**

હાસ્યરસના વિષયોમાં કેટલીક ગંભીર ભૂલોથી પરાઙ્‌મુખ રહેવાનું છે. હાસ્યરસની ઝમાવટ કરવાને માટે લેખક જાતજાતની છૂટો લે છે. અમાં જ્યાં, સાહિત્યમાં, ને અન્ય સ્થળોએ હાસ્યરસનો ઉપયોગ સામા પક્ષને ઉપહાસનો વિષય બનાવી, વાચકવર્ગને આનંદ આપી, તે ઉપહાસ ને તે આનંદજ સામા પક્ષનું ગુપ્ત રીતે ખંડન છે એમ મનાવવાનો હોય છે દલીલો જે ન સિદ્ધ કરી શકે તે હાસ્યરસની શૈલીથી ઘણી સચોટ રીતે થઈ શકે છે વળી દલીલો સાધારણ રીતે શુષ્ક હોય છે, પણ હાસ્યરસની શૈલીથી લખાણ રસપૂર્ણ બનાવી શકાય છે, એટલે શુષ્ક દલીલોથી ભડકી

---

१ शोभामाहार्यकीं प्राप्ता वृत्तयो वृत्तयो यथा ।
पदानुगुण्यविश्रान्तिः शय्या शय्येव संमता ॥ ४ ॥

२ रसास्वादप्रभेदाः स्युः पाकाः पाका इव स्थिताः ।
प्रख्याता लोकवदियं सामग्री काव्यसंपदः ॥ ५ ॥ दत्ता०

દૂર બેસનાર વાચકો પણ હાસ્યરસવાળું લખાણ ઘણીજ ઉત્સુકતા સાથે વાંચે છે; તેટલા માટે હાસ્યરસનો ઉપયોગ કરનાર લેખકને શિરે વધારે ભારે જોખમદારી રહે છે. તેણે કદાપિ સુરુચિનો ત્યાગ નહિ કરવો જોઈએ, કદાપિ અશિષ્ટ ભાષાનો ઉપયોગ નહિ કરવો જોઈએ, કદાપિ અંગત હુમલાઓ નહિ કરવા જોઈએ. આ ત્રણે બાબત જરૂરની છે. જ્યાં સુરુચિનો ત્યાગ થયલો જોવામાં આવે છે ત્યાં લેખકને વિષે વાચકને તિરસ્કારની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ને હાસ્યરસની ક્ષતિ પણ થયા વિના રહેતી નથી. ઉદાહરણ તરીકે સમાજસુધારાની બાબત હાસ્યરસનો ઘણી વાર વિષય થતી જોવામાં આવે છે, ને ઘણુંખરૂં લેખકો પોતાનું કાર્ય દક્ષતાથી કરી પણ શકે છે પણ પોતાના મતથી વિરુદ્ધના વિચારોનું ખંડન કરવાની અત્યુત્કટતાને લીધે ને તે વિચારોને માટે તિરસ્કારબુદ્ધિ હોવાને લીધે જો લેખક સુરુચિનો ત્યાગ કરે તો તે અનિષ્ટ છે વેદપાઠી બ્રાહ્મણોને શાસ્ત્રજ્ઞાનનો દુરુપયોગ કરવામાં એટલા બધા જડબુદ્ધિ થઈ ગયા કલ્પવા કે તેઓ પશુથી પણ વધારે ક્રૂર બને ત્યાંસુધી શાસ્ત્રનો અક્ષરશઃ દુરુપયોગ કર્યાજ ચાલ્યા જાય એમ ધારવું એ શું બહુ પડતું નથી? આમાં સુરુચિ શું જળવાય છે? આવા દૃષ્ટાન્તો આપણા સાહિત્યમાંથી શોધી શકાય તેમ છે, પરન્તુ અત્ર વિસ્તારભયથી તે રજુ કરવાનું કામ બની શકે તેમ નથી. લેખકનો ઉદ્દેશ સ્તુત્ય હોય છતાં આવો દોષ જોવામાં આવે છે, એટલે મનુષ્યસ્વભાવના સાધારણ નિયમ પ્રમાણે લેખકના વિષયથી વિમુખ થઈને વાચક લેખકનીજ તરફ ટીકાકાર બનવાનું કામ શરૂ કરે છે બીજી બાબત અશિષ્ટ ભાષાનો ત્યાગ કરવાની છે યાદ રાખવું જોઈએ કે ભવાઈ ને હાસ્યરસ વચ્ચે ઘણું અન્તર છે, અને જો કે હાસ્યરસ આણવાને થોડીઘણી છૂટ લેવી પડે છે તોએ તેને હદ હોય છે. અશ્લીલ શબ્દો ને અશિષ્ટ ભાષામાં રસ લેનાર માણસ માનસિક અધોગતિ પ્રાપ્ત કરે છે, ને ધીમે ધીમે તેના નીતિના વિચારો દૂષિત થાય છે. ત્રીજી બાબત અંગત હુમલાઓ નહિ કરવા વિષેની છે આ બાબત સ્પષ્ટ છે તેના પર લક્ષ નહિ આપવાથી દ્વેષબુદ્ધિની વૃદ્ધિ થાય છે.

## અવતરણોમાં ચોરીઓ.

સાહિત્યમાં નીતિની ભાવના અવતરણો કે ઉલ્લેખો આપવાની બાબ-

પામે છે તેમ પદનો પરસ્પર અનુકૂળતામા વિરામ–પદોની ઉત્કૃષ્ટ અન્યોન્ય મૈત્રી–તે શય્યા છે.[1] રસના અમુક પ્રકારના આસ્વાદને પાક કહે છે પાક[2] એ હૃદયગમ અર્થનુ ગાભીર્ય છે. શરીરને જેમ પાક–પરિપક્વ વસ્તુનો આસ્વાદ–અભીષ્ટ છે, તેમ કાવ્યમા પાક રસમા ઉત્કૃષ્ટ આસ્વાદ ઉપન્ન કરે છે–ઓર લહેજત આણે છે આ રીતે વ્યવહારમા જેમ શરીરની સપત્તિ જીવિત, ગુણ, અલંકાર, સ્વભાવ, વર્તન, શય્યા, ને પાક છે, તેમ કાવ્યની સંપત્તિ શબ્દાર્થ, વ્યગ્યવૈભવ, ગુણ, અલકાર, રીતિ, વૃત્તિ, શય્યા, ને પાક છે.

( અપૂર્ણ )

——(૦)——

# સાહિત્યમાં નીતિની ભાવના.

(ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબધ).

( ચાલુ પુ ૫૧ પૃ ૨૪૯ થી )

( રા. રા અ. ક. ત્રિવેદી, એમ એ એલ્‌એલ બી )

## હાસ્યરસમાં મુખ્ય દોષો.

હાસ્યરસના વિષયોમા કેટલીક ગભીર ભૂલોથી પરાઙ્‌મુખ રહેવાનુ છે. હાસ્યરસની જમાવટ કરવાને માટે લેખક જાતજાતની છૂટો લે છે. સમાજમા, સાહિત્યમા, ને અન્ય સ્થળોએ હાસ્યરસનો ઉપયોગ સામા પક્ષને ઉપહાસનો વિષય બનાવી, વાચકવર્ગને આનદ આપી, તે ઉપહાસ ને તે આનદજ સામા પક્ષનુ ગુપ્ત રીતે ખડન છે એમ મનાવવાનો હોય છે દલીલો જે ન સિદ્ધ કરી શકે તે હાસ્યરસની શૈલીથી ઘણી સચોટ રીતે થઈ શકે છે વળી દલીલો સાધારણ રીતે શુષ્ક હોય છે, પણ હાસ્યરસની શૈલીથી લખાણ રસપૂર્ણ બનાવી શકાય છે, એટલે શુષ્ક દલીલોથી ભડકી

---

१ शोभामाहार्यकीं प्राप्ता वृत्तयो वृत्तयो यथा ।
पदानुगुण्यविश्रान्तिः शय्या शय्येव संमता ॥ ४ ॥

२ रसास्वादप्रभेदाः स्युः पाकाः पाका इव स्थिताः ।
प्रख्याता लोकवदियं सामग्री काव्यसंपदः ॥ ५ ॥ प्रता०

બીજા તરફ માનની લાગણીથી જોઈ શકે એવાં બે ગુણવાન માણસોને એકબીજાની સાથે ઓળખાણ કરાવતાં મને ઘણે આનન્દ થાય છે.

મિસ હાર્ડકેસલ—( સ્વગત ) હવે ઠાવકાં ઢમકા બની જઈને આપણુ શરમાળ સદ્‌ગૃહસ્થનો બરાબર એનીજ રીત પ્રમાણે સત્કાર કરવાને તૈયાર થઈ જઈએ ( ક્ષણવાર શાન્તિ રહે છે તે દરમ્યાન મિસ્ટર માર્લો ઘણા અસ્વસ્થ અને ગુચવાયલા જણાય છે ). સાહેબ, તમે સહીસલામત આવી પહોચ્યા તે જોઈને મને ઘણેજ આનન્દ થયો છે મેં સાભળ્યુ કે રસ્તામા તમને કેટલીક અડચણ પડી હતી ?

મિસ્ટર માર્લો—નહિ, બહુ અડચણ નથી પડી હા, કેટલીક પડી હતી ખરી હા, ઘણી પડી હતી દિલગિરિ-નહિ-આનન્દ એટલો થાય છે કે એ સઘળી અડચણોનો અન્ત આવો સારો આવ્યો ઉહુ

હેસ્ટિંગ્સ ( માર્લોને )—જિંદગીમા તુ કોઈ દહાડો આવુ સારૂ નથી બોલ્યો એજ પ્રમાણે ચલાવ્યો જજે, એટલે તારૂ કામ ફતેહ

મિસ હાર્ડકેસલ—સાહેબ, તમે તો અમસ્યુ મને સારૂ લગાડવાને કહેતા હો એમ જણાય છે તમે સારા સારા લોકમા ફરેલા તેને આ ગામડાના એક ખૂણામા તે ક્યાથી આનન્દ મળી શકે ?

માર્લો ( હિંમત રાખીને )—હાજી, હુ દુનિયામા ફર્યો છ હર્યો છ ખરો; પણ બહુ માણસોના પરિચયમા આવવાની દરકાર મેં નથી રાખી. બીજાઓ દુનિયાની મઝા મેળવતા હોય ત્યારે તેનું આઘા રહીને અવલોકન કરવુ એવીજ રીત મેં ગણી છે.

મિસ હાર્ડકેસલ—પણ કહે છેની કે દુનિયાની મઝા મેળવવાનો ખરેખરો રસ્તો એજ છે ?

હેસ્ટિંગ્સ ( માર્લોને )—સિસેરો આના કરતા વધારે સારૂ નથી બોલ્યો. એક વાર ફરીથી; એટલે તારો બેડો પાર

માર્લો ( હેસ્ટિંગ્સને )—ઉહુ ! ત્યારે તુ મારી પાસે ઉભો રહે, અને હુ ગુચવાઉ એટલે એક બે શબ્દ વચમાં બોલજે, કે મારૂં ગાડું અટકી ન પડે

મિસ હાર્ડકેસલ—મને લાગે છે કે આપની પેઠે દુનિયાનું જેઓ આરે-
થીજ અવલોકન કરતા હોય તેઓને ઘણી વાતનો અસન્તોષ
થતો હશે, કારણ કે દુનિયામા પોતાને પસંદ ન પડે એવું ઘણું
તેઓના જોવામા આવતુ હશે.

માર્લો—નાજી, મારે એમ નથી હુ તો હમેશા આનન્દ પામવાનેજ
ઉત્સુક રહુ છુ ઘણાખરા માણસોની મૂર્ખાઈ સન્તાપના કરતાં
ઉપહસને પાત્ર વધારે હોય છે

હેસ્ટિંગ્સ (માર્લોને)—શાબાસ, શાબાસ! તારી આખી જિન્દગીમા તું
આવુ સરસ કોઈ દિવસ નથી બોલ્યો યાર, મિસ હાર્ડકેસલ,
મને લાગે છે કે તમને અને મિસ્ટર માર્લોને વાતચીતનો
આનન્દ ઠીક મળશે હુ ધારૂ છુ કે અમે અહિ હોઈશુ તો
તમારી વાતચીતમા નકામા ગુચવણરૂપ થઈ પડીશું

માર્લો—નહિ રે, મિસ્ટર હેસ્ટિંગ્સ, જરાએ નહિ તમારી હાજરી તો
અમને ઘણીજ ગમે છે. (હેસ્ટિંગ્સને) જ્યૉર્જ, તુ સમાલજે
હો! અમને એકલા મૂકીને તારાથી જવાયજ કેમ?

હેસ્ટિંગ્સ—અમારી હાજરીમા વાતચીત કરવી તમને બરાબર નહિ ફાવે,
માટે અમે જોડેના રૂમમા જઈશુ (માર્લોને) ભલા માણસ, તુ
વિચાર નથી કરતા કે અમારે પણ અમારી પોતાની કંઈ પચાત
હોય કે નહિ? (જાય છે).

મિસ હાર્ડકેસલ (થોડીક વાર રહીને)—પણ હુ ધારૂ છુ કે તમારો
સઘળો વખત દુનિયાનુ દૂરથીજ અવલોકન કરવામા નહિ ગયો
હોય હુ ધારૂ છુ કે સ્ત્રીઓનુ સન્માન કરવામા પણ તમારો
કેટલોક વખત રોકાયો હશે

માર્લો (પાછો ગભરાઈ જઈને)—નાજી, અત્યાર સુધી તો મ-મે-મેં-
તેઓની-પ્રીતિને-અ-પાત્ર થવાનોજ પ્રયત્ન કર્યો છે.

મિસ હાર્ડકેસલ—પણ કેટલાક કહે છે કે એવો પ્રયત્ન કરવો એ તો એ
પ્રીતિ મેળવવાનો મોથી નઠારો રસ્તો છે.

માર્લો—કદાચ એમ હશે પણ સ્ત્રીજાતિમા જેઓ વધારે દરેજ અને

ઠાવકા હોય તેઓની સાથેજ વાતચીત કરવાનું મને પસંદ છે. પ
મને લાગે છે કે હું હવે તમને કંટાળો આપનારો થઈ પડું

મિસ હાર્ડકેસલ—નહિજી. જરાએ નહિ ઠાવકી રીતે વાતચીત કરવા
મને ઘણુજ ગમે છે એવી વાતચીત સાભળતા હુ કદી ક
ળીતીજ નથી ખરેખર, મને કેટલીક વાર બહુ નવાઈ લાગે
કે જે હૃદય સુધી પહોચતી ન હોય એવી ખાલી ગમ્મતો
કોઈ પણ વિચારશીલ માણસને કેમ રસ પડતો હશે ?

માર્લો—એ-એ-એક જાતનો વ્યાધિ છે—મનનો. જગત્મા ભિન્ન ભિ
ન્નરુચિના માણસો હોય છે તેમા કેટલાકને એવુ હોય કે-અ-જે-ર.

મિસ હાર્ડકેસલ—હુ તમારા કહેવાનો ભાવાર્થ સમજી. જગત્મા કે
લોક એવા હોયજ કે જેઓ વધારે ઉંચા પ્રકારના આનન્દોને
ઉપભોગ ન કરી શકે, અને તેથી જે આનન્દ પોતાને ન મળ
શકે તેના તરફ તેઓ તિરસ્કાર બતાવે એવુ ઘણી વાર બને છે

માર્લો—હુ એજ કહેવા માગતો હતો પણ મારા કરતા તમે તે ઘણ
સારી રીતે કહી બતાવ્યુ અને મારે કહ્યા વગર નથી ચાલ
કે-જે છે તે-અ-

મિસ હાર્ડકેસલ—(સ્વગત) આ માણસ કોઈ કોઈ વખતે ધૃષ્ટ થ
હશે એ વાત કોણ માની શકે ? (માર્લોને) તમે, સાહેબ
એવુ કહેવા જતા હતા કે—

માર્લો—હા, હુ એમ કહેવા જતો હતો કે-કે—ખરેખર, હું શુ કહે
જતો હતો તે હવે મને યાદ આવતુ નથી

મિસ હાર્ડકેસલ—(સ્વગત) તે મને પણ ક્યા યાદ છે ? (માર્લોને
તમે, સાહેબ, કઈ એવુ કહેવા જતા હતા કે આ દંભી દુનિ
યામા-કઈ દંભ વિષે તમે બોલતા હતા.

માર્લો—હા, આ દંભી દુનિયામા એવા કોઈકજ હોય છે કે જેઓ
અસમન્વમા ચોક્કસ તપાસ કરતાં-છે તે-છે તે-છે તે-

મિસ હાર્ડકેસલ—હુ તમારા કહેવાનો ભાવાર્થ બરાબર સમજી છું, સાહેબ

માર્લો—(સ્વગત) ખરેખર! મારા કહેવાનો ભાવાર્થ હુ પોતે
સમજતો નથી !

મિસ હાર્ડકેસલ—તમારા કહેવાની મતલબ એ છે કે, આ દમી દુનિયામા એવા થોડાજ હોય છે કે જેઓ ખાનગીમા પોતે જે કર્મ કરતા હોય તેનીજ જાહેરમાં નિન્દા કરતા નથી, અને તેઓ એમ ધારે છે કે નીતિનાં વખાણ કીધા એટલે પછી નીતિના સમ્બન્ધમા પોતાને બીજુ કઈ કરવાનુ બાકીજ રહેતુ નથી અને નીતિની પ્રશસા કરવા ઉપરાત પોતાના વર્તનમા પણ નીતિમાન્ થવાની બીલકુલ જરૂરજ નથી

માર્લો—હા, એમજ છે જેઓ મ્હોડેથી નીતિની બહુ વાતો કરતા હોય તેઓના હૃદયમા નીતિનુ તત્ત્વ ઘણુ થોડુ હોય છે; પણ મારી ખાત્રી છે કે હવે તમને મારાથી કંટાળો આવતો હશે.

મિસ હાર્ડકેસલ—નહિજી, જરાએ નહિ આપની બોલવાની ઢબમા કઈક એવી મીઠાશ છે, કઈક એવુ ચેતન છે—મહેરબાની કરીને, સાહેબ, આપની વાત આગળ ચલાવો.

માર્લો—હા હુ એમ કહેતો હતો કે કેટલાક પ્રસગો ઉપર હિમતની તદન ખામીને લીધે પેલી સઘળી જે છે તે જતી રહે છે અને આપણને જે છે તે–છે તે–છે તે–

મિસ હાર્ડકેસલ—હુ તમારી સાથે બરાબર મળતી આવુ છુ કેટલીક વખતે હિમતની ખામી એ અજ્ઞાનનુ સ્વરૂપ ધારણ કરે છે અને જે વખતે આપણ ચઢિયાતાપણુ બતાવી આપવાનો આપણને ખાસ લોભ હોય છે તે વખતેજ આપણને ફસાવી દે છે હુ વિનતિ કરૂ છુ કે આપની વાત આગળ ચલાવો.

માર્લો—હાજી. નીતિના દષ્ટિબિન્દુથી વાત કરતા–પણ પાસેના રૂમમાં મિસ નેવિલ આપણી મદદ લેતાં જણાય છે આપનો વખત વધારે રોકવા હુ માગતો નથી.

મિસ હાર્ડકેસલ—હુ, સાહેબ, ખાત્રીપૂર્વક કહુ છુ કે આખી જિંદગીમાં કોઈ દિવસ મને આટલો આનન્દ મળ્યો નથી મહેરબાની કરીને આપની વાત આગળ ચલાવો

હાજી, હુ–પણ એ આપણને નિશાની કરીને બોલાવે છે. હું આપને ત્યા આગળ તેડી જાઉં ?

મિસ હાર્ડકેસલ—ઠીક, ત્યારે તમારી એમજ મરજી છે તો હું આવું છું.

માર્લો—(સ્વગત) આ સાદી વાતચીતે તો મને ખરેખરો થકવી નાંખ્યો.
(જાય છે).

મિસ હાર્ડકેસલ—(સ્વગત) હા! હા! હા! આવી ગંભીર અને ડાવકી વાતચીત કોઈ બે જણની વચ્ચે કદી થઈ હશે ખરી? મારી ખાત્રી છે કે આટલા બધા વખતમા એણે મારા સામુ પણ ભાગ્યેજ જોયુ હશે પણ એના હદ બહારના શરમાળપણાને બાદ કરીએ તો બીજી રીતે માણસ ઠીક જણાય છે. એનામાં બુદ્ધિ સારી છે, પણ તે ભય અને સંકોચને લીધે એવી દટાઈ ગઈ છે કે મૂર્ખનાના કરતા પણ એ બુદ્ધિ વધારે નટાળો આપનારી થઈ પડે છે જો એનામા લગાર હિમત આવે એટલુ હું કરી શકુ તો અમુક માણસની મેં એક ઉપયોગી સેવા બજાવેલી ગણાશે પણ એ અમુક માણસ તે કોણ? એ પ્રશ્નનો જવાબ ખરેખર મારાથીજ આપી શકાય એમ નથી. (જાય છે).

(અપૂર્ણ)

---

## "જ્ઞાન અને કેળવણી."

(ચાલુ પુ. ૫૧. પૃ. ૨૫૭ થી).

(રા. રા. લીનકરરાય અચરતલાલ સૈયદ, બી. એ.)

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किन्न करोति पुंसाम् ॥

સંગતિનો પ્રતાપ આવો મોટો છે તેથી સત્સંગ વડે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ સુલભ થાય છે, અને કુસંગથી અસત્ય જ્ઞાનનો અવબોધ થાય છે. વળી સંગતિની સાથે સાથે જ્ઞાનનુ એક ત્રીજુ સાધન છે તે શાળામા બાળ-

ને શિક્ષણ આપનાર 'શિક્ષક' છે શિક્ષકના સમાગમથીજ શાળામાં
ળકને જ્ઞાન મળતુ હોવાથી એક રીતે વિચાર કરી જોતાં શિક્ષકની અસર
ણ એક પ્રકારના મિત્ર જેવીજ કહી શકાય. તફાવત એટલોજ છે કે સાધારણ
તે ઓળખાતો મિત્ર પોતાના વિચારો અને વર્તનનુ અનુકરણ કરવાનુ આપણને
લીકવાર સીધી રીતે સૂચન કરતો નથી તેમ તેનુ કરાવવાને આગ્રહ કરવાનો
ધિકાર પણ ધરાવતો નથી ગુરુ કે શિક્ષકનુ પદ શિષ્ય કરતા ઉચ્ચતર હોવાથી
ને જે વિચારો કે વર્તન દર્શાવે તેનો, તેમજ જે અને જેવુ તથા જેટલુ
નનુ શિક્ષણ આપે તે અને તેવા અને તેટલા જ્ઞાનનો, સ્વીકાર બાળક
સે તે પોતાની અધિકારવાળી પદવીની રુએ કેટલીકવાર આગ્રહપૂર્વક કરાવે
, અગર શિષ્ય તેનો ધડો લે છે આ કારણથી શિક્ષક પાસેથી જે જ્ઞાન
ળકને મળે છે તેની સારાસારતાનો આધાર શિક્ષકના સ્વભાવ, આચાર-
ચાર કે વર્તન ઉપર બહુધા રહેલો છે, અને એટલાજ કારણથી શિક્ષક
મે જ્ઞાનની પ્રાપ્તિના વિષયમા એક ગંભીર અને અગત્યનુ સ્થાન ભોગવે
. શ્રીમચ્છંકરાચાર્યે પોતાના એક પુસ્તકમા ગુરુમહિમા ગાતા કહ્યુ છે કે —

दृष्टान्तो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वा लौकिकोऽपि॥

અર્થાત્—" આ ત્રિભુવનના જઠરમા સદ્ગુરુ કે જે પુરુષાર્થ પૈકી
રમ જે મોક્ષ તેનુ સાધન જે જ્ઞાન તેનો આપનાર છે તેની કોઈની સાથે
લના સરખી પણ થઈ શકે તેમ નથી, કારણ કે સ્પર્શમણિ કે જેની સાથે
ને અમુક અંશે સામ્ય ધરાવે છે તે લોહને સ્પર્શ વડે સુવર્ણ બનાવી દે
કે એ વાત ખરી પણ સુવર્ણ બનાવ્યા પછી તે સુવર્ણતા પામેલા લોહમા
અન્ય લોહને સુવર્ણ બનાવવાનો ગુણ અર્પી દેતો નથી, ત્યારે બીજી તરફ
સદ્ગુરુ તો પોતાના ચરણસમીપ બેસીને જ્ઞાનનું શિક્ષણ લેતા શિષ્યમા-
ત્રમાં સ્પર્શ—પોતાના જેવા જ્ઞાનના સસ્કારો રેડે છે, અને તેને પોતાના
જેવો, બલ્કે કેટલીક વારપોતાનાથી પણ અધિક, નિપુણ ગુરુ બનાવે છે અને તે
પ બનેલો ગુરુ પોતાના શિષ્યને અન્યને પોતાના જેવા બનાવી દેવાનુ ચાતુર્ય

ધનવેડો નેથી સ્પર્શમણિની સાથે પુરેપુરુ સામ્ય શિક્ષક ધરાવતો નહિ હોવાથી તેની ઉપમિતિ બનતી નથી." વળી 'શિક્ષક' શબ્દ જ 'શાક' એટલે 'શકવું', એ ધાતુ ઉપરથી સાધિત થયલો માનીએ તોપણ તેથી શિક્ષકના વિચારબળની આપણને વિશેષ પ્રતીતિ થાય છે શિક્ષક પોતાના જ્ઞાનની પ્રભુતાથી પોતાના શિષ્યના મનોરાજ્યમાં જ્ઞાનની રેલછેલ રેડીને તેને જ્ઞાની-જ્ઞાનની પ્રભુતાવાળો-તેથીજ અગાધ કે અપાર શક્તિમાન્ બનાવે છે આ કારણથી ગુરુપદ કાંઈ ઓછું ગભીર-ઓછું જવાબદારીવાળું-નથી. આપણા ગુજરાતના સદ્ગત સાક્ષર અને વિદ્વત્ન નવલરામભાઈએ પણ શિક્ષકનું મહત્ત્વ કે મોટાઈ નીચે પ્રમાણે વર્ણવી છે –

" મે'તાજી, બહુ મોટું તુજ નામ તેમ છે કામ,
કર ખને મન ક્ષેત્રની ખરી ખેતી ધરી હામ "

પોતાના હાથ નીચે મોપેલા નાની વયના, અજ્ઞાત, નિરપરાધી, અને નિષ્કપટી બાલકોને શિક્ષક તેમની જિજ્ઞાસા સફલ કે તૃપ્ત કરવાના હેતુથી, તેમની નાના પ્રકારની શંકાઓ તથા વિટંબનાઓ દૂર કરીને, તેમની સમક્ષ જ્ઞાનના અખટ ભંડારના દ્વાર ખુલ્લા મૂકીને, તેમના પોતાના મનની અંદર કાંઈ કાંઈ અવર્ણનીય આનંદોર્મિઓ અનુભવતા બનાવે છે-આવું શિક્ષકનું કર્તવ્ય શું ઓછું આહ્લાદજનક છે? ઓછું ગર્વાસ્પદ છે? ઓછું સંતોષપ્રદ છે? મોટી વયે પ્રાપ્ત કરેલું અધિક જ્ઞાન વા ઉચ્ચ પદ બાલ્યાવસ્થામાં ગુરુજી પાસેથી ગ્રહણ કરેલા શિક્ષણનોજ પ્રતાપ હતો એવું કબૂલ કરનારા કેટલા બધા મનુષ્યોના ઉપકારના ઉદ્ગારોનું અને આશીર્વાદોનું પાત્ર, હે શિક્ષકો, તમે બનો છો! તમારી કૃતકૃત્યતાનું આથી બીજું કયું લક્ષણ સમજવું.*

શિક્ષકોનો મહિમા તો બાલકોને સત્ય જ્ઞાન આપીને તેમને સદ્વર્તનશાળી બનાવીને તેમના આત્માનું કલ્યાણ ઇચ્છવામાજ સમન્વિત થયલો છે.

શાળામાં શિક્ષક બાલકોને પોતાના આચારવિચારો દર્શાવીને પ્રત્યક્ષ કે ગૌણી રીતે જ્ઞાનનું શિક્ષણ આપે છે. પરંતુ આ ઉપરાંત બાળક પરોક્ષ કે આડકતરી રીતે પણ જ્ઞાન મેળવે છે: ને તે પુસ્તકદ્વારા આ કારણથી

---

*" Helping people to think, feel, and act aright is the noblest task in the world "

( એક અંગ્રેજી માસિક પત્રમાંથી )

પુસ્તકો પણ જ્ઞાનની પ્રાપ્તિનુ એક સાધન ગણી શકાય પુસ્તકો, ગ્રન્થો, ચોપડી, બુક કહો કે કિતાબ કહો-ગમે તે ભાષામા ગમે તે અભિધાન આપો પણ તેઓ સાધારણ રીતે સમાન અર્થસૂચકજ શબ્દો છે સર જૉન લબૉક કે જે પાછળથી લૉર્ડ એવ્‌બરિના નામથી વિખ્યાતિ પામેલા વિદ્વાન્ છે તેમણે પુસ્તકોને "ભૂતકાળના જ્ઞાનનો સચિત ખજાનો" કહ્યાં છે ડર્હામના પ્રખ્યાત ધર્મોપદેશક રિચર્ડ ડિ બૅરિએ ઈ. સ ૧૩૪૪માં પુસ્તકો સમ્બન્ધી નીચે પ્રમાણે કહ્યુ છે —" પુસ્તકો સોટી કે ચાબુક માર્યા વિના શીખવે તેવા શિક્ષકો છે તેઓ ફી માગતા નથી કે ક્રોધ ધારણ કરતા નથી તમે ગમે તે વખતે તેમની કને જાઓ તોપણ તેઓ ઊંઘતા માલમ પડતા નથી તમે તેમને પ્રશ્ન પૂછશો તો તે તમારાથી કશુ છાનું રાખશે નહિ તમે તમારૂ અજ્ઞાન દેખાડશો તોપણ તેઓ તમારી મજાક, મશ્કરી કે હાંસી કરશે નહિ " પુસ્તકોનાં આ અભિધાન વિદ્વાનોએ આપેલાં તેનુ વિવરણ કર્યા કરતાં પુસ્તકોના વાચનથી કયા કયા લાભ થાય છે તે વિષે આપણે સહેજ વિચાર કરીશું પ્રથમ, પુસ્તકો જ્ઞાનનો ખજાનો હોવાથી તેમના વાચનથી આપણને વિશેષ જ્ઞાન પ્રાપ્ત થવા લાગે છે, આપણા જ્ઞાનની ક્ષિતિજ વધ્યાની સાથે આપણી કૂપમડૂકતા મટી જાય છે ચીના લોકો વિષે એવુ કહેવાય છે કે " પૃથ્વીનો નકશો તેઓ દોરે છે ત્યારે પોતાના 'સ્વર્ગીય રાજ્ય' ની હદ બહુજ મોટી ચીતરે છે અને તે બહાર જે જગા બાકી રહે છે તેમા "જગલ-અરણ્ય-રણ અને ઉજ્જડ જમીન આવેલી" દેખાડે છે ચીના લોકો પોતાના દેશ સિવાયના અન્ય દેશોના વિદ્વાનોના પુસ્તકો વાચશે તો તેમને સમજાશે કે તેમણે બનાવેલા 'ઉજ્જડ પ્રદેશો'મા તેમના કરતા અધિક સુધરેલી પ્રજાઓ વસે છે એટલુજ નહિ પણ લડન, પૅરિસ, ન્યૂયૉર્ક, મુબઈ જેવાં સેંકડો શહેરો તેમના 'સ્વર્ગીય રાજ્ય'ના શહેરો કરતા બહુ મોટા તેમણે દર્શાવેલા ઉજ્જડ પ્રદેશોમા આવેલા છે *

આ ઉપરથી સમજાશે છે સર્વ દેશમાં, સર્વ સમયે જેને સર્વોત્તમ

---

* "यदा किंचित्किंचिद् बुधजनसकाशादवगतम् ।
तदा मूर्खोस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥" (श्रीभर्तृहरि)

અને +અમૂલ્ય રત્ન કહેલું છે એવું વિદ્યારૂપી રત્ન પુસ્તકો વડે પ્રાપ્ત થાય છે.

લૉર્ડ મેકૉલે નામના મહાન્ અંગ્રેજી વિદ્વાને જ્યારે તેને પુસ્તકોના વાચન વિષે પ્રશ્ન કરવામા આવ્યો હતો ત્યારે એવો પ્રત્યુત્તર વાળ્યો હતો કે "રાજાના વૈભવ ભોગવવા અને પુસ્તકો ના વાચવા તેના કરતાં ગરીબ રહીને પુસ્તકો વાચવા એ વાત મને વધારે પસંદ છે." આ પ્રમાણે પુસ્તક-પ્રશંસા આપણા દેશના તેમજ પાશ્ચાત્ય દેશના વિદ્વાનોએ હાલમા તેમજ પ્રાચીન સમયમા કરી છે, તે પ્રત્યેકનુ અવતરણ આપ્યાથી નીરસતા ઉત્પન્ન થાય તેમ છે તેથી આવા લઘુ નિબંધમા તેની ચર્ચા અપ્રાસંગિક ગણીને કરવામા આવી નથી. પુસ્તકો સમ્બન્ધી આપણે માત્ર એટલુંજ અત્ર કહીશું કે પુસ્તકો જ્ઞાન પ્રાપ્ત કરવાનું એક મોટું સાધન છે તથાપિ સંગતિજન્ય પરિણામોની માફક સારા પુસ્તકોના વાચનથી જેટલો લાભ થાય છે તેટલો—બલ્કે તેથી પણ કદાચિત્ વિશેષ અલાભ નઠારા પુસ્તકોના વાચનથી થવાનો સંભવ રહે છે. આ દુનિયામા પુસ્તકો, માસિકપત્રો, અઠવાડિક પત્રો, તેમજ રોજીંદા પત્રો, નિબંધો, અને ભાષણોના પુસ્તકો આજકાલ જેમ કોઈ મિલમાંથી સૂતરના થાન જથાબંધ એક પાછળ બીજુ નીકળે છે એ રીતે નીકળતા આપણે જોઈએ છીએ. આ કારણથી પુસ્તકોની સંખ્યા આટલી બધી વધી પડેલી જોયાથી તેમની સર્વેની તુલના કરીને તેમાથી માત્ર ઉત્તમ પુસ્તકોનુંજ વાચન કર્યાથી લાભ થવાનો સંભવ રહે છે. કારણ કે પંચતન્ત્રના વિદ્વાન્ કર્તા શ્રીમાન વિષ્ણુશર્માએ પણ ઉપદેશ કર્યો છે કે—

" अनन्तपारं किल शब्दशास्त्रं
स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ।
सारं ततो ग्राह्यमपास्य फल्गु
हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥"

---

+ હિતોપદેશમા કહ્યુ છે —

" सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥"

સ્કૂલોમાં અને પાઠશાળાઓમાં દાખલ કરવા આવશ્યક છે ? તેમાંથી કઈ કઈ જાતની કેળવણીને પ્રધાન સ્થાન આપવું ? અને કઈ જાતની કેળવણીને ગૌણ સ્થાન આપવું ? વગેરે પ્રશ્નો ઘણા વિકટ છે અને તે વિષે વિવેચન કરતાં જતાં ઘણુંજ લંબાણ થાય તેમ છે તેથી તેમ કરવું અન્ય પ્રસંગને માટે મોકુફ રાખવું મને યોગ્ય લાગે છે. આ નિબન્ધ ઇંગ્લંડના વિદ્વાન તત્વચિંતક મી. હર્બર્ટ સ્પેન્સરનું વાક્ય ટાંકીને હું સમાપ્ત કરીશ. તેમણે પોતાના એક પુસ્તકમાં એક સ્થળે લખ્યું છે કે. " In what way to treat the body, in what way to treat the mind, in what way to manage our affairs, in what way to bring up a family, in what way to behave as a citizen, in what way to utilize those sources of happiness, which nature supplies—how to use all our faculties to the greatest advantage of ourselves and others—how to live completely? And this being the great thing, needful for us to learn, is, by consequence, the great thing which education has to teach. To prepare us for complete living is the function which education has to discharge." *H. Spencer.*

( ભાવાર્થ ) "આપણું શરીર કેવી રીતે સંભાળવું, મન કેવી રીતે કેળવવું, આપણા વ્યાવહારિક કાર્યો કેવી રીતે કરવા, કુટુંબ કેવી રીતે પોષવું, દેશજન તરીકેની આપણી સઘળી ફરજો કેવી રીતે અદા કરવી, કુદરતે બક્ષેલા આપણા સુખના સાધનો આપણે કેવી રીતે ઉપયોગમાં લેવાં—આપણને અને અન્યને જેથી વધારેમાં વધારે લાભ મળે તે પ્રમાણે આપણી સર્વ ઇન્દ્રિયો કેળવવી—( ટુંકામા ) સંપૂર્ણ રીતે જીવન કેવી રીતે ગાળવું — આ વસ્તુ જે આપણને સર્વેને જાણવા માટે અતિ અગત્યની છે તે શિક્ષણ—કેળવણી—દ્વારા આપણે શીખવી જોઈએ સંપૂર્ણ રીતે જીવન નિર્ગમન કરવા માટે આપણને સજ્જ કરવા—આપણામા બળ પ્રેરવું—એ શિક્ષણનો—કેળવણીનો—એક ( અંતિમ—મુખ્ય ) ઉદ્દેશ હોવો જોઈએ " હર્બર્ટ સ્પેન્સર.

---

# સંગીતવિષય.

( ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૨૬૧ થી )

( શાંતિથી ગાવું ).

| | | | | |
|---|---|---|---|---|
| पड्गस्वररचना | હા લ રે | ડુ વ હા | લુ રે, હો | આ ઈ ને |
| मात्रा ४ | ऽ । । | ऽ । । | । ८ ~ । | । । ऽ |
| मध्य विलंबित गति. | सा ग म | प ध प | ध सां, ध | ध प म |

| | | | |
|---|---|---|---|
| હા લ રે | ડું વ હા | લુ | .. .. |
| ऽ । । | ऽ । । | ऽऽ | ऽ ऽ |
| प म ग | सा रि ग | सा | सा . |

| | | | |
|---|---|---|---|
| ગી તે | ધું મ ણુ | ધા લુ રે , | ભા ઇ ને |
| ऽ ऽ | ऽ । । | । ऽ ~ ~ | । । .ऽ |
| सा गम | प ध प | ध सां ध , | ध प म |

| | | | |
|---|---|---|---|
| હા લ રે | ડુ વ હા | લુ | . . |
| ऽ । । | ऽ । । | ऽऽ | । । |
| प म ग | सा रि ग | सा | सा |

| | | | |
|---|---|---|---|
| રં ગી ત | પા ર ણે | પો ઢો રે | સી લા |
| । ऽ । | ८ ~ ऽ | । ऽ । | ऽ ऽ |
| सं सां नि | धा प म | प प प | धा नी |

---

* । = ૧ માત્રા ; ऽ = ૨ માત્રા; ऽ́ = ૩ માત્રા ; ⌠ = સ્વર, ... કે રુખ્દ બીજા અંશમાં ચાલુ છે એ બતાવનાર; -गा = કોમળ गा सी, = મન્દ्र सी ; ॥ = ગીત પૂર્ણ; ~ = અર્ધમાત્રા

| | | | |
|---|---|---|---|
| આ આ | હે તે સુ | લા વુ | . . . |
| ઽ ઽ | । ઽ । | ઽ ઽ | ઽ ઽ |
| પ પ | ધ રી' નિ | સાં સાં | સાં . |

| | | | |
|---|---|---|---|
| ભ મ રી જ | ડા વુ , | ભા ઈ ને પા | ર ણી એ , |
| ‿‿ઽ । | ।‿।‿ | ।‿ । । | । । ।‿ |
| સં સં સાં નિ | ધા પ મ , | પ પ પ પ | ધ નિ નિ , |

| | | | |
|---|---|---|---|
| પુ ત ળી | ઓ પ ધ | રા વુ રે , | ભા ઈ ને |
| ઽ । । | ઽ । । | । ઽ ‿‿ | ઽ । । |
| સાં સં સં | ધા પ ધ | મ પ મ , | ગા રિ સ |

| | | | |
|---|---|---|---|
| હા લ રે | ડુ વ હા | લું | . |
| 'ઽ । । | ઽ । । | ઽઽ | ઽઽ |
| પ મ ગ | સા રિ ગ | સા | સા |

## બીજી ચોપડી.

સ્વર્દતાથી **मात्रा ३ मध्य विलंबित**

મંદ ' સ્પષ્ટ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જા મ | મુ જ | વ્હા લાં | બા ળ | પં ' ખી | . . ' વ ન | બો | લે , |
| ઽ । | ઽ । | . ઽ । | ઽ । | ઽ । | । । । | । ઽ | ઽ । |
| गा म | प प | -धा-धा | प प | म ग | -रि ग म | ग-री | सा ; |

* । = ૧ માત્રા ; ઽ = ૨ માત્રા ; ઽ́ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વણુ કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર; -गा = કોમળ गा ; गृा = મન્દ्र गा ; ⌒ = ગીત પૂરૂં; ‿ = અર્ધમાત્રા.

મંદ

| | | | |
|---|---|---|---|
| વા ણું | વા સુ | વી તી | રા |
| ઽ \| | ઽ \| | ઽ \| | ઽ \| |
| -धा प | -धप ध | नी नि | सां सं |

ઘન

| | | | |
|---|---|---|---|
| પૂ વેં | થ યો | ઝ ગ ઝ | ગા ટ , |
| ઽ \| | \| ઽ | \| \| \| | ઽ ◡ ◡ |
| नी नि | सं रीं | नि सं नि | -धा प , |

મંદ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રં ગ | દી સે | ભા ત | ભા ત | ઝા ડ | પા ન | ડો | લે , |
| ઽ \| | \| ઽ | ઽ \| | ઽ \| | ઽ \| | ઽ \| | ઽ | ઽ \| |
| निसं सं | नि-धप | -धा-ध | प प | म ग | म ग म | ग-री | सा . |

સ્પષ્ટ

| | | | |
|---|---|---|---|
| જા ગ | સુ જ | વ્હા લા | ણા ળ |
| ઽ \| | ઽ \| | ઽ \| | ઽ \| |
| गा म | प प | -धा -ध | प प |

ઘન

| | | | |
|---|---|---|---|
| પં ખી | . વ ન | બો | લે . |
| ઽ \| | \| \| \| | ઽ | ઽ \| |
| म ग | -रि ग म | ग -री | सा . |

મંદ=થોડા બળવાળા અવાજથી ગાવુ; સ્પષ્ટ=બળયુક્ત અવાજથી ગાવુ, ઘન=વધારે બળયુક્ત અવાજથી ગાવુ.

* । = ૧ માત્રા ; ઽ = ૨ માત્રા : ઽ́ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સાંધમા ચાલુ છે એ બતાવનાર, -गा = કોમળ गा ; नी, = મન્દ नी ; ‖ = ગીત પૂરૂ, ◡ = અર્ધમાત્રા.

| | | | |
|---|---|---|---|
| સા ગ મ્હે | તા ના | સં ગ થી | ........, |
| । ऽ । | ऽ ऽ | ऽ । । | । । |
| -नि-नी-नि | -निंग -नी | सां नि सां | ..-नि ध प , |

| | | | |
|---|---|---|---|
| ભા ગ્ય શા | .. ળી વિ | ધા ભ ણે | . . |
| ऽ । । | । । ऽ | ऽ । । | ऽ' । |
| रिम म प | प प धा | म ग री | री . |

( અપૂર્ણ. )

---

# ગણિત.

## લેખક—રામભાઈ કાલિદાસ પટેલ.

( ચાલુ પૃ ૨૨૮ થી. )

બે સખ્યાનો સરવાળો આપ્યો હોય; તો આપેલા સરવાળાના ઘન-માંથી આપેલો ઘનનો સરવાળો બાદ કરવો આ બાદબાકીને આપેલા સરવાળાની ત્રણ ગણાઈએ ભાગવા આ ભાગાકાર તેજ બે સંખ્યાનો ગુણાકાર થશે આ ઉપરથી તેજ બે સખ્યાઓ કાઢી શકાય.

ઉદા:—બે સખ્યાના ઘનનો સરવાળો ૪૬૮ છે, અને તેજ બે સ-ખ્યાનો સરવાળો ૧૨ છે, તો તે બે સખ્યાઓ કઈ?

$$\frac{\text{આપેલા સરવાળાનો ઘન — આપેલો ઘનનો સરવાળો}}{\text{આપેલો સરવાળો} \times ૩}$$

$$= \frac{૧૨^{૩} - ૪૬૮}{૧૨ \times ૩} = \frac{૧૭૨૮ - ૪૬૮}{૩૬} = \frac{૧૨૬૦}{૩૬} =$$

૩૫ તેજ બે સખ્યાનો ગુણાકાર એ ઉપરથી—

$$\sqrt{\text{આપેલા સરવાળાનો વર્ગ—આપેલા ગુણાકાર} \times ૪}$$

$$\sqrt{૧૨^{૨} - ૩૫ \times ૪} = \sqrt{૧૪૪ - ૧૪૦} = \sqrt{૪} = ૨,$$

માટે ૨ તેજ બે સંખ્યાની બાદબાકી આ ઉપરથી:—

$\frac{૧૨ + ૨}{૨}$ = ૭ મોટી સખ્યા, અને

$\frac{૧૨ - ૨}{૨}$ = ૫ નાની સખ્યા.

માટે જવાબ. ૭ અને ૫

કારણ —$અ^3 + ચ^3$ = ૪૬૮ અને અ + ચ = ૧૨ આપેલા છે.

અ + ચ = ૧૨ એનો ઘન કર્યો

$અ^3 + ૩\, અ\, ચ\, (અ + ચ) + ચ^3$ = ૧૭૨૮ એમાથી.

$અ^3 \quad + ચ^3$ = ૪૬૮ બાદ કર્યાં

$૩\, અ\, ચ\, (અ + ચ)$ = ૧૨૬૦. બાદમાકી

આમાં અ + ચ = ૧૨ આપેલા છે માટે અ ચ × ૩ × ૧૨ = ૧૨૬૦ માટે અ ચ = $\frac{૧૨૬૦}{૧૨ \times ૩}$ = ૩૫ તેજ બે સખ્યાનો ગુણાકાર.

અથવા બીજી રીતે —

બે સખ્યાના ઘનનો સરવાળો અને તેજ બે સખ્યાનો સરવાળો આપ્યા હોય તો આપેલા ઘનના સરવાળાને આપેલા સરવાળાએ ભાગવા આ ભાગાકાર આપેલા સરવાળાના વર્ગમાથી બાદ કરવો. આ બાદબાકીને ૩ વડે ભાગવાથી તેજ બે સખ્યાનો ગુણાકાર નીકળશે આ ઉપરથી તેજ બે સખ્યાઓ કાઢી શકાય

ઉપરનુ ઉદાહરણ આ રીતે છોડી જોઈએ —

આપેલો ઘનનો સરવાળો – આપેલો સરવાળો = ૪૬૮ ÷ ૧૨ = ૩૯ ભાગાકાર.

$\frac{\text{આપેલા સરવાળાનો વર્ગ — આપેલો ભાગાકાર}}{૩}$

$= \frac{૧૨^2 - ૩૯}{૩} = \frac{૧૪૪ - ૩૯}{૩} = \frac{૧૦૫}{૩}$ = ૩૫ તેજ બે સખ્યાનો ગુણાકાર.

આ ઉપરથી તેજ બે સખ્યાઓ કાઢી શકાય.

કારણ:—$અ^3 + ચ^3 = (અ + ચ)\,(અ^2 - અ\,ચ + ચ^2)$

માટે $અ^3 + ચ^3$ = ૪૬૮ એને અ + ચ = ૧૨ વડે ભાગીએ તો

$अ^2$ — अ व + $व^2$ = ३९ થાય, अ + व = १२ એનો વર્ગ $अ^2$ + २ अ व + $व^2$ = १४४ માંથી $अ^2$ — अ व + $व^2$ = ३९ બાદ કરીએ તો ३ अ व = १०५ રહે છે માટે अ व = ३५ તેજ બે સંખ્યાનો ગુણાકાર

ઉદા:—બે પુસ્તકો છે એક પુસ્તકમાં જેટલા પ્રકરણ છે તેટલા પાનાં તે પુસ્તકના દરેક પ્રકરણમા છે અને એ પુસ્તકમા જેટલા પ્રકરણ છે તેટલી લીટી એ પુસ્તકના દરેક પાના પર છે, બીજા પુસ્તકના દરેક પ્રકરણમા છે. અને એ પુસ્તકના એક પ્રકરણમા જેટલા પાના છે તેટલી લીટી એ પુસ્તકના દરેક પાના પર છે. બન્ને પુસ્તકના મળીને ૫૫ પ્રકરણો છે. ત્યારે દરેક પુસ્તકમા કેટ કેટલા પ્રકરણો હશે ? એક લીટીમા ૧૨ શબ્દો છે.

જવાબ —એકમા ૩૦ અને બીજામા ૨૫

બે સંખ્યાના ઘનની બાદબાકી અને તેજ બે સખ્યાની બાદબાકી આપ્યાં હોય, તો આપેલી ઘનની બાદબાકીમાથી આપેલી બાદબાકીનો ઘન બાદ કરવો. આવેલી આ બાદબાકીને આપેલી બાદબાકીની ત્રણ ગણાઈએ ભાગવાથી તેજ બે સખ્યાનો ગુણાકાર નીકળશે આ ઉપરથી તેજ બે સખ્યા કાઢી શકાય

ઉદા:—બે સંખ્યાના ઘનની બાદબાકી ૨૯૬ છે, અને તેજ બે સંખ્યાની બાદબાકી ૨ છે, તો તે બે સખ્યાઓ કઈ ?

$$\frac{\text{આપેલી ઘનની બાદબાકી — આપેલી બાદબાકીનો ઘન}}{\text{આપેલી બાદબાકી} \times ३}$$

$$= \frac{२९६ - २^3}{२ \times ३} = \frac{२९६ - ८}{६} = \frac{२८८}{६} = ४८.$$ બે સંખ્યાનો ગુણાકાર. આ ઉપરથી —

$$\sqrt{\text{આપેલી બાદબાકીના વર્ગ + આપેલો ગુણાકાર} \times ४.}$$

$$\sqrt{२^2 + ४८ \times ४} = \sqrt{४ + १९२} = \sqrt{१९६} = १४$$

તેજ બે સંખ્યાનો સરવાળો. આ ઉપરથી —

$\frac{૧૪ + ૨}{૨} = ૮$ મોટી સંખ્યા અને $\frac{૧૪ - ૨}{૨} = ૬$, નાની સંખ્યા માટે જવાબ — ૮ અને ૬.

કારણ:—$અ^3 - વ^3 = ૨૯૬$ અને $અ - વ = ૨$ છે. $અ - વ = ૨$ એનો ઘન કર્યો એટલે $અ^3 - ૩\,અ\,વ\,(અ - વ) - વ^3 = ૮$ થયા.

$$\begin{array}{lr} અ^3 \qquad\qquad\qquad\qquad - વ^3 = ૨૯૬ & \text{— માંથી.} \\ અ^3 - ૩\,અ\,વ\,(અ - વ) - વ^3 = \quad ૮ & \text{બાદ કર્યા.} \\ \hline ૩\,અ\,વ\,(અ - વ) \qquad = ૨૮૮ & \text{બાદબાકી.} \end{array}$$

આમા $અ - વ = ૨$ આપેલા છે.

માટે $અ\,વ \times ૩ \times ૨ = ૨૮૮$.

માટે $અ\,વ = \frac{૨૮૮}{૨ \times ૨} = ૪૮$ તેજ બે સંખ્યાનો ગુણાકાર.

અથવા બીજી રીતે—

બે સંખ્યાના ઘનની બાદબાકી અને તેજ બે સંખ્યાની બાદબાકી આપ્યા હોય; તો આપેલી ઘનની બાદબાકીને આપેની બાદબાકીએ ભાગવા. આ ભાગાકારમાથી આપેલી બાદબાકીનો વર્ગ બાદ કરવો. આવેલી આ બાદબાકીને ૩ વડે ભાગ્યાથી તેજ બે સંખ્યાનો ગુણાકાર નીકળશે. આ ઉપરથી તેજ બે સખ્યા કાઢી શકાય.

ઉપરનુ ઉદાહરણ આ રીતે છોડી જોઈએ:—

આપેલી ઘનની બાદબાકી ÷ આપેલી બાદબાકી. $= ૨૯૬ \div ૨ = ૧૪૮$ ભાગાકાર.

$$\frac{\text{આવેલો ભાગાકાર — આપેલી બાદબાકીનો વર્ગ}}{૩}$$

$$= \frac{૧૪૮ - ૨^2}{૩} = \frac{૧૪૮ - ૪}{૩} = \frac{૧૪૪}{૩} = ૪૮,$$ તેજ બે સંખ્યાનો ગુણાકાર. આ ઉપરથી તે બે સખ્યાઓ કાઢી શકાય.

કારણ—$અ^3 - વ^3 = (અ - વ)(અ^2 + અ\,વ + વ^2)$

$અ^3 - વ^3 = ૨૯૬$ એને $અ - વ = ૨$ વડે ભાગવાથી $અ^2 +$

અ વ + વ² = ૧૪૮ આવે છે. એમાથી અ — વ = ૨ નો વર્ગ અ² — ૨ અ વ + વ² = ૪ બાદ કરવાથી ૩ અ વ = ૧૪૪ રહે છે માટે અ વ = ૪૮

ઉદા—બે ચોગ્સ ખેતર છે દરેક ખેતરની લબાઈ પૂર્ણાક વસા છે. પહેલા ખેતરની પહોળાઈ બીજા ખેતરની પહોળાઈ કરતા ૪ વસા વધારે છે. દરેક ખેતરમાં એક ચોરસ વસાનો એક એવી રીતે કયારડા પાડેલા છે. પહેલા ખેતરના દરેક કયારડામા તે ખેતરની લબાઈ જેટલા વસા છે તેટલા શેર અનાજ પાકયુ બીજા ખેતરના દરેક કયારડામા તે ખેતરની પહોળાઈ જેટલા વસા છે તેટલા શેર અનાજ પાકયુ બન્ને ખેતરનુ અનાજ નવા રૂપીએ મણ લેખે વેચી દેતા પહેલા ખેતરની ઉપજ બીજા ખેતર કરતા ૬૨૨ રૂપીઆ વધારે થઈ ત્યારે બન્ને ખેતરને ફરતી વાડ કરવાનો ખર્ચ દર વસે એક આના પ્રમાણે કેટલા રૂપીઆ થશે ? જવાબ ૯ રૂપીઆ.

---

## ખગોળના વિષયપરત્વે આવેલા ચર્ચાપત્રનો ખુલાસો.

મહેરબાન "ગુજરાત શાળાપત્ર" ના તન્ત્રી સાહેબની સેવામા, નમ્રતાપૂર્વક લખવાનુ કે ખગોળના વિષયસબન્ધી જે ચર્ચાપત્ર આપના પત્રમા પ્રકટ થવા માટે આવ્યુ છે તેનો જે ખુલાસો મારા અલ્પ જ્ઞાનને આધારે કર્યો છે તે અહિં નીચે લખ્યો છે, તે યોગ્ય લાગે તો આપના પત્રમા પ્રકટ કરવા મહેરબાની કરશો એવી નમ્ર વિનતિ છે

તા. ૧૮-૬-૧૯૧૨ લી સેવક
હીનકરરાય અચરતલાલ વૈદ્ય,
ડભાસ. આસિસ્ટટ માસ્તર, પ્રે ર ટ્રે. કૉલેજ.

---

( ૧ ) આકાશગગાનો પટો—"આ પટો ધગના મોભની પેઠે આકાશના લગભગ મધ્ય ભાગ પર ઉત્તર દક્ષિણ જોવામાં આવે છે, એને ખેડુ લોકો મોભ અથવા હોળી દીવાળીની વાટ કહે છે. અને તે અનત તારાઓનો સમૂહ છે અને પૃથ્વીથી અનત દૂર હોવાથી ધોળા ધાબા જેવો દેખાય છે" વગેરે જે આપના વિદ્વાન્ ચર્ચાપત્રીએ લખ્યુ છે તે યથાર્થ છે. ૧

"આ મોભને જ્યારે જ્યારે જોઈએ છીએ, ત્યારે ત્યારે ને હમેશાં આકાશી મધ્ય-રેખાશ વૃત્તની પેઠે ( મોભની પેઠે ) જ જોવામા આવે છે" -એવુ લખ્યુ છે તે બરાબર નથી. પાછળથી તેમણે તા ૧૫-૬-૧૨ ના રોજ લખેલા પત્રમા તે પટાને બરબર મધ્ય ભાગમા નથી પણ નૈર્ઋત્યથી ઈશાન કોણ તરફ અકાયેલ છે એવો સુધારો લખી મોકલ્યો છે તે ? બરાબર છે. હવે તે હમેશાં તેને તેજ સ્થળે કેમ દેખાય છે તેનો અન્ય આકાશી પદાર્થોની પેઠે ઉદયાસ્ત કેમ થતો નથી ? એ શકા ઉઠાવી છે તે બરાબર નથી, તેથી તે વિષે માઈક ખુલાસો આપવાની જરૂર છે.

ખગોળનો કોઈ પણ અભ્યાસક એટલુ તો કબૂલ કરશેજ કે આપણા સૂર્યચક્રમા સૂર્ય મધ્યસ્થ છે અને પૃથ્વી, બુધ, શુક્ર, મગળ, બૃહસ્પતિ, શનિ વગેરે ગ્રહો અને બીજા નાના ગ્રહો તેની આસપાસ ગોળ પરિક્રમણ કરે છે, તેમજ તે બધા પાછા પોતાની ધરી ઉપર અમુક સમયમા એકવાર એ રીતે નિરતર ભ્રમણ કરે છે બુધશુક્રાદિકના ભ્રમણની પેઠે પૃથ્વીના આ બે પ્રકારના ભ્રમણને લીધે તેની-પૃથ્વીના-ચોમેર આવેલા સર્વે પદાર્થો ભ્રમણની વિરુદ્ધ દિશામાં જતા અવશ્ય દેખાવાજ જોઈએ અને એ કારણથી ગ્રહ અને તારાઓ જેવા આકાશી પદાર્થો ઉદયાસ્ત પામે છે તે પ્રમાણે તે આકાશી પદાર્થોની માફક એ આકાશગંગાના પટાનો પણ તે પણ આકાશી પદાર્થજ હોવાથી ઉદયાસ્ત અવશ્ય થવોજ જોઈએ. સમીસાજથી તે પરોઢીઆ પર્યન્ત-બરાબર બાર કલાક સુધી-દિવસોના દિવસો સુધી-જો કોઈ સહિત આકાશનું અવલોકન કરશે તો તેને આખો આકાશી ગોળાર્દ્ધ-નભપટ પર વિરાજમાન ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર દિ સર્વે પદાર્થો પૂર્વથી પશ્ચિમ ઉદય અને અસ્ત થતા જણાશે. આ બનાવનાં સત્યસિદ્ધિનો સબળ પુરાવો જોઈતો હોય તેમણે પ્રો આર. એ. પ્રૉક્ટર બી. એ ઍન્ડ, આર, એમ, જેઓ એક નિપુણ ખગોળવેત્તા છે તેમના "સ્ટાર ઍટલસ" (તારાનો નકશો) "હાફ આવર્સ વિથ ધ સ્ટાર્સ" ("તારાઓનુ અડધા અડધા કલાકનુ અવલોકન" અને "હાફ આવર્સ વિથ ધ ટેલિસ્કોપ" ("દૂરબીનનો અડધા અડધા કલાકનો ઉપયોગ")-એ પુસ્તકો અગર સર નૉર્મન લૉક્યર અગર સર રૉબર્ટ બૉલ જેવા બીજા નિપુણ ખગોળશાસ્ત્રીઓએ લખેલાં પુસ્તકો વાચવા. તેમ જના નીચે લખેલી લીટીઓ વાચવા જેવી છે.-

"If we stand on an open space, on a clear night, we see above us the celestial dome spangled with stars, *apparently fixed* in position. But after a little time, it becomes clear that these orbs are slowly *shifting* their position. Those near the eastern horizon are rising; those near the western setting. Careful and continuous observation would show that the stars are *all moving* in the same way, precisely, as they would, if they were fixed to the concave surface of a vast hollow sphere, and this sphere rotated about an axis."

*Proctor.*

(ભાવાર્થ) કોઈ વાદળા વિનાની સ્વચ્છ રાત્રિએ ખુલ્લા મેદાન પર ઉભા રહીને આપણે ઉંચી દ્રષ્ટિ કરીશું તો માથા ઉપર આકાશી ઘુમટ અને તેની અંદર રૂપેરી ખીલાની માફક સજ્જડ જડેલા—દેખીતી સ્થિર સ્થિતિમાં રહેલા તારાઓનો સમૂહ જણાશે. સ્થિર સ્થિતિમાં જણાતો આ તારકવૃન્દ પણ થોડા સમય સુધી અવલોકન કર્યા પછી પોતાનું સ્થાન છોડીને પૂર્વથી પશ્ચિમ દિશા તરફ ધીરે ધીરે ખસતો જણાશે. પૂર્વ દિશાના તારાઓ ઉદય પામીને માથે આવતા, માથા ઉપરના તારાઓ પશ્ચિમ દિશા તરફ જતા અને પશ્ચિમ દિશાના તારાઓ અસ્ત પામતા જણાશે. બારીક અને દીર્ઘ સમયનું અવલોકન કર્યાથી જણાશે કે જેમ કોઈ નાના ગોળાને તેના અંશ ઉપર ગોળ ફેરવવાથી તેની માહેના પોલાણમાંથી જોતાં તેના અન્તર્ગોળ ઘુમટ ઉપર ચોટેલી ચીજો ગોળ ફરે છે તેમ આ આકાશી ગોળાના પોલાણમાં આવી રહેલી આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર ગોળ ફરતી હોવાથી પૃથ્વીના બહિર્ પૃષ્ઠ ઉપર ઉભા રહીને અવલોકન કરતા મનુષ્યને તેની માથે ચોમેર આવેલો આકાશી ગોળાર્દ્ધનો આખો અન્તર્ગોળ પણ તેના પટ પર ચોંટેલા હોય તેમ દેખાતા તારાઓની સાથે—પૂર્વ પશ્ચિમ ફરતો જણાશે."

આ વાક્યથી, તેમજ અવલોકન કર્યાથી સ્પષ્ટ સમજાશે કે આકાશ ગંગાનો પટ્ટો બીજા તારાઓની માફક પૂર્વથી પશ્ચિમ તરફ ફરતો જણાશે.

હવે એ તારાઓ ગ્રહો વગેરે સર્વ આકાશી પદાર્થો પૃથ્વીના પોતાની ધરી ઉપરના દૈનિક ભ્રમણને પરિણામે તે ભ્રમણની વિરુદ્ધ એટલે પૂર્વથી

ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીને મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ તા. ૧૦ મી માહે જુલાઈ સને ૧૯૧૨

*M. E. chubb*
લેડિ સુપરિન્ટેન્ડન્ટ
મ. ટ્રે. કૉ. ફોર વિમેન-અમદાવાદ.

---

## જાહેર ખબર.

ગ. સા. માધવલાલ હરિલાલ સ્મારક ઇનામની જાહેર ખબર.

કોઈ નક્કી ઠરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ભરૂચ અને સુરત જિલ્લા અને સુરત એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને માધવલાલ હરિલાલ સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦ ) ના પુસ્તકો અથવા શિક્ષણનાં સાહિત્ય આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તા ૨૭-૯-૧૯૧૨ ના રોજ સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રૅક્ટિસિંગ સ્કૂલમા તે કૉલેજના લેડી સુપરિન્ટેન્ડન્ટ અને અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ લેશે પાઠનો વિષય અને તે જે વર્ગમા આપવાનો હશે તે એક કલાક પહેલા જાહેર કરવામાં આવશે.

સઘળી અરજીઓ તા. ૧૨-૯-૧૯૧૨ સુધીમા પોતાના જિલ્લાના ડેપ્યુટિ સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના લેડિ સુપરિન્ટેન્ડન્ટ તરફ મોકલવી.

પાચ વર્ષ ઉપરની અને પદર વર્ષ અદરની નોકરીવાળા શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે તા. ૧૦-૭-૧૨.

*M. E. chubb,*
લેડિ સુપરિન્ટેન્ડન્ટ, મહાલક્ષ્મી
ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન,
અમદાવાદ

---

## જાહેર ખબર.

ઉ. ભા. ના મે. એ. ઈ સાહેબના તા. ૨૦ મી જુલાઈ ૧૯૧૨ ના હુકમ ન ૭૩૫૫ ઉપરથી.

'ગુજરાતી ભાષાના વ્યાકરણ'ની બીજી આવૃત્તિ તેમા ચોડેલા છાપેલા શુદ્ધિપત્ર સાથે નિશાળોમા તથા લોકોને આપવાની ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે મંજુરી આપી છે. એ ચોપડીની કિંમત રૂ. ૦-૧-૯ ( એક આનો નવ પાઈ ) છે.

P. Lory,
એ. ઈ. ઉ. ભા.

# જાહેર ખબર.

## કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

( ચાલુ પૃ ૨૮૦ થી )

આ પરીક્ષા સાતમા ધોરણમા થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવુ

૨. સન ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપતા જણાવવુ કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે તેમ કાંઈ ખોડખાંપણ નથી, ને ચાલચલગત સારી છે ચાલચલગતની બાબતમા ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપવુ.

૩ સર્ટિફિકેટમા ઉમ્મરના વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવુ નહિ.

૪ સત્તર વર્ષ કરતા નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજૂરી મેળવવાની જરૂર નથી તે પાસ થશે તોપણ તેને કૉલેજમા દાખલ કરવામા નહિ આવે

૫ બાવીશ વર્ષ કરતા મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમા દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે તેઓ ઊંચે નબરે પાસ થશે તોપણ તેમને કૉલેજમાં સ્કૉલરશિપ આપી દાખલ કરવામા આવશે નહિ

૬. જે ઉમેદવારે પરીક્ષા પેહેલા બાર માસમા એક કરતા વધારે મેહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાના સર્ટિફિકેટ લાવવા. ચાલચલગતની બાબતમા તો પરીક્ષા પેહેલા એક માસ અગાઉનુ સર્ટિફિકેટ ખાત્રીલાયક ગણાશે.

૭. પરીક્ષા થઈ ગયા બાદ લાયક જણાયલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન દાકતર સાહેબ પાસે મોકલવામા આવશે, માટે તેઓને અહિં વધારે વખત રોકાવુ પડશે

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામા આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવા જેની આતુરતા હશે, તેને રાજકોટમા રહેતા તેના લાગના વળગતા તરફ

ફથી ભોજન રૂા. ૭) **પીંજરત**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા ૧૦) મીઠાઈ રૂા. ૬) **દેગામ કન્યાશાળા**—ભુલાભાઈ ગાડાભાઈ તરફથી દર વરસે રૂા ૬) ઇનામના **દેગામ મુખ્ય શાળા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૬૧) **નીણત**—કુવરજી નરસઈ સરભણ પેનાસા રૂા. ૩) ગામ લોકો તરફથી મીઠાઈ રૂા. ૨૫) **છરવાડા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા. ૧૦) મીઠાઈ રૂા. ૪) **ભેસાણ**—શેઠ માણેકજી જીવણજી મીઠાઇ રૂા. ૨૧-૧૨-૦ જીઓ રૂા ૩-૧૨-૦ **ભટાઇ**—મહમદભાઈ હાસમભાઈ લગડા રૂા. ૮-૬-૦ ગામ લોકો તરફથી મીઠાઈ રૂા ૧૦-૪-૦ **મરલેણ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂા ૨૭-૪-૦ કુવરજી નરસીંહ તરફથી કાપડ રૂા. ૫-૪-૦ મીઠાઈ રૂા ૧૨-૧૨-૦ **કોપરણી**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા ૧૦) કપડા રૂા ૩) મીઠાઈ રૂા ૭) **સાલેજ**—ગામ લોકો તરફથી ભોજન રૂા ૩૦) **પલસાણા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા. ૮-૮-૦ ઇનામ રૂા. ૧૩) **નરથાણ**—ગામ લોકો તરફથી ભોજન તથા મીઠાઈ રૂા. ૧૨-૮-૦ **અટેલી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂા. ૩૫-૮-૦ **કુભારીઆ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા ૧૩) મીઠાઈ રૂા ૯) **સુપા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા ૧૫) મીઠાઈ રૂા ૫) ભોજન રૂા. ૨૫) **પંચલાઈ**—ગામ લોકો તરફથી ભોજન મીઠાઈ રૂા ૧૫) **મદીર**—ગામ લોકો તરફથી ભોજન રૂા ૨૧) **આટ**—ગામ લોકો તરફથી મીઠાઇ કપડા રૂા ૧૫) **સુનસાડ**—ગામ લોકો તરફથી મીઠાઈ ચોપડી રૂા. ૧૮-૪-૦ **સાલેજ**—ગામ લોકો તરફથી ભોજન રૂા ૩૦) **મોટા વરાછા**—ગામ લોકો તરફથી ઘડીઆળ મીઠાઈ રૂા ૬૫-૦-૦ બાળકૃષ્ણજી નીરભદ્રજી જાગીરદાર સમદ્રસ્થાન રૂા. ૧૦) **ગોરધા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂા. ૭) **સીથાણ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂા ૧૧) **અસ્ના-સણ-સુપા**—ક્સ્તુરચંદ ધનાજી તરફથી ઘડીઆળ રૂા. ૧૩-૦-૦ મીઠાઇ રૂા. ૨૦-૧૨-૦ કુવરજી નથુભાઇ તરફથી મીઠાઇ રૂા. ૩-૧૨-૦ **હાંસાપોર**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂા. ૧૫) મીઠાઇ રૂા. ૯) **કબીલપોર**—ગામ લોકો તરફથી ઘડીઆળ તથા મીઠાઈ રૂા ૧૩) **કુદીઆણા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂા. ૧૯-૧૪-૦

( અપૂર્ણ )

---

REGISTERED NO. B 17

અંક ૯ મો. પુસ્તક ૫૧ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

સપ્ટેમ્બર, ૧૯૧૨.

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ



તંત્રી (ઑગસ્ટ, ૧૯૦૨ થી)-અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપલ, મે. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.

છે અને વીણાના અભિમાનસર્વસ્વને તોડનારી એજ રીતિ છે. અર્થાત્, વીણાના દિવ્ય ગાયન કરતાં પણ વૈદર્ભી રીતિવાળું કાવ્ય વિશેષ મનોહર છે. ઉદ્ધત પદથી વિરાજિત, ઓજોગુણ ને કાન્તિગુણયુક્ત જે રચના તે ગૌડી રીતિ કહેવાય છે. કાન્તિગુણ એટલે પદોની ઉજ્જ્વલતા છે. અર્થાત્, ઉજ્જ્વલ એટલે શિષ્ટ, ગ્રામ્યતાહીન પદયુક્ત રચના તે કાન્તિગુણ છે. જેઓ માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ એ ત્રણજ ગુણ માને છે તેઓ કાન્તિગુણને માત્ર ગ્રામ્યતાનો વિપર્યયજ-ગ્રામ્યતાથી ઉલટોજ-ગણે છે. વૈદર્ભી ને ગૌડી એ બન્ને રીતિનાં જેમાં લક્ષણ હોય તેને પાંચાલી રીતિ કહે છે.[1] આ ત્રણ પ્રકારની રીતિને મમ્મટ અનુક્રમે ઉપનાગરિક, પરુષ, ને કોમલ વૃત્તિ કહે છે.[2] વૃત્તિ એટલે રસવ્યાપાર ને તે વ્યાપારવાળી વર્ણરચના તે વૃત્તિ, એવો વૃત્તિનો અર્થ છે.

## વૃત્તિનો ઇતિહાસ.

વૃત્તિ એ નાટકની વિશિષ્ટ રચના છે. રસોચિત વર્ણસંદર્ભ-રસ બરાબર જામી તેમાં લહેજત આવે એવી વર્ણરચના-એ એનું લક્ષણ છે. ભારતીય 'નાટ્યશાસ્ત્ર' માં એની ઉત્પત્તિની નીચે પ્રમાણે કથા આપી છે. એક સમયે માયા વડે સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળને પોતાને વિષે અન્તર્ભૂત કરી વિષ્ણુ સાગરમાં નાગપર્યંક પર સૂતા હતા, ત્યાં વીર્યમળથી ઉન્મત્ત થયલા

---

१ वन्यपारुष्यरहिता शब्दकाठिन्यवर्जिता ।
नातिदीर्घसमासा च वैदर्भी रीतिरिष्यते ॥
ओजःकान्तिगुणोपेता गौडीया रीतिरिष्यते ।
पाञ्चाली रीतिर्वैदर्भीगौडीरीत्युभयात्मिका ॥ प्रताप०
अकृतसमासस्पर्शा समग्रगुणगुम्फितादिमा तत्र ।
एकैव जयति रीतिर्विदलितवीणाभिमानसर्वस्वा ॥ एका०

२ माधुर्यव्यञ्जकैर्वर्णैरुपनागरिकोच्यते ।
ओजःप्रकाशकैस्तैस्तु परुषा कोमला परैः ॥
केषांचिदेता वैदर्भीप्रमुखा रीतयो मताः ॥ काव्यप्र०

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું. સપ્ટેમ્બર, ૧૯૧૨. અંક ૯ મો.

## કાવ્યસંપત્તિનું દિગ્દર્શન.

( ચોથી સાહિત્યપરિષદ્‌માં વાચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ ૨૮૪ થી )

### રીતિ—વાણીના વિચિત્ર માર્ગો.

હવે રીતિ, વૃત્તિ, શય્યા, ને પાક વિષે થોડુક વિવેચન કરવું આવશ્યક છે.

રીતિ એ ભાષાશૈલીના ભિન્ન ભિન્ન પ્રકાર છે વામન રીતિને કાવ્યનો આત્મા માને છે, રીતિનુ લક્ષણ વિશિષ્ટ પદરચના એમ આપે છે, ને વિશેષ એટલે ગુણાત્મા એમ સમજાવે છે[1] અર્થાત્, ગુણવિશિષ્ટ રચના તે રીતિ વિદ્યાભૂષણ કહે છે કે જેમ અગની જુદી જુદી વ્યવસ્થાથી તેમા ગુણ એટલે ઉત્કર્ષ ઉત્પન્ન થાય છે, તેમ ગુણને ઉત્પન્ન કરનાર વર્ણની વિશિષ્ટ રચના તે રીતિ છે[2] દંડી આ ભિન્ન ભિન્ન પદવિન્યાસપ્રણાલીને વાણીના વિચિત્ર માર્ગો કહે છે[3] વૈદર્ભી, ગૌડી, અને પાચાલી, એ ત્રણ મુખ્ય રીતિ છે કોમલ વર્ણ, અલ્પસમાસ, અને મૃદુ બન્ધ-એવી રચના તે વૈદર્ભી રીતિ છે વિદ્યાધર કહે છે કે જેમા સમગ્ર ગુણની રચના હોય અને સમાસનો સ્પર્શ ન હોય એવી એકજ વૈદર્ભી રીતિ સર્વોત્કૃષ્ટ

---

१ विशिष्टा पदरचना रीतिः। विशेषो गुणात्मा। वामन.

२ रीतिर्नामाङ्गसंस्थानविशेषवद्‌गुणहेतुको वर्णविन्यासविशेषः॥ विद्याभू०

३ अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम्।
तत्र वैदर्भगौडीयौ वर्ण्येते प्रस्फुटान्तरौ॥ काव्याद०

છે અને વીણાના અભિમાનસર્વસ્વને તોડનારી એજ રીતિ છે. અર્થાત્, વીણાના દિવ્ય ગાયન કરતાં પણ વૈદર્ભી રીતિવાળું કાવ્ય વિશેષ મનોહર છે. ઉદ્ધત પદથી વિરાજિત, ઓજોગુણ ને કાન્તિગુણયુક્ત જે રચના તે ગૌડી રીતિ કહેવાય છે. કાન્તિગુણ એટલે પદોની ઉજ્જવલતા છે. અર્થાત્, ઉજ્જવલ એટલે શિષ્ટ, ગ્રામ્યતાહીન પદયુક્ત રચના તે કાન્તિગુણ છે. જેઓ માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ એ ત્રણજ ગુણ માને છે તેઓ કાન્તિગુણને માત્ર ગ્રામ્યતાનો વિપર્યયજ–ગ્રામ્યતાથી ઉલટોજ–ગણે છે. વૈદર્ભી ને ગૌડી એ બન્ને રીતિનાં જેમા લક્ષણ હોય તેને પાંચાલી રીતિ કહે છે.[1] આ ત્રણ પ્રકારની રીતિને મમ્મટ અનુક્રમે ઉપનાગરિક, પરુષ, ને કોમલ વૃત્તિ કહે છે[2] વૃત્તિ એટલે રસવ્યાપાર ને તે વ્યાપારવાળી વર્ણરચના તે વૃત્તિ, એવો વૃત્તિનો અર્થ છે.

## વૃત્તિનો ઇતિહાસ.

વૃત્તિ એ નાટકની વિશિષ્ટ રચના છે. રસોચિત વર્ણસંદર્ભ–રસ બરાબર જામી તેમાં લહેજત આવે એવી વર્ણરચના–એ એનું લક્ષણ છે. ભારતીય 'નાટ્યશાસ્ત્ર'મા એની ઉત્પત્તિની નીચે પ્રમાણે કથા આપી છે. એક સમયે માયા વડે સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળને પોતાને વિષે અન્તર્ભૂત કરી વિષ્ણુ સાગરમા નાગપર્યંક પર સૂતા હતા, ત્યાં વીર્યમળથી ઉન્મત્ત થયલા

१ बन्धपारुष्यरहिता शब्दकाठिन्यवर्जिता ।
नातिदीर्घसमासा च वैदर्भी रीतिरिष्यते ॥
ओजःकान्तिगुणोपेता गौडीया रीतिरिष्यते ।
पाञ्चाली रीतिर्वैदर्भीगौडीरीत्युभयात्मिका ॥ प्रताप०
अकृतसमासस्पर्शा समग्रगुणगुम्फितादिमा तत्र ।
एकैव जयति रीतिर्विदलितवीणाभिमानसर्वस्वा ॥ एका०

२ माधुर्यव्यञ्जकैर्वर्णैरुपनागरिकोच्यते ।
ओजःप्रकाशकैस्तैस्तु परुषा कोमला परैः ॥
केषांचिदेता वैदर्भीप्रमुखा रीतयो मताः ॥ काव्यप्र०

મધુ અને કૈટભ રાક્ષસોએ તેમની નિન્દા કરી યુદ્ધ કરવા આહ્વાન કર્યું; જાનુ ( ધુંટણ ) ને મુષ્ટિથી વિષ્ણુને પ્રહાર કર્યો, અને ઘણા પરુષ વાક્યોથી તેમની નિન્દા કરી. તેમનાં નાના પ્રકારનાં નિન્દાવાક્યો સાભળી બ્રહ્મા બોલ્યા, 'શું આ ભારતી વૃત્તિનો—નટવૃત્તિનો વાણીમાંજ આરમ્ભ થયો છે? ભગવન્, એનો નાશ કરો.' પિતામહની વાણી સાભળી મધુસૂદને કહ્યું, 'હે બ્રહ્મન્, એ ભારતી—વાણી મેં કાર્યવશાત્ ઉત્પન્ન કરી છે. એમને બોલવા દો, એમ કરતાં એમની વાણી વૃદ્ધિ પામી ભારતી થશે, હું એમનો હમણાંજ વધ કરૂ છુ' આમ કહી વિષ્ણુએ અનેક પ્રકારની શારીરિક ચેષ્ટા કરી તેમની સાથે યુદ્ધ કર્યું એમ યુદ્ધ કરતાં તેમણે ભૂમિ પર પગ મૂકયો, તે પદન્યાસનો ઘણો ભાર થયો, એ રીતે ભારતીનુ નિર્માણ થયુ શાર્ઙ્ગ ધનુષના તેજથી પ્રકાશમાન થયલી, અસંભ્રાન્ત, સત્ત્વથી ઉત્પન્ન થયલી વિષ્ણુની ગતિઓએ કરીને સાત્ત્વિક વૃત્તિ ઉત્પન્ન થઈ વળી લીલાથી વિચિત્ર અગચેષ્ટા કરી તેમણે કેશપાશનુ બન્ધન કર્યું, તે અગચેષ્ટામાથી કૈશિકી વૃત્તિ ઉદ્ભવ પામી; અને ક્રોધના આવેગથી અનેક પ્રકારની યુદ્ધલીલા કરી તેમાંથી આરભટી વૃત્તિ ઉત્પન્ન થઈ. વિષ્ણુની એ બધી ચેષ્ટાઓની દેવોએ પૂજા કરી જ્યારે તેમણે આ રીતે અનેક અગચેષ્ટા ને વિક્ષેપથી મધુ ને કૈટભનો નાશ કર્યો, ત્યારે બ્રહ્માએ કહ્યુ, હે દેવ, તમે ન્યાયને આશ્રયે રહેલા અને ન્યાયમાથી ઉત્પન્ન થયલા વિચિત્ર અંગવિક્ષેપથી યુદ્ધ કર્યું માટે હવે પછી યુદ્ધ ન્યાયસંજ્ઞા પ્રાપ્ત કરશે. પછી બ્રહ્માએ વૃત્તિઓને વેદમાં મૂકી; પછી જુદા જુદા મનોભાવથી સપન્ન એ વૃત્તિઓને નાટ્યપ્રયોગમાં પસંદ કરવામાં આવી આ પ્રમાણે નાટ્યવેદમાથી ઉત્પન્ન થયલી, વાણીના અભિનયથી યુક્ત આ વૃત્તિને બ્રહ્મદેવની આજ્ઞાથી મેં કાવ્યરચનાને માટે નાટ્યશાસ્ત્રમાં મૂકી. નાટ્યશાસ્ત્રમા વૃત્તિના ઉદ્ભવની આવી કથા છે. આ રીતે વૃત્તિનો મૂળ અર્થ અંગહાર, અંગચેષ્ટા, શરીરનું જુદી જુદી રીતે વાળવુ એ છે. પાછળથી તેનો અર્થ એવી ચેષ્ટા સાથે જુદા જુદા પ્રકારની વાણીની રચના થયો—અંગરચનામાથી અંગરચનાયુક્ત વાણીની રચના એવો અર્થ ક્રમે થયો.[1] ભરતમુનિ આવી ચાર નાટકરચના ગણાવે છે—ભારતી, સાત્વતી,

१ वृत्तिस्तु रसविषयो व्यापारः । अलं० सर्व०

કૈશિકી, અને આરભટી.[1] શૃંગારમાં કૈશિકી, વીરમાં સાત્વતી, રૌદ્ર અને બીભત્સમાં આરભટી, અને સર્વ રસમાં ભારતી વૃત્તિ આવે છે[2] ભોજ, મધ્યમારભટી ને મધ્યમ કૈશિકી નામની બીજી બે વૃત્તિઓ ગણાવે છે. જેમાં અત્યત કોમળ સંદર્ભથી શૃંગાર અને કરુણ રસનું વર્ણન હોય તે કૈશિકી વૃત્તિ કહેવાય છે; જેમાં રૌદ્ર અને બીભત્સ રસનું પ્રતિપાદન અતિપ્રૌઢ સદર્ભથી કર્યું હોય તે આરભટી વૃત્તિ છે, જેમા અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત, ને અદ્દ્ભુત રસો અતિસુકુમાર નહિ એવા સદર્ભ વડે ગુથાયા હોય તે ભારતી વૃત્તિ છે, અને જેમા અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક રસ અતિપ્રૌઢ નહિ એવા સંદર્ભમાં ઉપજાવ્યા હોય તે સાત્વની વૃત્તિ છે એમ વિદ્યાનાથ વર્ણવે છે.[3]

---

१ भारती सात्वती चैव कैशिक्यारभटी तथा ।
चतस्रो वृत्तयो ह्येतास्तासु नाट्यं प्रतिष्ठितम् ॥ नाट्य॰
कैशिक्यारभटी चैव सात्वती भारती तथा ।
चतस्रो वृत्तयो ज्ञेया रसावस्थानसूचकाः ॥ दश॰

२ शृङ्गारे कैशिकी वीरे सात्वत्यारभटी पुनः ।
रसे रौद्रे च बीभत्से वृत्तिः सर्वत्र भारती ॥ साहि॰

३ अत्यर्थसुकुमारार्थसंदर्भा कैशिकी मता ।
अत्यद्भुतार्थसंदर्भा वृत्तिरारभटी स्मृता ॥
ईषन्मृद्वर्थसंदर्भा भारती वृत्तिरिष्यते ।
ईषत्प्रौढार्थसंदर्भा सात्वती वृत्तिरिष्यते ॥
अत्यन्तसुकुमारौ द्वौ शृङ्गारकरुणौ मतौ ।
अत्युद्धतरसौ रौद्रबीभत्सौ परिकीर्तितौ ॥
हास्यशान्ताद्भुताः किंचित्सुकुमाराः प्रकीर्तिताः ।
ईषत्प्रौढौ समाख्यातौ रसौ वीरभयानकौ ॥ प्रताप॰

( અપૂર્ણ. )

# સાહિત્યમાં નીતિની ભાવના.

( ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧. પૃ. ૨૮૮ થી ).

( રા. રા. અ. ક. ત્રિવેદી, એમ એ, એલ્ એલ્. બી )

## સ્ત્રીલેખો.

એક જુદીજ દિશામા અપ્રામાણિકપણાનો ભય આપણા સાહિત્યમાં હાલમાં જોવામા આવે છે થોડાંક વર્ષો થયા ગુજરાતી સાહિત્યમા સ્ત્રીલેખકોની સખ્યામાં ઠીક વધારો થયો હોય એમ જણાય છે. કેળવણીમાં સ્ત્રીઓ રસ લે, સાહિત્યમા તેઓ શોખ ધરાવે, અને તેઓ કાવ્યો રચે કે લેખો લખે તેને માટે સહુ કોઈને માન ઉત્પન્ન થવુ જોઈએ, પણ અહિં તેઓ પર ભાર મૂકવાની જરૂર છે. ઘણી વાર સત્યનું સશોધન કરવુ દુષ્કર છે; પણ સત્ય પ્રકાશમા આવે તેમ છતા માત્ર નારીપ્રતિષ્ઠાથી અસત્યનો બચાવ કરવાને પ્રેરાવવું એ તો ખરેખર ઘણું છિછરૂ કામ ગણાય. બુદ્ધિશાળી સ્ત્રીઓને આવા ખોટા ઉત્તેજનની કઈ જરૂર નથી, અને તેથી ઉલટું માત્ર નામનાજ સ્ત્રીના લેખોને ઉત્તેજન મળવાથી સ્ત્રીકવિઓ કે સ્ત્રીલેખકોની ખરી સખ્યા વધવાની નથી. પાશ્ચાત્ય દેશોમા સ્ત્રીકેળવણી ઘણી વધારે છે. ત્યા ખોટી નારીપ્રતિષ્ઠા ભાગ્યેજ જોવામા આવે છે. આપણે ત્યા પણ તે શ્લાધ્ય નથી કહેવાતા સ્ત્રીલેખોને માટે આપણે એટલુજ કહીશું કે લેખ લખી આપનારાઓ તેમજ જેઓ લેખ નીચે માત્ર પોતાનું નામ મૂકવા જેટલો શ્રમ લે છે તે બન્ને સરખી રીતે નિન્દાને પાત્ર છે. એક અપ્રામાણિકપણુ કરે છે અને બીજુ તેને સહાયક છે. ( Abetment ! ) બાકી સ્વ બેન સુમતિ જેવી સાહિત્યપ્રેમી સન્નારીઓ પ્રતિ કોને માન ઉત્પન્ન નહિ થાય ? તેવાઓની સાહિત્યક્ષેત્રમાં સખ્યા વધે તે જોવાને કોણ ઉત્સુક નહિ બને ? તેમને માટે કોણ અભિમાન નહિ ધરાવે ?

## તન્ત્રીઓની ફરજો.

માસિકોનુ સાહિત્ય જોતજોતામા ઘણું વધી ગયુ છે. અગ્રેજી કેળવણીને પરિણામે વિચારવૈવિધ્ય ને તરગોનું બળ પણ ઘણુ વધી ગયું છે જાતજાતના તરગોમાં વૃદ્ધિ થવાનુ કારણ કંઈક અભિમાન, કંઈક ઉદ્ધતાઈ, તો કંઈક ઉપ-

કૈશિકી, અને આરભટી.[1] શૃંગારમાં કૈશિકી, વીરમાં સાત્વતી, રૌદ્ર અને બીભત્સમાં આરભટી, અને સર્વ રસમાં ભારતી વૃત્તિ આવે છે.[2] ભોજ, મધ્યમારભટી ને મધ્યમ કૈશિકી નામની બીજી બે વૃત્તિઓ ગણાવે છે. જેમાં અત્યંત કોમળ સંદર્ભથી શૃંગાર અને કરુણ રસનું વર્ણન હોય તે કૈશિકી વૃત્તિ કહેવાય છે, જેમાં રૌદ્ર અને બીભત્સ રસનું પ્રતિપાદન અતિપ્રૌઢ સંદર્ભથી કર્યું હોય તે આરભટી વૃત્તિ છે; જેમાં અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત, ને અદ્ભુત રસો અતિસુકુમાર નહિ એવા સંદર્ભ વડે ગુંથાયા હોય તે ભારતી વૃત્તિ છે, અને જેમા અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક રસ અતિપ્રૌઢ નહિ એવા સંદર્ભમા ઉપજાવ્યા હોય તે સાત્વતી વૃત્તિ છે એમ વિદ્યાનાથ વર્ણવે છે.[3]

---

१ भारती सात्वती चैव कैशिक्यारभटी तथा ।
चतस्रो वृत्तयो ह्येतास्तासु नाट्यं प्रतिष्ठितम् ॥ नाट्य०
कैशिक्यारभटी चैव सात्वती भारती तथा ।
चतस्रो वृत्तयो ज्ञेया रसावस्थानसूचकाः ॥ दश०

२ शृङ्गारे कैशिकी वीरे सात्वत्यारभटी पुनः ।
रसे रौद्रे च बीभत्से वृत्तिः सर्वत्र भारती ॥ साहि०

३ अत्यर्थसुकुमारार्थसंदर्भा कैशिकी मता ।
अत्यद्भुतार्थसंदर्भा वृत्तिरारभटी स्मृता ॥
ईषन्मृद्वर्थसंदर्भा भारती वृत्तिरिष्यते ।
ईषत्प्रौढार्थसंदर्भा सात्वती वृत्तिरिष्यते ॥
अत्यन्तसुकुमारौ द्वौ शृङ्गारकरुणौ मतौ ।
अत्युद्धतरसौ रौद्रबीभत्सौ परिकीर्तितौ ॥
हास्यशान्ताद्भुताः किंचित्सुकुमाराः प्रकीर्तिताः ।
ईषत्प्रौढौ समाख्यातौ रसौ वीरभयानकौ ॥ प्रताप०

( સંપૂર્ણ. )

સાહિત્યને શું લાભ થઈ શકે? કેટલીક વખતે અવલોકનને માટે આવેલાં પુસ્તકોની પસદગીની બાબતમાં મારૂંતારૂં થતુ જોવામા આવે છે. આ અને આવા બીજા દોષો અટકે એ જોવાને દરેક લેખક આતુર હોય છે.

ચર્ચાઓની બાબતમા તન્ત્રીઓ ને અધિપતિઓ કેટલીક વાર એકપક્ષાવલમ્બી બનતા જોવામાં આવે છે તન્ત્રી એક જાતના ન્યાયાસન પર વિરાજે છે. પોતાના ખાનગી મતથી વિરુદ્ધ મતને પોતાના માસિક કે પત્રમાં પ્રસિદ્ધિ ન આપવી એ તેને ઉચિત નથી બન્ને પક્ષને જે કઈ કહેવું હોય તે કહેવા દઈને તે પર પોતાનો મત તેણે આપવો હોય તો તેને માટે તેને સ્વતન્ત્રતા છે.

(અપૂર્ણ.)

——(૦)——

# હાસ્યરસ.

(ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ).

(ચાલુ પુ ૫૧. પૃ ૨૯૩ થી).

(રા રા. મો. પા. દવે, એમ. એ., એલ્ એલ્ બી.)

## હાસ્યરસ માટે શુ શુ જરૂરનું છે?

### (૧) નૈસર્ગિક શક્તિ.

ઉપરનાં બે ઉદાહરણોથી હાસ્યરસ અને હાસ્ય એ બેની વચ્ચે કેવો ગાઢો સમ્બન્ધ છે તે જણાઈ આવશે, અને "હાસ્ય તથા હાસ્યરસ એ બેની વચ્ચે આસમાન ને જમીન જેટલો અન્તર છે" એ વિચાર કેવો ભૂલભરેલો છે તે પણ સમજાશે. હાસ્યરસની નિષ્પત્તિ થવાને માટે શુ જરૂરનું છે તે હવે આપણે તપાસીશુ સૌથી પહેલી જરૂર નૈસર્ગિક શક્તિની છે. હાસ્યરસની રચના રચવી એટલા વિચાર માત્રથી હાસ્યરસની રચના રચી શકાતી નથી. હાસ્યરસવાળા લખાણો વારવાર વાચવાથી પણ એવી રચનાઓ રચવાનું સામર્થ્ય આપણામાં ન હોય તે કદી આવી શકતુ નથી. મોલિયર, અને માર્ક ટ્વેન જેવા ગ્રન્થકારોમા હાસ્યરસ જમાવવાની જે શક્તિ જોવામાં આવે છે તે સર્વ કોઈમા હોય એમ બનતું નથી. ઘણા સમર્થ લેખકો

પણ હાસ્યરસ જમાવવામાં અનેક વાર નિષ્ફળ નીવડ્યા છે વૉલ્ટર સૅવેજ લૅન્ડૉર જેવો કુશળ કલાવાન્ પણ હાસ્યરસવાળા સંવાદો રચવામાં કેટલીક વખત નિષ્ફળ ગયો છે, અને હાસ્યરસને માટે જે ચાપલ્ય અને ચેતન ( lightness ) ની જરૂર છે તે ન આણી શકાયાથી. એનો હાસ્યરસ કેટલીક વખત ભારે-ગંભીર-"elephantine" થઈ ગયો છે. વળી અમુક પ્રસંગો બંધબેસતા ન આવતા હોય, અમુક શબ્દપ્રયોગો અસ્થાને હોય છતાં કેવળ હાસ્ય ઉત્પન્ન કરવાને ખાતરજ તે ઘુસાડી દેવામાં આવ્યા હોય એવું પણ કેટલીક રચનાઓમા જોવામાં આવે છે, અને તે રચનારની નૈસર્ગિક શક્તિની ખામીજ સૂચવે છે હાસ્યરસ જમાવવાની હદ બહારની ઉત્સુકતાને લીધે સુરુચિનો ત્યાગ કરવામા આવ્યો હોય એવા દાખલા પણ ઘણા દીઠામાં આવે છે, અને તે પણ હાસ્યરસની નૈસર્ગિક શક્તિના અભાવનુંજ પરિણામ છે.

## ( ૨ ) હૃદયની શુદ્ધતા.

આ નૈસર્ગિક શક્તિની સાથે હૃદયની શુદ્ધતા એ ગુણ પણ અતિ આવશ્યક છે ગમે તેવી અગત ટીકાઓ કરવી, અમુક વ્યક્તિઓ ઉપર હલકા આક્ષેપો કરવા એવા અયોગ્ય હેતુથી જે રચનાઓ રચાઈ હોય તે કુદરતી રીતેજ નિષ્ફળ નીવડે છે અને એવી રચનાઓનો રચનાર અન્યનો ઉપહાસ કરવા જતા પોતે જાતેજ ઉપહાસને પાત્ર થાય છે. અલબત્ત સાહિત્યનાં કે સમાજનાં જે ગભીર દૂષણો હોય તેના ઉપર ટીકા કરવી, એ દૂષણોને સમાજના ઉપહાસનો વિષય બનાવવાં, એ દૂષણોની ઉપહસનીયતા ખરેખરા ઉત્કટ સ્વરૂપમા જણાઈ આવે અને રસની નિષ્પત્તિ થાય એવી રીતે એ દૂષણોને વાચકની સમક્ષ રજુ કરવા એ હાસ્યરસની રચના રચનારનું કર્તવ્ય છે. શેક્સપિયર, ઍડિસન, સ્ટીલ, સ્વિફ્ટ વગેરે અનેક લેખકોએ એ કર્તવ્ય બજાવ્યુ છે. ગ્રન્થવિવેચન એ પણ અસલથી હાસ્યરસનો વિષય ગણાતો આવ્યો છે. ગ્રન્થવિવેચકો ગ્રન્થકાર ઉપર સખ્ત પ્રહાર કરવા ચૂકતા નથી તેમ ગ્રન્થકારો પણ સ્વાભાવિક રીતે ક્ષુદ્ર ગ્રન્થવિવેચકોની ક્ષુદ્રતાને પોતાના ઉપહાસનો વિષય બનાવતાં અચકાતા નથી જહૉન્સનનો "Dick Minim" ( ડિક મિનિમ ) એ નામનો નિબંધ આ વાજ ઉદ્દેશથી લખાયો હતો. એ ઉપરાંત વૉશિંગ્ટન અર્વિંગનું "The Art of Book-Making" ( ચોપડી બનાવવાની કળા ), લૅન્ડૉરનો

"વિરોરિયા કૅલોના અને મિશેલ ઍન્જેલો" નો સંવાદ એવાં એવાં અનેક લખાણો સાહિત્યનાં દૂષણોની ઉપહાસવૃત્તિને લીધેજ લખાયા હતાં પણ એ સર્વમાં અગત ટીકાઓ કરીને અમુક વ્યક્તિઓને હલકી પાડવી એવો હેતુ જોવામા આવતો નથી. વળી ઍડિસનની રચનાઓમા એવી અયોગ્ય ટીકાઓ નથી હોતી, તેને લીધેજ એના હાસ્યરસને "સદ્‌ગૃહસ્થને શોભે એવો" ( the gentlemanly humour of Addison ) એમ કહેવામા આવે છે

એથી ઉલટુ, સ્વિફ્ટના "The Vindication of Isaac Bickerstaff" એ સુપ્રસિદ્ધ લેખમા બિકરસ્ટાફને હલકો પાડવાનો ઉદ્દેશ ઉઘાડો છે છતાં એ લેખ વખણાય છે, અને તેનુ કારણ એ છે કે એ લેખમા બિકરસ્ટાફનો ઉપહાસ કરવામા આવ્યો હતો તે કોઈ ખાનગી દ્વૈષને લીધે નહિ. પણ એવા અજ્ઞાન જ્યોતિષીઓની ભવિષ્યવાણીથી સમાજને જે હાનિ થતી હતી તે અટકાવવાના નિર્મળ હેતુથીજ કરવામા આવ્યો હતો અને તેમા પણ બિકરસ્ટાફ ઉપર જે ટીકાઓ કરવામા આવી હતી તે એના સામાન્ય વ્યક્તિત્વને ઉદ્દેશીને નહિ, પણ એની જ્યોતિષી તરીકેની પ્રવૃત્તિને ઉદ્દેશીનેજ કરવામા આવી હતી એજ પ્રમાણે સાહિત્યનાં કે સમાજના અમુક દૂષણોની વિનોદભરી ચર્ચા કરતી વખતે **એ દૂષણોના સમ્બન્ધમાંજ** અમુક વ્યક્તિઓને લાગુ પડતા પણ હોય એવાં વચનો પ્રસગવશાત્ અમુક રચનામા દાખલ થવા પામે તો તેમા કઈ પણ અયોગ્ય છે એમ કોઈ પણ સમજુ માણસથી કહી શકાશે નહિ. પણ કેવળ દ્વૈષને લીધે કરવામા આવેલા હલકા હુમલાઓ તો સર્વથા તિરસ્કારનેજ પાત્ર છે એ વાત સર્વ કોઈ કબૂલ કરશે.

### ( ૩ ) અનુકરણશક્તિ અને કલ્પનાશક્તિ

હાસ્યરસવાળી રચનામા અનુકરણશકિત અને કલ્પનાશકિત એ બેઉની જરૂર છે દુનિયામા બનતા હોય તેવા બનાવોનુજ આબેહુબ ચિત્ર આપવાથી હાસ્યરસ જોઈએ તેવો ક્વચિતજ ઝામી શકે છે ક૯પનાના વ્યાપારથી એ ચિત્રની અદર અમુક રેખાઓ ઉમેરવામા આવે ત્યારેજ હાસ્યરસ ખરેખરો ઝામે છે. પ્રેમાનન્દના "સુદામાચરિત્ર" મા શ્રી કૃષ્ણને મળ્યાં પછી સુદામો પાછો ફરે છે તે વખતે પોતાની અસલની ઝુપડી ન જોવામાં આ-

તાં એને જે નવાઈ લાગે છે તેનું અને એની સ્ત્રી એનો સત્કાર કરવા આવે છે તેનું વર્ણન હાસ્યરસથી ભરેલું છે, કારણ કે તેમાં કવિની કલ્પનાનો પ્રભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. એ વર્ણનમાંની નીચલી પંક્તિઓ અત્રે ઉતારવી આવશ્યક જણાય છે:—

" સાહેલી એક સહસ્ર લેઇને, સતિ જતિ પતિને તેડવા;
જળ ઝારી ભરીને નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.
હંસગમનીને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુકિમણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શકિત શિવશંકર તણી.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થર થર ધ્રૂજે ને કાંઇ ન સૂજે, છુટિ જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુન્દરિ, તવ ઋષિજી પાડે ચીશ.
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર;
હું તો વૃદ્ધ ને તમે જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસકત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દો મને કયાં દમો છો, તમને હજો કલ્યાણ.
આગણામા કોઈ નર નથી, આ દીસે આનું રાજ્ય;
તમ્ને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુને કાં આણો છો વાજ્ય. "

એજ કવિની નળાખ્યાન, હુંડી, મામેરૂ વગેરે અનેક કવિતાઓમાં કલ્પનાના વ્યાપારને લીધે હાસ્યરસની નિષ્પત્તિ થયાના આવાજ, બલ્કે એથી વધારે ચઢિયાતા દાખલાઓ મળી આવે છે. પણ આ સ્થળે તે દાખલાઓ ટાંકવાની જરૂર નથી. સ્વિફ્ટના "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) એ નામના પુસ્તકમાં પણ કવિકલ્પનાના વ્યાપારને લીધેજ હાસ્યરસ ઝામ્યો છે, અને મોલિયર વગેરે ગ્રન્થકારોની કૃતિઓમાં પણ એમજ છે. એ હાસ્યરસના ચિત્રો દુનિયામા સાધારણ રીતે ન જોવામાં આવે એવાંજ હોય છે, પણ તે છેક અસંભવિત હોતાં નથી. હાસ્યરસની રચનાઓમાં અસંભવિતપણાની ખાસ જરૂર છે એવું જે સદ્ગત સાક્ષર શ્રી ... ... ચર્ચાનું તાત્પર્ય છે તેની યથાર્થતા વિષે મને ભય રહે છે

કે કદાચ મતભેદનો અવકાશ રહેશે "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) મા જે જુદા જુદા દેશોના વર્ણન આપવામા આવ્યાં છે તે દેશો કોઈના જોવામા આવ્યા હોય એવા નથી એ દેશોની કલ્પના કવિની પોતાનીજ છે. પણ "હૅમ્લેટ, "મૅકબેથ," "ધી ટેમ્પેસ્ટ" વગેરે શેક્સપિયરના નાટકોમાં ભૂતો, ડાકણો વગેરેની સૃષ્ટિ જોવામા આવે છે તેમા અને ગુલિવરની સૃષ્ટિમા સંભવાસંભવની દૃષ્ટિથી જોતાં કંઈ ભેદ જણાતો નથી "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) નું પુસ્તક હાસ્યરસવાળુ છે તેથી તેમા વધારે અસંભવિતપણુ જોવામાં આવે છે અને "હૅમ્લેટ," "મૅકબેથ" વગેરે નાટકોમાં કરુણરસ છે તેથી તેમા ઓછુ અસભવિતપણુ જોવામા આવે છે એવુ કંઈ નથી જગતમાં ભૂતો, ડાકણો વગેરેનુ જો ખરેખર અસ્તિત્વ હોત તો તે શેક્સપિયરનાં ભૂતો, ડાકણો વગેરે જેવી રીતે વર્તે છે તેવીજ રીતે વર્તત એટલુ સભવિતપણુ કોઈ પણ રચના, પછી તે હાસ્યરસની હોય કે કરુણરસની હોય, તેને માટે બસ થાય છે. એ પ્રકારનું સભવિતપણુ "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) મા પણ છેજ. એટલે હાસ્યરસની નિષ્પત્તિને માટે અસભવિતપણુ જરૂરનુ છે એવા સિદ્ધાન્તના સમર્થનમાં ઉદાહરણ તરીકે એ પુસ્તકનુ નામ ગણાવી શકાય એમ નથી. વળી "The Merchant of Venice" (વેનિસનો વ્યાપારી) એ નાટકમાં, અમુક કરારની શરતો નક્કી થયા પછી તે શરતો પ્રમાણેનો અમલ કરાવવાને માટે શાઈલોક જેવો માણસ આગ્રહ ધરાવે તેમા કંઈ અસભવિતપણું આ લેખકને તો જણાતુ નથી.

(અપૂર્ણ.)

---

# અમેરિકાની કેળવણી.

(ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પડ્યા.
એમ. એ, બી એસ સી, પી. એચ. ડી)

**(સાહિત્યસભા તરફથી અમદાવાદમાં આપેલું ભાષણ).**

આજનો વિષય શરૂ કરતા મારે કહેવું જોઈએ કે, અમેરિકામા પણ બીજી સર્વ જગાએ હોય છે તેવીજ રીતે શ્રેષ્ઠ તેમજ કનિષ્ઠ પ્રકારની

સંસ્થાઓ હોય છે ગામ હોય ત્યાં હલકી જાતના લોકો પણ વસે છે આવા દેશમાં જનાર પરદેશીનો આશય ત્યાંથી શ્રેષ્ઠ હોય તે જોવાનો તથા તે કેટલે અંશે પોતાના સમાજને ઉપયોગી થઈ પડે તે નક્કી કરવાનો હોય છે, જેથી તેવી અગત્યની બાબતો પર આપ સર્વેનુ ધ્યાન ખેંચવાનો યત્ન કરવામા આવશે. તેમજ ત્યાંની પદ્ધતિનું ફક્ત વર્ણનજ નહિ પણ તે પદ્ધતિ કેવા વિચારોથી ઉદ્‌ભવ પામી તે પણ જણાવવા બનતો પ્રયત્ન થશે.

અમેરિકાની શિક્ષણપદ્ધતિમા બાળક, શિક્ષક, સ્વતત્રતા, વિશ્વાસ, અને જવાબદારી એ પાંચ શબ્દો હમેશા સાભળવામા આવે છે અને એ પંચતત્ત્વને આધારેજ કેળવણી ચાલતી હોય એમ જણાય છે બાળકને હમેશા આગળ ધરવામા આવે છે અને શિક્ષક તેની પાછળ ખડોજ હોય છે. બન્નેને સ્વતત્રતા આપવામાં આવે છે, બન્ને પર વિશ્વાસ મૂકવામાં આવે છે, અને બન્નેને પોતપોતાના કૃત્યો માટે જવાબદાર ગણવામાં આવે છે આ તત્ત્વોને આધારે અમેરિકાની કેળવણીની જાણવા યોગ્ય બાબતોના નીચે પ્રમાણે ભાગ પાડી શકાય

( ૧ ) બાળક અને અભ્યાસક્રમ બનાવવામા તેને અને શિક્ષકને આપવામા આવતુ માન ( ૨ ) શિક્ષણપદ્ધતિ અને પરીક્ષાઓ. ( ૩ ). શાળાનો બાળકો અને તેમના માબાપો સાથેનો સબધ ( ૪ ) શાળાની વ્યવસ્થામા મદદ કરનાર મુખ્ય બાબતો, જેવી કે શાળાભિમાન, છોકરા અને છોકરીઓની ભેગી કેળવણી, વિદ્યાર્થી સ્વરાજ્યપદ્ધતિ અને સ્વતત્રતા મારફત બાળક ઉપર મૂકવામા આવતી જવાબદારી

## બાળક, શિક્ષક, અને અભ્યાસક્રમ

આ જમાનાના વિચારો પ્રમાણે કેળવણીનુ રહસ્ય વ્યક્તિ વ્યક્તિના હક અને સમાજ તરફની ફરજોના મિશ્રણ અને સમતોલન કરવાના પ્રયત્નોમા રહ્યુ છે, અને આ વિચાર પ્રમાણે "કેળવણી" એ શબ્દની વ્યાખ્યામા ગયા એક બે દશકમા ઘણો ફેરફાર થયો છે અમેરિકાનો હાલનો મોટો તત્ત્વવેત્તા અને હાલની કેળવણીનો નેતા એ શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે.

"કેળવણી એ અનુભવને પુનઃ ક્રિયામાં મૂકવાની રીત છે. અને તે અનુભવને વ્યક્તિને પોતાની શક્તિઓ ઉપર વધારે કાબુ આપી, તે મારફતે અનુભવ વધારી, વધુ સમાજોપયોગી બનાવવો". બીજા શબ્દોમાં કહીએ તો "કેળવણી" એ વ્યક્તિને અમુક સામાજિક ભાવના ઉપર લઈ જવાનો રસ્તો છે. આ રસ્તે લઈ જવાની રીત એવી હોવી જોઈએ કે જેથી વ્યક્તિની સ્વાભાવિક શક્તિઓ ખીલી નીકળી તેનુ વધુમા વધુ સુખ મેળવી શકાય, અને તે સાથે સમાજનુ વધારેમાં વધારે હિત સાધી શકાય.

આ પ્રકારની કેળવણી ક્યાથી શરૂ કરવી જોઈએ? ભૂત, વર્તમાન કે ભવિષ્યમાથી? બાળકને ભૂતકાળની ખબર હોતી નથી, અને ભવિષ્ય જાણવાની દરકાર હોતી નથી. બાળક સ્વાનુરક્ત હોય છે. તે પોતે જે હંમેશ જુએ છે અને કરે છે તેમાં પ્રીતિ રાખે છે. આ કારણથી અમેરિકાની કેળવણીમા બાળક અને તેનુ વર્તમાન એજ આરંભ, મધ્ય, અને અંત છે. અભ્યાસક્રમ એવો હોય છે કે જેથી બાળકની દૃષ્ટિ આગળ હાલની જિંદગી, હાલનીજ સામાજિક હીલચાલો, હાલનીજ નીતિવિષયક અભિલાષાઓ અને ભૂતકાળમા ઉન્નતિ અર્થે થયલી બાબતોની હાલના વિચાર પ્રમાણે કરાતી કદર, એ ચીજો લાવવામા આવે છે. બાળકને અભ્યાસક્રમને યોગ્ય બનાવવાનું હોતુ નથી, પણ અભ્યાસક્રમ બાળકને યોગ્ય બનાવવામા આવે છે; અને અભ્યાસક્રમના હેતુ, અર્થ, અને સંવર્ધન તે, બાળકના હેતુ, અર્થ અને સંવર્ધન ઉપરજ આધાર રાખે છે. એટલે કે બાળક અને અભ્યાસક્રમ સાથે સાથેજ ખીલે છે બાળકની ચાયસવૃત્તિને પૂર્ણ અવકાશ આપવા માટે કિન્ડર્ગાર્ટનની પદ્ધતિ દાખલ કરવામા આવી છે. કિન્ડર્ગાર્ટનમાં બાળકો જેના પરિચયમા હમેશ આવતા હોય, જે બાબતો તે હમેશ જોતાં હોય અને જેની સાથે રમતાં હોય તેજ બાબતો રાખવામાં આવે છે. આ પદ્ધતિને લીધે શાળા બહારની સૃષ્ટિથી જુદા પ્રકારની છે એમ બાળકને લાગતુ નથી. આપણે અહિં ઘણાં બાળકો શાળામા જવા ખુશી હોતા નથી. તેનુ કારણ શિક્ષકોમાં સહૃદયતા અને દયાભાવની ખામી, અને બહારનાજ સારો દેખાવવાળો અભ્યાસક્રમ છે. ત્યા અભ્યાસક્રમ બનાવવામાં બુદ્ધિ કે ઉચ્ચ નીતિના નિયમો ઉપર અથવા તો અમારો અભ્યાસક્રમ કોઈ પણ રાજ્ય કે પ્રજાના જેવો દેખીતો સારો છે એવા બાહ્ય દેખાવ

સંસ્થાઓ હોય છે ગામ હોય ત્યાં હલકી જાતના લોકો પણ વસે છે. આવા દેશમા જનાર પરદેશીનો આશય ત્યાથી શ્રેષ્ઠ હોય તે જોવાનો તથા તે કેટલે અંશે પોતાના સમાજને ઉપયોગી થઈ પડે તે નક્કી કરવાનો હોય છે, જેથી તેવી અગત્યની બાબતો પર આપ સર્વનુ ધ્યાન ખેંચવાનો યત્ન કરવામાં આવશે. તેમજ ત્યાંની પદ્ધતિનુ ફક્ત વર્ણનજ નહિ પણ તે પદ્ધતિ કેવા વિચારોથી ઉદ્‌ભવ પામી તે પણ જણાવવા બનતો પ્રયત્ન થશે.

અમેરિકાની શિક્ષણપદ્ધતિમાં બાળક, શિક્ષક, સ્વતંત્રતા, વિશ્વાસ, અને જવાબદારી એ પાંચ શબ્દો હમેશા સાભળવામા આવે છે. અને એ પંચતત્ત્વને આધારેજ કેળવણી ચાલતી હોય એમ જણાય છે બાળકને હમેશા આગળ ધરવામા આવે છે અને શિક્ષક તેની પાછળ ખડોજ હોય છે. બન્નેને સ્વતંત્રતા આપવામા આવે છે, બન્ને પર વિશ્વાસ મૂકવામા આવે છે, અને બન્નેને પોતપોતાના કૃત્યો માટે જવાબદાર ગણવામાં આવે છે આ તત્ત્વોને આધારે અમેરિકાની કેળવણીની જાણવા યોગ્ય બાબતોના નીચે પ્રમાણે ભાગ પાડી શકાય

( ૧ ) બાળક અને અભ્યાસક્રમ બનાવવામાં તેને અને શિક્ષકને આપવામા આવતુ માન ( ૨ ) શિક્ષણપદ્ધતિ અને પરીક્ષાઓ ( ૩ ) શાળાનો બાળકો અને તેમનાં માબાપો સાથેનો સબંધ ( ૪ ) શાળાની વ્યવસ્થામા મદદ કરનાર મુખ્ય બાબતો, જેવી કે શાળાભિમાન, છોકરા અને છોકરીઓની ભેગી કેળવણી, વિદ્યાર્થી સ્વરાજ્યપદ્ધતિ અને સ્વતંત્રતા મારફત બાળક ઉપર મૂકવામા આવતી જવાબદારી

## બાળક, શિક્ષક, અને અભ્યાસક્રમ

આ જમાનાના વિચારો પ્રમાણે કેળવણીનુ રહસ્ય વ્યક્તિ વ્યક્તિના હક અને સમાજ તરફની ફરજોના મિશ્રણ અને સમતોલન કરવાના પ્રયત્નોમા રહ્યુ છે, અને આ વિચાર પ્રમાણે "કેળવણી" એ શબ્દની વ્યાખ્યામા ગયા એક બે દશકમા ઘણો ફેરફાર થયો છે. અમેરિકાનો હાલનો મોટો તત્ત્વવેત્તા અને હાલની કેળવણીનો નેતા એ શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે.

વિષે કંઈ ને કંઈ જાણવાનો, શોધવાનો યત્ન કરે છે. અને તે અનુભવમાંથ ભવિષ્ય માટે ઉપયોગી થાય એવા ખ્યાલ બાંધે છે આ શાળાઓમા વ્યક્તિ સ્વાતંત્ર્ય બતાવવાને માટે આપવામા આવતી સગવડ પ્રત્યેક માણસનુ ધ્યા ખેંચે છે. માબાપ અને શિક્ષકોની કૃત્રિમ બંદોબસ્ત રાખવાની રીતિથ બાળકોનો જુસ્સો દબાઈ જાય છે; તેમને કહેવામાં આવેલું અંધશ્રદ્ધાથ માનવામાં આવે છે. અને આથી તેમની સશોધકવૃત્તિ નાશ પામે છે. તેમજ બાળકો બીજાને અનુસરે અને પોતે સ્વતંત્ર વિચાર કરે નહિ તો વખ અંતે તેઓ ગુલામ જેવાં થાય તેમાં કંઈ આશ્ચર્યકારક નથી; જેથી વ્યક્તિ સ્વાતંત્ર્ય બતાવવાને વધુ અને વધુ પ્રસગ આપે તેજ શ્રેષ્ઠ કેળવણી ગણાય છે

આ પદ્ધતિ પ્રમાણે શિક્ષક હમેશ પોતાને આગળ ધરતો નથી. પણ એક વિવેચક મડળના પ્રમુખ તરીકે અગર તો એક રક્ષકની પેઠે પોતાન વ્યક્તિ પાછળ રાખી તેમને જરૂર પડે સારે માર્ગે દોરે છે. કેટલીક વખત તો વર્ગનું તમામ કામ બાળકોજ ચલાવે છે. તેઓ અદર અદર સવાલે પૂછે છે, જવાબ આપે છે, કેટલીક બાબતોના લાભાલાભ ઉપર વિવેચ કરે છે, અને આ પ્રમાણે વર્ગના એક આત્મા તરીકે બની રહે છે.

બધો આધાર બાળકની ચંચળતા ઉપરજ રાખવાનો હોય તો બાળ અમુક વખતે જે શિક્ષણ આપવાનુ હોય તેનુ ખાસ લક્ષ્ય જાણવુ જોઈએ આમ ન કરવામા આવે તો ચોકસ રહી શકે નહિ. તેમને પોતાનુ લક્ષ્ય શું છે તેની ખબર હોય નહિ તો કામમાં ઉત્સાહ વગર ગમે તેમ વર્તે લક્ષ્ય વગરના કામ પર મન ચોટતુ નથી. મુખ્ય વિષય નહિ જાણવાથ ગમે તેમ આવતા વિચારો કંઈ પણ ઉપયોગના રહે નહિ, કારણ કે વિચારોનો અમુક લક્ષ્ય સાથેનો સબધ મનમાં લાવી શકાય નહિ બાળકોન ખાસ લક્ષ્ય જાણ્યુ એટલે તેની પાસે તે લક્ષ્ય સબંધની તેની વિરુદ્ધ તરફેણની બને તેટલી હકીકત પોતાના અનુભવ અને વાચનમાથી ભેગ કરાવવામા આવે છે. આપણે જમવા બેસીએ ત્યાં પણ બે ચાર વાની બદલે પાચ પચીસ વાની હોય તો જમનારને આનદ થાય છે. થોડી ચીજ ભલે શ્રેષ્ઠ હોય તોપણ પસદગીની સ્વતંત્રતા નહિ રહેવાથી તેનાથ સતોષ થતો નથી. અમુક વિચારના સમર્થનમાં ઘણી દલીલો લાવવા આવે તો તે વિચાર અમૂલ્ય અને આનંદદાયક થઈ પડે છે. આવી રી

એકઠી કરેલી બાબતો કે દલીલોને સરખી કિંમતની ગણી ગમે તેમ પડી રહેવા દેવામા આવે તો તેથી કઈ ફાયદો નથી ઘણી વખત બાળકો પાસે જુદા જુદા લોકોના એક બીજાથી વિરુદ્ધ વિચારો આવે છે. અને કેટલીક વખત તો અમુક વિચારો તે તે વિષયમા સત્તાવાન્ કહેવાતા મનુષ્યો પાસેથી મળે છે. આવી વખતે બાળકની સ્થિતિ બહુ કઢગી થઈ પડે છે. સારા શિક્ષકની જરૂર આ વખતે પડે છે. તેણે બાળકોના મન પર ઠસાવવું જોઈએ કે સત્તારૂપ માણસોના વિચારો અગર તો છપાયલા વિચારો ખરા ગણી લેવાના નથી. પરતુ બાળકોએ પોતે પોતાની મુનસફી વાપરી તે વિચારોની યોગ્ય કિંમત આકવી જરૂરની છે. આવો નિર્ણય કરવાની જવાબદારી શાળાના સઘળા કામમાં વિદ્યાર્થી પરજ મૂકવામા આવે છે. અને તેમને બીજા કહે તે અંધશ્રદ્ધાથી નહિ માનતાં પોતાના યત્નો પરજ આધાર રાખવાનું, પોતાના પગ પરજ ઊભા રહેવાનું શિખવવામાં આવે છે.'

જરૂરની હકીકત ભેગી કર્યા પછી અને તેની યોગ્ય કિંમત ઠરાવ્યા પછી તેને વ્યવસ્થાસર ગોઠવવાનુ કામ બાળકોને માથે નાખવામા આવે છે. હકીકત ભેગી કરવાનુ ખાસ લક્ષ્ય યાદ રાખી તે મધ્યબિંદુની આસપાસ યોગ્યતા પ્રમાણે બધી હકીકત ગોઠવવામાં આવે છે. ઉપયોગી વિચારો તારવી કાઢી નજીવી બાબતો કાઢી નાખવામા આવે છે નજીવી વસ્તુઓ છોડી દેવાની અને ઉપયોગી વસ્તુઓને તેની યોગ્યતા પ્રમાણે ગોઠવવાની ટેવ પાડવી એ દરેક સારા શિક્ષકનુ કર્તવ્ય ગણાય છે આટલે દરજ્જે આવ્યા પછી ઉપયોગી બાબતોને યાદ રાખવી એ બિલકુલ અઘરૂ નથી. સ્મૃતિ જિંદગીમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે ફક્ત વિચાર વગરની સ્મૃતિ અગરતો "ગોખણપટ્ટી" બધ કરવા યોગ્ય છે. કોઈ પણ બાબતોની સારી રીતે તુલના કરવામા આવી હોય, અને પછી તેનો એક બીજા સાથેનો સબંધ નક્કી કરવામા આવ્યો હોય તો તે વગર મહેનતે યાદ રહેશે. બાળકોના સહકારી કામમા ઉત્તેજન આપવાથી આ કામ સારૂ થાય છે; એટલે કે એકજ વિષયમા જુદા જુદા વિદ્યાર્થીઓ જુદા જુદા મનુષ્યોના વિચાર લાવી તેની તુલના કરે છે; અને તેમા તેમને આનંદ અને ઉત્સાહ પણ મળે છે; તેમજ તે તે વિચારો સહેલાઈથી યાદ પણ રહે છે.

( અપૂર્ણ ).

---

# પદાર્થપાઠ.

નિશાળોની પરીક્ષા લેતી વખતે શિક્ષકોને પૂછીએ છીએ કે માસ્તર, કયા કયા પદાર્થપાઠ ચાલ્યા છે, ત્યારે ઘણુંખરૂં જણાવવામાં આવે છે કે સાહેબ, વાચનપુસ્તકના છેલ્લા ભાગમા આપેલા. પણ એ વાચન ચોપડીમાં આપેલા પાઠોનો કેવો દુરુપયોગ થાય છે તે અને તેનો ખરો ઉપયોગ શો છે તે શિક્ષકોના લાભાર્થે અત્રે જણાવવાની જરૂર છે.

નવી વાચનમાળા બહાર પડી તે પહેલા પદાર્થપાઠને માટે વિષયોની પસદગી કરી તેની યાદી બનાવી તે પરીક્ષક પાસે મજુર કરાવવામાં આવતી હતી. નવી વાચનમાળા થયા પછી એ પ્રમાણે કરવાની બહુ જરૂર રહી નથી, કારણ કે બાળકને જાણવા જેવા પદાર્થ, પ્રાણી, વનસ્પતિ કયાં કયા છે તે દરેક ચોપડીના છેલ્લા ભાગ પરથી સહજ સમજાય છે. તેમ વળી જે જે વિષયો પર પાઠ આપવાના હોય તે તે સંબધી જાણવા જેવી હકીકત મેળવવાને શિક્ષકોને પહેલાં બીજા પુસ્તકો જોવાં પડતા હતાં તેમ કરવાની હવે ઘણે ભાગે જરૂર રહેતી નથી, કારણ કે ઘણાખરા પાઠોમાં તો તે સબંધી ઉપયોગી હકીકત આપેલી છે. તે છતાં પણ એટલુ તો ખાસ ધ્યાનમાં રાખવાનુ છે કે વાચન ચોપડીમાંના પ્રાણી, પદાર્થ વિષેના પાઠ **વાચનપાઠ** છે, તે **પદાર્થપાઠ** (કે અવલોકનપાઠ) નથી અને તેની જગા પૂરી શકે નહિ, અને તેથી તેને તે પ્રમાણે ગણવાના નથી

હાલમાં ઘણાખરા અનટ્રેન્ડ તેમજ ટ્રેન્ડ શિક્ષકો તો તેનેજ પદાર્થપાઠ તરીકે ગણી લે છે અને તે વચાવી તેમાં આપેલી હકીકત તારવી કાઢી તે સબધી છોકરાંને ઉલટસુલટ સવાલો પૂંછી તે ગોખાવે છે, પણ એ ઉપયોગ ખોટો છે એ પાઠોનો ખરો ઉપયોગ તો એ છે કે પ્રથમ જે વિષય સબધી વાચનમાળામાં પાઠ હોય તે વિષે છોકરાં પાસે અનેક ઇન્દ્રિયદ્વારા બરાબર અવલોકન તથા પ્રયોગ કરાવી તેમને જ્ઞાન કરાવવું અને બની શકે તો ડ્રૉઇંગ, માટીકામ વગેરે હસ્તઉદ્યોગ વડે તે દૃઢ કરાવવુ, અને એ પ્રમાણે થયા પછીજ વાચનપુસ્તકમાંનો તે વિષેનો પાઠ વચાવવો, જેથી કરીને તે વિષય સબધી પદાર્થપાઠ વખતે થયલું જ્ઞાન પાછુ તાજું થાય પદાર્થપાઠ અપાયા પહેલા કદી પણ વાચનપુસ્તકમાના પદાર્થો વિષેના પાઠને છેડવાનું નથી.

તા ૮—૫—૧૨ ——— K. S Vakil.

પદાર્થપાઠના સ્વરૂપ તથા ઉદ્દેશ વગેરે, વિવિધ દૃષ્ટિબિંદુથી અગાઉના શાળાપત્રોમા એટલો બધી વખત ચર્ચાઈ ગયાં છે કે તેની પુનરુક્તિ હવે આવશ્યક નથી. અત્ર ફક્ત 'શાળાપત્રો'મા જ્યા જ્યા એ વિષય ચર્ચવામાં આવ્યો છે તે તે લેખો તરફ અને ખાસ કરીને પુ ૪૨ ના પૃ ૧૯૩ થી ૧૯૭ સુધીના તથા પુ. ૪૪ ના પૃ ૧૫ થી ૧૯ સુધીના લેખો તરફ શિક્ષકવર્ગનુ ધ્યાન ખેંચવામા આવે છે.

વાચનપાઠોનેજ પદાર્થપાઠ માની લેનાર જો કોઈ શિક્ષક હોય, તો તેને એટલોજ વિચાર કરવાની જરૂર છે કે 'પદાર્થપાઠ' નામનો પાઠનો ખાસ પ્રકાર પાડવાનું કંઈ કારણ હોવુ જોઈએ. જો આટલા પ્રશ્નનો વિચાર કરે, તો તે પ્રશ્નનો ઉત્તર ખોળવા દૂર જવું પડે એમ નથી 'પદાર્થપાઠ' એ સજ્ઞાથીજ યોગ્ય ઉત્તર મળી જાય છે. 'પદાર્થપાઠ' એટલે 'પદાર્થની મદદથી અપાતો પાઠ' 'પદાર્થ સંબધી પાઠ' એટલોજ અર્થ કરવામા આવે, તો વાચનપાઠોમાં બીજા વિષય સબધી પાઠો સાથે પદાર્થ સબધી પાઠો પણ સમાઈજ જાય છે. 'પદાર્થ' વડેજ આપવામા આવે તેજ પદાર્થપાઠ ગણાય. તેમાં પણ જે પ્રત્યક્ષ પદાર્થ સાથે અપાય તે ઉત્તમોત્તમ, કારણ કે જેવી ખુબીઓ પ્રત્યક્ષ પદાર્થમાં રહી છે, તેવી તેના પ્રતિનિધિમાં તેટલે અંશે પ્રદર્શિત થઈ શકતી નથી ફક્ત વિચાર એટલો રહે છે કે બધી વસ્તુ પ્રત્યક્ષ બતાવી શકાય કે કેમ? સર્વત્ર એમ બનવુ અશક્ય છે એની કોઈથી ના પાડી શકાશે નહિ; માટેજ જ્યાં જ્યાં ન બની શકે એમ હોય, ત્યા ત્યા તે વસ્તુના મૉડેલો, અને તેને પણ અભાવે ચિત્રો બતાવી કામ ચલાવી લેવાની છૂટ આપવી પડે છે સાર એ છે કે એક નહિ તો બીજા સ્વરૂપમા પદાર્થનું અવલોકન કરાવ્યા વગર કોઈ પણ પદાર્થપાઠ આપી શકાય નહિ, અથવા પદાર્થપાઠ અપાયો કહેવાય નહિ નેત્રેંદ્રિય, કર્ણેંદ્રિય, તથા સ્પર્શેંદ્રિય કેળવવાના ખાસ ઉદ્દેશથી પદાર્થપાઠની યોજના કરવામાં આવી છે, અને તેજ હેતુ ભૂલી જવામાં આવે તો પછી તે પદાર્થપાઠ શાનો?

વાચનપાઠ ને પદાર્થપાઠનો ભેદ નહિ સમજવાવાળા ટ્રેન્ડ શિક્ષકો ભાગ્યેજ હોવા જોઈએ, તેમ છતા એ ભેદ નહિ પાડવામા આવતો હોય, ત્યા પદાર્થપાઠના સ્વરૂપના અજ્ઞાન કરતા કાર્યપરાયણતામા ખામી અથવા એવોજ કોઈ દોષ વિશેષ પ્રતીત થાય છે. તન્ત્રી.

---

# સંગીતવિષય.

( ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૩૦૫ થી )

मध्यम स्वंर रचना ( લલિત ભાવથી ગાવું )

| | | | | |
|---|---|---|---|---|
| मात्रा ४ | મ ળી આ | પ ણુ જ ણુ | બ ને | બે ન , |
| मध्यद्रुत | । । ऽ | । । । । | ऽ ऽ | ऽ' ~ ~ |
| गति. | स रि गा | ग ग रि ग | प म | गा रि , |
| | સ પી | ર મી એ | તો સુ ખ | ચે ન , |
| | ऽ ऽ | । । ऽ | ऽ । । | ऽ' ~ ~ |
| | सा नि, | नि, स री | गरि स नि, | सा स , |
| | સ દે ર | દે તો | સ ધ ળો | શો ક , |
| | । ऽ । | ऽ ऽ | । । ऽ | ऽ' ~ ~ |
| | ग गा ग | गा रिग | प प म | गा रि , |
| | સા જ ધ | રે ને | નિં દે | લો ક ; |
| | ऽ । । | ऽ ऽ | ऽ ऽ | ऽ' ~ ~ |
| | सा नि, नि, | सा री | गरि सनि, | सा स ; |

| | | | | | |
|---|---|---|---|---|---|
| मध्यम स्वर रचना मात्रा ५ (२+३) मध्य गति | પિ તા | ની કુ ળ | ડી લ ઈ | બા ળ ના | નો , બ ચ્ચો |
| | । ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ । ऽ |
| | स सध, | सा रि गा | गा म प | धा प म | गा रि री |

* । = ૧ માત્રા , ऽ = ૨ માત્રા ; ऽ̇ = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તભમા ચાલુ છે એ બતાવનાર ; –ગા = કોમળ ગા ; સા, = મન્દ્ર ની , ‖ = ગીત પુરૂં ; ~ = અર્ધમાત્રા V = સૂક્ષ્મ વિરામ.

આ મ રો | હો ય બ્હા | દુ ર શા | ણો , |
ऽ | ऽ | ऽ | ऽ | ऽ | ऽ | ।‿ |
सा रि गा | म ग री | गा रि सनि। | सा , |

ક રે | ધા વ કો | પે ક ઈ | ચી જ બા | જે , ગ ધે |
। ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ । ऽ |
स प | म प धा | प ध प | म प मग | री स री |

એ લ તો | ગા મ ઝાં | પે ત ળા | વે ||
ऽ | ऽ | ऽ | ऽ | ऽ | ऽ | ।‿‿ ||
सा रि गा | प म गरि | गा रि सनि। | सा . ||

वज्रराचमा ( જોમથી ગાવુ ). મદ
मात्रा ४ मध्य द्रुत गति.

વિ શા ળ | વ ડ પ ર | વે લ છ | જે લ , ||
। ऽ । | । । । । | ऽ । । | ऽ । । ||
स सा स | रि रि म म | प ध प | सां ध , ||

સ્પષ્ટ
જા ણે | ત સુ | છે તા | ણે લ ; |
ऽ ऽ | ऽ ऽ | ऽ ऽ | ऽ । । |
धा म | प गा | सा रिग | सा स ; |

કે ળ ના | ળિ એ | રી ને | તા ડ , |
ऽ । । | । । ऽ | ऽ ऽ | ऽ । । |
सा स रि | रि रि म | प धप | सां ध , |

---

* । = ૧ માત્રા , ऽ = ૨ માત્રા ; ऽ́ = ૩ માત્રા ; ⌈ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્વતમા ચાલુ છે એ બતાવનાર, —गा = કોમળ गा ; नी। = મન્દ્ર ની , ॥̂ = ગીત પૂરું, ‿ = અર્ધમાત્રા. V= સૂક્ષ્મ વિરામ.
મંદ=ઓછા બળથી, સ્પષ્ટ=બળથી, ઘન=વધારે બળથી

ઘન

| | | | |
|---|---|---|---|
| ધ ળ વા | ‿ વ ટા | ર પ એ | આ ડ . |
| ઽ | | ઽ | ઽ | | ઽ | |
| ધ म प | ग ग गा | सा रि ग | सा स. |

મંદ

| | | | |
|---|---|---|---|
| પા ન ખ | રી પૃ | થ્વી પ ડે | , |
| ઽ | | ઽ ઽ | ઽ | | ઽ' |
| सां सं नि | धा म | प घ नी | नी , |

સ્પષ્ટ

| | | | |
|---|---|---|---|
| પી ળા | પા કાં | હો | . ય ; |
| ઽ ઽ | ઽ ઽ | ઽઽ | ‿ ઽ |
| प प | धरिं संरिं | सां | सां सं ; |

ઘન

| | | | |
|---|---|---|---|
| વ ન સ્પ | તિ ય | ક્ષ વ ન વા | .. ; |
| ઽ | | ઽ ઽ | | | | | | ઽ' |
| सं सां नि | धा म | प प ध नि | नी ; |

મંદ

| | | | |
|---|---|---|---|
| ધ રી શ | રી રે | સ્હો | .. ય . |
| ઽ | | ઽ ઽ | ઽઽ | ‿ ઽ |
| प प ग | गा रिग | सा | सा .. . |

(અપૂર્ણું)

* । = ૧ માત્રા; ઽ = ૨ માત્રા; ઽ' = ૩ માત્રા; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર; –ગા = કોમળ ગા; ની। = મન્દ્ર ની; 𝄐 = ગીત પૂરૂં; ‿ = અર્ધમાત્રા. V = સૂક્ષ્મ વિરામ. મંદ=ઓછા બળથી, સ્પષ્ટ=બળથી, ઘન=વધારે બળથી.

કારણ શું ? આપણી નજરે એ થાભલી ને ગાળા અતિવેગે દોડી જતાં જણાશે. એનો અર્થ એ કે થાભલી અને ગાળા ઘણા થોડા કાળ સુધી આપણી દૃષ્ટિ સન્મુખ રહે છે, તેટલામાં આખની અદરના શીઘ્રચેતન પડદા પર તેની પ્રતિમા એક પછી એક સપાટાબધ પડતી રહે છે. કોઈ પણ જાણીતા પદાર્થની પ્રતિમા આપણી આખ પર પડી એટલે થયુ એમ સમજવાનુ નથી. એક પદાર્થ પાછળ અમુક કાળ સુધી બીજો પદાર્થ આવે તે કંઈ કામનો નથી, મતલબ કે તેની શુદ્ધ પ્રતિમાની ગ્રાહક આખ થતી નથી. જ્યારે એક પાછળ બીજો તેવોજ પદાર્થ આવે ત્યારે પહેલા અને બીજા પદાર્થની પ્રતિમાનો ઘોટાળો–મિશ્રણ–થાય છે. તેથી કોઈ પણ પદાર્થનું સ્પષ્ટ જ્ઞાન થતુ નથી. જે કંઈ જ્ઞાન થાય છે તેમાં સ્પષ્ટ પહેલોએ નહિ અને સ્પષ્ટ બીજોએ નહિ એવો પદાર્થ દેખાય છે. એટલે થાભલી પણ પૂરી જણાતી નથી તેમ ગાળો પણ પૂરો જણાતો નથી. પરતુ તે સ્થળે અંધારા જેવી લીપાએલી એક સરખી જગા જણાશે

આ ત્રણ પ્રયોગથી સહજ લક્ષમા આવશે કે આપણી આંખ પર બહારની વસ્તુ જે પરિણામ કરે છે તે ક્ષણિક નથી, પણ તે કેટલોક સમય ટકી રહે છે. આપણી આખ સન્મુખ એક પાછળ એક કોઈ પણ વસ્તુ ગઈ કે તેમણે ઉત્પન્ન કરેલુ પરિણામ એક બીજામા મિશ્ર થાય છે. આ તત્ત્વાનુસાર ગોટીનાં પૃથક્ પૃથક્ સ્થાન–બિંદુ–અને તે વચ્ચેનો ગાળો એ બેને બદલે લીપાએલા જેવુ વર્તુળ દૃષ્ટિગોચર થાય છે.

ગોટીના ભ્રમણમાર્ગમાં अ, ब, क, એવા ત્રણ સ્થાન લઈએ અને તેનો વિચાર કરીએ તો આપણને ,તે વર્તુળની ઉત્પત્તિ શી રીતે થાય છે તે સમજાશે अ, ब, क, એ ત્રણ સ્થળે ગોટી રહીને




*તેણે આખમા ત્રણ પ્રતિમા ઉત્પન્ન કરી; વળી તે* એટલી ઉતાવળે એક પાછળ એક ઉત્પન્ન કરી કે તે ત્રણે પ્રતિમાનુ મિશ્રણ થયુ તેથી તે ગોટી ત્રણે ઠેકાણે છે એવો ભાસ થાય છે. પરતુ તે ગોટીનું ભ્રમણ કરતી વેળા વર્તુળના સર્વ બિંદુમા અસ્તિત્વ થાય છે એ નિર્વિવાદ છે નો તેથી તે એકજ હોઈ કોઈ પણ એક વિવક્ષિત ક્ષણમાં એકજ સ્થળે હોવા છતા આપણી આખમા એક સમયાવચ્છેદે કરીને તે

વર્તુળમાંનાં સર્વ બિંદુમાં છે એવો ભાસ થાયજ એ સહજ લક્ષમાં ઊતરે એવુ છે. આજ તત્ત્વનો—આપણી આંખમાં બાહ્ય વસ્તુ જે પ્રતિમા ઉત્પન્ન કરે છે તે કેટલોક સમય ટકે છે તેનો અને તે સમયમા એક કરતાં ઘણી વસ્તુ આંખ આગળ થઈ જવાથી થતા એકંદર પરિણામનો, એટલે તે વસ્તુના પૃથક્ પૃથક્ પરિણામના મિશ્રણ વડે બનેલા પરિણામનો—સિનેમેટોગ્રાફ્મા ઉપયોગ કરવામાં આવ્યો છે.

ઉપર કહેલા રેલ્વે કંપનિની જમીનની હદ બતાવનાર થાંભલી વચ્ચેના ગાળા પર જ્યારે કોઈ પણ પ્રાણીના ભિન્ન ભિન્ન સ્થિતિના પ્રકાશલેખ—ફોટોગ્રાફ—મૂકીએ તો તે પ્રાણીના ચિત્ર હાલચાલ કરે છે એમ ફાસ્ટ ટ્રેનમાંના માણસોને લાગશે. કોઈ પણ પ્રકાશલેખ એક મિનિટમા ૨૫ થી ૫૦ પર્યંત કાઢી શકાય છે. આમ કાઢેલાં ચિત્ર આપણી નજર સન્મુખ વેગથી એક પાછળ એક જાય છે ત્યારે ઉપર-કહેલા તત્ત્વાન્વયે તે વસ્તું આપણી આગળ હાલચાલ કરે છે એમ માલમ પડે છે.

અમેરિકાના પ્રસિદ્ધ શોધક એડિસને હાલચાલ કરનારાં ચિત્ર બતાવનારી આ યુક્તિ ઈ. સ. ૧૮૯૪ મા શોધી કાઢી. પ્રથમ તેણે જે યંત્ર તૈયાર કર્યું તેની સાહાય્યથી એકી વખતે એક માણસનેજ હાલચાલ કરનાર ચિત્ર—સિનેમેટોગ્રાફ—જણાતુ. હાલ તે સર્વ બદલાઈ ગયુ છે, અને સેંકડો લોકોને એકદમ આ ચિત્ર બતાવી શકાય છે.

આ યુક્તિનું વર્ણન કર્યા પૂર્વે એક બે માણસને હાલચાલ કરનાર ચિત્ર શી રીતે સહજ બતાવી શકાય, તેનુ થોડુક દિગ્દર્શન કરવુ જરૂરનું છે. ભિન્ન ભિન્ન પ્રકારે છલગ મારતા વાદરાનાં ચિત્ર લઈ તેમને એક પુસ્તકના દરેક જમણી બાજુના પૃષ્ઠ પર એક સરખી રીતે ચોટાડીએ. બાદ તે પુસ્તક ડાબા હાથમા પકડીને જમણા હાથના આંગળાની મદદથી તેનાં પાના એક પાછળ એક, દર મિનિટે ૨૫ થી ૫૦ ના વેગે ઉલટાવીએ, એટલે ડાબી બાજુએ છોડીએ, તો તે વાદરૂ આપણી આગળ ભિન્નભિન્ન પ્રકારની છલંગ મારી બતાવતુ હોયની એમ જણાશે. આવી તરેહના ચિત્ર ચોટાડેલા પુસ્તકો વેચાતાં મળે છે, અને તેના યોગથી એકી વખતે એક બે માણસને હાલચાલ કરતાં ચિત્ર બતાવી શકાય છે.

મોટા સમાજને આ ચિત્ર કેમ બતાવાય તેનો હવે વિચાર કરીએ. એવાં ચિત્ર મોટાં પ્રમાણમાં હોવા જોઈએ, અને તેની હાલચાલ બતાવવાને એક પાછળ એક તેમની નજર સામે આવવાં જોઈએ. એ શી રીતે બને છે તેનો વિચાર કરીએ.

એવા ચિત્રો ઓછામા ઓછા ત્રણ ફુટ લંબાઈ પહોળાઈના હોય તો પ્રેક્ષકવર્ગને બતાવી શકાય. પણ એવા ચિત્ર ચીતરવા કે પ્રકાશલેખ લેવા એ ઘણા ખર્ચનું કામ છે. એટલા માટે પ્રકાશલેખ નાના નાના એટલે સુમારે ૬ ઇંચ સમચોરસ કિંવા તેથી પણ નાના લેવામા આવે છે પછી તે પ્રકાશલેખ માયાદીપ–Magic Lantern–ની સહાયતાથી પડદા પર મોટા કરીને બતાવવામા આવે છે. આ માયાદીપની રચના કેવી છે તે જોઈએ.

કોઈ એક બહિર્ગોળ અથવા ઉન્નતોદર લેન્સ લઈએ. તેની એક બાજુએ મીણબત્તી સળગાવીને મૂકીએ અને બીજી બાજુએ ભીત કિંવા પડદો રાખીએ. મીણબત્તી અને પડદો એમની વચ્ચે લેન્સને આગળ પાછળ કરી ગોઠવતાં એક એવી મુકરર જગ્યા મળશે કે તે સ્થળે લેન્સ મૂકતા પડદા પર મીણબત્તીની જ્યોતિની પ્રતિમા પડશે. આ પ્રતિમા મીણબત્તીની જ્યોતિ કરતાં મોટી, પરંતુ આ પાસેના ચિત્રમાં બતાવ્યા મુજબ ઉલટી પડશે લેન્સના



આ ધર્મનો ઉપયોગ માયાદીપમાં કરેલો છે માયાદીપમા ચિત્ર કિંવા પ્રકાશલેખ લેન્સની એક બાજુએ મુકાય છે અને બીજી બાજુએ પડદો આવે છે. તે પર તેની મોટા પ્રમાણમા પ્રતિમા જોવામા આવે છે. પરંતુ ચિત્ર કિંવા પ્રકાશલેખ મીણબત્તીની જ્યોતિ પ્રમાણે સ્વયપ્રકાશિત નહિ હોવાને લીધે તેને અન્ય પ્રકારની સહાયતા વડે પ્રકાશિત કરવામા આવે છે. આમ થયુ એટલે પછી તેની પ્રતિમા લેન્સની મદદથી પડદા પર મોટા પ્રમાણમાં

ઉત્પન્ન કરવામાં આવે છે. પડદા પર પ્રતિમા સુલટી પાડવા માટે ચિત્ર કિંવા પ્રકાશલેખ ઉલટા મૂકવામાં આવે છે.

આ માયાદીપની મદદથી ચિત્ર મોટું કરાય છે, પરતુ તેમા હાલચાલ શી રીતે ઉત્પન્ન કરી શકાય? એ સંબંધી પાછળ કહ્યુ છે તે મુજબ માયાદીપમાં ગોઠવેલા પ્રકાશ લેખ એક મિનિટમાં ૨૫ થી ૫૦ પર્યંત એક પાછળ એક લાવવામા આવે છે. આ પ્રકાશલેખ કાચ પર લેવાને તેની બરોબરની સેલ્યુલાઈડના પારદર્શક પદાર્થની લાંબી પટી પર લે છે. આ પટી યંત્રની મદદથી ઉપલા વેગે ગતિમાન કરાય છે, અને તેથી ઇષ્ટ કાર્ય થાય છે.

મ્યુ. સ્કૂલ નં. ૩ જો
નવાપરા—સુરત
ખંડેરાવ માનાજી પવાર.

---

# ચર્ચાપત્ર.

( અનુસન્ધાન પુ. ૫૨ મુ. પૃ. ૩૧૪ થી )

જુલાઈ માસની તા. ૧૫ મી—૨૦ મી ના અરસામા મધ્ય રાત્રિએ આકાશમાં આકાશગગાનો દેખાવ ગ્રિનિચની વેધશાળામા રહીને જોયાથી કેવી જાતનો હોય છે તે વિષે ત્યાંના એક વિદ્વાન્ નિરીક્ષક અને ખગોળવેત્તા. મી. મૉન્ડેરે " દુરબીન વિનાની ખગોળ " નામના પોતાના એક ગ્રન્થમાં કોઈક સ્થળે કેટલુંક અગત્યનું વિવેચન કર્યું છે તેનો ગુજરાતીમાં ભાવાર્થ નીચે આપુ છુ:—

" જુલાઈ માસની આશરે ૧૫ મી તારીખે મધ્ય રાત્રિએ આકાશગંગાના પટાનો આરભ ઈશાનકોણમા ઑરિગા ( સારથી ) નક્ષત્રની પાડોશમાં થાય છે ને ત્યાથી શ્રવણ પાસેના અભિજિત્ અને ત્યાથી શર્મિષ્ઠા નક્ષત્રોમા થઈને હંસ નક્ષત્ર આગળ શિરોબિન્દુએ જઈ પહોચે છે ત્યાથી ગરુડ, સર્પ અને ચર નક્ષત્રોમા થઈને નૈર્ઋત્યકોણમાં ક્ષિતિજની થોડેક ઊંચે વૃશ્ચિક રાશિ આગળ તેનો અંત આવેલો જણાય છે આવી સ્થિતિ ૫ માસ રહે છે; બીજા ૭ માસ, અર્થાત્, ડીસેમ્બરથી જુલાઈપર્યન્ત એ પટાની સ્થિતિ અગ્નિકોણથી—મિથુનરાશિ આગળથી-શરૂ થઈ, સારથી નક્ષત્ર પાસે શિરોબિન્દુએ પહોંચીને વાયવ્યકોણમાં હંસ નક્ષત્ર આગળ તેનો છેડો જણાય છે. "

ઉપરનું અવતરણ વાંચ્યાથી નીચે પ્રમાણે અનુમાન કરી શકાશે.—

( ૧ ) આકાશગંગાનો **એકનો એકજ** ભાગ આખા વર્ષપર્યન્ત આપણે જોતા નથી. ગ્રિનિચની અક્ષાંશ અને ગુજરાત કાઠીયાવાડની અક્ષાશ વચ્ચેનો તફાવતમા લક્ષમાં રાખીને વિચારીશું તો આપણને સ્પષ્ટ રીતે સમજાશે કે જેમ આકાશમાં જુદા જુદા મહીનામા જુદા જુદા તારાઓ અને તારકસમૂહો જણાતા આવે છે ને તે ફેરફાર જેમ પૃથ્વીની સૂર્યની આસપાસની વાર્ષિક ગતનુજ પરિણામ છે, તેમ આકાશગંગાનું જુદું જુદું સ્વરૂપ જુદા જુદા સમયે—એક સ્વરૂપ માર્ચથી ઑક્ટોબર ( હોળીથી દિવાળી ) પર્યન્તનું અને બીજુ સ્વરૂપ ઑક્ટોબરથી માર્ચ ( દિવાળીથી હોળી ) સુધીનું—જણાય છે તે **રૂપાન્તર સ્થળાંતરનુજ** પરિણામ છે.

( ૨ ) ગ્રિનિચમા નૈર્ઋત્યકોણમા એ પટાનો વૃશ્ચિક રાશિ આગળ છેડો આવેલો જણાય છે તેજ પટો આપણી અક્ષાંશ ઉપર ઈશાનમા શરુ થઈ વૃશ્ચિક રાશિ આગળ શિરોબિન્દુએ આવતો જોવાશે. જે આપના વિદ્વાન્ ચર્ચાકારે લખી મોકલેલા તા. ૧૫–૬–૧૨ના બીજા પત્રમાં લખેલી વાતને બધબેસતુ આવે છે.

એક બીજા વિદ્વાન્ ખગોળવેત્તાએ એ પટા વિષે વિવેચન કરતાં પોતાના એક ગ્રન્થમા લખ્યુ છે જેનો ગુજરાતીમા ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

" આકાશગંગાનો પટો વર્ષની સર્વ ઋતુઓમા દેખાય છે તથાપિ તે પોતાના આખા ઘેરાવામા વધતા ઓછા કદનો—જાડાઈનો—અને પ્રકાશનો હોવાથી **બધે સ્થળે બધી મોસમે એક સરખી જાતનો જણાતો નથી.** ઉત્તર અક્ષાશના પ્રદેશોમા જુલાઈથી નવેંબર સુધી બહુ સ્પષ્ટ રીતે દેખાય છે અને તેનો વધારે પ્રકાશિત ભાગ દક્ષિણ ગોળાર્દ્ધવાળા આકાશી પ્રદેશોમા આવેલો છે. આપણી પૃથ્વી–આપણુ સૂર્યમડળ–એ પટાના અડાકાર વર્તુલના લગભગ એક કેન્દ્રમા આવેલી છે ને એ પટાના કેટલાક ભાગમા ખાસ કરીને હસ નક્ષત્ર આગળ નાના મોટા કદના જાડાઈના અને વધતા ઓછા પ્રકાશના અસખ્ય ફાટાઓ પડેલા છે."

ઉપરના અવતરણ ઉપરથી નીચે પ્રમાણે અનુમાન કરી શકાશેઃ—
હોળીની વાટ અને દિવાળીની વાટ વધ્યા વિષે ગામડીયા લોકો જે વાત કરે છે તે ઉપર ટાકેલા અવતરણમા આકાશગંગાના ઘેરાવાના જુદા

જુદા ભાગમાં કદ, ઘટત્વ, અને પ્રકાશનું પ્રમાણ વધતુ ઓછુ જણાવેલુ છે, તે ઉપરથી ઉપસ્થિત થયલી હોવી જોઈએ; અને આપના વિદ્વાન્ ચર્ચાકારે ગાગા પત્રના પૃ. ૨૭૪ મે એ પટાની જે બે જુદી જુદી સ્થિતિઓ એકજ રાત્રિમાં જોયલી સ્થિતિઓ રેખા કાઢીને બતાવી છે તે એ પટાના પૂર્વે અવતરણમાં કહેલુ છે તેમ નાના મોટા કદના અને પ્રકાશના અસખ્ય ફાંટાઓ એક પછી એક થોડા થોડા સમયને અતરે શિરોબિન્દુએ આવતા હશે તેનુંજ પરિણામ હોવું જોઈએ એવુ અનુમાન થાય છે દરેક ફાંટાની મહિ આવેલા તારાઓ અને તારકસમૂહોને જો બરાબર અવલોકન કરીને ઓળખી રાખવામા આવે તો એ ફાંટાઓને એક બીજાથી જુદા સમજી શકાશે અને અમુક ફાંટો અમુક સ્થિતિમાં હતો તે થોડીવારે અમુક સ્થિતિમાં દેખાય છે તે પૂર્વે જોયલો તેજ છે કે અન્ય તે નિશ્ચયપૂર્વક સમજી શકાશે, એવુ મારૂં નમ્ર માનવુ છે

આ ઉપરથી હું ધારૂ છુ કે આપના વિદ્વાન્ ચર્ચાકારને સ્પષ્ટ સમજાયુ હશે કે આકાશગંગાનો પટો આપણી પૃથ્વીના દૈનિક ભ્રમણને લીધે અવશ્ય ઉદયાસ્ત થાય છે, તેનો બહુ પ્રકાશિત ભાગ જો પૂર્વમા કે પશ્ચિમમાં ક્ષિતિજ આગળ આવેલો હોય તો સા તે સ્પષ્ટ દેખાય, અને જો તેનો ઓછો પ્રકાશિત ભાગ અગર અધકારનો પોલાણનો ભાગ ક્ષિતિજ આગળ પૂર્વમાં આવેલો હોય તો તે નથી જણાતો. તે પટાનો મધ્ય ભાગ માથે આવેલોજ માત્ર દેખાય છે તેથી ઉદયાસ્ત નહિ થતો હોય તેમ નથી, અને હોળી દિવાળીમા તેનો ભાગ વધતો ઘટતો જણાય છે તે પૃથ્વીની વાર્ષિક ગતિનુજ પરિણામ છે–એ રૂપાન્તર સ્થલાતરનેજ લીધે છે અને જુદા જુદા ભાગમાં જુદી જુદી જગાઈ ને પ્રકાશ હોય છે તેવી વાટ વધતી ઘટતી જણાય છે.

( ૨ )

બીજો પ્રશ્ન જે ખરતા તારાઓ સબન્ધી આપના વિદ્વાન્ ચર્ચાકારે પૂછ્યો છે તેનો ખુલાસો નીચે મુજબ આપી શકાશે.—

(૧) એ ખરતા તારાઓનું ભ્રમણ–આખા સમૂહનુ સમસ્ત ભ્રમણ–બીજા ગ્રહોની માફક એકજ દિશામા છે નહિ કે ગમે તેમ. ફેર માત્ર ગ્રહો ના અને તેમના ભ્રમણની વચ્ચે એટલોજ છે કે ગ્રહોનુ ભ્રમણ ઘડીઆળના

# केळवणीखातानी खबरो.

( મે ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૯ મી ઑગસ્ટ ૧૯૧૨ ના હુકમ નં. ૧૧૧૯૨ ઉપરથી ).

મિડલ સ્કૂલ સ્કૉલરશિપો.

ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

તા. ૨૭ મી જુન સને ૧૯૧૨ના મુબઈ સરકારી ગૅઝેટ, ભાગ બીજાના પૃ ૯૬૯ મે પ્રસિદ્ધ થયલી આ ઑફિસની તા. ૧૯ મી જુન સને ૧૯૧૨ ની જાહેર ખબરના વધારામા આથી જાહેર કરવામાં આવે છે કે સરકારના એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટના તા ૧૬ મી જુલાઈ સને ૧૯૧૨ ના ન ૧૮૨૫ ના ઠરાવમાં મજૂરે કરેલી દર મહીને રૂ. ૫ ) ની કિંમતની એક વધ ગની સ્કૉલરશિપ માટે ફક્ત હલકી કોમેના ઉમેદવારો હરીફાઈ કરી શકશે

ઑફિસ ઑવ ધિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા
૮ મી ઑગસ્ટ, ૧૯૧૨.

સહી / P Lory,
એ ઇ ઉ ભા

---

## પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

મે. ઉ ભા ના એ ઇ. સાહેબના તા ૩ જી ઑગસ્ટ સને ૧૯૧૨ ના હુકમ ન ૧૦૦૮૩ ઉપરથી )

## જાહેર ખબર.

પ્રેમચંદ રાયચદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૧૨ તા ૩૦ મી ઑકટોબર-બુધવારને રોજ અને ત્યારપછીના દિવસોએ પ્રે ચ. ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામા આવશે

( સહી ) K. P. Trivedi,
Principal

# જાહેર ખબર.

( ઉ. ભા. ના મે. એ. ઈ. સાહેબના તા. ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૯૧૨ ના હુકમ નં. ૧૧૦૭૮ ઉપરથી ).

પ્રથમિક શાળાઓ માટે મન્જૂર થયલી ચોપડીઓની નીચલી યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડીનું નામ. | જે ભાષામાં ચોપડી છપાઈ હોય તેનું નામ. | શાને માટે મન્જૂર થઈ છે તે. | કિંમત | | |
|---|---|---|---|---|---|---|
| | | | | રૂ. | આ | પા |
| ૧ | ભટ્ટ રી. એમ, સાદરા, મણીકાંતા-બાળ ગીત. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓ-માં ઇનામ માટે. | ૦ | ૧ | ૦ |
| ૨ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ.- શ્રી બ્રહ્મસૂત્રશંકરભાષ્યાનુવાદ ભાગ બીજો, કે પી ત્રિવેદી, બી. એ કૃત. | ,, | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર નિશાળોમાં ઇનામ માટે. | ૫ | ૮ | ૦ |
| ૩ | ખગોળવિદ્યા, એ. એમ. હિરાનંદ કૃત. | ,, | ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરિ માટે. | ૦ | ૧૨ | - |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| [illegible] | જાપાનની કેળવણીની પદ્ધતિ. મિ. એ. કે. ત્રિવેદી કૃત. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર શાળાઓની લાઇબ્રેરિ માટે. | ૦ | ૧૨ | ૮ |
| [illegible] | લૅંડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૫. હેલો, મિ. એમ. પી. દવે, એમ. એ., એલ એલ. બી. કૃત. | ,, | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરિ માટે. | ૦ | ૧૨ | |
| [illegible] | મહેતા એ, અમદાવાદ—<br>દલપત શતસાઇ, કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ. કૃત. | ,, | ,, | ૦ | ૪ | ૦ |
| [illegible] | મોલવી અબ્દુલાખાન, લાહોર—<br>ગણિતમાળા, ભાગ પહેલો. | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં વપરાશ માટે. | ૦ | ૨ | ૮ |
| [illegible] | ,, , ભાગ બીજો. | ,, | ,, | ૦ | ૪ | ૮ |
| [illegible] | ,, , ભાગ ત્રીજો. | ,, | ,, | ૦ | ૪ | ૮ |
| [illegible] | ,, , ભાગ ચોથો. | ,, | ,, | ૦ | ૫ | ૦ |
| [illegible] | ,, , ભાગ પાંચમો. | ,, | ,, | ૦ | ૫ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | ,, , ભાગ છઠ્ઠો. | ,, | ,, | ૦ | ૬ | ૦ |
| ૧૩ | ,, , ભાગ સાતમો. | ,, | ,, | ૦ | ૮ | ૦ |
| ૧૪ | ,, , ભાગ આઠમો | ,, | ,, | ૦ | ૧૦ | ૦ |
| ૧૫ | ઓઝા એમ. એચ., રાજકોટ—મહાકવિ પ્રેમાનંદ કૃત સુદામાચારત્ર-વિવરણ. | ગુજરાતી | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લો-વર્નાક્યુલર શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરિ માટે. | ૦ | ૪ | ૦ |
| ૧૬ | રાવળ સી. વી. ઝવેરીઆ, રાજપીપળા સ્ટેટ. રાજપીપળા સસ્થાનની ભૂગોળ. | ,, | રાજપીપળા સંસ્થાનમાં ગુજરાતી શાળાઓની લાઇબ્રેરિ માટે. | ૦ | ૨ | ૦ |

ઑફિસ ઑફ્ ધિ ડિરેક્ટર
ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન
પૂના, ૨૯ મી જુલાઈ ૧૯૧૨.

P. WREN,
For Ag. Director of Public Instruction

# નિશાળોનાં ઇનામપત્રક.

## સુરત વિભાગ.

**કોલવા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૫–૮–૦ કપડાં રૂ. ૬–૪–૦ ભોજન રૂ ૧૬ ) **ગણદેવા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૦ ) **ધરોલી**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૬–૪–૦ **વીજળપોર**—મહેરબાન દુલીલસાહેબ તરફથી તથા ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૦ ) ગામ લોકો તરફથી જર્મનસિલ્વરના પવાલાં રૂ. ૭ ) **સણીઆકણદે**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૩) પોતડી રૂ. ૧) **આભવા**—નવાબ સાહેબ નસરદીન હુસેનખાં તરફથી મીઠાઇ રૂ. ૫ ) ચોપડી રૂ. ૨ ) **બાળદાતા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૮ ) **સાંધીએર**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ. ૧૩–૧૦–૦ ભોજન રૂ. ૧૮) ગેજ—ગામ લોકો તરફથી પેંડા મીઠાઇ રૂ. ૨) **દાંતી**—સદ્‌ગૃહસ્થ લીમજીભાઈ દાદાભાઇ દાડીવાળા શહેનશાહનો ફોટો રૂ. ૬) એદલજી રૂસ્તમજી મીઠાઇ રૂ. ૭) **કડોદ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૩૦) **સરીબુજરગ**—ગામ લોકો તરફથી ઘડીઆળ તથા મીઠાઈ રૂ. ૧૫) **સણીઆ**—નવાબ સદરદીન હુસેનખા તરફથી મીઠાઇ રૂ. ૨) પટેલ ગોમાન કસન તરફથી ચોપડી રૂ. ૨) ગામ લોકો તરફથી ભોજન ઘડીઆળ રૂ ૨૦) **ચાણકચ્છ**—ગામ લોકો તરફથી મીઠાઇ. રૂ ૨) ઘડીઆળ રૂ. ૯–૪–૦ **વાઘરેજ**—શેઠ નવરોજજી બેરામજી મીઠાઈ રૂ. ૨) શેઠ ધનજીભાઈ શાહપુરજી ચોપડી રૂ ૫) ભોજન રૂ. ૧૨) **સરોલી**—ગામલોકો તરફથી ઘડીઆળ રૂ ૯) મીઠાઇ–કપડા રૂ. ૮) **ટીંબરવા**—ગામ લોકો તરફથી કપડા રૂ ૨૯–૭–૦ ઘડીઆળ રૂ ૧૭–૧–૦ મીઠાઇ રૂ ૮–૪–૦ **ભગવા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૨૭) **ખડસુપા**—ગામ લોકો તરફથી ભોજન રૂ. ૯૮) **ઊમરા**—ગામ લોકો તરફથી મીઠાઇ, પવાલાં, ચોપડાં, લુગડાં રૂ. ૫૧–૧૧–૯ **ડીંડોલી**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૧૨) **દેલાડ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૫) **વટાર**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૧૩–૮–૦ ઘડીઆળ રૂ. ૧૪) શેઠ માણેકજી નસરવાનજી તરફથી ચા. રૂ. ૩) **પેરા**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૧ ભોજન રૂ. ૨૫) **ખરવાસા**—દેશાઇ ડાળાભાઇ રણછોડજી તરફથી

મીઠાઇ રૂ. ૧) ચોપડી રૂ. ૧-૪-૬ કપડાં રૂ ૩) ટોપી રૂ. ૧-૦-૩ **ઊંટડી**—શેઠ હોરમજજી રૂસ્તમજી તરફથી પુસ્તક કપડા રૂ ૧૦) દેશાઈ બાપુભાઈ પરાગજી ઝગડીઆ મીઠાઈ રૂ. ૫) પઠાણ સુરતુજાખા કબદરખાં આબકારી સબઈનસ્પેકટર મીઠાઈ રૂ. ૨) **અટાજણ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૪૨-૧૨-૦ **મગદલા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૮) મીઠાઈ રૂ ૪) **વરેઠી**—મહમદ મુમેજી તરફથી મીઠાઈ રૂ ૭) ગુલાબ ઘલજી રૂ ૨) મુસેજી સુલેમાન રૂ ૨) ગામ લોકો તરફથી રૂ. ૯) **અણામા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૨) **ભગોદ**—ગામ લોકો તરફથી મીઠાઇ રૂ. ૯-૮-૦ ટોપા રૂ ૨) **દાંડી**—ગામ લોકો તરફથી નિશાળનો સામાન રૂ ૩૨-૪-૦ શેઠ રૂસ્તમજી રતનજી મીઠાઈ રૂ ૫) **બુહારી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૩૫) **સાદકપોર**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૮-૪-૦ કપડા રૂ. ૩-૪-૦ મીઠાઈ રૂ. ૩-૪-૦ **નવાગામ**—ગામ લોકો તરફથી ભોજન રૂ ૧૦) મીઠાઈ રૂ. ૩) **ઉમરા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૭-૪-૦ **પીપળગભાણ**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૮) મીઠાઇ રૂ ૮) **દામકા**—ગામ લોકો તરફથી ઘડીઆળ રૂ ૧૧-૪-૦ મીઠાઈ પેન રૂ ૩) **સદલાવ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૦) **ભગોદ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૯-૮-૦ કપડા રૂ ૨) **તરભાણ**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૧૦) રોકડા રૂ. ૩) ચા રૂ ૧) **પુણી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૩૧) કપડાં સગ્રહસ્થાન રૂ ૭૦) **વીહાર**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૧૦) **મહોણી**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ. ૮) કપડા રૂ ૦-૯-૩ **અઠવા**—ગામ લોકો તરફથી મીઠાઈ રૂ ૪) ચોપડી રૂ ૧૦) ભોજન રૂ ૧૫) **સીસોદરા**—ગામ લોકો તરફથી મીઠાઈ લુગડા રૂ ૧૦)

**અમદાવાદ વિભાગ.**

હરસોલ—રૂ. ૧૧-૨-૦ હદીઓલના એક ગ્રહસ્થ પાણીની પરબ **ઇસનપુર**—રૂ ૨૦) સૈયદ મીયાસાહેબ હૈદરબક્ષ તથા ગામ લોકે નિશાળ જમાડી તથા ઈનામના પુસ્તકો વહેંચ્યા. **ગાંમડી**—રૂ. ૨૦ મનસુખરામ અબારામ તથા મગન કાળીદાસ સ્કુલ જમાડી, કપડા તથા મીઠાઈ વહેંચ્યાં. **નરોડા**—રૂ ૪) રાવ્યચ સવચદ છોકરાંને પતાસા

**સ્કૂલ**—બ્રાહ્મણ ખીમજી જીવરાજ મિઠાઇ રૂ. ૧-૪-૦ **પલાંસવાસ્કૂલ**—સંઘવી પોપટ પાનાચંદ પાણી પાવા માટે આપેલ રૂ. ૧૩-૮-૦ **નલીઆસ્કૂલ**—સુતાર જેઠા વિશ્રામે મિઠાઇ રૂ. ૭-૮-૦ **નલીઆસ્કૂલ**—ગુસાંઇ પ્રેમગર અનુપગરે સાકર રૂ ૭-૧૨-૦ **નલીઆસ્કૂલ**—શા વેલજી પસાયા પોષાક તથા સાકર રૂ. ૨૫-૦-૦ **સુથરીસ્કૂલ**—શેઠ ડોસાભાઇ ખીમસિંહે પુસ્તકો તથા સાકર રૂ ૩૮-૦-૦ **સુથરીસ્કૂલ**—શેઠ વિસનજી ત્રીકમજી જે. પી. રૂમાલ તથા સાકર રૂ ૧૬-૦-૦ **રોહાસ્કૂલ**—રોહા જાગીરદારના માતુશ્રી સાકર રૂ. ૪-૮-૦ અત્રેના જાગીરદર મિઠાઇ રૂ. ૯-૪-૦ **માંડવી નંબર બીજાની સ્કૂલ**—વકીલ લાલજી ગોપાલજી મિઠાઇ રૂ. ૧૧-૦-૦ **માનકુઆસ્કૂલ**—મી. હીરાચંદ દશરાજ તથા મી રતનસિંહ વેલજી અને જાડેજા સુમેરાજી જીવણજી સાકર રૂ ૯-૪-૦ જાડેજા સામતજી આમરજી તથા ગાંધી રામજી મોણસિંહ સાકર રૂ ૧૦-૧૨-૦ **માંડવી એ. વી. સ્કૂલ**—વકીલ ગોપાલજી હરિદાશ સાકર રૂ ૫-૮-૦ **મડસ્કૂલ**—જોશી જટાશંકર કાલીદાશ સાકર રૂ. ૯-૮-૦ વકીલ કાલીદાશે પુસ્તકો રૂ ૧-૦-૦ **માંડવી શેઠ ઈબ્રાહીમભાઈ કન્યાશાળા**—વકીલ ગોપાલજી હરિદાશ મિઠાઇ રૂ ૧૧-૪-૦ **માંડવી નાઈટ સ્કૂલ**—વકીલ ગોપાલજી હરિદાશ મિઠાઇ રૂ. ૩-૧૨-૦ **માંડવી નંબર પહેલાની સ્કૂલ**—વકીલ ગોપાલજી હરિદાશ મિઠાઇ રૂ. ૧૫-૦-૦ **પદ્ધરસ્કૂલ**—શેઠ ખીમજી મેઘજીએ સાકર રૂ. ૧-૦-૦ રા. ભુજ વૈવટદાર ભગવાનલાલ સાકર રૂ ૧-૦-૦ **માંડવી ખેલફાન સ્કૂલ**—વકીલ ગોપાલજી હરિદાશ ઇનામ રૂ ૧૨-૧૨-૦ **અંજારસ્કૂલ**—શેઠ ગોપાલદાશ ત્રીકમજી મિઠાઇ રૂ. ૧૨-૮-૦ **ભુજપરસ્કૂલ**—શા જાદવજી પ્રેમજી ઇનામ રૂ ૧૮-૧૨-૦ શા. નેગીદાશ લાલજી ઇનામે રૂ ૬-૮-૦ શા પચાણ મૂલજી ઇનામ રૂ ૫-૦-૦ શા ભારમલ મેરગે ઇનામ રૂ ૧-૦-૦ **દેસલપરસ્કૂલ**—ગામની પંચ તરફથી ઇનામ રૂ. ૪-૮-૦ **ડુમરાસ્કૂલ**—કારભારી માધવજી વિસનજી ઇનામ રૂ ૧-૮-૦ **આસંબીઆસ્કૂલ**—શા. હીરજી જેઠા ઇનામ રૂ ૩-૮-૦ **આડેસર સ્કૂલ**—અત્રેના કારભારી સુંદરજી બાવાભાઇ છોકરાઓને જમાડ્યા રૂ ૬-૦-૦

( અપૂર્ણ )

---

REGISTERED No B 43.

અંક ૧૦ મો. પુસ્તક ૫૧ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑક્ટોબર, ૧૯૧૨.

વિષય અનુક્રમણિકા. પૃષ્ઠ:



તંત્રી (ઑગસ્ટ, ૧૯૦૮ થી)—અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રિન્સિપાલ, ટ્રે. કૉ. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ

કેળવણીખાતાના હુકમથી.

# રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ.

## કાલુપુર, અમદાવાદ.

---

### પ્રવેશક પરીક્ષાની નોટીસ.

આ ઇન્સ્ટીટ્યુટ જેમા (૧) મીકેનીકલ એનજીનીયરીંગ (૨) કોટન સ્પીનીંગ (સુતર બનાવવાનુ કામ) અને (૩) કોટન વીવીંગ (વણાટ કામ) એમ ત્રણ પ્રકારનું શીક્ષણ આપવામા આવે છે. તેમાં દાખલ થવા માટેની પ્રવેશક પરીક્ષા આવતા જાનેવારી માસની તા. ૬ તથા ૭ વાર સોમ અને મગળના દીવસે સવારના ૧૦ થી સાંજના ૪ વાગ્યા સુધી લેવામાં આવશે. તેમાં દાખલ થવા માટેની અરજી મોડામાં મોડી નવેમ્બર માસની આખર સુધી લેવામાં આવશે અને તે અરજી કરતી વખતે સ્કુલનુ અસલ લીવીંગ સરટીફીકેટ તથા રૂ. ૧ ની ફી મોકલી આપવી ઉપલી દરેક શાખાનો અભ્યાસક્રમ ત્રણ વરસનો ગણેલ છે અને શીક્ષણ ગુજરાતી ભાષામા આપવામા આવે છે. પ્રવેશક પરિક્ષા (૧) અંકગણીત (ત્રૈરાશીક સુધીનું) (૨) હસ્તાક્ષર લેખન (૩) વાચન (કોઇ પણ પુસ્તકમાંથી) એમ ત્રણ વિષયોમા લેવામા આવશે.

દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોની ઉમર પંદર વરસની અને અભ્યાસ વર્નાક્યુલર છઠ્ઠા ધોરણ અથવા એંગ્લોવર્નાક્યુલર ત્રીજા ધોરણ (પુરું) જેટલો હોવો જોઇએ ઉપર જણાવેલા ધોરણથી વધુ અભ્યાસ કરેલો હોય છે, અથવા કારખાનામાં થોડો વખત એપ્રેન્ટીસ તરીકે કામ કરેલું હોય છે તેને વધારે પસંદ કરવામા આવે છે

# गुजरात शाळापत्र.

પુસ્તક ૫૧ મું. ઑક્ટોબર, ૧૯૧૨ અંક ૧૦ મો


## કાવ્યસંપત્તિનું દિગ્દર્શન.

( ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ ૩૨૪ થી ).

### રીતિ ને વૃત્તિનું તારતમ્ય.

રીતિ અને વૃત્તિ ભિન્ન છે રીતિ શબ્દગુણને આશ્રયે છે; એને અર્થ સાથે સબંધ નથી. માત્ર ભિન્ન ભિન્ન પ્રકારની વર્ણની રચનાથી રીતિ મધ્યમ કે સુકુમાર કે પ્રૌઢ બનાવે છે. વૃત્તિનો સબંધ સાક્ષાત્ રસની સાથે છે રીતિ શબ્દાશ્રિત છે ને વૃત્તિ રસાશ્રિત છે માધુર્યાદિ ગુણો રસના ધર્મ છે તેથી રીતિ પણ રસને ઉપકારક થાય છે, પણ તે પરંપરાસબંધથી થાય છે, સાક્ષાત્ નહિ.

ધ્વનિકાર[1] કહે છે કે વૃત્તિ એટલે વ્યવહાર તેમાં રસને અનુગુણ ઔચિત્યવાળો, વાચ્યને આશ્રયે રહેલો જે વ્યવહાર તેજ કૈશિકી આદિ વૃત્તિઓ છે, અને વાચકને ( શબ્દને ) આશ્રયે રહેલો જે વ્યવહાર તે ઉપનાગરિક આદિ વૃત્તિઓ, અર્થાત્, વૈદર્ભી આદિ રીતિઓ, છે.

રીતિ ને વૃત્તિનું આવું વિવેચન ગ્રંથોમા માલમ પડે છે બનેને ભાષા-શૈલી સાથે સબંધ છે. આપણામા કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય, તેમ મૂળ દેશપરત્વે રીતિના વૈદર્ભી, ગૌડી, ને પાંચાલી એવા વિભાગ થયા છે. પછી એ રીતિનાં લક્ષણ જે શૈલીમા હોય તે રીતી પણ વિદર્ભ,

---

१ रसाद्यनुगुणत्वेन व्यवहारोऽर्थशब्दयोः ।
औचित्यवान् यस्ता एता वृत्तयो द्विविधाः स्मृताः ॥ ध्व०

ગૌડ, પાંચાલ દેશની ન હોય તોપણ વૈદર્ભી, ગૌડી, ને પાંચાલી કહેવાય છે. કેટલાકને સરળ, કેટલાકને આડંબરી, ને કેટલાકને બનેનુ જેમા મિશ્રણ હોય તેવી સરળ તેમજ પ્રૌઢ ભાષા પ્રિય છે દંડી તેમજ વિદ્યાધર વૈદર્ભી રીતિના વખાણ કરે છે ને વિદ્યાધર તો કહે છે કે એકલી એજ રીતિ ઉત્તમ છે વૃત્તિ શબ્દનો પ્રયોગ બહુધા નાટકોને લગતો છે. શબ્દ અને અર્થ એવા જોઈએ કે જેથી રસનો બરાબર જમાવ થાય, જ્યા મધુર જોઈએ ત્યા મધુર, આડંબરી જોઈએ ત્યા આડંબરી, પ્રૌઢ જોઈએ ત્યા પ્રૌઢ, પણ સર્વત્ર સરળ ને પ્રાસાદિકજ શૈલી સ્તુત્ય છે, ને રીતિ ને વૃત્તિના વિવેચનમાથી પણ એજ સાર નીકળે છે

## પદોની પરસ્પર મૈત્રી-શય્યા.

પદોની પરસ્પર મૈત્રીને શય્યા કહે છે. પરસ્પર એવા અનુકૂળ પદો હોય કે તેમને બદલે પર્યાયપદો મૂકી ન શકાય એવી ઉત્કૃષ્ટ રચના તે શય્યા છે[1] મલ્લિનાથ કહે છે કે જેમા પદો પરિવૃત્તિ કે વિનિમય સહન ન કરે, અર્થાત્, અન્ય પર્યાયપદો વાપરી ન શકાય એવી રચનાને મૈત્રી પણ કેટલાક કહે છે.[2] લૉર્ડ મૅકૉલે પણ આવી મૈત્રી ઉત્તમ કવિનાં કાવ્યોમા હોય છે એમ સ્પષ્ટ કહે છે તે કહે છે કે આપણે કવિતાની જાદુઈ શક્તિ વિષે ઘણી વાર સાભળીએ છીએ. સામાન્ય રીતે એ શબ્દોનો અર્થ કઈ નથી, પણ મિલ્ટનની કવિતાને એ શબ્દો લાગુ પાડીએ તો તે ઘણાજ ઉચિત છે એની કવિતા મોહમંત્રના જેવી અસર કરે છે. તેની ખુબી તેના વાચ્યાર્થ કરતા વ્યગ્યાર્થમા રહેલી છે. પ્રથમ દૃષ્ટિએ જોતા બીજા શબ્દો કરતા એના શબ્દોમાં કઈ વિશેષ માલમ પડશે નહિ, પણ એ શબ્દો તો મોહક શબ્દો છે. જેવા તે ઉચ્ચારાય છે કે તરત ભૂત તે વર્તમાન અને દૂર તે સમીપ થઈ જાય છે. તરતજ ચારુત્વના નવીન સ્વરૂપો અસ્તિત્વમા આવે છે અને સ્મરણશક્તિમાં જે શબવત્ સમાહી રાખ્યુ હોય છે તે જાગ્રત્ થઈ જીવનમય થાય છે. જો તમે વાક્યની રચ-

१ या पदानां परान्योन्यमैत्री शय्येति कथ्यते । प्रताप०

२ पदानां परिवृत्तिवैमुख्यं विनिमयासहिष्णुत्वम् ।
एतदेव मैत्री शय्येति चाख्यायते ॥ तरल०

નામા ફેરફાર કરશો, એક શબ્દને બદલે તેનો પર્યાયશબ્દ મૂકશો, તો તે કાવ્યનુ બધુ સૌન્દર્ય નષ્ટ થઈ જશે પોતાની ભાષામાં 'પૅરેડાઈઝ લૉસ્ટ'ના કેટલાક ભાગનો અનુવાદ કરવામાં થયલી ડ્રાઇડન જેવા કવિની શોચનીય નિષ્ફળતા એ આનો પ્રસિદ્ધ પુરાવો છે¹

( અપૂર્ણ )

---

# સાહિત્યમાં નીતિની ભાવના.

( ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ )

( ચાલુ પુ ૫૧, પૃ ૩૨૭ થી ).

( ગ ગ અ. ક ત્રિવેદી, એમ એ, એલ્ એલ્. બી )

**ચર્ચાઓના લંબાણ પર અંકુશ**

ચર્ચાઓ ક્યા સુધી લંબાવવા દેવી તે બાબત પર ધ્યાન આપવુ

---

1 'We often hear of the magical influence of poetry The expression in general means nothing, but applied to the writings of Milton, it is most appropriate His poetry acts like an incantation. Its merit lies less in its obvious meaning than in its occult power. There would seem at first sight to be no more in his words than in other words But they are words of enchantment No sooner are they pronounced, than the past is present and the distant near New forms of beauty start at once into existence, and all the burial places of the memory give up their dead Change the structure of the sentence, substitute one synonym for another; and the whole effect is destroyed..... The miserable failure of Dryden in his attempt to translate into his own diction some parts of the 'Paradise Lost' is a remarkable instance of this'

જરૂરનું છે. વર્તમાનપત્રોમા ચર્ચાઓ ઘણે ભાગે વ્યાવહારિક, સામાજિક પ્રશ્નોને વિષે ઉપસ્થિત થાય છે એ ચર્ચાઓ લબાયાથી કંઈક નીવેડો આવવાની કે કંઈક લાભ થવાની વકી રહે છે. પરતુ તેમાએ આપણને ઘણી વાર એમ લાગે છે કે હવે આ ચર્ચાને અધિપતિએ અટકાવવી જોઈએ. સારા પત્રોમા તેમ થાય છે પણ ખરૂ. તેમ નથી થતુ તો પછી પિષ્ટપેષણ ને ગાલિપ્રદાન શરૂ થાય છે ને તેના હાનિકારક પરિણામ આપણે જોઈએ પણ છીએ. માસિકોમા પણ ચર્ચાઓ લમ્બાવવાથી અનિષ્ટ પરિણામ આવવાનો સભવ રહે છે તેથી સારા માસિકોમા એવો નિયમ હોય છે કે મૂળ લેખ, તે પરની ચર્ચા, ને લેખકનો ઉત્તર—એટલેથી ચર્ચાનો અન્ત આવવો જોઈએ આથી પિષ્ટપેષણ થતુ અટકે છે, ને કહેવાની બાબત ટુકમા એકજ વારમા કહી શકવાની ટેવ પડે છે ચર્ચા લમાવવાથી દલીલની ગરજ વ્યગ્ગ્યબાણમા ગાલિપ્રદાનથી સારવામા આવે છે. તે પણ આનાથી થતુ અટકે છે, એટલે પછી કલહ કે કટુતાનો પણ સભવ ભાગ્યેજ રહે છે. અલબત આ યુગ કં અન્ધશ્રદ્ધાનો નથી પણ બુદ્ધિનો છે એમ આપણી મગરૂબી છે, અને બુદ્ધિનો ઉપયોગ થયે મતભેદ પણ થવાનોજ. તોપણ બુદ્ધિથી થાય તેટલુ અન્વેષણ થઈ ચુક્યુ હોય તો પછી વિસ્તારથી કશો લાભ નથી. There should be a finality to our things. લેખકને જે કઈ કહેવાનુ હોય તે તે પ્રથમ કહે છે તેમા જે જે શકાસ્પદ બાબતો હોય તેને વિષે ચર્ચા કરવાની હોય તે સામટીજ થવી જોઈએ અને તેનો લેખક ઉત્તર આપે એટલે ચર્ચા પણ પૂરીજ થવી જોઈએ. સારાસારની તુલના વાચકોને કરવાની છે ચર્ચા લબાયાથી તેમને ઉપલકીઆ આનદ મળે એવુ વાચન મળી શકશે. પણ સંગીન દલીલો તો આવનારી આવીજ ગઈ હોય છે, અથવા તેમ નહિ તો આવી ગઈ હોવી જોઈએ

## તખલ્લુસો.

પોતાનુ નામ પ્રકાશમા નહિ આણુના માસિકો ને વર્તમાનપત્રોમા તખલ્લુસ ધારણ કરવાની શૈલી હાલમાં બહુ પ્રચલિત થઈ છે. આ ધારણ કરવાના કારણો ને તેની પરીક્ષા નીચે પ્રમાણે છે—

(૧) કેટલીક વાર નવા લેખકો પોતાની કલમ કસીને તેની અસર વાચકોના મન પર કેવી થાય છે તે જોવાનો અખતરો કરવાના હેતુથી તખલ્લુસ ધારણ કરે છે જો વાચકવર્ગમા લેખો પ્રિય થાય છે તો તેઓ પોતાની ગુફાઓમાંથી બહાર નીકળે છે ને તખલ્લુસ પોતે ધારણ કર્યાની વાત જાહેર કરે છે આવી રીતે તખલ્લુસ ધારણ કરવાનુ કારણ લેખકની ભીરુતા છે, ને આવા લેખકને માટે આપણને ભાગ્યેજ માન ઉત્પન્ન થાય છે.

(૨) કેટલીક વાર ઉત્તમ લેખકો પણ આવા અખતરા કરે છે. આવા લેખકો પણ ઉપલાજ વર્ગમા આવે છે. તેમની વર્તણુક હાસ્યાસ્પદ છે, અને તેમણે પણ તખલ્લુસ ધારણ કરવુ ઉચિત નથી.

(૩) કેટલીક વાર પોતાની પ્રતિષ્ઠા કે પોતાની વ્યક્તિને ન છાજે તેવા પ્રકારની છૂટ લેવાના હેતુથી લેખક પોતાનું નામ છુપાવે છે આના ઉદાહરણો આપણા સાહિત્યમાંથી છૂટક છૂટક મળી આવે તેમ છે. 'સમાલોચક'મા પ્રગટ થયલા 'ઉત્તર ભદ્રંભદ્ર' ના લેખની શૈલી પરથી એટલુ સ્પષ્ટ સમજાય તેમ છે કે લેખકની કલમ કસાયલી હોવી જોઈએ લેખમા હાસ્યરસ ઉત્પન્ન કરવાને લેવામા આવેલી ન છાજતી છૂટોને લીધે લેખકને પોતાનું નામ પ્રકાશમા મૂકવુ યોગ્ય નથી લાગ્યુ એમ ભાસે છે. તોપણ સારા લેખક આવા હેતુથી તખલ્લુસ ધારણ કરવું ઉચિત નથી.

(૪) કેટલીક વાર પોતાનો મત કે પોતાના વિચારો અન્ય લેખકો પણ સ્વીકારે છે એમ બતાવી આપવા ખાતર તખલ્લુસ ધારણ કરવામાં આવે છે આમ કરવાથી આપણા મતના માણસોની સંખ્યા વધશે એમ લેખકનુ માનવું હોય છે આ પદ્ધતિ અપ્રામાણિક છે ને એને વિષે આપણે જેટલો તિરસ્કાર દર્શાવીએ તેટલો ઓછો છે આવી ઇચ્છા સત્યસંશોધનની વિરુદ્ધ છે ને મમત્વજ એનુ બીજ છે સાધારણ રીતે કોઈ પણ નજીવા કારણોને લીધે કે ખગભ હેતુથી તખલ્લુસ ધારણ કરનાર લેખકને વર્તમાનપત્ર કે માસિકોના અધિપતિ કે તન્ત્રીઓએ ઉત્તેજન નહિજ આપવું જોઈએ, અને અપ્રામાણિક હેતુથી તખલ્લુસ ધારણ કરનારનો તો બહિષ્કારજ કરવો જોઈએ પોતાનો મત સાબીત કરવાની તીવ્ર ઉત્કંઠા કે તેને વિષે દુરાગ્રહને લીધે સારા લેખક પણ આવા દોષમા અવલિપ્ત થવાનો સંભવ રહે છે.

(૫) કેટલીક વાર માત્ર શોખને ખાતર તખલ્લુસ ધારણ કરવામા આવે છે આ પદ્ધતિથી લેખકને કંઈક ઔર આનંદ થાય છે ને વાચકવર્ગને કંઈ ખાસ હાનિ ઉત્પન્ન થતી નથી એ ખરી વાત છે તોપણ વાચકોને અંધારામાં રાખવા ને તેમની જિજ્ઞાસા તૃપ્ત ન કરવી એ એક જાતની અસભ્યતા છે; એ literary etiquetteની વિરુદ્ધ ગણી શકાય.

(૫) કેટલીક વાર અગત્યનું સત્ય પ્રકાશમા આણવાની જરૂર હોય છે ત્યારે, અને તેમાંએ ખાસ કરીને ચર્ચાઓમા કડુતા ને દ્વેષબુદ્ધિ ન ઉત્પન્ન થાય તે હેતુથી લેખક તખલ્લુસ ધારણ કરે છે માત્ર સાહિત્યમાજ નહિ પણ સામાજિક, ધાર્મિક, ને રાજકીય વિષયોમાં પણ આ પદ્ધતિનો ઉપયોગ થતો જોવામા આવે છે. કારણ સ્પષ્ટ છે કે અપ્રિય છતા સત્ય વસ્તુનો જેમ કહેનાર તેમ સાભળનાર—વક્તા ને શ્રોતા બન્ને દુર્લભ છે આ હેતુથી તખલ્લુસ ધારણ કરનારાઓ ટીકાને પાત્ર નથી તેઓ સંગીન કામ કરે છે. તેઓના પર ભીરુતાનો આક્ષેપ કરવો એ સત્યનો ડર બતાવી આપે છે, કારણ કે વસ્તુ ખરી હોય ને તે સારા હેતુથી કહેવાયલી હોય તો પછી તેનો વક્તા કોણ છે તે જાણ્યુ તોએ શું ને ન જાણ્યુ તોએ શું?

( અપૂર્ણ )

——(૦)——

# હાસ્યરસ.

( ચોથી સાહિત્યપરિષદ્‌માં વાંચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ. ૩૩૧ થી ).

( રા. રા. મો. પા. દવે, એમ એ, એલ્ એલ્. બી )

### " અસંભવિતપણુ. "

એક રીતે જોતા ઈશ્વરની સૃષ્ટિ ઉપરાંત બીજી—કવિની સૃષ્ટિ—રચવામા આવે તેમાં અસભવિતપણુજ હોય છે; કારણ કે એવી સૃષ્ટિનો ઉદ્‌ભવ કવિની કલ્પનામાધીજ થયો હોય છે એવા અસંભવિતપણાને લીધેજ પ્લેટો જેવા ફિલસુફે પોતાના " ધી રિપબ્લિક " નામના ગ્રંથમાં કવિ ત્ર તરફ પોતાનો અણગમો બતાવ્યો હતો. પણ પ્લેટોનો એ વિચાર

તદ્દન ખોટો હતો એમ અનેક વિદ્વાનોના સમર્થ વિવેચનને પરિણામે હવે તો ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યુ છે, અને જગતના વ્યાપક અને વિશાળ અનુભવથી પણ એ વિદ્વાનોના વિવેચનને ઘણો મજબુત ટેકો મળ્યો છે. ત્યારે એવા અસંભવિતપણાને આપણે દોષરૂપ ન ગણીએ તો એ સિવાય બીજી કોઈ રીતનુ અસંભવિતપણુ તો કોઈ પણ સારી રચના–પછી તે હાસ્યરસની હોય કે કોઈ બીજા રસની હોય–તેમાં ભાગ્યેજ જોવામાં આવે છે, અને એવુ અસભવિતપણું જ્યા જ્યા જોવામા આવે ત્યા ત્યા તે દોષ તરીકેજ ગણાય બીજી રીતે કહીએ તો, અસભવિતપણુ બે જાતનુ હોય છે. (૧) કવિની સૃષ્ટિ અપૂર્વ હોય, કવિની સૃષ્ટિ એ તેના કલ્પનાવ્યાપારનુજ પરિણામ હોય તે અસભવિતપણુ, અને (૨) એ સૃષ્ટિમા ઈશ્વરરચિત નિયમોનું અનુકરણ કરવામા ન આવ્યુ હોય, ઈશ્વરની સૃષ્ટિ જેવા ચોક્કસ નિયમોથી ચાલે છે તેવી રીતના ચોક્કસ નિયમોથી એ સૃષ્ટિનુ સૂત્ર ચાલતુ દર્શાવવામા ન આવ્યુ હોય તે અસભવિતપણુ આમાનુ પહેલુ અસભવિતપણું આપણને કવિકલ્પનાના પ્રભાવની સાબિતી પૂરી પાડે છે, અને બીજું અસભવિતપણુ સઘળા પ્રકારની રચનાઓમાં દોષરૂપજ ગણાય છે. 'હાસ્યરસની રચનામા અસભવિતપણું જરૂરનુ છે' એ વિચારના સમર્થનમા જે જે દાખલાઓ આપવામા આવે છે તેમાંના ઘણાખરામા અસભવિતપણું હોતુ નથી, અને હોય છે તો તે પહેલા પ્રકારનુજ હોય છે. હાસ્યરસની રચનામાં કુદરતની નકલ એકલી બસ થતી નથી, પણ તેમાં કવિકલ્પનાનો વ્યાપાર પણ ઉમેરાવો જોઇએ એટલુંજ સત્ય 'હાસ્યરસમા અસભવિતપણુ અત્યાને નથી' એ વચનમાં સમાયલું છે, અને એ સત્યને લીધેજ હાસ્યરસની સફળ રચના રચવાનું કામ ઘણું અઘરુ ગણાય છે અને એવી રચના રચી શકે એવા સમર્થ લેખકોની સખ્યા હમેશા ઘણી નાની હોય છે

## હાસ્યરસને અનુકૂળ વિષયો

હાઝ્લિટે એક સ્થળે જણાવ્યુ છે કે "જ્યા આગળ અમુક ગુણની ન્યૂનતા હોય ત્યા આગળ હાસ્યરસ પ્રવર્તે છે, અને જ્યા આગળ અમુક ગુણનો અતિશય હોય ત્યા આગળ કરુણરસ પ્રવર્તે છે. હેમ્લેટ એ કરુણરસનું પાત્ર બને છે, કારણ કે એનામાં વિચાર (speculation) એ ગુણનો અતિશય જોવામાં આવે છે, "Grave-digger" (કબર ખોદનાર)

એ હાસ્યરસનું પાત્ર બને છે, કારણ કે એનામાં બુદ્ધિની ખામી જોવામા આવે છે સમાજની કે સાહિત્યની જે જે ખામીઓ હોય તે દર્શાવવાને માટે હાસ્યરસની રચનાનો ઘણી વાર ઉપયોગ કરવામા આવે છે. ઍડિસન અને સ્ટીલે પોતાનાં પત્રોમાં સર રૉજર ડી કૉવર્લિ જેવાં અનેક પાત્રો દાખલ કર્યાં હતાં તે સમાજસુધારણાના ઉદ્દેશથીજ કર્યાં હતા જૉહ્નસને "Dick Minim" (ડિક મિનિમ) નામનો નિબંધ લખ્યો હતો તે અજ્ઞાન ટીકાકારોને ઉપહાસપાત્ર બનાવવાના ખાસ ઉદ્દેશથીજ લખ્યો હતો. એ ઉપરાંત, આપણે જોઈ ગયા છીએ કે સ્વિફ્ટે "The Vindication of Isaac Bickerstaff" એ નામનો લેખ અમુક વ્યક્તિને ઉઘાડી પાડવાના ચોક્કસ હેતુ સાથેજ લખ્યો હતો, પણ બિકરસ્ટાફ એ ઉપહાસને પાત્ર હતો અને તેથી તેની ઉપહસનીયતા દર્શાવી આપવામાં સ્વિફ્ટે પોતાની ઊંચા પ્રકારની બુદ્ધિનો ખોટી રીતનો ઉપયોગ કીધો નહોતો એમ સર્વ કોઈ કબૂલ કરે છે ઉલટુ, એ રચનાને વિષે કહેવામા આવે છે કે સ્વિફ્ટે એ રચના વડે હાસ્યરસનો એક ઉત્તમ નમૂનો વાચક સમક્ષ રજુ કર્યો છે અને તેથી કરીને બિકરસ્ટાફ જેવા તુચ્છ માણસનું નામ પણ હમેશને માટે અમર થયું છે. આ ઉપરથી સ્પષ્ટજ છે કે હાસ્યરસની રચનામા અમુક વ્યક્તિઓ ઉપર આક્ષેપો કરવામાં આવે તે જો સાચા હોય તો તે આક્ષેપોને આપણે અનુદાર ગણી શકીએ નહિ અને તેવા આક્ષેપો કરનાર માણસ પોતાના અધિકારની બહાર ગયો છે એમ પણ આપણાથી કહી શકાય નહિ.

### હાસ્યરસને પ્રતિષ્ઠા વિષયે.

તેની સાથે એટલુ ધ્યાનમા રાખવાનું છે કે સમાજનો મોટો ભાગ જે રૂઢિઓ તરફ ઘણા પ્રેમની નજરથી જોતો હોય તે રૂઢિઓને અને સમાજમા અથવા સાહિત્યમા જે વ્યક્તિઓ પોતાની સંગીન સેવાને લીધે સારી પ્રતિષ્ઠાને પામી હોય તે વ્યક્તિઓને હાસ્યરસની રચના વડે ઉપહાસપાત્ર બનાવવાનો પ્રયત્ન ઘણી વાર નિષ્ફળ જાય છે, કારણ કે લોકોનાં મન ઉપર તેની બીલકુલ અસર થતી નથી પણ એવી રચના રચનાર તરફ તેઓના હૃદયમાં ઉલટી કંટાળાની લાગણી ઉત્પન્ન થાય છે. આનું એક ઉદાહરણ આપણે અંગ્રેજી સાહિત્યમાંથી લઈશું અને બીજું ગુજરાતી

સાહિત્યમાથી લઈશુ. વૉલ્ટર સૅવેજ લૅન્ડૉરે 'Bounaparte and the President of the Senate " એ નામનો સવાદ લખ્યો છે તેમા બોનાપાર્ટને એણે એટલો મૂર્ખ ચીતર્યો છે કે જે વખતે પોતાને પુત્ર હતોજ નહિ તે વખતે એ પ્રેસિડન્ટને નીચે પ્રમાણે કહે છેઃ—

*Bounaparte*—* * And now you are here, you may lay your heads together and prepare an address to me on the birth of my son, the King of Rome. President! why do you lift up your shoulders?

*President*— May it please your Imperial Majesty, the glorious prince, whom France and the whole world sighs for, is unborn

*Bounaparte*— What the devil is that to you? He will be born within a day or two, or at most a week, and I may not have leisure or inclination to send after you again. Write down my words.

અને એ પ્રમાણે પુત્રજન્મ થયા પહેલા, પુત્રજન્મ પ્રસગે પોતાને જે માનપત્ર મળવુ જોઈએ તેના આરભના શબ્દો નેપોલિઅન જાતે પોતાના પ્રેસિન્ડટને ઉતરાવે છે. આમા નેપોલિઅન જેવા વીર પુરુષને એટલો તો મૂર્ખ ચીતર્યો છે કે એ ચિત્રથી આનન્દ થવાને બદલે ઉલટો આપણને ત્રાસ છૂટે છે, અને નેપોલિઅનની મૂર્ખતા જણાવવાને બદલે લેખકની પોતાનીજ મૂર્ખતા આપણને જણાય છે

બીજુ ઉદાહરણ "ઉત્તર ભદ્રભદ્ર" એ નામના રા પથિકના લખેલા એક આધુનિક લેખમાથી આપણે લઈશુ —

" રેલ્વે લાઇન ઉપરથી બે શબનું મડદું ખસેડયા પછી ટ્રેન પૂર્વવત્ ચાલી, થાણાનુ સ્ટેશન વટાવી આગળ જતા પર્વતમાં કોરી કાઢેલી બે 'ટનલો' (ગુફાઓ) આવે છે તે આવતા પ્હેલાં વલ્લભરામનો આંખ્યનો ઇશારો ડોક તરફ થયો, અને ત્હેણે ઇલેક્ટ્રિક-લાઇટની 'સ્વિચ' (switch)-

ચાપ-ફેરવી દીધી અને તેજ વખત ટનલના મુખમાં ગાડી પેસવા માંડી અને અંધારૂં થઈ ગયું; તે સાથેજ નીચેના શબ્દો સંભળાયા —

"ગાડી જ્હારે જાય ટનલમાં, તે વેળાએ, થોડીવારના, અધારામાં, નિજ ગુરુજનને, મહાપુરુષના, ગોળ શરીરને, પૂજાઅર્ચા, ખૂબ ભાવથી, કરવી કરવી!"

આ શબ્દો બોલાતા હતા તે સાથેજ ભદ્રંભદ્ર બેઠા હતા તે ઠેકાણે સ્થૂલ શરીર ઉપર મુષ્ટિપ્રહાર થતા હોય હેવા ધ્વનિ થયા, અને હેમના કંઠમાથી ગદ્ગદ રવ-જાણે કોઈ ગળચી દાબતુ હોય ત્હેવો-સંભળાયો. ટનલ પાર થઈ અજવાળામા ટ્રેન આવતા ભદ્રંભદ્રના મુખમા 'કેક' (cake) નો કડકો ખોશેલો હમારી નજરે પડ્યો "

આ સ્થળે એટલુ આપણે ઘણી ખુશીથી કબુલ કરીશું કે આગલા ઉદાહરણમા વૉલ્ટર સૅવેજ લૅન્ડૉરની જેવી મૂર્ખતા આ ઉદાહરણમાં નથી જોવામા આવતી તોપણ એટલુ ઉઘાડુ છે કે કવિ નર્મદાશંકર, જેના કટાવને આ સ્થળે ઉપહાસનો વિષય બનાવવામા આવ્યો છે, તેના તરફ જેને કંઈ પણ માનની લાગણી હોય અને ધર્મને લીધે અથવા લાબા વખતની પડી ગયલી ટેવને લીધે 'કેક' ખાવામા બાધ સમજનારા સઘળા મૂર્ખા છે એમ જેને લાગતું ન હોય તેને આ વચનોથી એવો કંઈ આનન્દ મળી શકે નહિ. અને સારે નસીબે કે કમનસીબે એવા માણસોની સંખ્યા હાલમા તો ગુજરાતમા ઘણી મોટી છે એજ પ્રમાણે મૂર્તિપૂજાને કોઈ પોતાના ઉપહાસનો વિષય બનાવે તો તેની રચનાને બહુ સફળતા મળે નહિ, કારણ કે હજી જનમંડળનો મોટો ભાગ એ રૂઢિ તરફ અત્યન્ત પ્રેમની લાગણીથી જોય છે.

———— (અપૂર્ણ)

# અમેરિકાની કેળવણી.

( ડૉ. હરિલાલ રણછોડલાલ પડ્યા,
એમ એ, બી. એસ સી, પી. એચ. ડી. )

**( સાહિત્યસભા તરફથી અમદાવાદમાં આપેલું ભાષણ ).**

( ચાલુ પુ. ૫૧, પૃ. ૨૩૬ થી ).

સામાન્ય શાળાઓમાં આટલેથીજ અટકવામા આવે છે. પરતુ સારી શાળાઓમા આ વિચારોને વિદ્યાર્થીઓ પોતાનાજ કરી લે અથવા વાપરે,

અનુભવમાં મૂકે એવી ગોઠવણુ કરવામા આવે છે આ અનુભવ શાળા અને ઘરના દરરોજના કામમા લેવામા આવે છે તેને માટે શાળા અને ઘર એટલે કે શિક્ષકો અને માબાપોએ એક બીજાને સહાય કરવી જોઈએ શાળા અને તેનો એક વર્ગ પણ નાનો સમાજ છે અને શિક્ષક જો વિદ્યાર્થીને ઉત્તેજન અને છૂટ આપે તો આ નાના સમાજમા તેમના વિચારો અનુભવમા મુકાય છે અને તેથી તે પ્રમાણે વર્તવાની ટેવ બધાઈ જાય છે ભવિષ્યમા જરૂરની વખતે તે વિચારો વગર મહેનતે આગળ આવે છે આ પદ્ધતિમા એક વાંધો આવે છે જેમના વિચાર પોતાને સમ્મત નહિ થાય તેમના તરફ બાળકો દયાદૃષ્ટિ રાખશે નહિ આવા વખતે શ્રેષ્ઠ શિક્ષકની ખાસ આવશ્યકતા છે તે બાળકોમા હઠવાદ દાખલ થવા દેતો નથી ગઈ એ સદીમા નવી વાતો અને નવા અનુમાનો તરફ પરીક્ષકવૃત્તિ રાખવાથી દુનિયામા કેટલો સુધારો વધારો થયો છે તેનો તેમને ખ્યાલ આપવામા આવે છે જૂનકાળમા સ્થાપિત પદ્ધતિથી વિરુદ્ધ વિચારના માણસને અનેક પ્રકારનુ દુઃખ દેવામા આવતુ હાલ તેમ નથી આજ તો પ્રત્યેક માણસ બીજાના નવા અનુમાનો તરફ દીલસોજીથી જુએ છે, અને તેમાથી કઈ પણ સારૂ તત્ત્વ હોય તે શોધી કાઢવા યત્ન કરે છે. આવી દીલસોજીની વૃત્તિથીજ નવા વિચારો અનુભવમાં મુકાય છે, અને સમાજનો ઉત્કર્ષ થાય છે. આવી રીતે વિદ્યાર્થીને અપક્ષપાતથી અગર પરીક્ષ રીતે દરેક વસ્તુ તરફ જોવાનું શિક્ષણ આપવામા આવે છે.

અમેરિકાની શાળાઓમા અપાતુ જ્ઞાન અનુભવસિદ્ધ અને વ્યવહારોપયોગી હોય છે આપણે અહિ વિજ્ઞાનવિષયના પાઠો શિખવવામા કે માધ્યમિક શાળાઓમા રસાયન શિખવવામા પણ મગજ પરજ બોજો મૂકવામા આવે છે. જ્ઞાનને અનુભવસિદ્ધ કરી લેવાના આવતુ નથી. અને તે પ્રમાણે કરવામા જરૂરનો ખર્ચ બિનકુલ કરવામા આવતો નથી અમેરિકાની શાળાઓમા વિદ્યાર્થીઓ પોતેજ પ્રયોગ કરે છે અને તેથી અનુભવસિદ્ધ થયેલુ જ્ઞાન મન પર બરાબર ઠસી જાય છે

દૃષ્ટાંત તરીકે, ત્યાના એક મૅન્યુઅલ ટ્રેનિંગના કલાસની હકીકત ઠીક થઈ પડશે. મૅન્યુઅલ ટ્રેનિંગમા ખૂણા અને સાધા બનાવવાના જ્ઞાનથી અથવા તો સ્લૉઇડપદ્ધતિથી શિક્ષણ આપવામાં આવતું નથી. વિદ્યાર્થી શરૂઆતથીજ અમુક આખી અને ઉપયોગી ચીજ બનાવતાં શીખે છે.

નાની ઉંમરના વિદ્યાર્થીઓને ખૂણા કે સાધા, ખૂણા કે સાધા તરીકેજ આકર્ષક લાગતા નથી પરંતુ કોઈ વ્યવહારોપયોગી આખી ચીજ બનાવવાની હોય તો તેના ભાગ તરીકે નાની ચીજો તેઓ આનંદથી બનાવે છે. આથી તેમના લક્ષ્ય તરીકે આખી અને ઉપયોગી બાબત મૂકવામા આવે છે તે પ્રમાણે ૧૯૧૦ ની સાલમા હૅારેસ મૅન સ્કૂલના છઠ્ઠા વર્ષના વર્ગમા મોટરબોટ (વિજળીથી ચાલતી હોડી) બનાવવાનુ નક્કી કરવામાં આવ્યુ હતુ. શિક્ષકે વિદ્યાર્થીઓને જોઈતી સમજુત આપી છોકરાઓ પાસે કાગળ પર તેની યોજનાનો નકશો દોરાવ્યો છોકરાઓએ આપવામા આવેલા લાકડાના કકડાનો વચ્ચેનો ભાગ હથિયારોથી કોરી કાઢી હોડીનો આકાર બનાવ્યો જોઈતી લંબાઈ અને પહોળાઈ રાખી અને બહારનો તેમજ અંદરનો દેખાવ યોજના પ્રમાણે બનાવ્યો બહારથી તેને આકર્ષક બનાવી પોતાની ઇચ્છા પ્રમાણે બે, ત્રણ, કે ચાર ધારવાળું પ્રોપેલર ( હોડીને હડસેલનાર ચક્ર ) તેમજ સુકાન અને હોડી ચલાવવાને જોઈતુ બળ પસંદ કર્યું. કોઈએ વરાળ, કોઈએ પેટ્રોલ, કોઈએ સ્પ્રિંગ ( ઘડીઆળની કમાન ) તો કોઈએ વિદ્યુત–બળ વાપર્યું વિદ્યુત–બળવાળાએ મોટર અને બૅટરી પણ પોતેજ પસંદ કરી હોડીઓના નામ બાળસ્વભાવ પ્રમાણેજ આપવામા આવ્યા દાખલા તરીકે રેડ ડેવિલ, ગો–એ–હેડ, પગ્લ્પ્સ, બટિંગ–ઍરો, વગેરે. કેટલાક વિદ્યાર્થીઓને શાળામા તેમજ ઘેર આ બાબતની તૈયારી કરતા જોવામા આવ્યા હતા. કેટલાકને તો હોડીની ગતિની અજમાયશ ઘરના બાથ–ટબ ( ન્હાવાનાં પીપ)મા કરતા જોયા આખરે ગતિને માટે શાળાના સ્વિમિંગ પુલ ( તરવાના કુંડ)મા સ્પર્ધા કરવામા આવી અને પહેલા આવનારને ચાંદીનુ પ્યાલુ ઉમર, નામ, વર્ગ, શાળાનુ નામ વગેરે કોતરી ઇનામ તરીકે આપવામા આવ્યુ આમાના ઘણાખરા છોકરાઓ બાર તેર વરસની ઉમરના હતા તેઓ પોતે મોટરકાર ચલાવી શકે છે, અને કેટલાએક તો પોતાના ઘરના છાપરા ઉપર વાયરલેસ ટેલિગ્રાફ ( તારના દોરડા વગર સંદેશા મોકલવાના યંત્ર) ગોઠવ્યા છે, અને આસપાસ પાંચ માઇલ સુધીના સંદેશા મોકલી અને મેળવી શકે છે.

આવી શિક્ષણપદ્ધતિના આધાર પરીક્ષાની પદ્ધતિ ઉપર હોવાથી તેનો કંઈક ખ્યાલ આપણી પદ્ધતિ સાથે સરખામણી કરી આપીએ આપણા દેશની પરીક્ષા અને વર્ગ ચઢાવવાની પદ્ધતિમા શિક્ષક ઉપર ઘણો અવિશ્વાસ

બતાવવામા આવે છે. પ્રાથમિક શાળાઓમા શિક્ષકને તેના વર્ગના પરિણામ પ્રમાણે વખાણવામા કે શિક્ષા કરવામા આવે છે જે વિદ્યાર્થીઓ નિષ્ફળ થાય છે તેમનામા કાંઈ ખોડ કે માનસિક નિર્મળતા હોય તેની કોઈ તપાસ કરતુ નથી અને માબાપ તેમજ પરીક્ષક જાણે કે શારીરિક કે માનસિક નિર્બળતાથી થતી નિષ્ફળતા શિક્ષકનેજ આભારી હોય એમ ગણી તેના પર સઘળી જવાબદારી મૂકે છે વિદ્યાર્થીનો અભ્યાસ સારો ન હોય તો માબાપો, શિક્ષક તેમના તરફ સારૂ ધ્યાન આપતો નથી એમ માની લે છે, અને ઘેર શિક્ષકના કામમા મદદ કરવા બિલકુલ યત્ન કરતા નથી જેથી શિક્ષકો તો બાળકોને જાહેર જિંદગી માટે નહિ પણ પરીક્ષા માટે તૈયાર કરે છે, અને પરીક્ષાઓ તો તાત્કાલિક બુદ્ધિ અને યાદદાસ્ત તપાસે છે

પ્રાથમિક શાળાથી માંડી યુનિવર્સિટિ સુધી આજ પદ્ધતિ ચાલવાથી શિક્ષણ પર ઘણી ખરાબ અસર થાય છે. શિક્ષક પોતાના વિષયમા ઊંડો ઊતરતો નથી અને શિષ્યોના મન પર અગત્યની બાબતો ઠસાવતો નથી. પણ યાદદાસ્ત પર ભાર મૂકી પૂરૂં સમજાવ્યા વગર ફક્ત ઉપરચોટીઉં જ્ઞાન આપે છે. અમેરિકામા અભ્યાસને આનદદાયક બનાવનાર કુશળ શિક્ષકો વિદ્યાર્થીઓને શિખવે છે, અને વિચારવાન્, વિવેકી અને દયાવૃત્તિવાળા પરીક્ષકો તેમની પરીક્ષા લે છે આપણે અહિં તો શિક્ષક શિક્ષણશાસ્ત્રના નવા પુસ્તકો વાચતો નથી, અને નવીન શિક્ષણપદ્ધતિનો તેને ખ્યાલ પણ હોતો નથી પરીક્ષકો પણ વિદ્યાર્થીઓને કેટલુ આવડે છે તે તપાસવાની ઇચ્છાવાળા હોતા નથી, પરતુ તેને શુ નથી આવડતુ તે તપાસે છે અને કેટલા પાસ થવા યોગ્ય છે તે જોતા નથી પણ ખાસ કરીને કેટલા નાપાસ કરી શકાશે તે તપાસે છે યુનિવર્સિટિમા તો એકાદજ ગુણ ( માર્ક ) માટે નિષ્ફળ જનારને બધા વિષયોની પરીક્ષા બીજે વર્ષે ફરીથી આપવી પડે છે. આથી પરીક્ષા બાળકને રીબાવવાનુ એક યત્ર થઈ પડયુ છે, અને તેથી વિદ્યાર્થીઓ કટાળી જાય તો તે કઈ નવાઈ જેવુ નથી કારણ કે ફત્તેહમદ ન થાય તો આખુ વર્ષ ફરીથી ઘાણીમા જોડાવાનુ રહે છે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમા એકાદ વિષયમા નાપાસ થાય તોપણ તેને વર્ગ ચડાવવામાં આવે છે, પરતુ કાચો રહેલો વિષય પાકો કરાવવાની દરકાર થતી જણાતી નથી અમેરિકામા વર્ગ ૭ ૭ માસે અને કેટલીક જગાએ તો

ત્રણ ત્રણ માસે ફેરવાય છે, જેથી એક વખત ઘણાં વિષયોમા નાપાસ થાય' તોપણ ફક્ત ત્રણ કે છ માસજ નકામા જાય છે વળી જે વિષયમા પછાત હોય તે સુધારવા માટે શિક્ષક ખાસ ધ્યાન આપે છે અને કેટલીક વખત તો શાળાને અગે તેવા છોકરાઓનો ખાસ વર્ગ ઉઘાડવામા આવે છે પરીક્ષાઓ વર્ગમા શિક્ષક અગાઉથી ખબર આપ્યા સિવાય અઠવાડીએ, પદર દિવસે કે મહીને ઇચ્છા પ્રમાણે લે છે આવી રીતે દરેક વિષયના શિક્ષક કરે છે, જેથી બધા વિષયો તાજા રહે છે આ પરીક્ષાઓનુ પરિણામ સારૂ હોય તો કેટલીક વખત છમાસિક કે વાર્ષિક પરીક્ષાની બાબતને માફી આપવામા આવે છે છમાસિક કે વાર્ષિકમા થોડા માટે નાપાસ થાય તો તરતજ તેની ફરી પરીક્ષા લેવામા આવે છે વધુ માર્ક ખૂટતા હોય કે બીજી વખતની પરીક્ષામા નાપાસ થાય તો નવુ વર્ષ ઉઘડતા ઉનાળાની રજા પુરી થયા પછી જેમા નાપાસ થયા હોય તે વિષયોની ફરી પરીક્ષા લેવામા આવે છે, તેમા ફત્તેહમંદ થાય તો વગર હરકતે પોતાના સાથીઓ સાથે નવા વર્ગમા જાય છે એકદરે દરરોજના વર્ગમાના અભ્યાસ અને શિક્ષકના અભિપ્રાય પર ઘણો વિશ્વાસ મૂકવામા આવે છે

આપણી શાળાના વિદ્યાર્થીઓ હુકમને તાબે થવાનુંજ સમજે છે, અને પડેલી ઘરડમાથી નીકળ્યા વગર જે શિક્ષણ આપવામા આવે તે ગ્રહણ કરે છે, પોતાના તરફથી તો કોઈ પણ જાતનો ઉમેરો કરતા નથી તેમનો ઉદ્દેશ પરીક્ષામા સારા માર્ક મેળવવા એટલોજ હોય છે અને તેથી પરીક્ષાના કરેલા ધોરણ માટે જરૂરની હોય તેટલીજ બાબતો તરફ લક્ષ આપે છે. બાળકોની કેળવણીથી થતી ઉન્નતિ તપાસવા માટે ધોરણ ઠરાવવુ એ એક મોટી ભૂલ ગણાય છે. માનસિક શક્તિ માટે ધોરણ નક્કી કરવુ તે બાળસ્વભાવ વિરુદ્ધ છે બાળકોમા સ્વભાવથીજ વ્યક્તિસ્વાતંત્ર્ય હોય છે પરીક્ષકો પોતાનો બાળપણનો સ્વભાવ ભૂલી જઈ બાળકો પાસે પુખ્ત ઉમરના માણસ પાસેથી જેવા પરિણામની આશા રાખીએ તેવા પરિણામની ઇચ્છા રાખે છે. વળી બાળકો ઘણીવાર પોતે જે જ્ઞાન મેળવ્યુ હોય તે બતાવી શકતાં નથી વિદ્યા જ્ઞાનની અભિવૃદ્ધિમા એવી ભૂમિકાઓ આવે છે કે જ્યારે જ્ઞાન બાહ્ય દેખાવ માટે પ્રગટ કરી શકાતુ નથી અને [illegible]સ આજ કારણથી મોટા ગણાયલા માણસો શાળામા આળસુ ગણાઈ

ધારામા થઈને ફીનરી આવ્યો અને એક જોરાવર વાવાઝોડાની માફક જ્યાં જ્યા ગયો ત્યા ત્યા લૂટફાટ ચલાવતો અને કતલ કરતો પોતે લીધેલા રસ્તાની એંધાણી તરીકે ઠેર ઠેર ધુમાડાવાળા ખંડિએરો અને શબોના મોટા ઢગલાઓ છોડતો પંજાબ અને દિલ્હી પર ફરી વળ્યો જેટલો જલદીથી આવ્યો તેટલોજ જલદીથી તે ચાલ્યો ગયો, પરતુ પોતાની પાછળ દુકાળ અને મરકી છોડતો ગયો, જે બાર ભયાનક વર્ષ સુધી ચાલ્યા. તેના પંજામા ખાસ કરીને સપડાયલા દક્ષણીઓએ આ ભયકર સમયને શિવ—જે હિંદુ ત્રિપુટિમા સહારના દેવ ગણાય છે—તેના પત્ની દુર્ગા દેવીનુ નામ આપ્યુ છે તે યથાર્થ છે આખરે અમદાવાદ શહેરની સ્થાપનાનાજ વર્ષમા એટલે ૧૪૧૨ મા નબળા પડી ગયલા તઘલકોમાનો છેલ્લો બાદશાહ જે તૈમુરના હુમલા વખતે ગુજરાત અને માળવા તરફ નાસી ગયો હતો અને તૈમુરના ગયા પછી દિલ્હીની નામની ગાદી પર પાછો આવી બેઠો હતો તે મરણ પામ્યો

## ગુજરાતના સ્વતંત્ર સુલતાનો.

કુતુબ—મિનાર વડે પ્રસિદ્ધ થયલા કુતબુદીને તેરમી સદીની શરૂઆતમા ગુજરાત પર ચઢાઈ કરી હતી ખરી, પણ જે મહાન્ ખીલજીવંશના બાદશાહ અલાઉદ્દીને નર્મદા ઓળગી પહેલવહેલું દક્ષિણ જીત્યુ તેણે આ સદીની છેક આખરના ભાગમા ગુજરાતને દિલ્હીના રાજ્યનો એક પ્રાત પહેલવહેલોજ બનાવ્યો આ પછીની એટલે ચૌદમી સદીમાં તઘલક વંશના વખતમા ગુજરાત પર રાજ્ય ચલાવનાર દિલ્હીથી આવેલા મુસલમાની સુબાઓ હતા, પણ દિલ્હીની સત્તા નબળી હોવાથી આ સુબાઓ પોતાની મરજી માફક કામ ચલાવતા આખરે જ્યારે તૈમુરે સ્વારી કરી ભયંકર તોફાન મચાવ્યુ અને હમેશને માટે દિલ્હીના રાજાઓની સત્તા નિરાશાભરેલી રીતે પાયમાલ કરી નાખી ત્યારે આમાના એક સુબાએ ગુજરાતના સુલતાન તરીકે પોતાની સ્વતત્રતા જાહેર કીધી. આ સુબો મુજફરખાન હતો. એના સબધમા જાણવા લાયક હકીકત એ છે કે એ રજપૂત વંશનો અને અસલની ટાક જાતનો હતો એનો બાપ મુસલમાન થઈ ગયો હતો અને ફિરોઝશાહ તઘલકનો ખાસ માનીતો થયો હતો. આ પરથી એમ કહી શકાય કે ગુજરાત કે જે મુસલમાની ધર્મના ખીલજીઓએ જીત્યા પહેલાં સૈકાં થયા ચાવડા, સોળકી, અને વાઘેલા વગેરે જુદા જુદા રજપૂત વંશોના

અમલ નીચે હતુ, તે તેજ જૂની જાતના રાજ્યકર્તાના હાથમા પાછુ આવ્યુ. પણ મુજફ્ફર અને તેના વશજોમા એક ધર્મમાથી બીજા ધર્મમા વટળાયલામાં જેવુ સ્વાભાવિક રીતે ઝનુન જોવામા આવે છે તેવુ ઝનુન હતુ, અને તેઓ પોતાના બાપદાદાઓના ધર્મને માન આપતા નહિ અને તે ધર્મ પર જુલમ પણ ગુજારી જૂના દહેરા તથા દેવાલયોનો નાશ કરતા અને તેને બદલે મસીદો ઊભી કરતા. મુજફ્ફર દિલ્હીથી ૧૩૯૧ મા સુબા તરીકે આવ્યો પહેલાના સુબા પર હિંદુ ધર્મ તરફ પક્ષપાત કર્યાનો આરોપ આવ્યો હતો તેથી તેની પાસેથી સત્તા લઈ લેવા મુજફ્ફરને મોકલ્યો હતો મુજફ્ફરે તે સુબાને હરાવ્યો તથા મારી નાખ્યો, અને એટલી ઝડપથી સત્તા મેળવી મજબૂત કરી કે તેણે ૧૩૯૮ મા ગુજરાતના સુલતાન તરીકે પોતાનુ નામ જાહેર કીધુ અને તૈમુરની સ્વારીથી થયેલા ભય અને ગભરાટ દર્મિયાન દિલ્હીનો સબંધ બિલકુલ તોડી નાખ્યો

## જગ્યાની પસદગી.

મુજફ્ફરનો પૌત્ર અહમદશાહ તેની પછી ૧૪૧૧ મા ગુજરાતની ગાદી પર બેઠો, અને બીજે વર્ષે તેણે અમદાવાદ સ્થાપ્યુ તે વખત સુધી અને તે પહેલા સૈકાઓ સુધી મુસલમાન તેમજ રજપૂત બને રાજાઓના અમલમા ગુજરાતની રાજધાની અણહિલવાડ અથવા પાટણમા હતી પાટણ અમદાવાદથી સાઠેક માઇલ ઉત્તરમા છે, અને ત્યાંના ખડિએર હજીસુધી ગાયકવાડી રાજ્યના કડી પ્રાંતમા જોવામા આવે છે આ જૂના શહેરની સ્થાપના પ્રખ્યાત રાજા વનરાજે આઠમી સદીમા કરી હતી, અને તેને ત્યારપછીના હિંદુ રાજાઓએ શણગાર્યુ હતુ મુસલમાન સુબાઓ તેમજ પહેલા સુલતાન મુજફ્ફરશાહે પણ તેની શોભામા કેટલોક વધારો કર્યો હતો પણ અહમદશાહને પાટણ ગમ્યુ નહિ તેથી તેણે આશા નામનો એક ભીલ સરદાર જે તેને વશ પજવતો હતો અને જેની પુત્રી સાથે તેનો પ્રેમ બધાયો હતો તેના તાબાના અસાવલ ગામની પાસે સાબરમતીના કાઠા પરની વધારે મધ્યમા આવેલી જગ્યા રાજધાની તરીકે પસદ કરી. આ સબધી લોકોમા એક એવી દતકથા ચાલે છે કે બાદશાહે નવા શહેરને માટે આ જગ્યા પસંદ કરવાનુ કારણ એ હતુ કે તે પોતાના

પ્રીતિપાત્રની નજીક રહી શકે બીજી દંતકથા એવી છે કે, એક દિવસ બાદશાહ પોતાના કૂતરા લઈને શિકાર કરવા ગયો હતો, ત્યાં તેણે એક નવીન દેખાવ જોયો, તે એ કે સસલાના ઉપર શિકારી કૂતરાઓએ હુમલો કરવો જોઈએ તેને બદલે સસલાએ હિંમતથી કૂતરાઓ પર હુમલો કર્યો, આ ઉપરથી એ એક સારા શુકન તરીકે ગણી એ બનાવવાળી જગા પોતાના નવા શહેર માટે તેણે પસંદ કરી. આ પરથી લોકમાં કહેવત પડી છે કે,

"જહાં કુત્તે પર સસ્સા આયા
વહાં બાદશાહને શહેર બસાયા"

આ પસંદગીનો વધારે માનવા લાયક ખુલાસો પ્રખ્યાત ઇતિહાસકર્તા ફેરિસ્તાએ આપ્યો છે તે લખે છે કે અહમદને અસાવલની હવા અને સ્થિતિ અત્યંત ગમી ગયા હતા આ પસંદગી કરવામાં અહમદ ઉપર કદાચ એ બાબતની પણ અસર થઈ હોય કે ૯ વર્ષ ઉપર ૧૪૦૩ માં એના પિતા મહમદ જેને એના પ્રપિતા મુજફ્ફર તરફથી ગાદી મળી હતી પણ જે થોડા વખતમાંજ મરી ગયો હતો તેણે આ ગામડું રાજધાની માટે પસંદ કર્યું હતું

## ચાર અહમદોનું શહેર.

એક મોટા શહેરનો હેવાલ આપતાં ઇતિહાસકર્તા ગિબન જણાવે છે કે 'દરેક યુગમાં મોટા શહેરોની સ્થાપના સંબંધમાં કંઈ ને કંઈ અતિશયોક્તિ અને દંતકથાનું સુંદર મિશ્રણ શહેરને યોગ્ય શોભા આપે છે' કૉન્સ્ટૅન્ટાઇનની માફક મહાન્ અહમદ પણ એવું માનવાની ઇચ્છા રાખતો કે એણે નવી રાજધાની સ્થાપવાનો જે ઠરાવ કર્યો હતો તે માનુષી રાજનીતિની અનિશ્ચિત સલાહને આધારે નહિ, પણ દૈવી ડહાપણના અચળ અને નિત્ય ફરમાનને આધારે કર્યો હતો તે એક ચુસ્ત મુસલમાન હતો, અને લોકોમાં આજસુધી પણ બહુ વિખ્યાતિ પામેલી દંતકથા પ્રમાણે તે એવું કહેતો કે મારા ગુરુ અહમદ ખત્તુની કૃપાથી પેગંબર ઇલિજાહ, જેને મુસલમાનો ખિઝના નામથી ઓળખે છે, તેમણે સ્વપ્નમાં મને દર્શન આપ્યાં, અને શહેર બાંધવાની રજા આપતાં કહ્યું કે જો બપોર પછીની પ્રાર્થના કદી પણ ચૂક્યા નહિ હોય એવા અહમદ નામના બીજા ત્રણ ખસો તારી મદદ માટે તું શોધી કાઢશે, તો એ શહેર લાખો વખત

ટકશે અને આબાદ થશે શેખ અહમદ ખત્તુ એના જેવાજ ધાર્મિક મુસલમાન હતો અને તે પોતાના ધર્મની ક્રિયાઓ તથા ફરમાનો બરાબર પાળતો. પરતુ બીજા બે એવા શોધી કાઢવા માટે આખા ગુજરાતમાં ખતથી શોધ કરવી પડી આખરે તે બે પણ મળી આવ્યા, એક કાજી અને એક મલિક, જે બેઉનાં નામ અહમદજ હતા આ ચારે ધાર્મિક અહમદોએ શહેરનો પાયો નાખ્યો. આ પ્રમાણે જોતા એ શહેરને અહમદોએ આબાદ કરેલા શહેર એટલે અમદાવાદ તરીકે ઓળખવાને સબળ કારણ મળે છે. આ ચારે જણાઓ શહેરના બાધકામ ઉપર દેખરેખ રાખતા. દરેક જણે ચોથો ભાગ પોતાની સમાળ નીચે લઈ લીધો હતો, અને તેમની મદદમા બીજા ‘ બાબા ’ નામના બાર પવિત્ર માણસો હતા આ ઉપરથી ગુજરાતના લોકોમા ચાર અહમદ અને બાર બાબાના શહેર તરીકે અમદાવાદ સામાન્ય રીતે ઓળખાય છે, અને એની બાધણી પર દેખરેખ રાખનાર આટલા બધા ધાર્મિક પુરુષોની પવિત્રતાનો પ્રતિબિંબ એ શહેર પર ખાસ પડેલો છે.

## જાદુગર માણેકનાથ.

ઉપર ગણાવેલા પવિત્ર પુરુષોએ તેમા ખાસ કરીને શેખ અહમદ ખત્તુએ લોકોના માનવા પ્રમાણે ફક્ત દેખરેખ રાખવા ઉપરાત બીજી રીતે પણ મદદ કરી હતી આવા પવિત્ર વર્તનવાળા પુરુષ પાસેથી એવીજ મદદ મળવી વધારે યોગ્ય છે. તે મનોરજક દતકથા એવી રીતે ઊતરી આવેલી છે કે જ્યારે શહેરનો કોટ ચણાતો હતો, ત્યારે માણેકનાથ નામનો એક હિન્દુ બાવો જે જાદુમા પ્રવીણ હતો તેણે બાધનારાઓને ઘણા હેરાન કીધા હતા પોતાના જાદુને પ્રતાપે દિવસે ચણવામા આવેલો કોટ રાતના પાડી નાખતો અહમદશાહને પહેલા તો ઘણુ દુ ખ થયુ, પણ ખત્તુની આધ્યાત્મિક મદદથી એ નુકસાન કરનાર કોણ હતો તે, તથા તેની ધારણા તોડી પાડવાનો તેમજ તેને શિક્ષા કરવાનો રસ્તો કયો છે તે એણે શોધી કાઢયુ શેખના કહેવાથી ખબર પડી કે એ માણેકનાથનુ કામ છે, ત્યારે એણે માણેકનાથને બોલાવ્યો અને ફોસલાવીને પોતાની જાદુઈ સત્તાની વિશેષ સાબીતીઓ આપવા સમજાવ્યો માણેકનાથે કહ્યુ કે હુ નાની ઝરીમા જઈ શકુ છુ

# ધાનપુર મહાલ.

| આર્ય. | અનાર્ય. | આર્ય. | અનાર્ય. |
|---|---|---|---|
| દેવના | વનેગ | બાપ | ડાહબા |
| તીખુ. | ગીખુ | ચકલી. | ચરકલી. |
| મકાઈ. | મકી | નહાવું | ખખોળવું. |
| ધન્ડો | ડાળો. | ત્રણ. | તેજુ. |
| કપડા | સાકલાં. | બોલે. | ગોંગરે. |
| બ્રાહ્મણ | બામણ | તાપ | તાંપ |
| લૅંગ | ડોનો | ચલમ. | કરોગી. |
| અઢીયાં. | ઓરો. | કાગળ. | કાગુળ |
| ખાખરો. | ખ ખેર. | મકોડો. | દરયો. |
| ખજુરી | ખજુર. | છાંટા. | તેડા |
| એરંડો | એડો | માંકણ | માંકુણ. |
| પથર. | સાપેર. | બેડો. | બેડો. |
| માટી. | કસર. | શીયાળ. | ખોખડી. |
| નથી. | નીમગે. | ઘંટી. | ઘેટી. |
| નથી. | થી. | પેલીમેર. | પરો. |
| કશું નથી. | દકક નથી. | વાંસડા. | વાંસખ |
| ઘોપરો. | ઘોઈ. | આંકલો. | આંકલ. |
| ઘોરીઓ. | ગુંતાંર. | કશું. | કસ્સુ. |
| બોવડાં. | મૂડાં. | ભાઈ. | ભૈવા. |
| નાક | નખોરૂં. | લોટા | કળશીઓ. |
| બેગા. | તાહરાં. | સસલાં. | હાલાં. |
| ડાકા. | બાગા. | તીર. | ભાલડી. |
| નીશાન. | એંગાંજુ. | કાદવ. | કાદુગ. |

ઉપર પ્રમાણે આર્ય અનાર્ય બોલીનો ફેર છે.

મગનલાલ ખુશાલ ગવજી
સ્કોલ પાંડવા, તા. વાગ્રસિનોર.

———

# "આફ્રિકા ખંડની ભૂગોળ."

" લેઈક કીકૂયુ. "

પ્રાય આપણું માનવુ એવુ છે કે આફ્રિકા એ એક મોટા રણવાળો, પાણી અને વૃક્ષ રહિત, સૂકો, વેરાન, વિસ્તીર્ણ પ્રદેશ છે એ દેશમા કાળા જગલી લોક વસે છે એમ સાભળ્યું, અથવા ભૂલેચૂકે વાચ્યુ હોવાથી એમજ માનવુ છે કે ત્યા કંઈ જોવા અથવા જાણવા જેવુ છેજ નહિ પરન્તુ એ માનવું સત્ય નથી. કુદરત સર્વત્ર નિષ્પક્ષપાત હોવી જોઈએ અને વસ્તુતઃ છે પણ ખરી. એ સત્યનું દૃષ્ટાન્ત "લેઇક કીકૂયુ," કહી શકાય. કાળા અને છેક નગ્ન ફરતા જગલી લોકોના દેશમા પણ કુદરતની દૃષ્ટિ તો સમાન અને ઉદારજ છે.

મહાન પ્રભુના પ્રભુત્વના પ્રત્યક્ષ દર્શન કરાવનાર, અનેક ભવ્ય અને રમણીય સ્થળો કાળા આફ્રિકામા પણ જડી આવે છે. સૃષ્ટિસૌન્દર્યપૂજક અનેક યુરોપીઅન મુસાફરો એ દેશની યાત્રાએ આવી ગયા છે અને હજી પણ આવતા જાય છે આપણામા એ શોખ ઉત્પન્ન થાય એ ખરે ઇચ્છવા જેવુ છે. મારા પૂર્વ આફ્રિકાના પ્રવાસમાં જે કંઈ થોડું જોવાયુ અનુભવાયુ છે તેનું વર્ણન આ ભૂગોળ વિદ્યાની સીરીઝમા રજુ કરવા અભિલાષી છું.

બ્રિટિશ ઈસ્ટ આફ્રિકાના મુખ્ય અને જાણીતા બદર મોમ્બાસાથી પશ્ચિમે ૩૪૫ માઇલ દૂર યુગાન્ડા રેલ્વેના એક નાના " કીકૂયુ " નામના સ્ટેશનની નજદીક એક સુન્દર " કીકૂયુ " નામનુ સરોવર આવેલું છે. આ મીઠા પાણીનુ સરોવર દરિયાની સપાટીથી ૫૦૦૦ થી ૬૦૦૦ ફુટ ઊંચાઇએ છે ઘેરાવો ૫–૬ માઇલનો ગણાય છે. "કીકૂયુ" નામ ત્યાં વસતા "કીકૂયુ" નામના જગલી લોકોના નામ પરથી પડેલુ જણાય છે

ઉક્ત સરોવર તેના સાધારણ ઘેરાવાને લીધે કે તેની દરિયાની સપાટીથી ૬૦૦૦ ફુટ ઊંચાઈને લીધે લેખનો વિષય થયો નથી. પરન્તુ એ સરોવરમાં કઈક એવું વિચિત્ર છે કે જે નવીન છે.

ચોમેર જગલી વનસ્પતિથી ઘેરાયલાં, ચીયા અને બીજા ઘાસથી ભરપૂર એક મોટા લીલાછમ ગલીચા પર ગાયો બળદો અને બકરાંઓને નિરાતે ચરતા જોઈ, અથવા તો "કીકૂયુ" અને ચામડુ પહેરેલી તેની અર્ધનગ્ન સ્ત્રીને

લાકડાની ભારી પીઠ પર લઈ જતાં જોઈ નવા મુસાફરને ભાગ્યેજ ખ્યાલ આવી શકે કે એ મોટા ઘાસના ગલીચા નીચે-આમતેમ સ્વચ્છન્દે વિચરનાં જાનવરોના પગ નીચે-એક મોટો જળનો સમૂહ છે.

હરેક મુસાફર એ સરોવરની પ્રથમ યાત્રાએ તો તેને કિનારે છેક પહોચ્યા પછી પણ "અહિ કંઈ સરોવર જેવુ છેજ નહિ" એવો ઉદ્ગાર સહજ કાઢશે પરન્તુ જ્યારે તેને કહેવામાં આવશે કે એ ઘાસના ઢાકણ નીચે પાણીનો અખુટ ભંડાર ભરેલો છે, ત્યારે તો તેને આશ્ચર્ય થશે, અને એવી વિચિત્રતા જોઈ ત્યાંસુધી આવવાની મહેનત સફળ લેખશે.

મુસાફર, નીચે રહેલા અગાધ જળના સરોવર પરના વનસ્પતિથી બનેલા ઢાકણ પર ધીમે પગલે એક છેડેથી બીજે છેડે ફરી વળે છે અને અગમ્ય આનન્દ અનુભવે છે પ્રથમ તો એ ઢાકણ પર પગ મૂકતાં બીક લાગે છે પણ જ્યારે આપણો "કીકૂયુ" ગાઇડ-માર્ગદર્શક-તેનો લાંબો ભાલો લઈ આપણી આગળ આગળ બેદરકારીથી ચાલે છે ત્યારે આપણને હિમ્મત આવે છે અને પછી આપણી યાત્રા નિર્વિઘ્ને પૂર્ણ થાય છે

નીચેના પાણીનો અવાજ, હીપોકા (Hippopotamus) ની આવજાથી પાણીનો ખળખળાટ, અને ઘણા મોટા દેડકાનો ડ્રૅંશટ આપણને ભયભીત કરી મૂકે છે. મુસાફરીમાંના ઘણા નબળા મનના માણસો ડૂબી જવાના ભયથી કિનારા ઉપરજ બેસી રહે છે પણ હિમ્મતવાન્ યુવાનો યાત્રાનો લ્હાવ લે છે.

સરોવર પરના ઘાસના પૂલ પર ચાલવુ જો કે ભયકર છે અથવા ભયંકર લાગે છે તોપણ જ્યારે તે ઉપર બગલા અને ગાયોને ચરતાં જોઈએ જોએ ત્યારે, જેમ તપાવેલા લોઢાના ઉપર કીડીની હાર જોઈ પ્રહ્લાદનો ભય નાશ પામ્યો હતો તેમ આપણો ભય નાશ પામે છે.

ઉક્ત સરોવર બ્રિ. ઈ. આફ્રિકાના રાજ્યધાનીના શહેર નૈરોબીથી ૧૫ માઇલ દૂર છે. નૈરોબી શહેરને એ સરોવરમાંથી નળ વાટે પાણી પૂરું પાડવામાં આવે છે. એના વનસ્પતિથી ઢંકાયલા મથાળાનું પાણી સ્વચ્છ અને તન્દુરસ્તી આપનાર છે. નૈરોબી બ્રિ. ઈ. આફ્રિકાનું હવા ખાવાનું સ્થળ ગણાય છે

કુદરતની કેવી કેવી અદ્ભુત કૃતિ છે! પ્રભુની જ્યાં કૃપા છે ત્યાં બીજું શું જોઈએ?

જ. બી. બેદરકર.

# સંગીતવિષય.

( ચાલુ પુસ્તક ૫૧ ના પૃષ્ઠ ૩૪૧ થી )

मध्यषड्ज रचना, સાનંદ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| मात्रा ४ | રે ખે | કૃ ત ગુ | ખ રે, જ | ગ ત નો | તા ત ગ | ણા યો , | |
| मध्यद्रुत | ऽ ऽ | \| \| ऽ | \| ऽ \| | \| \| ऽ | ऽ \| \| | ऽ \| | |
| गति. | री म | प प नी | सं सां-नि | -नि ध प | म प ध | मग री , | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| આ સ ઘ | ળો સં | સા રે, પા | . ળ તો | તું જ જ | ણા યો . |
| ऽ \| \| | ऽ ऽ | ऽ \| \| | \| \| ऽ | ऽ \| \| | ऽ \| |
| री म म | प नी | सां सं-नी | .. ध प | मप ध प | मग री , |

| | | | | | |
|---|---|---|---|---|---|
| કૃ પા, સ | ફળ ફૂલ | ધા ન્ય ધા | ન્ય ને | તૂ ન પ | જા વે , |
| \| ऽ \| | \| \| \| \| | ऽ \| \| | \| \| ऽ | ऽ \| \| | ऽ \| |
| स री रि | म म प प | नी नि सां | ..नि सां | री'-गंरि' | नी सां , |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અ ન ખા | . ય સ ફુ | ઝી વ ધ | રે જ ન | વ સ્ત્રો | ભા વે . |
| ऽ \| \| | \| \| \| \| | ऽ \| \| | ऽ \| \| | ऽ | ऽ \| |
| -नी-नि धा | .. प नि निसां | सं-नि | -नी ध प | म पधा | मग री . |

* । = ૧ માત્રા ; ऽ = ૨ માત્રા , ऽ' = ૩ માત્રા ; ⌒ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્તંભમાં ચાલુ છે એ બતાવનાર ; -ग = કોમળ ग ; नी। = મન્દ्र नी ; ॥ = ગીત પૂરૂં ; ‿ = અર્ધમાત્રા ; ✓ = સૂક્ષ્મ વિરામ.

### मध्य ऋषभ स्वररचना

| | | | | |
|---|---|---|---|---|
| માત્રા ૪ મધ્યગતિ. | મ ધ મા | ખી ણુ | મ્હે ન ત્રૂ | .. , |
| | \| \| ઽ | ઽ ઽ | ઽ \| \| | ઽ' \| |
| | -नि,-नि,-नी, | सा सा | म -ग म | .. , ॥ |

| | | | |
|---|---|---|---|
| હુ ન ર | ત ણી નિ | શા . | જી , |
| ઽ \| \| | \| ઽ \| | ઽ' \| | ઽ \| \| |
| प -नि -नि | सं रीं' सं' | -नी ध | प .. , |

| | | | |
|---|---|---|---|
| મ ન હ ર | મ ધ પૂ | ડો ર ચે | , |
| \| \| \| \| | \| \| ઽ | ઽ \| \| | \| ઽ \| |
| परि' स'स' | -नि-नि-नी | संनि ध प | .. म , |

| | | | |
|---|---|---|---|
| ર સ મૂ | કે તત્ | કો | . ળ . |
| \| \| ઽ | ઽ ઽ | ઽઽ | ઽ \| \| |
| -नि,-नि,सा | पम -गरि | सा | मा स . ॥ |



* । = ૧ માત્રા ; ઽ = ૨ માત્રા ; ઽ́ = ૩ માત્રા ; ⌈ = સ્વર, વર્ણ કે શબ્દ બીજા સ્વરમાં ચાલુ છે એ બતાવનાર, -ગા = કોમળ ગા ; ની, = મન્દ્ર ની ; ॥ = ગીત પૂરું ; ⌣ = અર્ધમાત્રા. ✓= સૂક્ષ્મ વિરામ. મંદ=ધીમા અવાજથી, સ્પષ્ટ=બળથી; ઘન=વધારે બળથી.

# શુદ્ધિપત્ર.

પુ. ૫૧, પૃષ્ઠ ૯૩, લીટી ૧ લી. "√આપેલા સરવાળાનો વર્ગ-આપેલો ગુણાકાર" ને બદલે "√આપેલા સરવાળાનો વર્ગ-આપેલો ગુણાકાર ×૪" વાચવું

પૃષ્ઠ ૩૦૫, લીટી ૧૧ મી. "બે સખ્યાનો સરવાળો આપેલો હોય;" ને બદલે "બે સખ્યાના ઘનનો સરવાળો અને તેજ બે સખ્યાનો સરવાળો આપ્યા હોય," એમ વાચવુ

પૃષ્ઠ ૩૦૭, લીટી ૫ મીથી શરૂ થતા ઉદાહરણમા કેટલાક શબ્દો છપાવા રહી ગયા છે, માટે તે ઉદાહરણને નીચે પ્રમાણે વાચવુ

ઉદા:—બે પુસ્તકો છે. એક પુસ્તકમા જેટલા પ્રકરણ છે તેટલા પાના તે પુસ્તકના દરેક પ્રકરણમા છે, અને એ પુસ્તકમા જેટલા પ્રકરણ છે તેટલી લીટી એ પુસ્તકના દરેક પાના પર છે **બીજા પુસ્તકમાં જેટલાં પ્રકરણ છે તેટલાં પાનાં તે** પુસ્તકના દરેક પ્રકરણમા છે, અને એ પુસ્તકના એક પ્રકરણમા જેટલા પાના છે તેટલી લીટી એ પુસ્તકના દરેક પાના પર છે **બન્ને પુસ્તકના મળીને ૪,૬૮,૮૭૫ શબ્દો છે.** બન્ને પુસ્તકનાં મળીને ૫૫ પ્રકરણો છે. ત્યારે દરેક પુસ્તકમા કેટ કેટલાં પ્રકરણો હશે ? એક લીટીમા ૧૧ શબ્દો છે

ઉપરના ઉદાહરણમાં જે શબ્દો મોટા ટાઇપમા છે તે શબ્દો છપાવા રહી ગયા છે.

પૃષ્ઠ ૩૦૮, લીટી ૧૧મી "માટે અ ય = $\frac{૨૮૮}{૨ \times ૨}$ = ૪૮." ને બદલે "માટે અ ય = $\frac{૨૮૮}{૨ \times ૩}$ = ૪૮." વાચવુ

# केळवणीखातानी खबरो.

( ઉ ભા. ના મે એ. ઇ સાહેબના તા. ૨૪ મી ઑગસ્ટ ૧૯૧૨ ના હુકમ ન ૧૯૯૧૩ ઉપરથી ).

નીચેનાં પુસ્તકો, ચોપાનીઆં, વગેરે નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલા જાહેર કરવામા આવ્યા છે, કારણ કે સદરહુ પુસ્તકો, ચોપાનીઆ વગેરેમા એવા શબ્દો કે લખાણ છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે હિંદમા કાયદેસર સ્થપાયલી બ્રિટિશ સરકાર તરફ અસતોષ, તિરસ્કાર, કે ધિક્કાર ઉશ્કેરાવાનો સભવ છે.

| પુસ્તક વગેરેનુ નામ | પુસ્તક, ચોપાનીઆ વગેરેની વિશેષ હકીકત. | સરકારી હુકમ ન તથા તારીખ |
|---|---|---|
| તિલક પર ચાલેલા કામનો સપૂર્ણ તથા ખાતરીલાયક હેવાલ | અગ્રેજીમા મુબઈના ઇંદુ પ્રકાશ સ્ટીમ પ્રેસમા છપાયલો, અને મરાઠા પત્રના અધિપતિ એન. સી કેલ્કર, બી એ, એલ એલ. બી એ પ્રસિદ્ધ કરેલો | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ. ન ૨૯૩૮, ડિ'સે મુબઇ, તા. ૧૬ મી એપ્રિલ ૧૯૧૨. |
| સન્મિત્ર સમાજ મેળ્યા કવિતા કેસેલી લોકમાન્ય બાળ ગગાધર ટિળક યાજવરીલ પદે (સન્મિત્ર સમાજ મેળાઓ માટે બનાવેલા લોકમાન્ય બાળ ગગાધર તિલક વિષે ગીતો) | નીલકઠ વામન ભીડે બી. એ, એલ એલ બી. એ લખેલા, અને મુબઇમા પાર્વતી વરદ પ્રેસમ ( ( | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૩૧૪૯, ડિ'સે મુબઈ, તા. ૨૩ મી એપ્રિલ ૧૯૧૨. |
| કાળાવરીલ ગજદોહાચા ખટલા સન ૧૯૦૮ (સને ૧૯૦૮ મા કાળપર ચાલેલી ગજદ્રોહની તપાસ ) | મુબઇમા ઇંદુ પ્રકાશ પ્રેસમા છપાયલી, અને ગોવિંદ ધોંડદેવ દલવે પ્રસિદ્ધ કરેલી. | " |

| | | |
|---|---|---|
| હઝરતઅલી ઓ બીર હનુમાનેર લરાઈ (હઝરત અલી અને વીર હનુમાન વચ્ચેનું યુદ્ધ.) | બગાળી ભાષામાં શાયર મહમદ યાકુબ ખાને લખેલુ, કલકત્તામા બ દાબન બાઇસેકસ લેન ન ૧૫ માં છપાયલુ, અને સીતાનાથઘૅાષે કલકત્તામાં અપર ચિતપોર રોડ ન ૩૩૭ માથી પ્રસિદ્ધ કરેલુ | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન ૩૧૯૩ ફિ્લે મુબઈ, તા. ૨૪ મી એપ્રિલ ૧૯૧૨ |
| શ્રીછત્રપતિચ્યા જન્મોત્સવા પ્રીત્યર્થ એક ચિમુકલા પદ્યસગ્રહ (શ્રી છત્રપાનના જન્મદિવસના ઉત્સવ માટેનાં ગીતનો નાનો સગ્રહ) | શ્રી શેતકરી પ્રેસમા પૂનામા છપાયલો, અને પૂનાના સન્મિત્ર સમાજ તરફથી પ્રસિદ્ધ થયલુ મરાઠી ચોપાનીઉં | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૩૫૬૧, ફિલ્લે મુબઈ, તા ૯ મી મે, ૧૯૧૨. |
| હિંદુસ્તાનના લોકોનુ પ્રજાકીય ઐક્ય કેવી રીતે સપાદન કરવુ. | પૉંડિચેરીમા છપાયલુ હોય એમ બતાવતુ તામિલ ચોપાનીઉં | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ નં ૩૭૪૧, ફિલ્લે મુબઈ, તા ૧૫ મી મે ૧૯૧૨. |
| ઇસ્લામીનો ભ્રાતૃભાવ (The Islamic Fraternity) ગ્રથ બીજો, ન ૧૦ | હિંદુસ્તાનમા ભોપાળના મહમદ બરકતલ્લાહે ચલાવેલુ અને કાઢેલુ અને જાપાનમા ટોકીઓમા અગ્રેજીમા પ્રસિદ્ધ થયલુ વર્તમાનપત્ર | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં ૩૮૬૯, ફિલ્લે મુબઈ, તા. ૨૧ મી મે ૧૯૧૨ |
| જિનન મહાસ. | અનંત નારાયણ ભાગવતે મરાઠીમા લખેલુ, પૂનામાં ભારતભૂષણ પ્રેસમા છપાયલુ, અને નારાયણ પાંડુરંગ દેવજી પ્રસિદ્ધ કરેલું | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, ન. ૩૯૯૭, ફિલ્લે મુબઈ, તા. ૨૭ મી મે ૧૯૧૨. |

| | | |
|---|---|---|
| દિલ્હીનો છેલ્લો મો- ગ઼લ બાદશાહ બહાદુર- શાહ જાફર. | ઠક્કર નારાયણે ગુજરાતી- માં લખેલું, વડોદરામાં શારદા ભવન પ્રેસમાં છપાયલું, અને ઝવેરભાઇ દાદાભાઈ પટેલે પ્ર- સિદ્ધ કરેલું. | " |
| ...હી સારી ભાઉબં- ી (આ સઘળું ઘરના ...પને લીધે થયું). | દેખીતી રીતે લક્ષ્મણ ના- રાયણ જોશીએ મરાઠીમાં લ- ખેલું, અને મુંબઇમાં તત્ત્વ- વિવેચક પ્રેસમાં છપાયલું. | જ્યુડિશ્યલ ડિ- પાર્ટમેન્ટ, નં. ૪૦૨૫, કિલ્લે મુંબઈ, તા. ૨૮ મી મે ૧૯૧૨. |
| સંગીત શ્રી શિવાજી ...ટક અથવા રાષ્ટ્રોદ્ધાર. | મુંબઈમાં કર્ણાટક પ્રેસમાં છપાયલી, અને મહારાષ્ટ્ર ગ્ર- ચપ્રકાશક સમિતિએ પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ, મરાઠીમાં પ્ર- ભાકરે લખેલી, જેની એક બીજી આવૃત્તિ તા. ૨૪ મી ડિસેંબર ૧૯૧૦ ના સરકારી ઠરાવ નં ૭૩૫૬ થી જપ્ત થઈ હતી તે | જ્યુડિશ્યલ ડિ- પાર્ટમેન્ટ, નં. ૪૦૬૪, કિલ્લે મુંબઈ, તા. ૨૯ મી મે ૧૯૧૨. |
| મહારાણા પ્રતાપ- સિંહ નામનો નાટક. | પૂનામાં જગદ્ધિતેચ્છુ પ્રેસમાં છપાયલી, ગજાનન ચિ- તામણ દેવે પ્રસિદ્ધ કરેલી, અને મરાઠીમાં અનંત વામન બર્વેએ લખેલી આવૃત્તિ, જેની એક બીજી આવૃત્તિ તા. ૩૧ મી જુલાઈ ૧૯૧૧ ના સરકારી ઠરાવ નં ૪૪૨૧ થી જપ્ત થયલી હતી તે. | જ્યુડિશ્યલ ડિ- પાર્ટમેન્ટ, નં. ૪૦૬૫, કિલ્લે મુંબઈ, તા ૨૯ મી મે ૧૯૧૨. |

| | | |
|---|---|---|
| ઇસ્લામીનો ભ્રાતૃભાવ (The Islamic Fraternity) નામના વર્તમાનપત્રનો માહે જાન્યુઆરી ૧૯૧૨ નો ગ્રંથ બીજો, ન. ૯, તથા માહે માર્ચ ૧૯૧૨ નો ગ્રંથ બીજો, નં. ૧૧ | હિંદુસ્તાનમાં ભોપાળના મહમદ બરકતલ્લાહે ચલાવેલુ તથા કાઢેલુ, અને જાપાનમાં ટોકીઓમાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયલુ વર્તમાનપત્ર. | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ નં. ૪૨૫૧, કિલ્લે મુંબઈ, તા. ૬ ઠ્ઠી જુન ૧૯૧૨. |
| સન્મિત્ર સમાજ મેળ્યાચીં પદેં ભાગ દુસરા (સન્મિત્ર સમાજ મેલાનાં ગીતો, ભાગ બીજો | શંકર પાડુરંગ મહાજને લખેલાં અને પૂનામાં શારદા પ્રેસમાં છપાયલા. | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૪૭૩૯, કિલ્લે મુંબઈ, તા. ૨૬ મી જુન ૧૯૧૨. |
| સન્મિત્ર સમાજ મેળ્યાંચીં પદેં ભાગ તિસરા ( સન્મિત્ર સમાજ મેલાનાં ગીતો ભાગ ત્રીજો ). | શકર પાંડુરગ મહાજને લખેલા અને પૂનામાં મનોહર પ્રેસમાં છપાયલાં | ” |
| પ્રેસિડન્ટ મહાવીર ગાર્ફીલ્ડ. | ગુજરાતી. નરસિંહભાઈ ઇશ્વિરભાઇ પટેલે લખેલુ, વડોદરા રાજ્યના મેહસાણાના શિક્ષક પ્રેસમાં છપાયલુ, અને પેટલાદના "મિત્રમંડળ" તરફથી પ્રસિદ્ધ થયલુ. | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૪૮૮૨, કિલ્લે મુંબઈ, તા ૨ જી જુલાઇ ૧૯૧૨. |
| રાષ્ટ્રગીત માળા. | પૂનામાં ચિત્રશાળા પ્રેસમાં છપાવવી અને પૂનામાં સદાશિવ પેઠ ન ૭૧૫ મા લિમયે બધર્સે પ્રસિદ્ધ કરેલી. | જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૫૦૧૧, કિલ્લે મુંબઈ, તા ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૧૨. |
| સુરાર બાઝ્યા પોંવાડા. | ડી. એન. આપ્ટેએ લખેલાં અને પૂનામાં જગદ્ હિતેચ્છુ પ્રેસમાં છપાયલા | ” |

નં. ૭૪૦૭

રેવેન્યુ ડિપાર્ટમેન્ટ,

કિલ્લે મુબઈ, ૮ મી ઑગસ્ટ ૧૯૧૨.

સને ૧૮૭૮ ના સી કસ્ટમ્સ ઍકટના સેકશન ૧૯ મુજબ 'ઇસ્લામીનો ભ્રાતૃભાવ' (The Islamic Fraternity) નામના જાપાનમાં ટોકીઓમાં છપાયલા અને પ્રસિદ્ધ થયલા પત્રની કોઈ પણ નકલ બ્રિટિશ હિંદુસ્તાનમાં દરીઆ અગર જમીન મારફત લાવવાની ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ તરફથી મના કરવામાં આવે છે.

નં. ૪૧૦૦.

જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટ,

કિલ્લે મુંબઇ, તા. ૩૦ મી મે ૧૯૧૨.

શુદ્ધિપત્ર.

તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૧૧ ના જ્યુડિસ્યલ ડિપાર્ટમેન્ટના સરકારી ઠરાવ નં. ૧૧૫૪ ના સબધમાં નીચેના ફેરફાર કરવો—

" હરિપદ છતરજીએ લખેલુ, મેસર્સ ભટ્ટાચાર્યજી ઍન્ડ સન્સે કલકત્તા કૉલેજ સ્ટ્રીટ નં. ૬૫ માં પ્રસિદ્ધ કરેલુ, અને કલકત્તા કૉલેજ સ્ટ્રીટ નં. ૮૧ માં પશુપતિ પ્રેસમાં અવિનાશ ચન્દ્ર બાસુએ છાપેલુ દુર્ગાસુર" ને બદલે " હરિપદ છતરજીએ લખેલું, મેસર્સ ભટ્ટાચાર્યજી ઍન્ડ સન્સે કલકત્તા કૉલેજ સ્ટ્રીટ નં. ૬૫ માં પ્રસિદ્ધ કરેલું, અને કલકત્તા કૉલેજ સ્ટ્રીટ નં. ૮૧ માં પશુપતિ પ્રેસમા અવિનાશ ચન્દ્ર બાસુએ છાપેલુ દુર્ગાસુર (આવૃત્તિ પહેલી)" એમ વાચવું.

---

## જાહેર ખબર.

નવરોજજી પેસ્તનજી વકીલની સ્કૉલર્શિપ માટેની માહે ઓગસ્ટ ૧૯૧૨ માં લેવાયલી પરીક્ષામાં નીચેના વિદ્યાર્થીઓને તે સ્કૉલરશીપ આપવા ઠરાવ થયો છે.

| નંબર | વિદ્યાર્થીનુ નામ | ઉંમર | જે નિશાળમાં ભણતા તે. |
|---|---|---|---|
| | કલાસ અ | | |
| ૧ | મરોજ રમણભાઇ | ૧૩ | સ્ત્રીઓ માટેની મ. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| | કલાસ ૨ | | |
| ૨ | ગુલુ કોઠાવાળા | ૧૪ | કૉન્વેંટ હાઇસ્કૂલ, અમદાવાદ |
| | કલાસ ૩ | | |
| ૩ | જ્યોત્સ્ના રમણભાઈ | ૧૫ | સ્ત્રીઓ માટેની મ. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ |
| | કલાસ ૪ | | |
| ૪ | રોશન શેઠના | ૧૬ | „ |

(સહી) P. Lory,
એ. ઇ. ઉ. ભાગ.



## નિશાળોનાં ઇનામપત્રક.

**એગીઆસ્કૂલ**—પીરશ્રી તથા ગામના સદ્‌ગૃહસ્થો રૂમાલ તથા સાકર રૂા ૧૦–૪–૦. **મનફરાસ્કૂલ**—જાગીરદાર તરફથી ઈનામ સાકર રૂા ૧–૪–૦. નામદાર કૈસરેહિંદ પાચમા જૉર્જ શાહેબ બહાદુરના રાજ્યાભિષેક પ્રસગે. **ખેડાઈસ્કૂલ**—ગામધણી તરફથી મિઠાઈ તથા પુસ્તકો રૂા. ૫૬–૮–૦. **નીરોણાસ્કૂલ**—ગામના મહાજન તરફથી સાકર રૂા. ૮–૦–૦. **પલ સવાસ્કૂલ**—જાગીરદાર તરફથી મિઠાઈ રૂા. ૧૦–૦–૦ **લાકડીઆસ્કૂલ**—લાકડીઆ જાગીરદાર તરફથી પતાસાં તથા પુસ્તકો રૂા. ૮–૦–૦. **રાપરસ્કૂલ**—વહીવટદાર તરફથી પતાસાં રૂા. ૪–૦–૦. **કટારીઆસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો તરફથી મિઠાઈ તથા રૂમાલ રૂા. ૫–૦–૦ **કોઠારાસ્કૂલ**—જાગીરદાર તથા સદ્‌ગૃહસ્થો તરફથી સાકર તથા રૂમાલ રૂા ૧૨–૮–૦. **કોઠારાકન્યાશાળા**—જાગીરદાર તથા ગામના સદ્‌ગૃહસ્થો તરફથી સાકર રૂા ૬–૪–૦. **વાલાપધરસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો, પટેલ હંસરાજ પાસવીર વગેરે તરફથી સાકર રૂા.૩–૦–૦ **ત્રમ્બૌસ્કૂલ**—કોરોનેશન મેડલો નંગ ૩૦ વહેંચાયેલા. **રાપરકન્યાશાળા**—રા વહીવટદાર તથા ન્યાયાધીશ તરફથી સાકર રૂા ૧–૪–૦ **તેરા કન્યાશાળા**—અને જાગીરદાર તરફથી ચુદડીઓ તથા સાકર ઈનામ તરીકે વહેંચાયેલ રૂા. ૨૫–૦–૦.

**તેરાસ્કૂલ**—જાગીરદાર તરફથી રૂમાલ તથા સાકર રૂ. ૩૭-૮-૦. **સુથરીસ્કૂલ**—જાગીરદાર તરફથી સાકર રૂ. ૭-૦-૦ **ગેડીસ્કૂલ**—જાગીરદાર રાણાજી તથા વાઘેલા નારાયણજી જીવણજી રૂમાલ તથા સાકર રૂ ૬-૮-૦. **મનફરાસ્કૂલ**—જાગીરદાર તરફથી પુસ્તકો તથા સાકર રૂ. ૧૯-૦-૦. **બલદીઆસ્કૂલ**—જાગીરદાર તરફથી સાકર રૂ. ૭-૦-૦. **અગીઆસ્કૂલ**—ધીણોધર જાગીરદાર પીર સાહેબ રૂ. ૨-૮-૦. **ગોધરાસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો તરફથી ઈનામ તરીકે વહેંચાયેલ રૂમાલ તથા સાકર રૂ. ૧૮-૦-૦. **નાગ્રેચાસ્કૂલ**—નગ ૧૨ અને જાગીરદાર તરફથી ઈનામ તરીકે વહેંચાયેલ સાકર રૂ ૧-૪-૦. **કોડાયસ્કૂલ**—ગામ તરફથી પેંડા રૂ. ૬-૦-૦. **ખાવડાસ્કૂલ**—ગામના વેપારી સાકર રૂ. ૫-૮-૦. **ચોબારીસ્કૂલ**—ગામના વેપારી રૂમાલ તથા સાકર રૂ ૮-૧૨-૦. **ખાણીગોહુરસ્કૂલ**—ગામના વેપારી સાકર રૂ. ૨-૮-૦ **ભુજનબર બીજાની સ્કૂલ**—શ્રી દરબાર સાકર રૂ. ૧૩-૦-૦. **ભુજપર સ્કૂલ**—શા. દેવજી પુનસિંહ સાકર રૂ. ૩૬-૪-૦. તથા શા. શ્રીપાલદ નાણી તથા વૈદ જગજીવન હરિરામ તરફથી પુસ્તકો રૂ. ૨-૮-૦. **ભીમાસરસ્કૂલ**—વેપારી તરફથી સાકર રૂ. ૨-૪-૦. **લોદ્રાણીસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો સાકર રૂ ૨-૮-૦. **સણવાસ્કૂલ**—જાગીરદાર તરફથી પેંડા રૂ ૨-૦-૦. **શિકારપરસ્કૂલ**—ગામના વેપારી તરફથી રૂમાલ તથા સાકર રૂ ૪-૦-૦ **ફતેગઢસ્કૂલ**—ગામના વેપારી તરફથી પતાસા રૂ ૫-૮-૦. **મુદ્રાસ્કૂલ**—શેઠ જીવણદાસ ધ્રુબજી વગેરે મિઠાઈ રૂ. ૧૧-૧૨-૦. **છાડવાળાસ્કૂલ**—ગામના વેપારી તરફથી મિઠાઈ રૂ. ૧-૦-૦. **રેહાસ્કૂલ**—જાગીરદાર તરફથી સાકર રૂ. ૮-૮-૦. **ગુંદાળાસ્કૂલ**—ગામના પટેલ વગેરે તરફથી સાકર રૂ. ૧-૪-૦. **વાંઢીઆસ્કૂલ**—ગામના વેપારી તરફથી રૂમાલ તથા સાકર રૂ ૫-૦-૦. **માંડવી નાઈટ સ્કૂલ**—માંડવીના ગુસાંઈ રિધગરજી તથા વાણિયા તથા ભાટીઆ તરફથી સાકર રૂ. ૧-૮-૦. **માનકુવાસ્કૂલ**—જાગીરદાર તથા ગામના ગૃહસ્થો તરફથી સાકર રૂ ૧૦-૪-૦. **માંડવી નંબર પહેલાની સ્કૂલ**—માંડવીના ગુસાંઈ રિધગરજી તરફથી સાકર રૂ ૪-૮-૦. અને વાણિયા તથા ભાટીઆ તરફથી સાકર રૂ. ૮-૦-૦. **માંડવી એ. વી. સ્કૂલ**—ગુસાંઈ

રિધગરજી તરફથી સાકર રૂ. ૩-૪-૦. તથા વાણિયા ભાટીઆ તરફથી સાકર રૂ. ૩-૪-૦. **માંડવી નંબર બીજાની** સ્કૂલ—ગુસાંઈ રિધગરજી તરફથી સાકર રૂ. ૪-૮-૦. તથા માહાજન તરફથી સાકર રૂ. ૮-૦-૦. **આમરડીસ્કૂલ**—ગામના વેપારી તરફથી સાકર રૂ. ૧-૦-૦. **બાહાસ્કૂલ**—શા. દેવજી સુરાજ તથા સોની ભવાનજી લખમસિહ તરફથી સાકર રૂ ૧-૪-૦. **માંડવી શેઠ ગો. તે.** ધર્મખાતાની ઇંગ્લીશ સ્કૂલ—ગુસાંઈ રિધગરજી તરફથી વહેંચાયેલ સાકર રૂ. ૧૨-૮-૦. **નલીઆ કન્યાશાળા**—ગામના વેપારી તરફથી સાકર રૂ. ૪-૧૨-૦. **નલીઆ નાઈટ**—શા. વેલજી પાસવીર તરફથી સાકર રૂ. ૧-૪-૦. **આડેસરસ્કૂલ**—જાગીરદારે છોકરાઓને જમાડ્યા તેનું ખર્ચ રૂ ૬-૪-૦. તથા વેપારી તરફથી સાકર રૂ. ૩-૦-૦. **દેશલપરસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો તરફથી સાકર રૂ ૬-૦-૦. **માધાપરસ્કૂલ**—ગામની વસ્તી તરફથી વહેંચાયેલ ચોપડીઓ તથા મોજાઓ અને સાકર રૂ. ૨૧-૧૨-૦. **નારાયણ સરોવર સ્કૂલ**—જાગીરદાર તથા જાગીરદારના કારભારી અને જોશી શિવજી તરફથી વહેંચાયેલ ઈનામ રૂ. ૧૪-૪-૦. **ચિત્રોડસ્કૂલ**—જાગીરદાર તરફથી વહેંચાયેલ પતાસા રૂ ૧-૧૨-૦. તથા વેપારી તરફથી રૂમાલ તથા ચોપડીઓ રૂ ૫-૦-૦. **સાંધાણસ્કૂલ**—જાગીરદાર તથા ગામના સદ્‌ગૃહસ્થો તરફથી વહેંચાયેલ સાકર રૂ. ૨-૪-૦. **બોથાળા સ્કૂલ**—જાગીરદાર તરફથી સાકર રૂ. ૦-૧૨-૦. **નેત્રાસ્કૂલ**—ગામ તરફથી પુસ્તકો તથા સાકર વહેંચાયેલ રૂ. ૩-૧૦-૦. **ગુદીઆળીસ્કૂલ**—ઠક્કર ભાણજી નારાયણ તરફથી વહેંચાયેલ મિઠાઈ રૂ. ૬-૪-૦ તથા શેઠ હરિદાસ વિસનજી સાકર રૂ. ૩-૧૨-૦. **વિંઝાણસ્કૂલ**—જાગીરદાર તરફથી સાકર રૂ. ૫-૮-૦. **લાયજાસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો પુસ્તકો તથા સાકર રૂ. ૩-૧૨-૦. **કુંભરાસ્કૂલ**—ગામના સદ્‌ગૃહસ્થો સાકર રૂ. ૪-૧૨-૦. **નખત્રાણાસ્કૂલ**—રા. નખત્રાણા થાણદાર તરફથી સાકર રૂ ૫-૦-૦. **આસબીઆસ્કૂલ**—ગામના વેપારી સાકર રૂ. ૬-૪-૦. **ભદ્રેસરસ્કૂલ**—ભદ્રેસરના ભાટીઆ ઠક્કર વલભદાસ રણછોડ વગેરે સાકર રૂ. ૧૨-૦-૦.

હુવેરસ્કૂલ—ગામના વેપારીઓ સાકર રૂ. ૪–૦–૦. વેંધસ્કૂલ—દરબારી નોકરો તથા ગામના વેપારીઓ સાકર રૂ. ૪–૪–૦. લખપતસ્કૂલ—ગામના વેપારીઓ સાકર રૂ. ૧૧–૪–૦. દેસલપરસ્કૂલ—ગામના વેપારીઓ તથા પટેલ સાકર રૂ. ૬–૪–૦. બાયઠસ્કૂલ—ગામના સદ્ગૃહસ્થો મિઠાઈ રૂ. ૧૨–૦–૦. નલીઆ કન્યાશાળા—અત્રેના ઠક્કર ઉમરસિંહ રામજી સાકર રૂ ૧–૪–૦. ગઢસિસાસ્કૂલ—ગામના સદ્ગૃહસ્થો રૂમાલો તથા સાકર રૂ. ૨૩–૦–૦ ખોંભડીસ્કૂલ—જાગીરદાર તથા મહાજન વગેરે સાકર રૂ ૧૨–૦–૦ બિદડાસ્કૂલ—જૈનકમિટી મિઠાઈ તથા પુસ્તકો રૂ. ૧૦–૦–જખૌ નાઈટ સ્કૂલ—અત્રેના શા. વીરપાર પાસવીરની દીકરી દિવાળીબાઈ સાકર રૂ ૬–૧૨–૦. જખૌ કન્યાશાળા—અત્રેના શા કાનજી પાસારીઆ સાકર રૂ. ૬–૧૨–૦. કપાયાસ્કૂલ—શા. મુળજી ઓભાયા સાકર રૂ. ૧–૦–૦. મજલસ્કૂલ—અત્રેના ગ્હીશ શેઠ ખોજા અનુમીયા કરમાલી સાકર રૂ. ૨–૮–૦ કોરડીસ્કૂલ—અત્રેના જાગીરદાર જાડેજા ચાહાજી સાકર રૂ. ૬–૦–૦. અંજારસ્કૂલ—અત્રેના માહાજન પતાસા રૂ. ૩૩–૦–૦. અજાર નાઈટસ્કૂલ—અંજારના માહાજન પતાસા રૂ. ૩–૦–૦ અંજાર કન્યાશાળા—અંજારના માહાજન પતાસાં રૂ ૩૩–૦–૦. રત્નસ્કૂલ—અત્રેના ગામના વેપારીઓ પતાસા રૂ ૧–૪–૦. કુમારીઆસ્કૂલ—અત્રેના માહાજન પતાસાં રૂ ૫–૦–૦. માંડવી ખલદાન સ્કૂલ—અત્રેના વાણિયાઓ તથા ભાટીઆઓ સાકર રૂ. ૬–૧૨–૦. તથા માંડવીના ગુસાઈ રિધગરજી સાકર રૂ ૩–૪–૦. પદ્ધરસ્કૂલ—અત્રેના વેપારીઓ સાકર રૂ. ૧–૮–૦ બિટ્ટાસ્કૂલ—ગામના વેપારી સાકર રૂ. ૧–૦–૦. ભારાપરસ્કૂલ—શેઠ પીરભાઈ સાકર રૂ. ૪–૦–૦, ગાંગોદરસ્કૂલ—ગામના સદ્ગૃહસ્થો સાકર રૂ ૧–૦–૦ મગવાણાસ્કૂલ—ગામના સદ્ગૃહસ્થો સાકર રૂ. ૧–૮–૦. નેત્રાસ્કૂલ—ગામના વેપારી સાકર રૂ. ૨–૮–૦. ભુજમહોમેડનસ્કૂલ—શ્રી દરબાર સાકર રૂ. ૧૩–૧૨–૦. ભુજનાઈટસ્કૂલ—શ્રી દરબાર તરફથી વહેંચાયેલ સાકર રૂ. ૧–૬–૦.

---

REGISTERED NO. B. 48.

અંક ૧૧ મો.  પુસ્તક ૫૧ મું.

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર.

નવેમ્બર, ૧૯૧૨.

વિષય  અનુક્રમણિકા.  પૃષ્ઠ



તન્ત્રી (સંવત્, ૧૯૦૨ થી.)—અને
પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી એ.,
પ્રિન્સિપલ, મે. શા ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ

કેળવણીખાતાના હુકમથી.

(અંક ૯૭ સ્થાપીત શાખ્ય ૭)

અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં ઇશ્વરલાલ અમરશી મહેતાએ છાપ્યું.

જોઇએ છે—ધરમપુર સ્ટેટની કસ્માની ગુજરાતી નિશાળ માટે થર્ડ ગ્રેડ પાસ થયલો-ટ્રેન્ડ હેડ માસ્તર, પગાર લાયકાત પ્રમાણે સર્ટિફિકેટ સાથે અરજી મોકલો.

Sd/ S. G Jaykar.
દિવાન ધરમપુર સ્ટેટ.

---

જોઈએ છીએ—નેટિવ ઇન્સ્ટીટ્યુશનને માટે ત્રીજું વર્ગ પાસ થયેલો સિનિઅર માસ્તર. અરજદારે J. V. Desai Barrister-at-law ને અમદાવાદમા અરજ કરવી.

---

## જાહેર ખબર.

( ઉ. વિ ના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૧૩૬૨૨ તા. ૨૩-૧૦-૧૨ ઉપરથી )

ભૂમિતિ ભાગ ૨ ના મૂળતત્ત્વો આવૃત્તિ ત્રીજી તેમાં છપાયલા શુદ્ધિપત્ર સાથે ચીમનલાલ ચુનીલાલની કું. એ લેકો તથા નિશાળોને આપવા બાબત, મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે પરવાનગી આપી છે.

Sd/ P Lory.
Educational Inspector N. D.

---

## જાહેર ખબર.

નવા યુનિવર્સિટી ફાઇનલ પરીક્ષા માટેના અભ્યાસક્રમ પ્રમાણે નવી પદ્ધતિસર લખેલ

## ભૂમિતિ.

ભાગ ૧ લો, પુસ્તક ૧ લું રેકર્સ, પ્રાઇઝ તથા લાઇબ્રેરી માટે મંજુર છે.

જી. આર. નાયક.
હાઈસ્કૂલ, સુરત.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

શાહુવાડી—આ દેસાઈ આઈ મકનદાસે નિશાળ જમાડી રૂ. ૯). નરોડા—ગામના સદ્‌ગૃહસ્થો છોકરાને જમાડયાં તથા છોકરાઓને ચોપડીઓને છોડીઓને ચીટના રૈય વહેંચ્યાં રૂ. ૭૮-૨-૦. ચોકડી—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૫ ) રૈઝપુર—ઇનામદાર બાદશાહી દિવાન છોકરાઓની આપેલ રૂ. ૧૫ ). કમોટાના મેમ્બર તથા આગેવાનો નિ-

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૧ મું. નવેમ્બર, ૧૯૧૨. અંક ૧૧ મો.

ગત માસમાં રા. બ. લાલશંકર ઉમીઆશંકર ત્રિવેદીના સ્વર્ગવાસ પામ્યાની નોંધ લેતાં અમે ઘણા દિલગીર છીએ. રા. બ. લાલશંકરભાઈ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના શિષ્ય હતા અને કૉલેજની વૃદ્ધિ ને કલ્યાણ માટે એઓ હમેશ ઉત્સુક રહેતા. પોતે કેળવણીના કામમા ઘણું હિત ધરાવતા. 'શાળાપત્ર'માં એમના ઘણા લેખો છે તે વિષે 'જ્યુબિલિ-અંક'માં વિવેચન કર્યું છે. 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ'ના એઓ ઑનરરિ સેક્રેટરિ હતા તેમજ અનેક સાર્વજનિક કામોમાં અગ્રેસર ભાગ લેતા હતા. અનેક રીતે એમનું ઉદ્યોગી ને પારમાર્થિક જીવન આદર્શરૂપ હતું. પ્રજા તેમજ સરકાર ઉભયની પ્રીતિ સંપાદન કરનાર વિરલ પુરુષોમાં એમની ગણના હતી અને એમના સ્વર્ગવાસ થવાથી અમદાવાદને ખોટ ગઈ છે તે પુરાવવી મુશ્કેલ છે. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો!

# કાવ્યસંપત્તિનું દિગ્દર્શન.

( ચોથી સાહિત્યપરિષદ્‌માં વાંચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ. ૩૬૩ થી ).

## પાક-શબ્દપાક ને અર્થપાક.

[1]પાક એટલે અર્થગાભીર્ય, અર્થની પરિપક્વતા. તેના મુખ્ય બે ભાગ છે, દ્રાક્ષાપાક ને નારિકેલપાક જેમાં અંદર ને બહાર રસ સ્ફુરતો હોય તેને દ્રાક્ષાપાક કહે છે, ને જેમાં રસ અંદર ઘણોજ ગૂઢ હોય તેને નારિકેલપાક કહે છે આ પ્રમાણે પાક એ રસનો આસ્વાદવિશેષ છે. વિદ્યાધર કહે છે કે હમેશ અભ્યાસ કરનાર કવિઓનીજ વાણી પાક પામે છે. પાક એટલે રસને ઉચિત શબ્દ ને અર્થની નિષ્પત્તિ. કેટલાકના મત પ્રમાણે કર્ણમાં અમૃત રેડે એવી પદની વ્યુત્પત્તિ-ઉત્કૃષ્ટતા તે પાક; અન્યના મત પ્રમાણે પદોની પરિવૃત્તિવિમુખતા તે પાક.[2] શબ્દપાક કરતાં ઉપર વર્ણવેલો અર્થપાકજ ઉત્તમ છે કવિ ભવભૂતિના उत्तररामचरितમાં એવો પાક જોવામાં આવે છે [3] કાવ્યને અંતે ભરતવાક્યમાં કવિએ કહ્યું છે તેમ એ

---

१ अर्थगम्भीरिमा पाकः स द्विधा हृदयंगमः ।
द्राक्षापाको नारिकेलपाकश्च प्रस्फुटान्तरौ ॥
द्राक्षापाकः स कथितो वहिरन्तःस्फुरद्रसः ।
स नारिकेलपाकः स्यादन्तर्गूढरसोदयः ॥ प्रताप०

२ अनवरतमभ्यस्यतामेव कवीनां वाक्यानि पाकमासादयन्ति । पाकस्तु रसोचितशब्दार्थनिबन्धनम् । श्रवणरससुधास्यन्दिनी पदव्युत्पत्तिः पाक इत्यन्ये । पदानांपरिवृत्तिवैमुख्यं पाक इत्यपरे ॥ एका०

३ शब्दब्रह्मविदः कवेः परिणतप्रज्ञस्य वाणीमिमाम् ।
उत्त० रा०

નાટકની વાણી પરિપક્વ થયલી, પરિપાક પામેલી પ્રજ્ઞાનું ફળ છે. એજ કવિની અન્ય કૃતિમા–वीरचरित્તમા ને मालतीमाधवમાં–પણ વાણીનો ને અર્થનો એવો પરિપાક જોવામા આવતો નથી

## પ્રતિભા ને બહુશ્રુતપણું

આ પ્રમાણે કાવ્યના લક્ષણ અને સંપત્તિ વિષે વિવેચન થયુ હવે કાવ્ય કરવામાં કયા ગુણો આવશ્યક છે તે વિષે આલકારિકો શું કહે છે તે વિચારીએ

પ્રથમ તો તેનામાં શક્તિ એટલે પ્રતિભા હોવી જોઈએ અપૂર્વ વસ્તુનું નિર્માણ કરવાનુ સામર્થ્ય તે પ્રજ્ઞા, અને નવા નવા ઉન્મેષથી શોભે એવી પ્રજ્ઞા તે પ્રતિભા, જેને અંગ્રેજીમા genius કહે છે તે, જે શક્તિ વિના કાવ્ય કરી શકાયજ નહિ અને કરાય તો તે સહૃદયને હાસ્યાસ્પદજ થાય કવિતા ન આવડે તો ન કરવી એ વધારે સારૂ, પણ નઠારી કરવી એ જીવતા મરવા જેવું છે. જેમ કુજીવિત કરતા મરણ સારૂ છે તેમ કુ-કવિતા કરતા અકવિતા સારી છે. ભામહે[1] કહ્યુ છે કે કવિતા ન બનાવ-વાથી કંઈ અધર્મ, વ્યાધિ, કે દંડ થતો નથી; પણ નઠારી કવિતા કરનારની કૃતિને તો વિદ્વાનો સાક્ષાન્મરણજ કહે છે એ સત્યજ છે; કેમકે જો તેને યશ વહાલો હોય તો યશરૂપી શરીરનુ તો એ મરણજ છે. એવી કવિતા કરવાથી વિદ્વન્મડળમાં તેની નિન્દાજ થાય છે. કવિત્વશક્તિનુ બીજુ બીજ નિપુણતા છે. એ નિપુણતા લોક એટલે વ્યવહાર, શાસ્ત્ર, ને કાવ્ય આદિનું અવલોકન કરવાથી પ્રાપ્ત થાય છે[2] એનેજ (વધારે બહુશાસ્ત્રદર્શિતા

---

१ नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

२ शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥ काव्य०
प्रतिभा बहुशास्त्रदर्शिता बहुधा काव्यविदां च शिक्षया ।
मुहुरभ्यसनं मनीषिभिः कथितं कारणमस्य संभवे ॥
एका०

કહી છે. અર્થાત્ જેને કવિ થવું હોય તેનામાં બહુશ્રુતપણું જોઈએ, તેને દુનીઆનું ઘણું જ્ઞાન જોઈએ; સૃષ્ટિનું તેણે સારૂં નિરીક્ષણ કરેલું હોવું જોઈએ; તેણે શાસ્ત્રો-છન્દઃશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર આદિ-જાણવાં જોઈએ; અને મહાકવિઓના કાવ્યોનો પણ અભ્યાસ કરવો જોઈએ. એમ કુદરત ને વ્યવહાર, શાસ્ત્ર અને કાવ્ય, આદિનું સમાલોચન કરવાથી જે વ્યુત્પત્તિ પ્રાપ્ત થાય છે તે કવિત્વશક્તિનું *બીજું બીજ* છે. *ત્રીજું બીજ* અભ્યાસ છે. કાવ્ય કરીને સમજી જાણતા હોય એવા સહૃદયના ઉપદેશ પ્રમાણે વારંવાર અભ્યાસ કરવો એ તૃતીય બીજ છે, અને એ ત્રણે બીજો એકઠાં થાય ત્યારેજ કવિત્વશક્તિ ઉત્પન્ન થાય એ ત્રણે કારણો મિલિત થાય'ત્યારેજ કાવ્ય કરવાની શક્તિ આવે. મમ્મટે તેમજ વિદ્યાધરે 'हेतु.', 'कारणम्' એમ એકવચન વાપર્યું છે તે એજ સૂચવે છે કે એ ત્રણે કારણોમાંથી કોઈ પણ ન હોય તો ચાલે એમ નથી; ત્રણે એકઠાં થાય ત્યારેજ કાવ્ય બનાવવાની શક્તિ આવે ઉત્તમ કાવ્ય કરવાને માટે એ ત્રણે ગુણો આવશ્યક છે એ નિર્વિવાદ છે, અંગ્રેજીમા પણ એવાજ વિચાર છે કે કવિઓ જન્મથીજ થાય છે, અભ્યાસથી થતા નથી (Poets are born, not made ). પ્રતિભા એ ઘણે ભાગે નૈસર્ગિક શક્તિ છે ને ઘણા થોડામાં હોય છે એજ કારણથી દરેક પ્રજામાં ઉત્તમ કવિઓ ગણ્યાગાંઠ્યાજ હોય છે ને તે ઘણે સમયે ઉત્પન્ન થાય છે

( અપૂર્ણ )

---

# સાહિત્યમાં નીતિની ભાવના.

( ચોથી સાહિત્યપરિષદ્માં વાંચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ. ૨૬૬ થી ).

( રા. રા. અ. ક. ત્રિવેદી, એમ. એ, એલ્. એલ્. બી. )

**પ્રાન્તિક ને અન્ય ભેદો.**

પ્રાન્તિક બાપાભેદો અને Schools અથવા જૂના ને નવા કે વિરુદ્ધ મતના વિચારોના ભેદો કેટલેક અંશે રહેવાનાજ. તે ભેદ જ્યારે મોટું

સ્વરૂપ ધારણ કરે છે ત્યારે ઘણી હાનિ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. મતભેદ વધી પડવાથી સાહિત્યમાં અરાજકતા ને અવ્યવસ્થા થવા માંડે છે, નવીન લેખકોને પણ તેના છાંટા ઊડે છે, ને અન્યોન્ય પ્રતિ સ્નેહભાવ ઘટવા માંડે છે. પોતાના મતની સત્યતા વિષે મક્કમ રહેવું ને પ્રતિપક્ષનું ખંડન કરવું એમાં કશું ખોટું હોય એમ લાગતું નથી પણ જ્યાં અમુક મતના લેખકો અમુક સભ્યામાં ઊભા થાય છે ને તેની વિરુદ્ધ સરખીજ રીતે અમુક સભ્યામા પ્રતિપક્ષીઓ ઊભા થાય છે ત્યાં દ્વેષબુદ્ધિ વધી જાય છે, ને મતભેદ હોય કે ન હોય તોએ પ્રતિપક્ષીનું કંઈ પણ લખાણ આવે કે તેને તોડવાની ઇચ્છા હમેશ જાગ્રત્ રહે છે. ઉદારતાનો સદ્‌ગુણ આપણા-મા ઘણા થોડા મનુષ્યો ધરાવે છે. આ ઘણી શોચનીય વસ્તુસ્થિતિ છે. લૅન્ડૉર કહે છે કે "સાહિત્યના ક્ષેત્રમા બધી જાતના વૈરભાવ હું શોચનીય ગણું છું...મારે સારે નમીએ, જે બાબતોમા અન્ય પુરુષો વિરોધ જરાએ સહન કરતા નથી તે બાબતોમા મારાથી જુદી રીતે વિચાર કરનારાઓને સામાન્ય રીતે મેં સૌથી વધારે ચાહ્યા છે" ખરેખર આવી ઉદારબુદ્ધિ કોઈ પણ સાહિત્યમાં અનુકરણીય છે. આ ઉદારબુદ્ધિ ઘણે ભાગે સ્વાભાવિક છે. પણ તે પ્રયત્નથી કેળવી પણ શકાય છે જેમ જેમ આપણે માત્ર સકુચિત વિષયોને વળગી ન રહેતાં વધારે ને વધારે વિષયોમાં રસ લેતા થઈશું, તેમ તેમ આ સદ્‌ગુણ કેળવાશે. વળી શબ્દોને માટે ચર્ચાઓ, નિર્માલ્ય મતભેદો ને નજીવી વસ્તુઓમાંથી આપણું મન દૂર કરવાને જેમ આપણે મથીશું તેમ પણ આ સદ્‌ગુણ મેળવાશે મધ્યકાલીન સમયમાં ઉપસ્થિત થયલી સ્કૂલમેન-ફિલસૂફોની ચર્ચાઓને માટે બેકન લગભગ આજ પ્રકારનો મત બતાવે છે. એ કહે છે "Surely like as many substances in nature, which are solid, do putrify and corrupt into worms, so it is the property of good and sound knowledge to putrify and dissolve into a number of subtle, idle, unwholesome and as I may term them, vermiculate questions, which have indeed a kind of quickness and life of spirit, but no soundness of matter, or goodness of quality." જેમ સગીન હોય તેવા કુદરતના ઘણા પદાર્થો સડી જાય છે ને તેમાં કીડા પડીને બગાડ થાય છે

તેમ સારૂં ને હિતકારક જ્ઞાને પણ બગડવાનો ગુણ ધરાવે છે. એ બગડવાથી કેટલીક ઝીણી, નિર્માલ્ય, હાનિકારક, ને દૂષિત બાબતોમાં મન મગ્ન રહે છે. એ બાબતોમાં એક જાતનુ ચેતન હોય છે, છતાં તેમા વિકાર હોય છે ને તે લાભકારક નથી હોતુ.

### નવલકથાઓ ને કાવ્યો

સાહિત્યના દરેક અંગને નીતિની સાથે ગાઢ સબધ છે. નવલકથાઓ ને કાવ્યો વિષે સહજ બોલી હું મારો આજનો લેખ સમાપ્ત કરીશ. આ બન્ને અંગોને ખાસ પસંદ કરવાનું એક કારણ છે. કેટલીક વાર એમ કહેવામા આવે છે કે અમુક સામાજિક, ધાર્મિક, વા અન્ય સુધારાના ઉદ્દેશથીજ નવલકથાઓ લખાવી જોઈએ, અને કાવ્યોનો પણ કંઈક સારો ઉદ્દેશ જોઈએ. ઇગ્લડમાં નવલકથાઓ સમાજનુ ચિત્ર આપવાના હેતુથી લખાય છે. લેખક પોતાના આદર્શોનું ચિત્ર તેમાં સારૂ આપે છે ખરો ને તેવી રીતે સુધારો સૂચિત કરે. પણ એથી વિશેષ બીજુ કઈ એ ન કરી શકે. તેવીજ રીતે કાવ્યોમા પણ અમુક ચિત્રો વાચકસમક્ષ રજુ કરી શકાય માત્ર ઉપદેશાત્મક કવિતા નીરસ બને છે, અને ઉપદેશ આપવો એ કંઈ કવિનું ખાસ કામ નથી નવલકથાકાર ને કવિ–એ બન્ને માટે આ પ્રમાણેના ધર્મો છે. તોપણ એમાંથી એકેએ ચિત્રો એવી રીતે ચીતરવાં કે તેથી વાચક અનીતિમાન્ બને તે યુક્ત નથી. નવલકથાઓમાં જિંદગીની ને સમાજની ઝીણી ઝીણી બાબતોનું પણ ખરૂ ચિત્ર રજુ કરવું પડે છે. માત્ર આદર્શો આલેખનાર લેખક ઉત્તમ નવલકથાકાર થતો નથી. અનીતિવાળાં ચિત્રો આપવાની નવલકથાકારને કવિ કરતાં ઘણી વધારે છૂટ છે. તોપણ એકંદર ચિત્રો નઠારાંજ રજુ કરવામા આવે તો તે નવલકથાકાર કદાચ સત્ય કહેતો હોય તોએ લોકપ્રિય નથીજ થતો; અથવા તેની ભાષા ને રસ ઉત્પન્ન કરવાની શૈલી અજબ હોય છે તો એના પુસ્તકોના અભ્યાસીઓ અનીતિમાન્ થવાનો સંભવ પણ રહે છે.

કવિને વિષે આપણે વધારે સારી ઉમેદ રાખી શકીએ. ખરૂં છે કે કવિ તે કંઈ નીતિનો શિક્ષક નથી; પણ એની વાણીમાં, એના વિચારોમાં, એની ભાવનાઓમાં એવું બળ છે કે વગર કહે આપણે કવિનીજ સાથે ઉન્નત કે અવનત થઈએ છીએ. કેશવકૃતિમાં કુત્સિત કાવ્યોને માટે એવો

તિરસ્કાર છે કે હું નીચેની લીટીઓ ઉતારી બતાવવાને લલચાઉં છુ —

"હોઠે હરિ આવે નહિ, હૃદય વિષે નહિ રામ,
જૂઠાં જોડે જોડીઆ, એ કવિનુ શુ કામ?
પાપી પામર લોકના, વર્ણન કરે અપાર;
કવિત્વને કાળુ કરે, એ કવિને ધિક્કાર
ઈશ્વરને વિષયી કરે, જેવો પોતે હોય;
એવા પામર લોકનો, સગ ન કરશો કોય."

આપણે સારે નસીબે આમા દર્શાવવામાં આવેલો ધિક્કાર ઉત્પન્ન થા એવાં કાવ્યો હવે ભાગ્યેજ જોવામાં આવે છે. એ કાવ્યોનો સમય જુદોજ હતો. અંગ્રેજી કાવ્યોના અભ્યાસને પરિણામે ને સંસ્કૃતના સહવાસને લીં જુદી જુદી જાતની લાગણીઓના વિશુદ્ધ ભાવોને કવિતામા મુકાત આપણે જોઈએ છીએ ભવિષ્યના ગુર્જર કાવ્યક્ષેત્રને માટે તે થોડુ આશા જનક નથી.

અન્તમા, આપણે જોયું તે પ્રમાણે સાહિત્યનુ કોઈ પણ કામ આપણે કરતા હોઈએ ત્યારે આપણી શિષ્ટતા, આપણી ઉન્નતિનો ઉદ્દેશ, ને આપણી નીતિની ભાવનાઓનુ કદાપિ આપણે વિસ્મરણ નહિ કરવુ જોઈએ આપણી માનસિક શકિતઓ, ઈશ્વરી બક્ષીસો છે. તે બક્ષીસ તેના કર્તાને છાજે, ને આપણા ભ્રાતૃઓને હિતાવહ થાય તેવીજ રીતે આપણે તેનો ઉપયોગ કરવાનો છે. અથવા જુદી રીતે કહીએ તો આપણું જ્ઞાન આપણને કોઈ એક સુપરત થયલી વસ્તુ જેવુ છે—એક ટ્રસ્ટ છે ને તેનો ઉપયોગ ઈશ્વરની શોભા ને અન્ય મનુષ્યોના લાભને અર્થેજ કરવાનો છે.

---

## હાસ્યરસ.

( ચોથી સાહિત્યપરિષદ્‌મા વાચેલો નિબંધ ).

( ચાલુ પુ. ૫૧, પૃ. ૩૭૦ થી ).

( રા. રા. મો પા. દવે, એમ એ, એલ્ એલ્. બી )

### દોષોના નિરૂપણ માટે હાસ્યરસની યોગ્યતા.

આ ઉપરથી સમજાશે કે જે દોષોની ઉપહસનીયતા જનમંડળના હૃદયમા ઉતારી શકાય એમ હોય તે દોષોનેજ હાસ્યરસનો વિષય બનાવ-

વામાં આવે એ યોગ્ય છે. એ ઉપરથી એટલું પણ ફલિત થાય છે કે **દોષોનુ** નિરૂપણ કરવુ એ કામ હાસ્યરસવાળી રચના વડે ઘણી સારી રીતે બની શકે છે. અમુક વિષય લઈને તેની બેઉ બાજુ તપાસવી એ કામ હાસ્યરસની રચનામાં જોઈએ તેવી સારી રીતે થઈ શકતુ નથી. ઉદાહરણ તરીકે " જીવનચરિત્ર " ને વિષય આપણે લઈએ હવે, એ વિષયના દોષોની ગભીરતા તરફ જેનુ વધારે લક્ષ રહેતુ હોય તે એ દોષોને ઉઘાડા પાડવાને માટે હાસ્યરસની રચના રચે તો તે સફળ નીવડવાને પૂરો સંભવ છે જીવનચરિત્રનુ કામ ઘણી વાર ખુશામતિયાએ તરફથી ઉપાડી લેવામાં આવે છે, તેઓ સત્ય કથન કરવાની બહુ દરકાર રાખતા નથી, તેઓ જીવન-ચરિત્રના નાયકની અણઘટતી રીતે સ્તુતિ કરે છે, એવા એવા દોષોને ઉપહાસનો વિષય બનાવવાનુ કામ એ રચનામા એનાથી સારી રીતે કરી શકાશે. પણ એ સિવાયના બીજા ગભીર વિચારો અદર આણવા હોય તો તે એમાં આણવા મુશ્કેલ થઈ પડશે. વિષયની સપૂર્ણ ચર્ચા કરવાને ખાતર, કેવળ ઉચ્છેદક ચર્ચા ( destructive criticism ) થી સન્તોષ ન પામતાં અન્ય વિચારોને પણ રસક્ષતિ ન થાય એવી રીતે પોતાની રચનામાં દાખલ કરવાનુ એ ધારે તો તે એનાથી નજ દાખલ કરી શકાય એટલે સુધી કહેવુ એ તો ભૂલભરેલુ છે, પણ એ વિચારો અન્ય પ્રકારની રચનામા જેટલો ભાર દઈને એનાથી મૂકી શકાત તેટલો ભાર દઈને આ હાસ્યરસવાળી રચનામા એનાથી નહિ મૂકી શકાય એ તો નક્કી છે.

**આનન્દ આપવો એજ હાસ્યરસની રચનાનો મુખ્ય ઉદ્દેશ છે.**

આપણે જોયુ કે સાહિત્યના તથા સમાજના દોષો એ હાસ્યરસવાળી રચનાનો યોગ્ય વિષય ગણાય છે. પણ આ સ્થળે પ્રશ્ન એ ઉઠે છે કે સાહિત્ય અને સમાજમાં જે દોષો અસ્તિત્વ ધરાવતા હોય તેના સમ્બન્ધમાંજ હાસ્યરસવાળી રચના રચાવી જોઈએ કે કેમ ? અમુક દોષો દૂર થાય તેને માટે તેને ઉપહાસનો વિષય બનાવવા એવો ખાસ ઉદ્દેશ દરેક હાસ્યરસની રચના રચનારે પોતાના ચિત્તમાં રાખવો જોઈએ કે કેમ ? આ પ્રશ્નનો ઉત્તર આપણે નકારમા આપી શકીશુ ડી કિવન્સિ જેવા સમર્થ લેખકે સાહિત્યના જે બે વિભાગ પાડયા છે, જ્ઞાનનું સાહિત્ય (literature of knowledge) અને બળનુ સાહિત્ય (literature of power), ...ં હાસ્યરસની રચનાને આપણે બીજા વિભાગમાંજ મૂકવી જોઈએ. એ

બીજા વિભાગના સાહિત્યથી આપણી કોઈ પણ સ્થૂલ જરૂરિયાત પૂરી પડતી નથી. એ સાહિત્યથી આપણને કંઈ નવુ જ્ઞાન મળે છે એવુ પણ હોતુ નથી. એ સાહિત્ય આપણને કેવળ આનન્દજ આપે છે, પણ એ આનન્દ અલૈકિક હોય છે. એ આનન્દ આપણી બુદ્ધિમાં અમુક જ્ઞાનનો ઉમેરો કરવા કરતા ઉચ્ચતર પરિણામ આણે છે એ આનન્દ ઠેઠ આપણા હૃદય સુધી પહોચે છે અને આપણા જીવનને સાર્થક કરે છે આ વાત ઘણી વાર કેટલાક વિદ્વાનોના લક્ષમા પણ જોઈએ તેવી ન રહેતી હોય એમ જણાય છે. અમુક રચના સારી છે કે નહિ તેનો નિર્ણય કરતી વખતે ઘણી વાર એવી દલીલ કરવામાં આવે છે કે " એ રચના આપણને આનન્દ આપે છે ખરી, પણ એનો કંઈ ઉદ્દેશ જણાતો નથી. લૅન્ડૉરના " કાલ્પનિક સવાદો " ના સમ્બન્ધમાં પણ ખાનગી વાતચીતના પ્રસગમા આવી રીતની દલીલ મારા એક વિદ્વાન્ મિત્ર તરફથી કરવામા આવી હતી. પણ એ દલીલ ભૂલભરેલી છે. અધ્યાત્મવિદ્યાનુ અમુક જ્ઞાન આપવાને માટે, ફિલસુફીના અમુક સત્યોનુ કથન કરવાને માટે લખાયલા વિદ્વત્તાભર્યા સવાદો અને કેવળ સાહિત્યદષ્ટિથી લખાયલા આ સંવાદો એ બેનુ સ્વરૂપજ જુદી રીતનુ છે અમુક જ્ઞાન આપવુ એ સાહિત્યદષ્ટિથી લખાયલા સંવાદોનો પ્રધાન ઉદ્દેશ હોઈ શકેજ નહિ, અને એ ઉદ્દેશને જો પ્રાધાન્ય આપવામા આવે તો એટલે અશે સાહિત્યની રચના તરીકેનુ એનુ સૌન્દર્ય નષ્ટજ થાય. અમુક રમ્ય ચિત્રો આપણી આગળ રજુ કરવા, ઉચ્ચ ગુણોવાળા જગતનાં નરનારીઓનુ એ ચિત્રદ્વારા આપણને ભાન કરાવવું, આપણા હૃદયને ઊંચા પ્રકારનો આનન્દ આપીને તેને ઉચ્ચતર સ્થિતિએ લઈ જવુ એ સાહિત્યની રચનાઓનુ કર્તવ્ય છે, અને જે સંવાદો વડે લૅન્ડૉર એ કર્તવ્ય બરાબર બજાવી શકયો છે તે સવાદોને લીધેજ સાહિત્યમાં અમર કીર્તિ એણે સપાદન કરી છે ગ્રીસ દેશમા રસિક કળાઓ જે વખતે સપૂર્ણ ખીલી નીકળી હતી તે વખતે ગ્રીસના શિલ્પકારોએ અને ચિત્રકારોએ સૌન્દર્યનેજ પોતાની કળાનો વિષય બનાવ્યો હતો, અને આનન્દ આપવો એજ પોતાની પ્રવૃત્તિનો મોટામા મોટો ઉદ્દેશ ગણ્યો હતો. હાસ્યરસની રચનામાં આનન્દ આપવા સિવાય બીજા કોઈ ઉદ્દેશનું પ્રાધાન્ય હોવુંજ જોઈએ એમ કહેવામા આવે તો તો પછી " શ્રીમૂર્ખ જયન્તી "

( કમનસીબે મારૂ પોતાનું મ્હોં જેટલું પ્હોળું છે તેના પ્રમાણમાં લાબું નથી. આનુ કારણ શું હશે, બીજા માણસોના કરતા હું મારૂ મ્હોં વધારે થોડી વખત ઉઘાડુ છુ અને તેથી મારા મુખની રેખાઓ એટલી બધી લબાતી નહિ હોય તેને લીધે એમ થયુ હશે કે કેમ તેનો નિશ્ચય મારાથી થઈ શકતો નથી ).

એવોજ દાખલો મોલિયરના " Le Malade Imaginaire " નામના નાટકમાથી પણ મળી આવે છે. મોલિયરે પોતાનાં કેટલાક નાટકોમાં દાકતરોને સારી રીતે બનાવ્યા છે તેના સમ્બન્ધમા એક પાત્રને મુખેથી પોતાને વિષે એણે નીચલા શબ્દો કહેવડાવ્યા છે —

" Now by all that's terrible, if I was a doctor, I should be revenged on his impertinence, and if he were ill I would let him die without relief. He should say and do everything in vain I should not prescribe the slightest bleeding, the smallest clyster, and would say to him, " Perish ! Perish ! it will teach you another time to make a jest of the faculty "

( જો હુ દાકતર હોઉં તો એની બેઅદબીનો બદલો એને આપ્યા વગર ન રહુ, અને એ જો માદો પડે તો એનું દુખ ઓછુ કરવાના કંઈ પણ ઉપાય કર્યા વગર હુ એને મરવા દઉં. એ ગમે તેટલુ કહે અને ગમે તેટલુ કરે, પણ હુ એને લેખવુ નહિ, હુ એની કોઈ પણ રીતની દવા કરુ નહિ, પણ એટલુજ કહૂં કે " મરી જા ! મરી જા ! તુ મરીશ એટલેજ તને ખબર પડશે કે દાકતર લોકોની મજાક કર્યાનુ કેવુ ફળ મળે છે. " )

એજ લેખકનુ " The Misanthrope " ( જનશત્રુ ) નામનું હાસ્યરસનુ નાટક છે તેમાં " જનશત્રુ " ના પાત્રની કલ્પના એણે પોતાની જાત ઉપરથીજ કરી છે અને એવી રીતે પોતાની જાતનેજ ઉપહાસનો વિષય બનાવતાં એ અચકાયો નથી.

આ પ્રમાણે પોતાની જાતને પણ ઉપહાસને પાત્ર ગણતા સ્ટીલ અને મોલિયર જેવા લેખકો અચકાયા નથી, તો પોતાની આસપાસની

સાહિત્ય અથવા સમાજની સ્થિતિ ઉપરથી કેટલાક દૂષણોને ઉપહાસનો વિષય બનાવતા કોઈ પણ લેખકને અચકાવાનું શું કારણ ? એટલા ઉપહાસ ઉપરથી, લેખકે પોતાની રચનામાં અંગત આક્ષેપો સિવાય બીજું કંઈજ કીધું નથી, એણે જે કંઈ લખ્યું તે કોઈ કોઈના ઉપર હુમલા કરવાના હેતુથીજ લખ્યું છે, અને એમ કરવામા એ દૂષબુદ્ધિથીજ પ્રેરાયો હતો એવુ ધારવામા આવે તેમા જો કોઈની પણ અનુદારતા હોય તો તે લેખકની તો નથીજ એમ આપણે નિર્ભયપણે કહી શકીશું

( અપૂર્ણ )

# અમેરિકાની કેળવણી.

( ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પડ્યા,

એમ. એ, બી એસ સી, પી. એચ. ડી. )

**( સાહિત્યસભા તરફથી અમદાવાદમાં આપેલું ભાષણ ).**

( ચાલુ પુ. ૫૧, પૃ. ૩૭૬ થી.).

**શાળાવ્યવસ્થાને મદદ કરતી બાબતો.**

(૧) શાળાભિમાન—અમેરિકાના વિદ્યાર્થીઓમા પોતાની સંસ્થા. અભિમાન ઘણું હોય છે તેના કારણો પણ અનેક છે, વિદ્યાર્થીઓને પરસ્પર સંબધ ઘાડો થાય તે માટે વિદ્યાર્થીની સભા અને બીજી તેવ મડળીઓને ઉત્તેજન આપવામા આવે છે. શાળામા સઘળા ઐકયથી વ તેવા મડળો અને પોતપોતાના વર્ગનો જુસ્સો જે આપણે અહિં બિલકુ નથી હોતો, ને ત્યા પુષ્કળ હોય છે. શાળાભિમાન અગર પોતાની વિદ્યા આપનાર માતા તરફનો પ્રેમ અનેક નિશાનીઓથી વધારવામાં આવે છે જેમકે શાળાના રંગ, વાવટા, સીલો, તકીઆ, બટન, વીંટીઓ વગેરે અ અભિમાન અને આવી સસ્થાઓ શાળાની વ્યવસ્થા રાખવામા ઘણી મદ કર્તા થઈ પડે છે

(૨) છોકરા છોકરીઓની ભેગી કેળવણી—આ રિવાજ અમેરિકા બીજા દેશો કરતાં વધારે પ્રચલિત છે. તેના ગુણદોષ જોઈએ રિક

હે છે કે "વિનય અને મર્યાદશીલપણુ બાળકોમા દાખલ કરવું હોય તો ન્નેને ભેગીજ કેળવણી આપવી જોઈએ કારણ કે છોકરીઓ અને ખાસ કરીને છોકરા એકલા હોય ત્યા અસભ્ય ઠઠ્ઠા મશ્કરી ચાલી રહે છે. વાભાવિક વિનયની વૃત્તિને લીધે આવાં વર્તનમાથી એ છોકરીઓની હાજરી ાર છોકરાને અને એ છોકરાની હાજરી બાર છોકરીઓને સુધારી શકે ." શાળામા તેમના પરસ્પર સબધથી બન્નેનુ વર્તન સુધરે છે તેમજ ાવા સંબધથી અનીતિને રસ્તે દોરનાર અસ્વાભાવિક સકોચનવૃત્તિ અને સ્ત્રીજાતના પુરુષો માટેના તથા પુરુષના સ્ત્રીમાટેના કલ્પિત તરગો નાશ ામે છે આ પદ્ધતિના દોષ નીચે પ્રમાણે છે.—

૧ છોકરાઓને લાયક અભ્યાસક્રમનો ભારે બોજો છોકરીઓ પર પડે છે.

૨ છોકરાઓ સાથેની સ્પર્ધાને લીધે છોકરીઓ હદ ઉપરાત મહેનત કરે છે

૩ સ્ત્રીશિક્ષકો અને તે જાતિનાજ વિદ્યાર્થીઓ હોવાથી અભ્યાસક્રમ પણ સ્ત્રીજાતિને યોગ્ય થઈ જવાનો સભવ છે

૪ સામાજિક ઉદ્દેશ છોકરાઓને વધારે પુરુષત્વવાળા અને છોકરીઓને વધારે સ્ત્રીત્વવાળી બનાવવાનો છે તે ઉદ્દેશ બન્નેને સાથે રાખવાથી પાર પડતો નથી, એવુ કેટલુક લોકોમા મનાય છે.

આ પદ્ધતિના લાભ નીચે પ્રમાણે છે.—

(૧) ખર્ચમા થતી કરકસર (૨) સ્વાભાવિક અથવા કુદરતના ધોરણનું અનુસરણ થાય છે. (૩) વર્ગમા બદોબસ્ત જાળવવાનુ સહેલુ પડે છે. ૪) સ્પર્ધાને લીધે માનસિક પ્રોત્સાહન થાય છે (૫) શિક્ષણમા સમતોલણુ આવે છે (૬) રીતભાતમા સુધારો થાય છે. (૭) સ્ત્રીત્વ કે પુરુષત્વના અતિશયત્વનો અવરોધ થાય છે. (૮) નિતિવિષયક ભયમાથી બચાવ થાય છે.

આપણા જેવા દેશમા તો પ્રાથમિક શિક્ષણના સમયમા તેમને ભેગાં ાખી, માધ્યમિક શિક્ષણના સમયમા જ્યારે તેઓ (શીઘ્રગ્રાહક) યૌવનમા ાય ત્યારે તેમને છૂટાં પાડવા અને યુનિવર્સિટિના શિક્ષણમાં જ્યારે ેઓ પુખ્ત ઉંમરના થાય ત્યારે તેમને ભેગા કરવા એ લાભકારક થઈ પડે.

(૩) બદોબસ્તની પદ્ધતિ—વિદ્યાર્થીની સ્વરાજ્યપદ્ધતિથી શાળામાં બંદોબસ્ત રાખવામા આવે છે. આ પદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થીઓ પોતે, કાયદા

બાધનાર, તે અમલમાં લાવનાર, અને ન્યાય આપનાર એવા ત્રણ પ્રકારના કાર્યવાળુ એક રાજ્યતંત્ર બાધે છે, અને તેના ઠરાવેલા નિયમો પ્રમાણે વર્તવાને બધાય છે. તેમજ તેઓ પોતાના અધિકારીઓ ચૂંટી કાઢે છે. શિક્ષકોએ આ બધારણમા ભાગ લેવાનુ ફરજિયાત નથી પણ તે જો કાઈ પણ ભાગ લે, તો તો તે સત્તાધિકારી તરીકે નહિ પણ વિદ્યાર્થીઓ જેવીજ એક વ્યક્તિ પ્રમાણે તેને વર્તવુ પડે છે કેટલીક શાળાઓમા વિદ્યાર્થીઓનું પ્રતિનિધિમડળ ચુટાય છે તે પ્રિન્સિપલને સસ્થાના નિયમો અમલમાં મૂકવામાં મદદ કરે છે કેટલીક જગાએ આ પદ્ધતિ શહેરના રાજ્યતંત્રનું રૂપ લે છે એટલે કે તેમાં શહેરમાં નિમાતા બધી જાતના અધિકારીઓ વિદ્યાર્થીઓ પોતપોતામાથી ચૂંટી કાઢે છે. આ પદ્ધતિના ફાયદા નીચે પ્રમાણે છે—

૧ તેથી સમાજની વ્યક્તિ તરીકેનુ તેમજ સમાજ તરફની આભારની લાગણીનું ભાન થાય છે

૨ નાગરિકના વ્યાવહારિક ધર્મો શિખવવાનો આ અસરકારક રસ્તો છે.

૩ તેથી વિદ્યાર્થીઓ પોતાના મડળોમાં એક બીજાના હકનુ માન રાખતા થાય છે

૪ વિદ્યાર્થીઓમા સ્વમાનની ઉચ્ચ લાગણી વધારે ને વધારે ખીલે છે.

૫ તેમને વધારે સ્વતંત્ર બનાવે છે

૬ બદોબસ્ત જાળવવાની સહેલામા સહેલી રીત છે.

(૪) જવાબદારીની પદ્ધતિ—વિદ્યાર્થીની સ્વરાજ્યપદ્ધતિ અને જહાગીરી બદોબસ્ત એ બે પદ્ધતિનો વચલો રસ્તો વિદ્યાર્થી ઉપર તેમના કૃત્યોની જવાબદારી મૂકવાનો છે આ પદ્ધતિવાળી શાળાનો નિયમ "સદ્‌ગૃહસ્થ થાઓ, સારો સમાજ, સાધારણ સભ્યતા અને તમે જે સમાજની વ્યક્તિ હો તેની જરૂરીઆતોને અનુસરી તમારૂ વર્તન રાખો," એવો છે આ નિયમનો જ્યારે ભંગ કરવામા આવે ત્યારે તેમનુ શિક્ષણ આપવામા આવે છે, અને ભગ કરનારને તે પોતે તેમજ તેના સહાધ્યાયીઓ ભૂલે નહિ તેવા પ્રકારની શિક્ષા કરવામા આવે છે. બંદોબસ્તનો અનાદર કરવામાં આવતો નથી. પણ તે સાદામાં સાદી રીતે અમલમા મૂકવામા આવે છે; સત્તા સાચવવામાં આવે છે, તોપણ પ્રત્યેક વિદ્યાર્થીનાં સ્વતત્રતા અને સ્વમાન

ધારવામા આવે છે. આવી પદ્ધતિની સફળતા માટે સખ્ત ચોકશી રાખવી પડે છે, અને વિદ્યાર્થીઓ કે શિક્ષકોને તેમની ફરજમાંથી છટકી જવા દેવામા આવતા નથી જો કે આ પદ્ધતિ જાળવી રાખવી એ ઘણુ અઘરૂ છે, તોપણ તેના પરિણામ જોઈએ તો તેજ શ્રેષ્ઠ પદ્ધતિ છે એમ નિશ્ચય થશે શાળાઓમા વ્યાયામમડળો, વિવેચકસમાજો, અને સાહિત્યસભાઓ વગેરે જુવાન વિદ્યાર્થીઓને નેતા તરીકેની ફરજો શિખવે છે. પ્રાથમિક શાળાઓમા પણ એવા દાખલા જોવામા આવે છે કે જ્યા આખો દિવસ શિક્ષકની ગેરહાજરીમા વર્ગનુ સઘળું કામ વિદ્યાર્થીઓ પોતે તદ્દન સતોષકારક રીતે બજાવે છે શિક્ષક વર્ગ તરફ પોતાની પીઠ ફેરવે અને વર્ગમાં અયોગ્ય વર્તણુક અને ગડબડ થઈ રહે તે શિક્ષક તેમજ વિદ્યાર્થીઓમા કાઈ મોટી ખામી હોવી જોઈએ અમેરિકાના શિક્ષકો ફક્ત કેળવણી આપનારજ નથી, પણ તે સામાજિક જીવનને સારી યોગ્યતાવાળું બનાવનાર છે. ત્યાનો શિક્ષક સમાજનો નોકર છે, અને તેની ફરજ સામાજિક વ્યવસ્થા યોગ્ય રીતે જાળવવાની અને સમાજનો અભ્યુદય થાય તેમ વર્તવાની છે.

હૉરેસ મૅન શાળાના વિદ્યાર્થીઓને આ પદ્ધતિમા ખાસ કરીને કેળવવામા આવે છે. શિક્ષક વર્ગમા હાજર હોય તે વખતે જુઓ તો કઈ કંઈ કાર્યપરત્વે બાળકો વર્ગમા આમતેમ ફરતા હશે શિક્ષકો તેમને આ પ્રમાણે ફરવા દે છે. કારણ કે તેઓ જાણે છે કે બાળકનો સ્વભાવજ ચચળ છે, અને તેમને શાત બનાવવા તે કુદરતની વિરુદ્ધ છે, કેમકે તેથી તેમની વૃદ્ધિ થતી અટકે છે શિક્ષક હાજર ન હોય તેવા વર્ગમા જાઓ તો છોકરાને શાતિથી બેસી રહેલા જોશો. છોકરાને શાત રહેવાનુ કારણ પૂછશો તો તે કહેશે કે શિક્ષકની ગેરહાજરીમા તેઓ પોતાની હીલચાલ અને રીતભાત માટે જવાબદાર છે. અને વર્ગમા જોવા આવનાર તેમની વર્તણુક પરથી તેમની ચાલચલગતનો ખ્યાલ બાધશે, પણ જ્યારે શિક્ષક હાજર હોય ત્યારે તો બધાને માટે તે જવાબદાર છે.

અમેરિકનોના મત પ્રમાણે જાહેર શાળાનુ કામ સમાજની સર્વ પ્રકારની ક્રિયાઓ સાથે ઘાડો સબધ રાખે છે. ખોડવાળા, દુર્ગુણી અને હલકા વર્ગનાં લોકો સાથે ચલાવવાની વર્તણુકની શ્રેષ્ઠ ગણાતી પદ્ધતિ શાળાઓમાંજ પ્રથમ અનુભવમા મુકાયલી છે બીજી બાજુએ જોઈએ તો સામાજિક સુધારકની પદ્ધતિ, આશય, અને મનુષ્યજાત તરફની દયાવૃત્તિ એ દરેક સારી શાળા

માટે અગત્યના છે આ પરથી જણાશે કે શાળાના તપાસણી-અધિકારીઓને વર્ગ ચલાવવા, અભ્યાસક્રમ તૈયાર કરવો અને શિક્ષણના નિયમો અમલમાં મુકાય છે કે નહિ તે જોવા ઉપરાંત ઘણું વધારે કરવાનું છે અને શિક્ષકો ને શાળા, સમાજમા જે અગત્યનો ભાગ ભજવે છે તેનું ભાન થવું જોઈએ તેમણે જાણવું જોઈએ કે શાળા પ્રત્યેક પ્રકારના માનુષી યત્નો પર અસર કરે છે, અને લોકોનાં જીવન તથા રીતભાતમાં પોતાના આશયો અને ઉત્સાહનું પ્રતિબિંબ પાડે છે, અને તેના બદલામાં તેણે દુનીઆના પ્રત્યેક વ્યાપારમાથી ઉત્સાહ અને મદદ લેવાની છે.

ઉપરના વિચારોમાથી કાંઈ પણ જાણવા યોગ્ય આપને મળ્યું હોય તો તે સર્વ શ્રીમત્ મહારાજા સયાજીરાવ ગાયકવાડને આભારી છે તેઓએ મને શિક્ષણપદ્ધતિના અભ્યાસ માટે અમેરિકા મોકલ્યો હતો એટલુંજ નહિ, પરંતુ બીજા પણ અનેક માણસોને તેમણે પરદેશ મોકલ્યા છે અને મોકલે છે; અને તેઓ જે જે નવા વિચારો ગ્રહણ કરી આવે તે તે વિચારો યોગ્ય હોય તો તેને અનુભવમા મૂકવાની દરેક પ્રકારની સગવડ કરી આપે છે તેઓના પ્રજા-કેળવણીના પ્રયત્નો તો સર્વને માલુમ છે, અને આવી રીતે તેઓ એકલા વડોદરા રાજ્યને નહિ પરંતુ આખા હિંદુસ્તાન દેશને ઉન્નતિને રસ્તે દોરે છે. આજે આપના આગળ રજુ કરેલા વિચારો ઉપર અત્રે તેમજ બહાર જાહેર ચર્ચા થઈ તેમાથી શ્રેષ્ઠ જણાય તેવા વિચારો અનુભવમા મૂકવા યોગ્ય યત્નો થશે તો તેથી મારો તેમજ શ્રીમત્ ગાયકવાડ મહારાજે મારે માટે લીધેલા શ્રમનો કંઈક બદલો મળશે એવું મારૂં નમ્રતાપૂર્વક માનવું છે.

——(૦)——

# હિંદુસ્તાનની વર્ષા-ઋતુ.

(લેખક—છોટાલાલ કહાનદાસ પટેલ.)

મહેતાજી-વાડજ તા. દસક્રોઈ જી. અમદાવાદની નિશાળ.

આપણા મુબંઈ ઇલાકામાં જૂન અધવાર્યા પછી વરસાદ આવે છે, ત્યારે કાશ્મીર, પંજાબ, અને આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાન્તોના કેટલાક ભાગમાં તે વખતે વરસાદ ન આવતા ત્યા નવેમ્બર માસથી શરૂ થાય છે.

તે વખતે આપણે અહિં બંધ પડે છે વળી મદ્રાસ તરફ આપણે ત્યાં પડે છે, તે વખતે થોડો પડે છે, પણ નવેમ્બરથી વધારે પડે છે, અને ત્યાં ચાર માસને બદલે સાત આઠ માસ વરસાદ આવે છે. વરસાદનું પ્રમાણ પણ દરેક ઠેકાણે સરખું ન હોતાં હિમાલય અને મુબાઈ ઘલાકાના દક્ષિણ ભાગમાં તે અતિશય પડે છે ગુજરાત, મધ્ય હિંદ, નિઝામનું રાજ્ય, મ્હૈસુર વગેરે ઠેકાણે સાધારણ; અને સિંધ વગેરેમા થોડો પડે છે. આમ હોવાનાં કારણો જાણવાની શિક્ષકવર્ગને તો ખાસ જરૂર છેજ.

પાણીની સપાટી પરથી આવતો શીતળ પવન આનંદ ઉપજાવે છે, અને ઉષ્ણ રેતાળ મુલકમાનો શુષ્ક અને દુઃખદાયક લાગે છે, કારણ કે પહેલામા વરાળરૂપમા પાણી સમાયલુ છે, ત્યારે બીજામાં તે નથી. પાણીનુ વરાળરૂપ થવાની ક્રિયાનેજ બાષ્પભવન કહેવામાં આવે છે. એ ક્રિયા જેમ હવા ઓછા દબાણવાળી અને ભેજ વગરની હોય, તેમ વધારે થાય છે એ ઉપરાન્ત નીચેના કારણો પણ એ ક્રિયાની વૃદ્ધિને મદદ કરે છે. (૧) પાણીની ઉપલી સપાટી જેમ વધારે ખુલ્લી હોય તેમ બાષ્પભવનની ક્રિયા વધારે થાય. આ રીતે હિંદની દક્ષિણના હિંદી મહાસાગરની વિશાળ ખુલ્લી સપાટી તેના વિશેષ વરસાદનું એક કારણ છે. (૨) જેમ હવા વધારે ઉષ્ણ તેમ તે ક્રિયા જોરમા ચાલે. હિંદની દક્ષિણના સમુદ્રની સપાટી પરનો પવન વિષુવવૃત્ત ઉપર આવેલો હોવાથી ઉષ્ણ હોઈ આપણને લાભકર્તા થઈ પડે છે. (૩) જેમ પવન વધારે તેમ તે ક્રિયા ઝડપથી થાય. આપણે ત્યા પવન વધારે છે, તે આગળ પવનના વિવેચનમાં જણાવ્યુ છે આવાં આવા કારણોથી હવામા ભેજ વધે છે. એવી ભેજવાળી હવા જ્યારે ઠંડી પડે છે, ત્યારે તેમાની વરાળ ઠંડી પડી પાણીનું રૂપ લે છે, કેમકે આપણે જાણીએ છીએ કે શિઆળામા સવારે ઠંડી પડેલી ભૂમિ પોતાના પૃષ્ઠ-ઉપરની ગરમ હવાને ઠંડી કરે છે; તેથી હવામાંની વરાળ ધુમસ રૂપે નીચે પડે છે અને ઉનાળામાં આકાશમા રહેલી હવા ઠંડી પડી વરાળને પાણી રૂપે મૂકી દે છે, તેને વરસાદ કહીએ છીએ.

ભેજવાળી હવા ઠંડી પડતા પોતાની તમામ વરાળને તજી દેતી નથી, પણ જે પ્રમાણમા તે ઠંડી પડતી જાય છે, તે પ્રમાણમા તે તેને તજે છે. ૩૨°, ૫૯°, અને ૮૬° ગરમીવાળી હવા અનુક્રમે પોતાના વજનના ૧૬૦ મા,

૯૦ મા અને ૪૦ મા ભાગ જેટલી વરાળ પોતામાં રાખી શકે છે—અર્થાત્, દર ૨૭° અંશ ગરમી વધતાં વરાળને રાખવાની શક્તિ હવાની બમણી વધતી જાય છે. જ્યારે ઉક્ત ઉષ્ણતામાનની હવાએ ઉક્ત વરાળ પોતાનામાં ખી હોય છે, ત્યારે તે હવા પાણીથી તર થયલી ગણાય છે. એવી હવા જરાએ ઠંડી થતા તેમાંથી થોડી વરાળને પાણીના રૂપમા મૂકી દે છે. ૩૨°, ૬૦°, અને ૮૦° ઉષ્ણતાવાળી તર હવામા અનુક્રમે દર ઘનફુટે ૨ ૭૭, ૫ ૮૭, અને ૧૦ ૮૧ ગ્રેન વરાળ હોય છે આ ઉપરથી જણાશે કે જ્યારે ૮૦° વાળી હવા ઠંડી પડી ૬૦° વાળી બને, ત્યારે તે (૧૦ ૮૧–૫ ૮૭)= ૪·૯૪ ગ્રેન વરાળને પાણીના રૂપમાં મૂકી દે છે.

હવે પવનના પ્રવાહોને ઋતુ સાથે ખાસ સબંધ છે, માટે પ્રથમ તે વિષે જાણવું જોઈએ. ગરમ હવા હલકી હોવાથી ઊંચે ચઢે છે, અને તેની ખાલી પડેલી જગા આસપાસની જાડી હવા પૂરી દે છે; તેથી પવન ઉત્પન્ન થાય છે જ્યારે કોઈ ઠેકાણે આગ લાગે છે, ત્યારે ત્યાં પવન જોસથી ફુંકાય છે, એ આ વાતની સાબીતી છે તેજ પ્રમાણે સૂર્યની વધારે ગરમીથી પૃથ્વી પરના એક ભાગની હવા ગરમ થઈ હલકી થવાથી ઊંચે ચઢે છે, અને બીજા ભાગમાંથી ઓછી ગરમ હવા ત્યાં આવી તેની જગા પૂરે છે આથી હવા ગતિમાન્ થાય છે દરિઆઈ અને જમીનની લ્હેરથી આ વાત સ્પષ્ટ સમજાય છે. વળી જુદી જુદી જગાની હવામાં વરાળ ઓછી યા વધારે હોય તો પણ પવન ઉત્પન્ન થાય છે, કેમકે હવા જ્યારે ગરમ થાય ત્યારેજ તે વરાળના વધારે જથ્થાને રાખી શકે, અને તેમાં જેમ વરાળ વધારે તેમ તે વધારે હલકી થાય આથી ભેજવાળી હવા ઊંચે ચઢે છે, અને જેમ ઊંચે જાય છે, તેમ તે ઠંડી પડતી જાય છે; તે વખતે તે પોતામાંની વરાળને પાણી રૂપે નીચે મૂકતી જાય છે વળી વરાળ પ્રવાહી રૂપમાં આવે છે, ત્યારે તે પોતાની ગરમી તજી દે છે. તે તજેલી ગરમી હવાને મળવાથી તે વધારે ગરમ અને હલકી થઈ વધારે જોસથી ઊંચે ચઢે છે, તે કારણથી પણ ઊંચે ચઢેલી હવાને ઠેકાણે આસપાસની બીજી હવા આવી પવન ઉત્પન્ન થાય છે. આવાં કારણોથી તેમજ પૃથ્વીની ધરી ત્રાંસી અને સમાન્તર હોવાથી નિયમિત પવન ઉત્પન્ન થઈ તે વર્ષાઋતુનું મૂળ થઈ પડે છે.

વિષુવવૃત્ત પર આ પ્રકારના ફેરફારો વધારે થાય છે, કેમકે પૃથ્વીની ધરી ૨૩½° નમેલી હોવાથી સૂર્ય અમુક વખતે વિષુવવૃત્તની ઉત્તરે અને અમુક વખતે દક્ષિણે હોય છે. જ્યાં સૂર્ય શિરોબિંદુએ કે તે બિંદુની પાસે હોય છે, ત્યાં તેના ઉષ્ણ કિરણ લબરૂપે પડી હવાને ગરમ કરે છે ઉષ્ણ કટિબંધ સિવાયના લોકોને માથે સૂર્ય આવતો નથી, તેથી ત્યાંની હવા ઠંડી હોય છે આવી રીતે સૂર્ય માથે આવ્યાથી વિષુવવૃત્તની પાસેના મુલકની હવા ઉષ્ણ થઈ ઊંચે ચઢે છે, જેથી તેની ખાલી પડેલી જગા ઉત્તર અને દક્ષિણ તરફની ઠંડી હવાથી પુરાય છે એ ઠંડા પવનો શુદ્ધ ઉત્તર અને દક્ષિણ ભણુંથી વિષુવવૃત્ત તરફ આવવા જોઈએ, પણ તેમ થતુ નથી, કારણ કે પૃથ્વીને દૈનિક ગતિ છે, તેથી તેની સાથે રહેલું વાતાવરણ પણ અવકાશમા ગતિ કરે છે, તેથી ઉત્તર તથા દક્ષિણ ગોળાર્ધથી આવતા પવનની દિશા બદલાઈને ઈશાન તથા અગ્નિકોણની થાય છે.

દૈનિક ગતિથી વિષુવવૃત્ત આગળની જગા જેટલા વેગથી ફરે છે, તેટલા વેગથી પૃથ્વી પરનો કોઈ પણ ભાગ ફરતો નથી, એ ખુલ્લુ છે. હવે પૃથ્વીનો પરિઘ ૨૪ કલાકમાં એક ચક્ર ફરે છે, માટે પરિઘને ૨૪ કલાકની મિનિટોએ ભાગીએ તો લગભગ ૧૭ આવે છે. આ ઉપરથી જણાય છે કે વિષુવવૃત્ત આગળની જગાના પવનની અવકાશમા ગતિ ૧ મિનિટમાં ૧૭ માઈલ થાય, અને ત્યાંથી ૬૦° દૂરની જગાના પવનની ગતિ ૮½ માઈલ ૧ મિનિટમા થાય છે, અને ધ્રુવ પરના પવનો તો તદ્દન સ્થિરજ હોય. હવે વિષુવવૃત્ત પરનો પવન ગરમ થઈ હલકો થવાથી ઊંચે ચઢે, તેની જગા પર ધ્રુવ તરફનો ઠંડો પવન ધસે છે—એટલે કે ઉત્તર ધ્રુવ તરફનો દક્ષિણમા અને દક્ષિણ ધ્રુવ તરફનો ઉત્તરમા ધસે છે, પરતુ એ ધસનાર પવનોને પૃથ્વીની સાથે પૂર્વ ભણી જવાની ગતિ પણ અવકાશમાં હોય છે! આમ બે ગતિના યોગે પવન એક તરફ ન જતાં પદાર્થવિજ્ઞાનના નિયમ પ્રમાણે તેનું ફળમાન કર્ણસ્થાનેજ થવુ જોઈએ-એટલે કે ઉત્તર ધ્રુવ તરફના પવનને વિષુવવૃત્ત તરફ ઉત્તરથી દક્ષિણમા જવાની એક ગતિ છે, અને બીજી એકી વખતે પૃથ્વી સાથે પૂર્વ તરફ જવાની ગતિ છે, માટે તે શુદ્ધ દક્ષિણ કે પૂર્વ તરફ ન જતાં એ બે દિશાના કર્ણ તરફ જવો જોઈએ. અને વળી શુદ્ધ ઉત્તરેથી ન આવતાં ઉત્તર ભણી દક્ષિણ અને પૂર્વ તરફ સીધા જવાના માર્ગો જે બિંદુએ મળેલા હોય છે, ત્યાંથી—અર્થાત

વાયવ્ય તરફથી આવવો જોઈએ. તેજ પ્રમાણે દક્ષિણ ધ્રુવ તરફનો પવન નૈર્ઋત્ય તરફથી આવવો જોઈએ, પણ તેમ થતું નથી, કારણ કે ધારો કે વિષુવવૃત્તની ઉત્તરે ૬૦° ઉપર કોઈ સ્થળ હોય, તો ત્યાંના પવનની પૂર્વમાં ગતિ ૧ મિનિટમાં ૮½ માઈલ હોય છે, અને તેટલીજ ગતિ વિષુવવૃત્ત તરફ જવાની પણ હોય છે, તો તે જગા પરથી વિષુવવૃત્ત તરફ જવા નીકળેલો પવન ઉપર કહ્યા પ્રમાણે વાયવ્યમાંથી આવતો લાગે; પરંતુ વાયવ્યમાંથી આવીને સીધી લીટીમાં તે વિષુવવૃત્તના જે સ્થળે પહુંચવો જોઈએ, તે સ્થળ તો ૧ મિનિટમાં ૧૭ માઈલની ઝડપે પૂર્વ ભણી ફરતુ હોવાથી ત્યાં તેની પશ્ચિમનું બીજુજ સ્થળ તે વખતે આવેલું હશે, આથી કરીને ધ્રુવો તરફથી આવતા પવનો એક ઓછી ગતિવાળી જગા પરથી ઘણી ઝડપની ગતિવાળી જગા પર આવવાના કારણને લીધે તેઓ પૃથ્વીની સપાટી ઉપરની ઝડપે ફરી શકતા નથી, અને તેથી પાછળ પડી જાય છે, તેટલા માટે તે વિષુવવૃત્તની કોઈ જગાની ચાલતી આગી બાજુએથી એટલે કે પૂર્વ તરફથી આવતા હોય એમ લાગે છે. અને જ્યારે પૂર્વ તરફથી આવે ત્યારે બેવડી ગતિને લીધે તેમનું ફળમાન શુદ્ધ પૂર્વમાંથી નહિ, પણ ઉત્તર ધ્રુવ ભણીના વાયુનું ઈશાન તરફથી અને દક્ષિણ ભણીનાનું અગ્નિ તરફથી આગમન થાય, એ સ્પષ્ટ છે. આ ઉપરથી સમજાય છે કે દૈનિક ગતિના કારણથીજ વાયવ્ય અને નૈર્ઋત્ય તરફનું વાયુનું આગમન ફરી જઈ ઈશાન અને અગ્નિનું થાય છે. આ બને પવનો નિયમિત રીતે વાય છે, અને વહાણોને ઘણા ઉપયોગી છે. તેથી એમને નિયમિતવાયુ કે વ્યાપારવાયુ કહેવામાં આવે છે.

હવે વિરુદ્ધ વ્યાપારવાયુ વિષે જાણવું જોઈએ. વિષુવવૃત્ત પરનો વાયુ ગરમ થઈ ઊંચે ચઢી ગયો, તેની ખાલી પડેલી જગા પર ઉત્તર દક્ષિણનો પવન ધસી આવ્યો, જેથી એ ધસી આવેલા પવનની ખાલી પડેલી જગા પૂરવાને તે સ્થાનની ઉપરનો વાયુ નીચે ધસી આવે એ પુરતું છે, પણ તેથી કરીને ઊંચે જગા ખાલી પડે, તે ખાલી જગા પૂરવા વિષુવવૃત્ત પરથી ગરમ થઈ ઊંચે ચડેલો પવન આવે છે. એ પવન અતિશય ગતિવાળા પ્રદેશમાંથી ઓછી ગતિવાળા પ્રદેશ તરફ વાય છે, તેથી પૃથ્વી ઉપરની જગાની પછવાડે પડી જવાને બદલે આગળ નીકળી જાય છે, તે કારણને

સીધે ધ્રુવો તરફ વાતા પવનો પશ્ચિમ દિશા તરફનો માર્ગ પણ લે છે, તેથી કરીને ઉત્તર ધ્રુવ તરફ વાતા પવનનું ફરમાન દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચેથી, અર્થાત્, નૈર્ઋત્ય ખૂણામાથીજ, થતુ જોઈએ, અને દક્ષિણ ધ્રુવ તરફ વાતા પવનનો માર્ગ ઉત્તર અને પશ્ચિમની વચ્ચેના વાયવ્ય કોણ-માથીજ હોય, એ સ્વાભાવિક છે. આ પવનોની દિશા વ્યાપારવાયુથી વિરુદ્ધ છે, મારેજ તેને વિરુદ્ધ વ્યાપારવાયુ કહેવામા આવે છે અને તે પૃથ્વીની સપાટી પર ન વાતાં કેટલીક ઉંચાઈએજ વાય છે. પૃથ્વીની સપાટી પર પવન જે દિશામા વાતો હોય, તે તરફ આકાશમા વાદળાં ઘસડાતાં નથી, પણ તેની સામેની દિશા તરફ જતા જોવામા આવે છે, તેનું કારણ આજ વાયુ છે.

આપણા હિંદમાં કયો વાયુ ક્યારે વાય છે, તે હવે જાણવુ જોઈએ આખી પૃથ્વી પર ૨૧ મી માર્ચે રાત દહાડો સમાન હોય છે, ત્યારથી તે સપ્ટેમ્બર સુધી ઉત્તર ગોળાર્ધ સૂર્ય સન્મુખ હોય છે હિંદ દેશ ઉત્તર ગો-ળાર્ધમાં ૧૦ થી ૩૫ અક્ષાંશ સુધીમાં છે, તેથી જૂન માસમા સૂર્ય હિંદને માથે હોય છે, અને તે સપ્ટેમ્બર સુધી રહે છે. તે દર્મિયાન હિંદની હવા ગરમ થઈ ઊંચે ચઢે છે, અને તેની જગા લેવા ફક્ત દક્ષિણનો વિષુવવૃત્ત પરનો પવન આવે છે, કેમકે ઉત્તર ભણીના પવનને હિમાલય આવતો અટકાવે છે. દક્ષિણમાથી વિષુવવૃત્ત પર આવતો પવન અગ્નિકોણનો હોય છે, એ બીના આગળ કહેવાઈ ગઈ છે. હવે એ વિષુવવૃત્ત પર આ-વેલા પવનની સ્થિતિ ત્યાની સાજ નથી, પણ તે હિંદ તરફ આવવા માંડે છે, તે વખતે તે જુદી દિશા પકડે છે, કેમકે એ પવન ઊંચે આકાશમા જતા વિરુદ્ધ વ્યાપારવાયુ જેવો બને છે, અને તેથી તેની દિશા આગળ કહ્યા પ્રમાણે હિંદમા નૈર્ઋત્ય કોણની થાય એ સ્પષ્ટ છે. આ વાયુ હિંદને માથે સૂર્ય હોય છે, ત્યારેજ એટલે કે જૂનથી સપ્ટેમ્બર સુધીજ નૈર્ઋત્ય કોણમાથી વાય છે. આવી રીતે ફકત એ વાયુ મોસમમાં થનારો છે, માટે એને મોન્સૂન કે મોસમી પવન કહેવામાં આવે છે. આજ પવન મુંબઈ ઇલાકાની વર્ષાઋતુનો છે, તે આગળ જણાશે

હવે ઑક્ટોબરથી માર્ચ સુધી સૂર્ય દક્ષિણ ગોળાર્ધ તરફ હોય છે, અને તેથી તે વખત દર્મિયાન ત્યાના લોકોને માથે તે હોય છે, તેથી

ઑસ્ટ્રેલિઆ તથા દક્ષિણ મહાસાગરની હવા ગરમ થઈ ઊંચે ચઢે છે. તેની જગા પૂરવાને ઉત્તર ગોળાર્ધની ઠંડી પડેલી હવા જાય છે. એ જગા લેવા જનાર પવન વિષુવવૃત્ત સુધી તો ઈશાન તરફથી વાતો હોય, એ આગળ આવી ગયું છે, પણ વિષુવવૃત્તની દક્ષિણે જતા વાયવ્ય તરફથી વાતો લાગે એ ખુલ્લું છે માટે આપણા હિંદ ઉપર તો તે ઈશાન તરફથી આવતો લાગે છે આ ઠંડો વાયુ પૂર્વ કાંઠાના મુલકની વર્ષા-ઋતુનું કારણ છે, તે આગળ આવશે એ ઈશાન કોણના પવનને મુંબઈ ઇલાકા તરફ આવતાં હિમાલય ખાળે છે, જેથી મુંબઈ ઇલાકા પર એ પવનની કંઈ અસર નથી. આમ પૂર્વ કાંઠા પર આ પવનથી વર્ષા-ઋતુ બેસે છે, તેની જ સાથે સાથે કાશ્મીર, પંજાબ અને સયુક્ત પ્રાન્તોમા પણ વર્ષા-ઋતુ બેસે છે; પણ તે આ પવનથી નહિ, પરંતુ તે એક ત્રીજા જ પવનથી છે. આગળ કહ્યા પ્રમાણે દક્ષિણ સાગરની હવા ગરમ થઈ ઊંચે ચઢવાથી તેની જગા લેવા ઉત્તર ગોળાર્ધનો જે પવન ગયો છે, તેની ખાલી પડેલી જગા ત્યાંનો ઊંચેનો પવન નીચે આવી પૂરે છે, આથી કરીને ઊંચે જગા ખાલી પડે છે, તેને ઠેકાણે દક્ષિણનો ગરમ થઈ ઊંચે ચઢેલો વિરુદ્ધ વ્યાપારવાયુ આવે છે ,એ પવન વિષુવવૃત્ત પરથી ઉત્તર ગોળાર્ધમાં જાય છે, તેથી કરીને તે નૈર્ઋત્ય કોણનો હોય છે. એ પવનની ગતિ ઊંચે આકાશમા છે, તેથી તે હિમાલય સાથે અથડાયાથી કાશ્મીર, પંજાબ, અને સયુક્ત પ્રાન્તોમા વરસાદ આણે છે.

ઉપર વર્ણવેલા ત્રણે પવનો હિંદમાં વરસાદ શી રીતે લાવે છે, તે જોવુ જોઈએ. પ્રથમ નૈર્ઋત્ય કોણના પવન વિષે વાત કરીએ એ પવન અરબી સમુદ્ર તથા હિંદી મહાસાગરની વિશાળ ખુલ્લી સપાટી પરથી આવે છે, જેથી તે ભેજથી તર થયલો હોય છે. નૈર્ઋત્ય તરફથી જેવો તે હિંદ પર ધસે છે, તેવો જ તેને સહ્યાદ્રિ અટકાવે છે, તેથી તે પવન તે પર્વત સાથે અથડાયાથી ઠંડો પડી પોતામા રહેલી વરાળને પાણી રૂપે છોડી દે છે, આ કારણથી કોંકણ અને પશ્ચિમ ઘાટ પર મુશળધાર વરસાદ પડે છે. અથડાયા પછી તે ઊંચે ચઢે છે, તેમ તેમ વધારે ઠંડો પડે, એ સ્પષ્ટ છે. આમ તે ઠંડો પડતો પડતો પોતાની વરાળને વરસાદરૂપે મુંબઈ ઇલાકો, દક્ષિણ હિંદ, રાજપુતાના, નિઝામનું રાજ્ય, મધ્ય હિંદ, ગંગાનો પ્રદેશ વગેરે,

જગાએ નાખતો નાખતો હિમાલય તરફ જઈ ત્યાં અથડાઈ પર્વતની તળેટીમાં પુષ્કળ વરસાદ નાખી ઉંચે ચડી હિમાલય પર તમામ વરાળ બરફ રૂપે છોડી કેવળ સૂકી હાલતમાં મધ્ય એશિઆ તરફ જાય છે, તેથી કરીને તેનાથી ટિબેટમા વરસાદ ન આવે, એ ખુલ્લુ છે. આ પવનથી કાસ્મીર, પંજાબ, અને મદ્રાસમાં પણ થોડો વરસાદ વરસે છે.

મદ્રાસની ખરી વર્ષા–ઋતુ તો નવેમ્બરથી માર્ચ સુધીની છે, અને તે આગળ કહેલા ઈશાન કોણના પવનથી ઉત્પન્ન થાય છે. એ પવન નૈર્ઋત્યના પવનની પેઠે ભેજથી તર હોતો નથી, કેમકે તે કંઈ મહાસાગર તરફથી આવતો નથી, તોપણ ઉત્તર ભણીનાં મોટાં સરોવરો વગેરેમાંથી ભેજ લેતો આવેલો હોય છે. વળી તે ઉપર જણાવી ગયા છીએ તેમ હિમાલયના અટકાવ્યાથી હિંદના ઘણા ભાગોમાં વાતો નથી, પરંતુ પૂર્વ કાંઠા પરજ વાય છે, તેથી કરીને તેનાથી મદ્રાસમાં ઠીક વરસાદ પડે છે પછી તે પૂર્વ ઘાટ પર ઠંડો પડી પોતાની રહેલી વરાળને ત્યાં મૂકી દક્ષિણ ગોળાર્ધ તરફ જતો રહે છે.

મદ્રાસમા જે વખતે ઈશાનનો પવન વરસાદ આણે છે, તે વખતે પંજાબ, કાસ્મીર, અને સયુક્ત પ્રાન્તોના કેટલાક ભાગમાં આગળ કહ્યા મુજબ ઊંચેના પવનની દિશા નૈર્ઋત્યની છે અને તેનામા ભેજ પુષ્કળ હોય છે, તે પણ કહેવાઈ ગયુ છે. એ પવન ઉંચે વાતો હોવાથી આગળ જતાં તેને હિમાલયનો પ્રતિબંધ નડવાથી ઉક્ત પ્રાન્તોમા બહુ વરસાદ વરસે છે

---

# *દુનીઆની મોટામાં મોટી મીઠાની ખાણ.

હમેશના ઉપયોગમાં આવતી અગત્યની ચીજોમાં મીઠાની પણ ગણતરી કરી શકાય. યોગ્ય પ્રમાણમા લેવામા આવેલુ મીઠુ જઠરાગ્નિને પ્રદીપ્ત કરી ખોરાકનુ પ્રમાણ વધારે છે, રુધિર ઉત્પન્ન થવામા મદદ કરે છે, અને મોમા લાળ ઉત્પન્ન કરવામા અતિ અગત્યનો ભાગ ભજવે છે, અને એ

---

*શ્રીયુત ગિરિજાકુમાર ઘોષના એક લેખને આધારે.

લાળ ખોરાક સાથે મળી પાચનક્રિયાને ઘણી મદદ કરે છે. આફ્રિકાના જંગલી લોકો મુઠ્ઠીભર સોનાને બદલે એક મુઠ્ઠી મીઠુ મેળવવાની તૃષ્ણા રાખે છે અને બહુમૂલ્ય હાથીદાત આપી સોઘું મીઠુ મેળવવામા આજે પણ પોતાનુ અહોભાગ્ય માને છે પુરાતન કાળમા ડચ લોકો પોતાના કેદીઓને સજા દાખલ ભોજનમા મીઠુ આપવુ બધ કરતા એટલુ મીઠાનુ માહાત્મ્ય છે આવી ઉપયોગી વસ્તુનો પ્રભુએ જળ અને સ્થળ બન્ને ઠેકાણે પુષ્કળ પ્રમાણમા સગ્રહ કરેલો છે

મીઠું મુખ્યત્વે બે રીતે પ્રાપ્ત કરી શકાય છે. (૧) દરિઆના, સરોવરના કૂવાના ખારા પાણીને સુકવીને (૨) જમીનમાથી ખોદી કાઢીને.

પૃથ્વી ઉપર મીઠાની ઘણી ખાણો છે. હિન્દુસ્તાનમા પંજાબમાં ખેવડાની પાસેના એક પહાડમાં, તેમજ પશ્ચિમ સરહદ ઉપર કોહાટના પહાડમાં પણ સિંધવની ખાણો છે બીજા દેશોની મીઠાની ખાણોમા ઇંગ્લંડ, જર્મનિ, અને પોલાંડની ખાણો પ્રસિદ્ધ છે

પોલાંડ દેશમા આવેલા ક્રાકો પ્રાન્તની ખાણ દુનિઆમા મોટામાં મોટી છે. એની અદર એકઠા થયલા મીઠાનો એક મોટો ડુગર બની રહ્યો છે. તેની લબાઈ ૪૬૦ માઇલ, પહોળાઈ ૨૦ માઇલ અને ઊંચાઈ ૧૨૦૦ ફુટ એટલે લગભગ ૦ા માઇલની છે. પોલાડવાસીઓ પોતાના પૂર્વજોના સમયથી-કેટલીએ પેઢીઓથી એ ખાણમાથી મીઠુ ખોદી રહ્યા છે કહેવાય છે કે મીઠું ખોદતા ખોદતા જે મોટો માર્ગ બન્યો છે તે ૪૦૦ માઇલ લાબો છે. એ ખાણમા પ્રવેશ કરતાજ પ્રવાસી આશ્ચર્યમા લીન થઈ જાય છે એ ખાણનો આતર ભાગ ચાર ભાગમા વહેંચાયલો છે પહેલા ભાગમાથી ઊતરી બીજામાં જવાય છે. ત્યા એક ક્ષારયુક્ત જલ પૂર્ણ વિશાળ તળાવ જોવામા આવે છે નાવમા બેસી તેને સામે પાર જવાય છે ત્યાં આગળ ત્રીજા ભાગમા ઊતરવાને સીડીઓ બનાવેલી છે. ત્રીજા ભાગમા પહોંચતા પોતાના માથા ઉપર એક મોટુ પાણીભર્યું વિશાળ તળાવ છે, એ વિચાર આવતાં મુસાફર વિસ્મય સાથે વિહ્વલ થઈ જાય છે. એ ત્રીજો ભાગ એક અપૂર્વ સ્થાન છે. અહિં ઠામ ઠામ મીઠાના ડુંગર કોરીને આપણા પ્રાચીન બૌદ્ધ સમયના ચૈત્યોની માફક મકાનો બનાવવામા આવ્યા છે. જેવી શહેરોમાં સગવડ હોય છે તેવીજ અહિં પણ કરવામાં આવેલી છે.

દેવમંદિર, હોટેલ, નાટકશાળા, અને સુવા બેસવાનાં ઘરો એમ દરેક જાતનાં મકાન ત્યાં દૃષ્ટિએ પડે છે. હોટેલ તો એવડું મોટું છે કે એક હજાર માણસ તેમાં એક સાથે બેસીને જમી શકે ! !

વળી એ મકાનોની દિવાલ વગેરે એવી સાફ અને ચળકતી બનાવવામાં આવેલી છે કે દીવાની જ્યોતિથી પ્રકાશનુ સપૂર્ણ પરાવર્તન થતાં ઝગઝગાટ થઈ રહે છે.

આ ખાણમાથી પ્રતિવર્ષ લાખો મણ મીઠું કાઢવામા આવે છે, તોપણ ભડાર ખાલી થતો નથી હમેશા ૭ હજાર માણસોને તેમા રોજી મળે છે. તેમાના ઘણા તો ખાણની અદરજ ઘરબાર બનાવી ગામમા રહેનારની પેઠે સુખથી રહે છે. ધરતીના પેટામાં એ લોકો બાળબચ્ચાઓનુ પાલનપોષણ કરે છે વિવાહાદિ પણ ત્યાંજ કરે છે અને સઘળા સામાજિક નિયમોનુ યથાર્થ પાલન પણ તેઓ તેમાજ કરે છે શું આ વાત પ્રભુની રચના અગાધ છે એનુ સ્મરણ નથી કરાવતી ?

સ્કૂલ નબર ૯, સુરત. } કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા

---

# દ્વાદશ શિક્ષાવચન.

(લેખક—મગનલાલ વનમાલીદાસ મહેતા)

દૃશ્ય પ્રયત્ને જે મળે,
ઇચ્છુ તુજ સુખ નિત્ય,
ચૌદ ભુવનમા જો ! ફરી,
કયા છે અખડ હિત.

(૧) બાળકનો મુખ્ય આધાર શિક્ષક પરજ હોય છે જો બાળકોને તેમની યુવાવસ્થામાજ સાત્વિક દીક્ષા આપવામા આવે તો તે વાવેલા બીજનો અતિમમાં સુદર પુષ્પધારી છોડ ઊગે, અને તેથી સર્વ સુખની પ્રાપ્તિ થાય

(૨) ગ્રામ્ય ભાષાનો ઉપયોગ આ ઉછરતા બાળક આગળ ન

કરવો, કારણ કે તેમના કોમળ હૃદય પર તે છાપ ઊંડી પેસી જાય, અને તે કેમે કરી નીકળે નહિ પરતુ જો શુદ્ધ અને સમજી શકાય એવી ભાષાનો ઉપયોગ થાય તો ગુર્જરી ભાષાનો ઉત્કર્ષ થાય.

(૩) શિક્ષક એ અલૌકિક ભાન કરાવનારો સન્માર્ગ છે, કારણ એ-દ્વારાજ અન્ય બાબતોનુ ભાન થાય છે. માતા આ ભૂમિકામા જન્મ આપે છે, પરતુ શિક્ષક અન્ય ભૂમિકાઓનુ ભાન કરાવે છે, તો શિક્ષકે સારા ઉમદા વિચાર યોજવા અને યોજાવવા એ તેની ઉત્કૃષ્ટ ફરજ છે.

(૪) પોતે સ્વચ્છ રહી બાળકોને સ્વચ્છ રહેવાના અને સત્ય બોલવાના ઉપદેશનો અહર્નિશ અમલ કરાવવામા આવે તો કાળાંતરે તે ઉપદેશની છાપ તે કોમળ હૃદયના શિશુઓ પર દૃઢ રહે.

(૫) જે કામ કરવું તે સર્વોત્તમ કરવુ પોતાનુ ચિત્ત પોતાના કામમાજ રાખવુ અને પોતાની સર્વ શક્તિઓને તેમાજ જોડવી. સુખસપત્તિ અને વિજય પાછળ ચાલ્યા આવવાનાંજ.

(૬) ક્રોધને સ્થાન આપવું નહિ, કારણ કે એનાથી, પોતે ધારેલુ કામ નિષ્ફળ જાય છે, એટલુજ નહિ પરતુ તેનો સર્વદા પરાજય થાય છે, અને એનો અભ્યાસ બાળકોના ચલિત મગજ પર પડે છે.

(૭) મિજાજ ખોવો એ પોતાના સામર્થ્યને ખોવા બરાબર છે. વિરોધના પ્રસંગમા મિજાજને કાબુમાં રાખવો, અર્થાત્, મનની શાંતિને જાળવી રાખવી, અને બાળકોને પણ તેનો ધડો લેવા પ્રેરણા કરવી કે જેથી વિજયની વરમાળા તમારા કંઠમાંજ આરોપાશે.

(૮) કદી નિરાશ થવુ નહિ, કારણ કે સુખપ્રાપ્તિના પ્રસંગો પુષ્કળ આવ્યા કરે છે, અને જેઓ શ્રદ્ધાથી પ્રયત્નને સેવે છે, તેમને સુખનો સૂર્ય ઊગ્યા વિના રહેતો નથી.

(૯) કેટલાકનો સિદ્ધાન એવો હોય છે કે અમે તેમ કરીને પણ પૈસા મેળવવા, અન્ય કેટલાકનો સિદ્ધાત એવો હોય છે કે " લાભ તરફ " ન જોતાં " ઉત્તમ કાર્ય " કરવા તરફજ દૃષ્ટિ રાખવી, એ બન્નેમાંથી કયા શિક્ષકની પકિતમાં પોતાને બેસવું યોગ્ય છે, તેનો નિર્ણય કરવા માટે તેમને બે વાર વિચાર કરવાની અગત્ય ભાગ્યેજ ગણાશે.

(૧૦) બીજાઓને કોઈ પણ રીતે **વશ** કરવાનો પ્રયત્ન કરવો : પોતાને દુર્બળ કરનાર છે, એટલુજ નહિ પરતુ શિષ્યો પણ શિક્ષકનું અ કરણ કરતા થાય છે, માટે એવો ઉદ્દેશ મનમાથી દૂર કરવો.

(૧૧) લોકપ્રિય થવાનો ન્યાયયુકત એક સરળ માર્ગ છે, એ કે તેમને (લોકોને) જ્ઞાન આપવુ, તેમની મતિ અધિક પ્રકાશિત કરવ તેમનામાં વિશેષ ઉત્સાહ પ્રકટાવવો, અને તેમની સુપ્ત શકિતઓને જ અત્ કરવી.

(૧૨) વિદ્યાલયોમા જે જ્ઞાનામૃત મળે છે તે જાળવી રાખી તેન વૃદ્ધિ થાય તેવી ઉત્કંઠા રાખવી અને તે મેળવવા માટે સતત પ્રયાસ કરવે

---

# ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક અરબી ફારસી શબ્દો.

## ( લખનાર અમીરમિયાં હમ્દૂમિયાં ).

( ગુ શા. ૫ પુ. ૫૧ મુ પૃષ્ઠ ૨૭૩ થી ચાલુ )

તેરીખ. અરબી તારીખ શબ્દ પરથી થયલો જણાય છે.
તહેનાત ( અ ) તઅ્નાત શબ્દ વપરાય છે હજુર, સેવા. ખરો શબ્દ તઐઉન છે પણ ફારસીવાળા તઅ્નાત શબ્દ એજ અર્થમા વાપરે છે.
તૈમુર ( તુ ) તીમૂર તીમૂર=પોલાદ. બાદશાહનું નામ છે.
તૈયાર ( અ )
તોડો ( ફા ). તવ્દા ઢગલો.
તોપ ( તુ ) તૂપ એને ચી પ્રત્યય લાગીને તોપચી ( તૂપ્ચી ).
તોફાન ( અ ). તૂફાન. અતિવૃષ્ટિ, ઘણુ પાણી, વટોળીઓ, આધી, લુડાડી મારે એટલુ પાણી તવફ=ગોળ ફર્યો, ઉપરથી.
તોબરો ( ફા ) તોબ્રા
તોબા ( અ ). તવ્બા. ગુનાથી પાછા ફરવું, ગુનાથી બચવુ
તોર ( અ ). તવ્ર રીતભાત, લક્ષણ, ટેવ
તોરો ( અ ). તુર્રા.

તોલો ( ફા ) તોલા. રૂપીઆભાર વજન
તોશાખાનુ ( ફા ). તોશહ્ખાના, ઉપરથી સામાન મૂકવાની જગા.
તોહમત ( અ ). તુહ્મત એબ લગાડવી, જૂઠું બોલવુ.
તંગ ( ફા ). સાંકડું.
તંગી ( ફા ). ગરીબી, સખ્તી
તંબુ ( ફા ). તંબૂ.
તંબુરો ( ફા ). તંબૂર, સારંગી
તુંદ ( ફા ) તેજ, જલદ, નઠારી, બુટ્ટી.

## દ.

દખમુ ( ફા ). દુખ્મા. પારસી લોકો પોતાના મુડદાને જ્યાં મૂકે છે, તે જગા.
દખલ ( અ ). દખ્લ આમદાની, અંદર આવવુ.
દગદગો ( ફા ). દગ્દગા ડર, બીક, ધાસ્તી.
દગલબાજ ( ફા. ) દગાબાજ. દગો કરનાર.
દગાખોર ( ફા ) ખુર્દન=ખાવુ ઉપરથી. દગો કરનાર.
દફતર ( ફા ). દફ્તર કચેરીના કાગળોનો જથો. જ્યા એવા કાગળો રહેતા હોય તે મકાન. દબિસ્તાન, દબીર, દફતર ને દીવાન શબ્દો પહલવી ભાષાના દપ=રેક્ષણુ કરેવુ ઉપરથી થયા છે. ( " અલ્ફારક " ઉપરથી ).
દફન ( અ ). દફ્ન જમીનમાં દાટવો, કોઈ વસ્તુને છુપાવવી.
દફે ( અ ) દફ્અ. હઠાવવુ, દૂર કરવુ
ફફેદાર ( અ ફા ) દફ્અ ( અ ) કલમ, કાયદો, ભાગ+દાર=વાળો એક ઓહદો છે.
દબદબો ( ફા ) દબ્દબા મહત્ત્વ, ટાપટીપ, નગારા વગેરેનો અવાજ.
દમ ( ફા ) શ્વાસ
દમાક ( અ ). દિમાગ દમાગ. મગજ, અહંકાર, ગર્વ.
દમાસ્કસ ( અ ). દમશ્કિ અથવા દિમશ્ક એક શહેર છે દમ્શાક બિન

દરાજ ( ફા ). દાદ દાદરનો રોગ.
દરિયાફ ( ફા ). દર્યાફ્ત દર્યાફ્તન=નક્કી કરવું ઉપરથી.
દરિયો ( ફા ). દર્યા. મોટી નદી, નદી ગુજરાતીમા અખાનના અર્થમાં વપરાય છે.
દરોબસ્ત ( ફા ) તમામ એકલાનું બીજા કોઈના ભાગ વગરનું.
દલાલ ( અ ). દલ્લાલ. રસ્તો બતાવનાર, જેની મારફત માલનો ખરીદ વકરો થાય તે. દલ્લ=મૂકયુ, બતાવ્યુ, આગળીથી બતાવ્યુ, ઉપરથી.
દલીલ ( અ ). રસ્તો દેખાડવો દલ્લ, ઉપરથી.
દવા ( અ ). ઔષધ
દવાત ( અ ) ખડીઓ.
દવાદારૂ ( અ. ફા ). દવા અને દારૂ બને સમાનાર્થ છે ઔષધ.
દસ્કત ( ફા. અ ) દસ્તખત. પોતાના હાથના અક્ષર દસ્ત ( ફા )=હાથ ખત ( અ )=લખાણ સહી કરવી, નિશાની કરવી
દસ્ત ( ફા ) હાથ, પંજો, ફાયદો, ફતેહ, મુખ્ય, ગાદી, શકિત, એક આખી વસ્તુ, રીત, કાયદો, કાનૂન, વખત, વઝીર, ઝાડો, વગેરે.

---

# ચર્ચાપત્રો.

( મિ લજ્જાશકર ગણપતરામ. )

શકા—"સોલકી સેનાપતિ મિહીર જોગ લખીતંગ શ્રી પંચાસર નગરથી શ્રીમાન ચાવડામણિ મહારાજાધિરાજ રાજેન્દ્ર જયશિખરી ગુર્જરેશ્વરનો વિશ્વાસુ, આધીન ને નીમકહલાલ સેવક, ગુર્જરી માતાનો સાચો તન, સુભટોપરિ, ગુર્જર સેનાધિપતિ સુરપાળ."

ઉપલા ફકરાને વાકય કહેવાય કે નહિ ? એને સાધારણ સાદા વાકયમાં ગોઠવી તેનુ પૃથક્કરણ થવા મહેરબાની કરશો.

ઉત્તર—ઉપરનો ફકરો સાદું વાકય છે ...'मिहिरं प्रति ..सुरपालेन लिखितम्' એ સસ્કૃત રચના ઉપરથી 'મિહિર જોગ લખીતંગ...સુરપાળ' એ રચના ગુજરાતીમા પ્રચલિત થઈ છે, પરતુ 'लिखितम्' ઉપરથી થયલુ 'લખીતગ' રૂપ 'લખનાર'ના અર્થમા હોય એવી રીતે વપરાતું થઈ ગયુ છે. માટે ઉપલુ વાકય નીચે પ્રમાણે સમજી પૃથક્કરણ કરવું.

'સોલકી સેનાપતિ મિહીર જોગ લખીતગ શ્રી...સુરપાળ છે.'

---

**શંકા**—બુધને સૂર્યની આસપાસ ફરતા ૮૬ દિવસ લાગે છે (પૃ. ૨૫૬ છઠ્ઠી ચોપડી), પણ પૃ ૨૫૭ મે ટીપમાં લખે છે, કે 'પોતાની ધરી પર ફરતા ૮૮ દિવસ લાગે છે.' તો સ્થળનિવાસીને ૮૬ દિવસનુ વર્ષ અને ૮૮ દિવસનો એક દિવસ, એ બનવુ સભવિત છે ?

**ઉત્તર**—પૃ ૨૫૬ મે આપેલો છે તે જૂનો મત છે. તે પ્રમાણે બુધ સૂર્યની આસપાસ ૮૬ દિવસમા ફરી રહે છે, અને પોતાની ધરી પર ૨૪ કલાકમા ભ્રમણ કરે છે. નવીન શોધ પ્રમાણે બુધને પોતાની ધરી પર ફરવાનો તેમજ સૂર્યની આસપાસ ફરવાનો સમય એકજ એટલે ૮૭.૯૬૯ અથવા લગભગ ૮૮ દિવસનો છે આજ મત પૃ ૨૫૭ ની ટીપમા આપવામાં આવ્યો છે. આ શોધ એક ઇટાલિઅન ખગોળવેત્તા પ્રોફેસર શિઆપરેલિએ કરી છે તેનુ કહેવુ એવુ છે કે બુધ સૂર્યની તરફ પોતાનુ એકનુ એકજ પાસુ રાખે છે તે તેના ભ્રમણ અને પરિક્રમણના સમય એકજ હોવાનુ પરિણામ છે આ મતને અમેરિકાના મિ લૉવેલ નામના બીજા પ્રસિદ્ધ ખગોળવેત્તા તરફથી પુષ્ટિ મળેલી છે માટે ૮૬ અને ૮૮ દિવસ એ બે પરસ્પર વિરોધી સમજવાના નથી, પરતુ જૂના ને નવા મત રૂપે સમજવાના છે; તેમજ ભ્રમણકાળ ૨૪ કલાકનો જૂના મત પ્રમાણે મનાતો હતો તે ૮૮ દિવસનો હોવો જોઈએ એવુ નવા મત પ્રમાણે મનાય છે. નવા મતમા જેમ ભ્રમણકાળ ૮૮ દિવસનો ગણાય છે, તેમ પરિક્રમણકાળ પણ તેટલાજ દિવસનો ગણાય છે.

---

મિ મગનલાલ નાથુભાઈ.

**શંકા**—'સત્યાનાશ' શબ્દની વ્યુત્પત્તિ સાથે અર્થ સમજાવો

**ઉત્તર**—'સત્યાનાશ' શબ્દ 'સત્તા'+'નાશ' ઉપરથી થયો છે. 'સત્તા' એટલે 'અસ્તિત્વ' અથવા 'હયાતી'. તે પરથી 'સત્યાનાશ' એટલે 'નખોદ જવુ' અથવા 'પુરેપુરો નાશ થવો' એવો અર્થ થાય છે.

---

મિ ત્રિભુવન દેવશી, તથા મિ માણેકલાલ શિવરામ ભટ્ટ.

**શંકા**—ગુજરાતી ચોથી ચોપડીના પાઠ ૮૮ ના ચોથા પૅરૅગ્રાફમાં લખ્યુ છે કે "પછી મારી લાંબી ચીકણી જીભ લપલપાવીને તેને પકડીને ને આખોજ ગળી ગયુ' અને તેજ ચોપડીના પાઠ ૫૫ ની સમશ્યા વિષેની

કવિતામાં લખ્યું છે કે "जीभ विना बोले घणु, मेडक ते कहेवाय." તો એ એમાં ખરૂં શું?

**ઉત્તર**—દેડકાને જીભ છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી, પરંતુ એ જીભનુ મૂળ મનુષ્યની માફક ગળા આગળ ન હોતાં દાંત આગળ હોય છે, અને જીભનુ ટેરવુ દાત પાસે ન રહેતા અદર ગળા તરફ રહે છે; મતલબ કે દેડકાની જીભ મનુષ્યની જીભ કરતાં ઉલટી છે, એટલે તે બોલવાના કામમા મદદ કરતી નથી, પરતુ ખોરાક પકડવાનાજ ઉપયોગની છે. તેથી 'જીભ વિના બોલે ઘણુ' એમ કહેવામા બાધ નથી.

---

**શકા**—શુ ચોથી ચોપડીના પાઠ ૨૬ ના છેલ્લા પૅરૅગ્રાફમા લખ્યું છે કે "હવે પાદશાહ ત્યાંથી ઊઠીને મહેલ તરફ ગયો. મહેલના દરવાજા આગળ તેણે એક દેસાઈને ઉભેલો જોયો" તે સંબધમા થતી વાતચીતથી દેસાઈએ પાદશાહને ઓળખ્યો. એમ ખુલ્લુ જણાય છે તો પહેલા પૅરૅગ્રાફ માં લખ્યા પ્રમાણે "પાદશાહ વેશ બદલીને નગરચર્ચા જોવા નીકળ્યો" એ વાત ઊડી જાય છે; કેમકે પાદશાહેં પાદશાહી વેશ ધારણ કર્યા વિના દેસાઈએ શી રીતે ઓળખ્યો? ને જ્યારે દેસાઈ ઓળખે, ત્યારે બીજા શા માટે ન ઓળખે તે સમજાતુ નથી

**ઉત્તર**—તે સબધી થતી વાતચીતથી દેસાઈએ પાદશાહને ઓળખ્યો એમ કોઈ પણ રીતે જણાતુ નથી એથી ઉલટુ 'પાદશાહે તેને જોઈ કહ્યું કે તમે તમારા હકના દસ્તાવેજ બતાવો, નહિ તો તમારી જાગીર જપત કરવામાં આવશે' એ શબ્દો પરથી પાદશાહ હોવાની બાબત પાદશાહે પોતેજ દેસાઈને એ પ્રશ્નથી જણાવી છે એમ ખુલ્લુ માલમ પડે છે. 'દેસાઈએ પાદશાહને ઓળખ્યો' એમ અનુમાન કરવા માટે એક પણ શબ્દ કે વચન નથી. મહેલના દરવાજા આગળ આ વાતચીત થાય છે તે પણ ભૂલવા જેવુ નથી.

---

**શકા**—પહેલી ચોપડીના પાઠ ૪૩ ના ત્રીજા પૅરૅગ્રાફમા એવુ લખ્યુ છે કે "આ વાગોળે છે, ત્યારે એના બેઉ જડબા હાલે છે;" પણ ગાય, ભેંસ વગેરે વાગોળનારાં જનાવર જ્યારે વાગોળે છે ત્યારે ફક્ત નીચલું એકજ જડબુ હાલતું જણાય છે. ડાક્ટરોને પૂછતા પણ નીચલું એકજ હાલે

# નિશાળોનાં ઇનામપત્રક.

**અમદાવાદ વિભાગ—**

**લેલીઆ**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો ચોપડીઓ લુગડા ને સાકર વહેંચી રૂ. ૫–૦–૦ **ઊતેલીઆ**—મે. ઠાકોર સાહેબ તથા સદગૃહસ્થો છોકરાને કપડા તથા સાકર રૂ. ૬ **બોપલ**—મુખી બહેચરભાઈ દેશાઇભાઈ છોકરાને મીઠાઈ વહેંચી રૂ ૩ **મોડાસા મુખ્ય સ્કૂ.**—શેઠ ચુનીલાલ ગોકળદાસ, શેઠ જમનાદાસ જેઠાભાઈ, શા. પ્રેમચંદ સખીદાસ, શેઠ ધુલજી ભુરજી છોકરાંને માટે પરબના વાસણો અપાવ્યા રૂ. ૧૬ **પસુંજ**—પા. બહેચર જીવાભાઈ સ્કુલના છોકરાને જમાડયા. રૂ ૧૨. **ગોમતીપુર**—રામકૃષ્ણ મીલના એજટ મી. ચીમનલાલ માણેકલાલ, ચીમનલાલ માણેકલાલ તથા સદગૃહસ્થો પા. નારણ રણછોડ છોકરાને ચોપડીઓનુ ઇનામ વહેચ્યુ રૂ ૨૧ છોકરાને જમાડયા રૂ ૫૦ છોકરાને જમાડયા. રૂ. ૨૦. **ગોરજ**—સરવૈયર છગનલાલ ભીખાભાઈ મીઠાઈ વહેંચી રૂ. ૩ **બાવળા**—પા. કેવળભાઈ દેશાઈભાઈ, નદલાલ મુળશકર છોકરાંને જમાડયા. **પાટડી**—પા લાલભાઈ રણછોડદાસ પરબ મડાવી રૂ ૧૫. દરબાર સાહેબ તથા સદગૃહસ્થો નિશાળના સગ્રહસ્થાન માટે રૂ. ૧૨૦. **દેત્રોજ મુખ્ય સ્કૂ.**—સદગૃહસ્થો છોકરાને જમાડયા રૂ. ૨૬–૮–૦ પુસ્તકો વહેચ્યાં રૂ. ૯ **રામોલ**—સદગૃહસ્થો નિશાળ જમાડી રૂ. રૂ. ૭–૮–૦ **ઓઢા**—મેવાડાના પચ તરફથી નિશાળ જમાડી રૂ ૯ **રૂદાનલ**—ગામના સદગૃહસ્થો નિશાળ જમાડી રૂ. ૧૨–૮–૦ **ચેખલા**—સ્કુલ કમીટીના મેમ્બરો **દેત્રોજ**—ક. શાળા પા. મોહનલાલ પ્રાણદાસ વગેરે રૂ. ૧૧) સ્કુલ જમાડી તથા પુસ્તક તથા ગામના સદગૃહસ્થો નિશાળ જમાડી રૂ. ૧૬ **સાંથલ**—કમીટીના મેમ્બર તથા આગેવાનો છોકરાને મીઠાઈ પ્યાલા ને ચોપડીઓ આપી રૂ. ૧૮–૪–૦ **એરવા**—પાટડીના મે. દરબાર સાહેબ, વહીવટદાર ગીરધરલાલ, ગામના સદગૃહસ્થો નિશાળ જમાડી રૂ ૨૫ તથા મીઠાઈ વહેંચી રૂ. ૩. **સીતાપુર**—મુખી લલુભાઈ માવજીદાસ કોરોશન પ્રસગે છોકરાંને જમાડ્યાં રૂ ૨૦–૮–૦. સદગૃહસ્થો રૂમાલ વહેંચ્યા રૂ ૭–૧૨–૦ **ચલોડા**—ગામના સદગૃહસ્થો સગ્રહસ્થાન માટે આપ્યા. રૂ ૩. છોકરાને જમાડયાં. રૂ. ૩૫–૮–૦ **ભાત**—પા. નાથાભાઈ રણછોડદાસ સ્કુલો જમાડી રૂ ૨૧ **ઓગણજ**—

પા. ચેલાભાઈ બહેચરદાસ છોકરાંને જમાડયાં રૂ ૨૩-૮-૦ **વાસણા કેલીઆ**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા આગેવાનો છોકરાને જમાડયા રૂ. ૬૦ ગરીબ છોકરાને કપડા આપ્યા રૂ. ૧૦ મીઠાઈ વહેંચી રૂ. ૨. **કૈકા**—ગામના સદ્‌ગૃહસ્થો સ્કુલ જમાડી. **આંબલી**—ગામના સદ્‌ગૃહસ્થો છોકરાંને જમાડયાં તથા કપડા આપ્યાં રૂ ૧૫ **નાંદેજ**—ગામના આગેવાનો છોકરાંને જમાડયાં રૂ. ૧૭-૪-૦. **ઊનારસદ**—શા. જમનાદાસ ખુશાલદાસ, શા. કેશવલાલ ઊમેદરામ, શા. મોનીચંદ લખમીચંદ, શા ત્રીકમલાલ વીરચંદ, હેડ માસ્તર છોટાલાલ નરભેરામ, પા લલુભાઈ વાલાભાઈ, પા. પ્રાણભાઈ કહાનદાસ, પડયા સામળભાઈ સારથરામ, પા. જીવાભાઈ લલુભાઈ વગેરે ગામના સદ્‌ગૃહસ્થો છોકરાને જમાડયા. રૂ ૯૩. **વરવા**—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ ૨૫. **વાંચ**—મે. કાજી સાહેબ નિશાળ જમાડી, ઘડીઆળ નિશાળમા આપ્યુ, શહેનશાહની છબીઓ વહેંચી. રૂ. ૪૨ **પાટડી કન્યા૦**—દરબાર સાહેબે કૃપાવત થઈ રૂ. ૧૦૦૦) બને નિશાળોની પરબ માટે આપ્યા. પા. રણછોડભાઈ જીભાઈની વિધવા બાઈ રેવાબાઈ કન્યાઓના ભરત શિવણ માટે રૂ ૨૫ **ગોરૈયા**—ગામના આગેવાનો સ્કુલ જમાડી રૂ. ૧૦ **અસલગામ**—સદ્‌ગૃહસ્થો સ્કુલ જમાડી. રૂ ૧૦. **હાંસોલ**—અમદાવાદના ડોક્ટર સાહેબ મી. પીતાંબરદાસ કુબેરદાસે સ્કુલ જમાડી રૂ ૨૫. છોકરાને ચોપડીઓ વહેંચી રૂ. ૨૫. **હરસોલ**—ગામના સદ્‌ગૃહસ્થો ૨ પર્યુસણના મુળચંદ જીવણદાસ છોકરાને જમાડયા તથા કપડા વહેંચ્યા રૂ. ૪૧. **ચંડીસર**—ગામના સદ્‌ગૃહસ્થો છોકરાને જમાડયાં તથા પ્યાલા વહેંચ્યા રૂ. ૧૭. **પીસાવાડા**—ગામના સદ્‌ગૃહસ્થો નિશાળ જમાડી. રૂ. ૧૨. **પોગળુ**—ગામના આગેવાનો છોકરાને જમાડયાં તથા ચોપડીઓ આપી. રૂ ૧૫-૪-૦ **રખીઆણા**—સોળ ગામના પા મોતીરામ કહાનદાસ મીઠાઈ વહેંચી રૂ. ૪. **ડાંગરવા**—મુખી છગભાઈ કુબેરદાસ તથા સદ્‌ગૃહસ્થો નિશાળ જમાડી રૂ. ૨૫. **મખીઆવ**—ઠાકોર સાહેબ દેવીસંગજી રાયસંગજી નિશાળ જમાડી રૂ. ૧૦. **ફતેપુર**—ગામના આગેવાનો સ્કુલ જમાડી તથા મીઠાઈ વહેંચી રૂ. ૧૫. **ખેરોલ**—ઘણીઓલના સુરચંદ વીરચંદ તથા પ્રાંતિજના પરીખ ઘેલાભાઈ કેશવલાલ ને ખેરોલના પા. હરગોવન રાયજી તથા સદ્‌ગૃહસ્થો છોકરાંને જમાડયા તથા ઈનામ વહેંચ્યું રૂ ૩૮ **આંબલીઆરા**—સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો નિશાળ જમાડી.

રૂ ૧૦. **સોનાસણ**—શા. છોટાલાલ છગનલાલે પુત્રપ્રસવની ખુશાલીમાં મીઠાઈ વહેંચી. રૂ ૪. **ઓભા**—ગામના આગેવાનો સ્કુલ જમાડી રૂ. રૂ. ૫-૪-૦. **પીપલી**—ગાથના આગેવાનો નિશાળ જમાડી. રૂ. ૧૬. **ત્રાંસદ**—કમીટીના મેમ્બરો તથા આગેવાનો નિશાળ જમાડી રૂ. ૮. **પાલડી કાંકેજ**—ગામના આગેવાનો નિશાળ જમાડી. **ઝીંઝર**—ગામના આગેવાનોમાથી પા. હાવાભાઈ રામાભાઈ તથા મોહોબતસીંગ નાનાભાઈ વગેરે નિશાળ જમાડી. રૂ. ૧૧. **બદરખા**—ગામના આગેવાનો નિશાળ જમાડી. રૂ ૨૨-૪-૦. **ભડીયાદ**-ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૭૬ **રાયપુર**— ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૧૬ ). **નીકોલ**—ગામના તથા મોઢવના સદ્‌ગૃહસ્થો છોકરાને જમાડયા તથા ટોપીઓ સ્લેટો ખુડા વહેચી ઘડીયાળ આપ્યુ નિશાળના ઉપયોગ માટે રૂ. ૧૬ ) **અસલાલી**—ગામના સદ્‌ગૃહસ્થો નિશાળો જમાડી. **બાવળા કન્યાશાળા**—આગેવાનો કપડા વહેંચ્યાં રૂ. ૮ ) **પોલારપુર**—ભીમનાથના મહંતશ્રી ગજરાજગરજી ઈશ્વરગરજી મીઠાઈ તથા ચોપડીઓ ને રૂમાલ વહેચ્યા રૂ. ૨૭ ) **બાવલીઆરી**—ગામના આગેવાનો નિશાળ જમાડી તથા મીઠાઈ વહેંચી રૂ. ૧૨ ). **કોચરબ**—ગામના પા. શોભાભાઈ જેઠાભાઈ તથા સુળજીભાઈ ભગવાનદાસ ને આગેવાનો છોકરાંને જમાડયા રૂ. ૫૬-૫-૦. પાલડીના પા ચેલાભાઈ ડાહ્યાભાઈ તથા પા. ડાહ્યાભાઈ મથુરભાઈ છોડીઓને કપડાં આપ્યા રૂ. ૧૬-૮-૦. કોચરબના પા ભલાભાઈ નારણભાઈ શા બાબરભાઈ ચુનીલાલ છોકરાને માટે ટોપીઓ રૂ. ૧૦ ). **ભોજવા**—મેમ્બરો તથા દરબાર નિશાળ જમાડી. **કાવી**—આગેવાનો નિશાળ જમાડી. **વણઝર**—પા ખોડીદાસ હીરાભાઈ તથા આગેવાનો નિશાળ જમાડી **દેકાવાડા**—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૧૪). **સરોડા**—ગામના આગેવાનો સ્કુલ જમાડી **ચાનખેડા**—ગામના આગેવાનો સ્કુલ જમાડી રૂ. ૩૧ ) **ઊચડી**—ગામના આગેવાનોમાથી કેસરીસીંગ જસવતસિંગ વગેરે તરફથી સ્કુલ જમાડી. **ચીઆડા**—ગામના સદ્‌ગૃહસ્થો નિશાળ જમાડી રૂ ૧૦ ) **મોડાસર**—ગામના આગેવાનો નિશાળ જમાડી. **જસવતપુર**—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૨૦ ) **અચીઓર**—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૨૦ ). **રાશય**—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૧૧-૮-૦. **જેતલપુર**—

પંડયા મોટલાલ પુરશોત્તમે વાગતું ઘડીયાળ આપ્યું મીઠાઈ વહેંચી રૂ. ૧૩ ). ગામના આગેવાનો છોકરાને જમાડયા રૂ ૪૫ ). છનીઆર—તાલુકદાર હીમતસીંગ અમરસીંગ છોકરાં જમાડ્યાં. પટેલ નગ્હરભાઈ નાથાભાઈ તથા ગામના સદ્ગૃહસ્થો ઈનામ તથા પતાસાં વહેંચ્યા. ગરીબ છોકરાને સ્લેટો ચોપડીઓ રૂ. ૫૫-૪-૦. રજોડા—ગામના આગેવાનો છોકરાને જમાડયાં ગીરમથા—મુખી રણછોડભાઈ દેશાઈભાઈ સ્કુલ જમાડી તથા પ્યાલા વહેંચ્યા રૂ. ૧૫ ). પીરાણાના કાકા લક્ષ્મણ કરમસી છોકરાને જમાડયા તથા ચોપડીઓ વહેંચી રૂ. ૨૦) પીરાણાના કાકા મોતીભાઈ જેઠાભાઈ છોકરા માટે પરબ મડાવી તથા મીઠાઈ વહેંચી રૂ. ૮ ) મુખી ભુલાભાઈ કુબેરદાસ તથા ગામના આગેવાનો મીઠાઈ વહેંચી રૂ ૮-૮-૦. કુકડ—ગામના આગેવાનો નિશાળ જમાડી ઈનામ વહેંચ્યુ રૂ. ૪૦ ). નોલી—ગામના આગેવાનો નિશાળ જમાડી. ઝુંડાળ—ગામના આગેવાનો નિશાળ જમાડી. હાંસોલ—પા. મથુરભાઈ ઈશ્વરભાઈ નિશાળ જમાડી રૂ. ૨૫ ) દેત્રોજ કન્યાશાળા—પા. મોહનલાલ પ્રાણદાસ કન્યાશાળાની છોડીઓને જમાડી. દેત્રોજ મુખ્ય સ્કુ.—ગામના આગેવાનો છોકરાને જમાડયા. તણસા—ગામના આગેવાનો છોકરાંને જમાડયાં. ઊતેલીયા—ઉતેલીયા નામદાર ઠાકોર સાહેબ છોકરાંને જમાડયાં તથા ચોપડીઓ અને કપડાં ઈનામ આપ્યાં રૂ. ૪૫ ). અધાર—પા. અમરતલાલ મોતીરામ છોકરાને જમાડયાં રૂ. ૧૫ ). કમીટીના મેમ્બરો તથા આગેવાનો ચોપડીઓ તથા મીઠાઈ વહેંચી રૂ ૧૭-૧૨-૦. બુડથળ—ગામના આગેવાનો નિશાળ જમાડી તથા છોકરાંને મીઠાઈ વહેંચી રૂ. ૨૧ ). મહીજડા—ગામના આગેવાનો નિશાળ જમાડી આંબલી—ગામના આગેવાનો નિશાળ જમાડી રૂ. ૧૫ ). ઊખલોડ—મુખી અબારામ ત્રીકમદાસની વિધવા જડાવ બાઈએ નિશાળના છોકરાંને જમાડયા રૂ. ૧૫ ). રૂપાલ—કમીટીના મેમ્બરો તથા ગામના સદ્ગૃહસ્થો છોકરાંને જમાડ્યાં તથા પુસ્તકો આપ્યાં રૂ. ૧૭). પરશુંજ—પરશુંજના પા. મગનલાલ ગલાભાઈએ છોકરાંને જમાડયાં રૂ. ૧૫ ). લાંઘા—ગામના આગેવાનો નિશાળ જમાડી. ગોળ ગામ—પા. પીતાંબર રામદાસ તથા પા. મોતીરામ કહાનદાસ પા. વનમાળી બાળદાસ

REGISTERED NO. B. 48.

અંક ૧૨ મો. પુસ્તક ૫૨ મું.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ડીસેમ્બર, ૧૯૧૨.

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



તન્ત્રી (ઑગસ્ટ, ૧૯૦૨ થી)—અને

પ્રકાશક—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

કેળવણીખાતાના હુકમથી.

(સનં ૯૭ સ્વાધીન સંખ્યા ૭)

અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિ[illegible]ના પ્રેસમાં જીવનલાલ અમરશી મહેતાએ છાપ્યું.

સુધી તેનું ચિત્ત સ્વસ્થતામાંથી ખસી ઉન્માદની અવસ્થામા આવતું નથી, ને જ્યાંસુધી તેની કલ્પનાશક્તિ અમર્યાદ થતી નથી, ત્યાંસુધી કવિથી કવિતા બનાવી શકાતી નથી.[1] મહાન્ કવિ શેક્સપિઅરે પણ કહ્યુ છે કે જેમ જેમ કલ્પનાશક્તિ અજ્ઞાત વસ્તુઓના આકારોનું સ્વરૂપ ધરે છે, તેમ તેમ કવિની કલમ તે તે સંસ્કારસ્વરૂપને શબ્દદ્વારા મૂર્તિમય કરે છે, અને વાયુરૂપ અવસ્તુને એક સ્થાનિક વસતિ અને નામ આપે છે[2] એજ કવિ આને "સુંદર ઉન્માદ" (Fine frenzy)નું ફળ કહે છે. લૉર્ડ મેકૉલે કહે છે કે "સુંદર ઉન્માદ" ખરો, પરંતુ 'ઉન્માદ' તો ખરોજ. અર્થાત્, મનની અત્યંત આવેશયુક્ત વેગવાન્ સ્થિતિ, જેનુ ફળ ચમત્કારી થવાથી ચારુત્વવિશિષ્ટ, સુંદર એમ વિશેષણ લગાડ્યુ છે, એની સ્થિતિ વિના ઉત્તમ કાવ્ય રચી શકાતા નથી. એજ ગ્રંથકાર આગળ કહે છે કે બધી પદ્યમય રચના ગમે તેવી સુંદર હોય તો તે કંઈ કાવ્ય નથી. અન્ય રીતે એક રચના ગમે તેવી સ્તુતિપાત્ર હોય, પણ એટલાથીજ તે કાવ્ય બનતું નથી. આપણી કલ્પનાશક્તિ ઉપર એક પ્રકારનો મોહ ઉત્પન્ન કરે એવી રીતે શબ્દો પ્રયોજવાની કળા, ચિત્રકાર રંગથી જે અસર ઉત્પન્ન કરે છે તે અસર શબ્દથી ઉત્પન્ન કરવાની જે કળા, તેનુ નામ કાવ્ય.[3] આ પ્રમાણે શબ્દચમત્કૃતિ

---

1 'A poet is unable to compose poetry until he becomes inspired and is out of his sober senses, and his imagination is no longer under his control' Plato.

2 'As imagination bodies forth
The forms or things unknown, the poet's pen
Turns them to shapes, and gives to airy nothing
A local habitation and a name.'

3 By poetry we mean not all writing in verse, not even all good writing in verse. Our definition excludes many metrical compositions which on other grounds deserve the highest praise. By poetry we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination, the art of doing by means of words what the painter does by means of colours' Macaulay.

ને અર્થચમત્કૃતિ એ બને કાવ્યલક્ષણના ઘટક અવયવો છે. કાઉપરે પણ લલિત ને ઉચિત પદનું સંશોધન કરતા કવિને કેટલો બધો પરિશ્રમ પડે છે, પરંતુ તે પરિશ્રમમાં કેવો અનિર્વચનીય આનંદ રહેલો છે, લજ્જાવાળી મુગ્ધાની માફક ચારુ પદો મહાકષ્ટે હસ્તગત થયા જેવાં લાગે છે, તોપણ કેવા દૂર જતા રહે છે, તેને હસ્તગત કરતાં કેવો શ્રમ પડે છે, પછી તેની પરસ્પર મૈત્રી થાય એવી રીતે યોગ્ય સ્થળે સુવ્યવસ્થા કરી શબ્દો વડે કલ્પનાની એક ચારનમ મૂર્તિનું કેવી રીતે કવિ નિર્માણ કરે છે, તેનું ઘણું સુન્દર વર્ણન કરેલું છે.[1]

આ પ્રમાણે શબ્દચમત્કૃતિ વિનાનું પદ્ય તે પદ્યજ છે, કાવ્ય નથીજ. આજ કારણથી દંડીએ તેમજ જગન્નાથે શબ્દ ને અર્થ બનેને કાવ્ય કહેવાને બદલે શબ્દનેજ કાવ્ય કહ્યું છે. લલિતપદ વિના કાવ્ય તે અકાવ્યજ છે. પદલાલિત્ય એ કાવ્યલક્ષણનો એક આવશ્યક અંશ છે. આ ઉપરથી કેવલ શબ્દચમત્કૃતિજ કાવ્યને માટે અપેક્ષિત છે, એમ સમજવાનું નથી. શબ્દચમત્કૃતિ સાથે અર્થચમત્કૃતિ, અર્થગૌરવ પણ જોઈએ. ઉપર દર્શાવ્યુંજ છે કે શબ્દપાક કરતા અર્થપાક વિશેષ ચમત્કારી છે. અહિં એટલું સમજવાનું છે કે કેવલ અનુપ્રાસ કે યમકની અનેક રચનાઓ, એકાક્ષરી, દ્વયક્ષરી, કે અમુક સ્થાનના અક્ષરનાજ કાવ્યોમા તો કૃત્રિમ શોભા છે. એને શબ્દવૈચિત્ર્ય કહી શકાય. પણ શબ્દચમત્કૃતિમા એવી કૃત્રિમ ને ક્લિષ્ટ રચનાનો સમાવેશ કરવો યુક્ત નથી.

## કવિત્વબીજોનું તારતમ્ય.

ઉપર દર્શાવેલા મમ્મટ, વિદ્યાધર, આદિ આલંકારિકોએ આપેલા કવિત્વબીજોમા પ્રતિભાને પ્રધાન સ્થાન આપ્યું છે, ને પ્રતિભા, બહુશ્રુતત્વ, ને કાવ્યપરિશીલન એ ત્રણ એકઠા થાય ત્યારે કાવ્ય રચી શકાય એમ કહ્યું છે કેટલાક આલંકારિકો તો એથી આગળ વધીને એમ કહે છે કે પ્રતિભાજ ખરું કારણ છે. પ્રતિભાથીજ કવિત્વ ઉત્પન્ન થાય છે. અભ્યાસયોગથી તેમાં વૃદ્ધિ થાય છે, ને વ્યુત્પત્તિથી તેમાં ચારુત્વ આવે

---

1 There is [illegible] in poetic pains,
Which only [illegible] &c. Cowper.
[illegible] ઓ પુ ૪૮ પૃ ૧૦૦-૧૦૧)

છે.[1] હવે પ્રતિભા ઘણે અંશે નૈસર્ગિક છે, ત્યારે એવી શક્તિ જેને સહજ ન હોય તેણે કાવ્ય રચવાનો અભ્યાસજ ન કરવો એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એ તો ખરૂં છે કે એ ત્રણે કારણો એકઠાં થયા વિના ઉત્તમ કાવ્યો બની શકતાં નથી પરંતુ અભ્યાસથી કંઈ પણ અસાધ્ય નથીજ એ પણ વીસરવાનું નથી એથીજ દંડી કહે છે કે પૂર્વવાસનાગુણની સાથે રહેલી અદ્ભુત પ્રતિભાશક્તિ ન હોય તોપણ પ્રાચીન કાવ્યોનું પરિશીલન અને અભ્યાસ પણ કંઈ અવર્ણ્ય કૃપા કરે છે, અર્થાત્, કાવ્યસંપાદન-સામર્થ્ય ઉત્પન્ન કરે છે. માટે લોકશાસ્ત્ર આદિનું સમ્યક્ આલોચન અને પરિશીલન કરવા પ્રથમ પ્રયત્ન આદરવો, અને તેમાં પાર પામ્યા પછીજ કાવ્ય રચવાનો પ્રયાસ કરવો.[2]

( અપૂર્ણ )

---

## હાસ્યરસ.

( રા રા. મો. પા. દવે. એમ એ., એલ. એલ બી )

( ચાલુ પુ ૫૧, પૃ. ૪૧૩ થી ).

**હાસ્ય સ્વાભાવિક, વિશુદ્ધ, અને પરિપૂર્ણ હોવું જોઇએ**

હાસ્યરસની રચનાથી હાસ્ય ઉત્પન્ન થાય છે તે વખતે વાચકનાં અંગોમાં કેવો ફેરફાર થાય છે અથવા એના ચિત્તમાં કેવા વિચારો આવે છે, એ વખતે એને પોતાના ચઢિયાતાપણાનું ભાન થાય છે, પોતે કંઈ વિજય મેળવ્યો હોય એવું લાગે છે, પોતે એવી સ્થિતિમાં મુકાયો હોત તો એવી ભૂલ ન કરત એવા ખ્યાલ ઉત્પન્ન થાય છે કે કેમ તે વિષે ચર્ચા કરવાની

---

१ कवित्वं जायते शक्तेर्वर्धतेऽभ्यासयोगतः ।
तस्य चारुत्वनिष्पत्तौ व्युत्पत्तिस्तु गरीयसी ॥ वाग्भटा॰

२ न विद्यते यद्यपि पूर्ववासनागुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥
काव्याद॰

આ સ્થળે જરૂર નથી. આ સ્થળે તો આપણે એટલુંજ કહીશું કે અમુક રચનાદ્વારા ગ્રન્થકારના જે હાસ્યની આપણને પ્રતીતિ થતી હોય તે હાસ્ય જો સ્વાભાવિક, વિશુદ્ધ અને પરિપૂર્ણ હોય તોજ વાચકના હૃદયમાં પણ એવાજ હાસ્યની ઊર્મિઓ ઉછળાવવામા તે રચના સફળ નીવડે છે; નહિ-તો હાસ્યરસની રચના તરીકે તે નિષ્ફળ જાય છે. કુદરતી રીતે માણસને હસવાનું વલણ થઈઆવે તે વખતે હસવુ એજ તેનો ધર્મ છે. એ હાસ્યમાં જો દ્વેષ કે એવો કોઈ દુર્વિકાર ન આવતો હોય તો એ હાસ્યને કૃત્રિમ રીતે દબાવી દેવાનુ એને કોઈ પણ રીતનુ કારણ નથી. એ હાસ્ય કરતી વખતે બીજા કોઈ આડાતેડા વિચારથી કે અમુક માણસોને પ્રસન્ન કરવાની હદબહારની કાળજીથી એણે પોતાના હાસ્યને ગુંગળાવી નાખવુ ન જોઈએ, પણ એણે ખુલ્લા મનથી હસવુ જોઈએ. હાસ્ય કરતાં એણે એકાએક ગંભીરતા ધારણ કરવી ન જોઈએ, " હું હાસ્ય કરૂં છુ " એવાં વચનો કહેવાને એણે થોભવું પણ ન જોઈએ, પણ પોતાના ઉજ્જવળ હાસ્યમાં પોતાના વ્યક્તિત્વને એણે વિસારી દેવુ જોઈએ

## હાસ્યરસનુ વિરોધી તત્વ.

એ ઉપરાંત, હાસ્યરસની રચનામાં હાસ્યરસનું વિરોધી તત્ત્વ ન હોવું જોઈએ કોઈ હાસ્યરસવાળી વાર્તા હોય તેમા હાસ્ય આવવાને બદલે શોક થાય અથવા ત્રાસ ઉપજે એવુ કંઈ પણ કથન કરવામા આવે તો તે અસ્થાને છે દુષ્કાળના દુ ખનું નિવારણ કરવાને માટે બાળકોને મારી નાખીને તેનું માસ વાપરવુ એવી સ્વિફ્ટની સૂચના આ પ્રકારની છે; અને " પંડિત શ્રીયુત નારાયણશાસ્ત્રી "ની વાર્તામાં " भार्या रूपवती शत्रु ॥ " એ વચનને આધારે શાસ્ત્રીજી પોતાની રૂપવતી ભાર્યાની આખમા લોઢાની સળી ખોસી દે છે, તે બૂમો પાડે છે અને રોય છે, તેની એક આખમાથી લોહી અને બીજી આખમાથી પાણી વહે છે, તે જોઈને શાસ્ત્રીજી સન્તોષ પામે છે; અને પછી " एकाक्षी कुलनाशिनी ॥ " એ સૂત્ર સાંભરી આવ્યાથી બીજી આંખ પણ ફોડી નાખે છે એ વૃત્તાન્તમા પણ કંઈક આવી રીતનો દોષ થતો હોય એવુ આ લેખકને જણાય છે

## સુરુચિનો ત્યાગ.

હાસ્યરસવાળી રચનામાં સુરુચિનો ત્યાગ પણ ન થવો જોઈએ. આ

વાત સર્વ કોઈ સ્વીકારે એવી હોવાથી એ વિષે વધારે વિસ્તાર કરવાની આ સ્થળે જરૂર લાગતી નથી. સુરુચિનો ત્યાગ થયાના એકાદ બે દાખલા સ્વ. નવલરામભાઈની " ભટનું ભોપાળું " એ નામની ઉત્તમ રચનામા પણ જોવામાં આવે છે એ લગાર નવાઈ જેવુ છે.

## હાસ્ય અને કરુણ.

હાસ્યરસવાળાં નાટકોમાથી ઉપર આપણે કેટલાક ઉતારાઓ આપી ગયા છીએ; પણ તે ઉપરાત કરણુરસવાળાં નાટકોમા પણ હાસ્યરસ ઘણો ઉપયોગી થઈ પડે છે કરુણરસ અને હાસ્યરસ એ બેઉના ચિત્રો ઘણાં પાસે પાસે મુકાવાથી કેટલીક વખતે કરુણરસમાં ઘણો વધારો થાય છે. " હૅમ્લેટ " ના નાટકનો " grave-digger ( કબર ખોદનાર ) નો પ્રવેશ કબર આગળનાં " grave-digger " ( કબર ખોદનાર )નાં વચનોને લીધે કબરની ભયાનકતામાં વધારો કરે છે અને ત્યારપછી ઓફીલિયાનુ શબ લઈને તેનો ભાઈ વગેરે આવે છે તે દેખાવની અસર પણ એ હાસ્યરસના સમિશ્રણથી વધારે મજબૂત થાય છે " કિંગ લિયર " ના નાટકમા પણ કુદરતના ભયકર તોફાનોને વખતે કિંગ લિયર અને મશ્કરાના પાત્ર સાથે સાથે મુકાવાથી એવોજ હેતુ સિદ્ધ થાય છે અને "એન્ટનિ અને કિલયોપેટ્રા" એ નાટકમાં ઝેરી સર્પ વેચનાર ગામડિયાના " I wish you joy of the worm " એ વચનથી પણ એવોજ અર્થ સરે છે એ ઉપરાત, કોઈ વખતે કરણુરસના 'અતિશયથી હૃદયનુ ઘણુ તગ ખેચાણ થયુ હોય તે વખતે હાસ્યરસના પાત્રનો પ્રવેશ માત્ર થવાથી આપણે એકદમ નવી સ્થિતિમા મુકાઈએ છીએ અને એના એક અટ્ટહાસ્યની સાથે આપણા હૃદય ઉપરનો સઘળો ભાર ખસી જાય છે

## ગંભીરતા.

હાસ્યરસની રચનામાં ગભીરતા એ અસ્થાને છે એવી રચનામા તુચ્છ વિષયોના સમ્બન્ધમા ગભીર વચનો ઉચ્ચારવામા આવે એવુ તો ઘણી વાર બને છે, પણ તે ગભીરતા ખરેખરી નહિ પણ ઉપલકિયાજ હોય છે, અને હાસ્યરસની નિષ્પત્તિ થાય એજ એ ગભીરતાનો હેતુ હોય છે. આ પ્રમાણે હાસ્યરસની રચના ગભીરતાહીન હોય એ એક પ્રકારની રચનાનું દૂષણ નથી, પણ ભૂષણ છે.

## વાચાળતા.

હાસ્યરસની રચનામા વાચાળતા પણ સાધારણ રીતે હોય છેજ. કેટલાક રમૂજી ટુચકાઓ ઘણા ટૂંકા હોય છે એ ખરૂ, પણ તે આપણને વાક્ચાતુર્ય ( Witticism ) નાજ દાખલાઓ પૂરા પાડે છે. હાસ્યરસ ( humour )ની નિષ્પત્તિને માટે તો કંઈક વાચાળતાનીજ જરૂર પડે છે. મોલિયરના હાસ્યરસવાળા નાટકોમાં ભાગ્યે બે પાના એવા જતાં હશે કે જેમા એવી વાચાળતા નહિ જોવામા આવતી હોય. મૂર્ખ માણસની મૂર્ખતાને ઉઘાડી પાડવાને માટે એના મુખમા અનેક શબ્દો મૂકવાની નાટકકારને ઘણી વખતે જરૂર પડે છે. આજ કારણથી, મોલિયરના એક નાટકમાં, વૃદ્ધ વયે પરણવા ઇચ્છનાર માણસના મુખમા નીચે પ્રમાણેના વચનો મૂકવામાં આવ્યા છે—

ડાસો—શુ હું મારો ઇરાદો છોડી દઈશ ? શું, સાહેબ, તમે એમ ધારો છો કે હવે હુ પરણવાને લાયક નથી ? મારી ઉમ્મર કેટલી થઈ છે તે વાત તમે જવા દો, અને ખરેખરી વસ્તુસ્થિતિ શી છે તેનોજ તમે વિચાર કરો ત્રીસ વરસનો માણસ હશે તે પણ શુ મારા કરતા વધારે મજબૂત અને તદુરસ્ત હશે ખરો ? મારા સઘળા અવયવો જોઈએ તેવાં મજબૂત નથી ? મારે કોઈ દહાડો ગાડીમા બેસવાની જરૂર પડે છે ? (પોતાના દાત બતાવીને ) હુ દિવસમા ચારે વખત ખાસી મજેથી જમતો નથી ? અને કોઈની પણ પાચનશક્તિ મારા કરતા વધારે મજબૂત હશે ખરી ? ઉહુ ! ઉહુ ! કેમ, આ બધાનુ તમે શુ કહો છો ?

ગૃહસ્થ—તમારૂ કહેવુ ખરૂં છે મારી ભૂલ હતી. તમારે પરણવુજ જોઈએ.

ડાસો—હુ જાતે અગાઉ પરણવાની વિરુદ્ધ હતો, પણ હવે મને પરણવાની તરફેણમાં મજબૂત કારણો જણાયા છે. એક સુન્દર સ્ત્રી ઉપર અધિકાર ચલાવ્યાનો આનન્દ મને મળશે; એ સ્ત્રી મને લડાવશે, મને રમાડશે, અને હુ થાકી જઈશ ત્યારે મને હીંચકામા ઝુલાવશે એ આનન્દ ઉપરાત મને વિચાર આવે છે કે હુ જો નહિ પરણુ તો હમારો વશ આખો નાબુદ થશે; પણ જો પરણીશ તો અન્યદ્વારા મારૂં જીવન ટકી રહેલુ માગ જોવામા આવશે. મારા જેવાજ બાળકો મારાથી ઉત્પન્ન થયલાં જોવાનો સન્તોષ મને મળશે. એ

બાળકો ઘરમાં આખો દહાડો રમ્યાં કરતાં હશે, હું બહારથી આવીશ ત્યારે તેઓ 'બાપા' 'બાપા' કહીને મને બોલાવશે, અને પોતાની ગાલી ગાલી વાતો કર્હુને ઘણી પ્રિય લાગે તેવી રીતે કરશે રે ! અત્યારેજ એ બાળકોનો પિતા હું થઈ ચૂકયો હોઉં એવું મને લાગે છે, અને અડધોએક ડજન છોકરાંઓને મારી આસપાસ વીંટળાઈ વળેલાં હું જોઉં છુ.

હૅમ્લેટના ગાંડપણનું કારણુ પોતે શોધી કાઢયુ છે એવા ખોટા અભિમાનથી મલકાતો મલકાતો પોલોનિયસ પોતાના રાજા આગળ પોતાના અનુમાનનુ કારણુ રજુ કરે છે તે વખતે પણુ—

"That he is mad, 'tis true 'tis true 'tis pity,
And pity 'tis 'tis true..."

વગેરે વચનોમાં એવોજ વિસ્તાર કરવામાં આવેલો આપણે જોઈએ છીએ, અને એ સિવાય હાસ્યરસની નિષ્પત્તિને માટે વાચાળતા કેટલી જરૂરની છે તેના બીજા પણુ ઘણા દાખલાઓ આપી શકાય.

પણુ આ લખાણુ હાસ્યરસની નિષ્પત્તિને માટે લખાયલુ નથી એટલે એમા વાચાળતાની જરૂર નથી એમ સમજીને આટલેથીજ હુ વિરમીશ.

---

# कवि रोन्डो.

## ( આફ્રિકાના એક જાતના લોક. )

વર્ણુન અને રહેણીકરણી—આફ્રિકામા બાન્ટુનિગ્રો–બાન્ટુ સીદીની જે જાતો છે, તેમાની કવિ રોન્ડોની એક જાત છે તે જાત નીગ્રો એટલે સીદીની જાતને તદ્દન મળતી નથી. સીદીનુ કપાળ આગળ પડતુ, હોઠ જાડા અને નાક ચીબુ હોય છે; અને કવિ રોન્ડોના હોઠ સાધારણુ જાડા, અને નાક ચીબું ન હોતા જરા ઘાટમા હોય છે, તોપણુ કપાળનો ભાગ સીદીની જાતને મળતોજ આવે છે. સામાન્ય રીતે કવિ રોન્ડો કદરૂપ નથી, માત્ર કાળાજ છે, અને એ કાળાશમાં પણુ તેઓને નમણા તો ખચીત કહી શકાય. તેમનો ચહેરો ગોળ અને ભરેલો હોય છે. શરીર મજબૂત, કુસાયલુ અને પુષ્ટ છતાં ભરેલા ચહેરામાથી કાળા રગમા ઝાંખી ફિકાશ

જણાય છે. પ્રત્યેક અંગ નિયમિત અને ભરાવાદાર હોય છે. ઊંચાઈ ૪॥ થી ૫ ફુટ જેટલી હોય છે. તોપણ આફ્રિકાની ઘણી ખરી વસ્તી વેંતીઆ-જાત (Pigmy race) માં ગણાય છે. મધ્ય આફ્રિકામાં ચાર ફુટની ઊંચાઈવાળા માણુસો છે, જેને વેંતીઆ (Pigmy) કહે છે આખો પ્રમાણમાં સાધારણ અને ચકચકતી, અને માથાના વાળ સીદીના જેવા ગુચળાવાળા હોય છે. કવિ રૈન્ડો લોક ઘણે ભાગે એવાજ પ્રકારની જાત કહી શકાય. તેમના શરીરના દેખાવમાં કંઈ ખાસ ધ્યાન ખેંચે તેવુ નથી, છતા પણ કવિ રૈન્ડોને જોતાં અમુક જાતનુ આશ્ચર્ય લાગે છે. હલકી પંક્તિના અને ઉષ્ણ કટિબંધમા રહેના જગલી લોકો જેમ બને તેમ ઓછાં વસ્ત્રો વાપરતા હશે એમ સ્વાભાવિક રીતે કલ્પી શકાય; પરન્તુ એ તદ્દન નગ્ન પ્રજામાં આપણી જાતને વચ્ચે ઊભી રહેલી જોવી એ એક અદ્ભુત અનુભવ છે અલ્પ સમયમા એ નવીનતા ઘસાઈ જાય છે; અને આપણે એટલા તો પરિચિત થઈ જઈએ છીએ, કે પછી આપણી આસપાસ નાગા લોકો ફરે છે, એવો ભાગ્યેજ ખ્યાલ રહે છે કવિ રૈન્ડોની સ્થિતિ ખરેખર બાઇબલમા ગાયલા ઇડનના ગાર્ડનના માનવની સ્થિતિનું સ્મરણ કરાવે છે. યુવાન અને વૃદ્ધ સ્ત્રી પુરુષ, માતા, પિતા, દીકરી, દીકરો, જમાઈ, વહુ વગેરે સર્વ સાથે નાગા વસ્ત્ર રહિત બેસે છે, ઊઠે છે, ખાય છે, અને રહે છે. ઘણેખરે ભાગે કુદરત એજ તેઓનુ ઘરેણુ છે પુરુષો તદ્દન નાગા-નવસ્ત્રા હોય છે. સ્ત્રીઓ પણ વાસ્તવિક રીતે તો નવસ્ત્રીજ, પરન્તુ એક પૂછડુ ધારણ કરે છે, તે પૂછડુ મોતીનું, કે ઝાડનાં પાતરાંનું કે છાલનુ પૂછડુ મળદ્વાર-ગુહ્યદ્વારના ઢાંકણની ગરજ સારે છે. સ્ત્રીઓ બહાર જાય સારેજ એ પૂછડું ધારણ કરે છે, ઘરમાં તો ઘણુખરૂં નગ્ન અવસ્થામાંજ રહે છે. પુરુષો અને સ્ત્રીઓ ઇન્ડિઅન લોકોના સહવાસમા આવ્યા પછી પોતાની જાતને શણગારવાની કાંઈક તરદી લે છે. તેઓને હાથે પગે લોઢાના વાળા બાંધવાનો શોખ હોય છે. કેટલીએક સ્ત્રીઓ ગળામા મોતીની હારડીઓ પણ નાખે છે. એ શણગારવાની રીત આપણા લોકો પાસેથી તેઓ શીખ્યાં છે, બાકી સુંદર દેખાવાનો ડોળ તો જગલીમાં જગલી પ્રજાને પણ હોય છે તેઓના શણગારનું વર્ણન કરતા આપણને પણ ત્રાસ છૂટે. આખા શરીર ઉપર ચરબી, લોહી, અને માટીનો લેપ કરી તેમાં ઝાડ, ડુંગર, પ્રાણી વગેરેનાં કદગાં ચિત્રો કાઢે છે, માથામા જાતજાતનાં પક્ષીઓનાં પીંછા નાખે છે, સિંહાદિ

ભયંકર પ્રાણીનું માથું-ખોળુ પોતાના માથામાં ચડાવે છે; ગળામાં કોડીની માળા પહેરે છે; તેમજ કમરમાં પણ તે માળાને બાંધે છે, આવી આવી અનેક રીતની આશ્ચર્યજનક શણગારવાની રીતની પરાકાષ્ઠાજ છે.

**નીતિ**—નવાઈની વાત તો એ છે કે, નગ્ન રહેવા છતાં પણ તે લોક નીતિમાન્ છે. માબાપ, દીકરી, જમાઈ સર્વ એક સાથેજ રહે, છતાં તેમનામાં કોઈ પણ જાતનો નીતિભ્રષ્ટતાનો વિકારજ નથી. જે જે લોકોએ એ જાતના લોકોને પ્રત્યક્ષ જેયા છે, અને જેઓને તેમનો ખાસ અનુભવ છે, તે સર્વ એમજ કહે છે, કે આફ્રિકાની સીદી લોકોની સર્વ જાતોમા કવિ રોન્ડોની જાત નીતિમા પ્રથમ પદનું માન ભોગવે છે.

અંગ્રેજ લોકો આવ્યા તે પહેલા અને કાંઇક અંશે કિનારા પરથી આવતા સ્વાહિલી અને હિન્દી લોકના સહવાસથી તે લોકોમાં પણ થોડો ઘણો સડો પેઠો છે. પહેલાંના નીતિના કાયદાઓ તો સ્પાર્ટન લોકોના જેટલાજ સખ્ત હતા. જે કોઈ સ્ત્રી વ્યભિચાર કરે, તેને જીવથીજ મારી નાખવામાં આવતી. કોઈ પણ પુરૂષ કે સ્ત્રીને તેવા નીચ કામ માટે પ્રાણદંડનીજ શિક્ષા થતી.

જેમ જેમ સુધારો વધતો જાય છે તેમ તેમ નીતિનું શાસન નબળું પડતું જાય છે, જો કે હજીસુધી એ લોકો તો અતિપવિત્ર છે, અને વ્યભિચારને તિરસ્કારની દૃષ્ટિથીજ જુએ છે ખરૂ કહીએ તો એ કવિ રોન્ડો લોક પવિત્રતાના ફિરસ્તાજ છે. નીતિને લુગડાં પહેરવા સાથે કાંઈ પણ સબંધજ નથી, એવા મતવાદીઓનો સિદ્ધાંત કવિ રોન્ડો લોકોને નજરે જેતા પ્રત્યક્ષ જણાઈ આવે છે.

**સ્વભાવ**—સ્વભાવે ગરીબ, નમ્ર, અને હેતાળ હોય છે, રાત્રે જંગલમા કોઈ મુસાફર ભૂલો પડયો હોય, અથવા જાણી જેઈને, તેના ગામમાં જઈ ચડયો હોય, તો તેઓ તેનો સારી રીતે સત્કાર કરે છે તેઓને ખાવા પીવાની વસ્તુઓ આપી સતોષે છે. કેટલાએક ક્રૂર મુસાફરો તે લોકોને મારી તેઓના ઝુંપડામા પોતાનો પડાવ નાખે છે, તોપણ તે લોકો કોઈ પણ જાતની તકરાર કર્યા સિવાય આખી રાત બહાર બેસી રહે છે. કોઈ કોઈ વાર એ લોકોના ટોળેટોળા એકાદ મુસાફર પર પણ હુમલો કરે છે, પરંતુ સામે થઈ જરા ક્રોધ બતાવી એકાદ લાત–ગદ્દુ મારતાંજ સર્વ બિચારા નાશી જાય છે.

આવુ વર્ણન વાચવાથી કદાપિ તે લોકાને આપણે બાયલા સમજીએ, પણુ ખરૂં જોતાં તેમ નથી. બીજી જાતો આવીને પોતાને નુકસાન ન કરેં; માટે પોતે હથિયારો રાખે છે. ઢાલ, તરવાર, ભાલાં, મોટા છરા, વગેરે તેઓના ખાસ હથિયારો છે. એ હથિયારો આપણુા હથિયારો કરતા કંઈક જુદા આકારનાં પણુ ઘણુાંજ મજબૂત હોય છે.

એ પ્રજા ઘણી ઉદ્યોગી છે. મસાઈ કે કોઈ બીજી પ્રજા જેવી બાદશાહી પ્રજા નથી. ખેતીના કામમા એ બહુ કુશળ છે. તેઓ ખાસ કરી મગ, જુવાર, અને તલનું વાવેતર કરે છે. તેમનો મુખ્ય ખોરાક માસ (ન્યામા), એક જાતનુ જંગલી અનાજ (વીમ્બી), મગ અને જુવાર છે. મગનું વાવેતર ઘણું થાય છે. તલ પણુ ઘણુા મોઘા મળે છે, પણુ દેશમાં વપરાશ અનુકૂળ નથી, એટલે તલની નિકાસ વિલાયતજ ચડાવવામાં આવે છે. ત્યાંના લોકો તેલ વાપરનાજ નથી દરેક ખોરાકમા ઘીની વપરાશ થાય છે, પરતુ તેમાં આશ્ચર્ય પામવાનુ નથી. તેનાં બે સબળ કારણો છે. એક તો તેલ મોઘું, અને બીજુ ગરમ પડે.

**ખોરાક વગેરે**—કવિ રૈન્ડો લોકોનો મુખ્ય ખોરાક તો માસજ છે. તેઓની દોલત-મિલ્કત ગાયો અને ભેસો છે. એ ભેસો તદ્દન જંગલી એટલે જગલમાજ ભટકતી ફરે છે ગાય, અને બકરાને તેઓ પાળે છે. ગાયો અહિ ઘણી હોય છે, પરન્તુ એ લોકોની મિલ્કત ગાયોનીજ હોવાથી તેની કિમ્મત રૂ. ૪૦ થી રૂ. ૮૦ સુધી અકાય છે. વ્યવહારમા, દાનમાં, લગ્નમાં અને માલની લેવડદેવડમાં ગાયબકરાંનોજ ઉપયોગ થાય છે.

કન્યા એ પશુઓથીજ વેચાતી લેવાય છે લગ્ન વગેરેના કેટલાએક ખાસ રિવાજો અહિં જણાવું છું.

**લગ્ન**—કન્યાના પિતા સાથે વરના પિતા અને સગા સબધીઓ નાનપણથીજ કિમ્મત ઠરાવી વેવિશાળ નક્કી કરી રાખે છે, અને ત્યારપછી વર પોતે તે કિમ્મત ધીમે ધીમે બક્ષીસ બદલે આપી એ દેવુ ભરી દે છે.

લગ્ન થયા પછી કાંઈ પણ સંનતિ થાય તે પહેલાંજ જો સ્ત્રી ગુજરી જાય તો વર કન્યાના બાપ પાસે પોતાને બીજી સાળી હોય તો તેની માગણી કરે છે. અને તેમ નહિ તો જેટલી કિમ્મત પોતે આપી હોય, તેટલી પાછી વસૂલ કરે છે.

દાખલ થયા. તુળજારામ માસ્તરે, મુંબઈમા શિક્ષકો તૈયાર કરવાને કલાસ ઉઘાડયો હતો, તેમાં શિક્ષણ લીધુ હતુ. તે વખતે મુબઈ જવુ તે રેલ્વેનું સાધન નહિ હોવાથી વિલાયત જવા જેટલી મુશ્કેલીભરેલું હતું. ગુજરાતીનું સારી રીતે જ્ઞાન મેળવ્યા પછી પાંચ રૂપીઆની માસિક સ્કૉલર્શિપથી નૉર્મલ સ્કૂલમા દાખલ થયા અંગ્રેજી અભ્યાસ તરફ તેમને વધારે મોહ હતો, પરતુ તેમના પિતાશ્રી જૂના મતના હોવાથી વિદેશી કેળવણી લેવાથી છોકરાઓના મન ઉપર ખરાબ અસર થાય છે, એમ જાણી તેઓ અગ્રેજી ભણાવવાની વિરુદ્ધ હતા; વળી તેઓ યાજ્ઞિક હતા, એટલે વીસનગરા નાગર જ્ઞાતિમાં ધાર્મિક કામો કરાવવા પડતાં, તેથી પોતાનાં બાળકો જો અગ્રેજી ભણે તો ધર્મ ઉપર શ્રદ્ધા રહે નહિ, અને યાજ્ઞિકના પવિત્ર નામને ડાઘ લાગે એ શકાથી તેમણે ધાર્મિક શિક્ષણ લેવાની ફરજ પાડી, પણ અગ્રેજી વિદ્યાના શોખી સજ્જને પોતાનો દૃઢ નિશ્ચય ન ફેરવતા ધાર્મિક શિક્ષણ સાથે અભ્યાસ પણ જારી રાખ્યો

ત્યારપછી નૉર્મલ સ્કૂલને વર્નાક્યુલર કૉલેજ કે જે હાલ ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના નામથી ઓળખાય છે તે સ્વરૂપમા ફેરવી નાખવામાં આવી આથી તેમને માસિક દસ રૂપીઆની સ્કૉલરશિપ મળી નાનપણથીજ ગણિતના વિષયનો શોખ તેમને વધારે હતો, અને મહાન્ સર અૅઝાક ન્યુટનની માફક અભ્યાસમાથી બચેલો વખત એકાતમા જઈ ગણિતના પ્રશ્નોનુ મનન કરવામા ગાળતા ગણિતના વિષયમા એટલે સુધી પારંગત હતા કે એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સીનીઅર પરીક્ષાના સવાલપત્રો વર્નાક્યુલર કૉલેજના વિદ્યાર્થીઓને આપવામાં આવ્યા, તેમાં તેઓ પહેલે નંબરે પાસ થયા હતા. વિદ્યાર્થી અવસ્થામા પણ ગણિત શીખવનાર શિક્ષકોને ઘણુ મદદગાર થઈ પડતા ગણિતના વિષય ઉપર તેમને એટલો બધો પ્રેમ હતો કે વાનપ્રસ્થ થયા પછી પણ પ્રાર્થનાસમાજમાં રવિવારના પોતાના ભાષણ વખતે ધર્મના સિદ્ધાતો સાબિત કરવાને ભૂમિતિના પ્રશ્નોના દૃષ્ટાતો આપી શ્રોતાઓને ખાત્રી કરી આપતા હતા

તેઓ રા સા. મહીપતરામ રૂપરામના શિષ્ય હતા. હોશિયાર વિદ્યાર્થી તરફ ગુરુને સ્વાભાવિકજ પ્રેમ ઉત્પન્ન થાય છે, તેમ રા સા મહીપતરામનુ તેઓ પ્રીતિનુ પાત્ર હતા. સદ્ગુણી શિષ્યો ગુરુને ભૂલી જતા

નથી. પોતે પાછળથી સારી સ્થિતિ મેળવી, તે પોતાના સદ્‌ગુરુનીજ કૃપા છે, એમ તેઓ સમજતા હતા. ગુરુનુ નામ અમર રાખવા તેમણે પૈસાનો અને જાતમહેનતનો ભોગ આપી રાયપુર દરવાજા બહાર મહીપતરામ અનાથાશ્રમ સ્થાપ્યુ છે, જેનો લાભ હજારો નિરાધાર છોકરાઓ, બાળાઓ, અને વિધવાઓ લે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની જેટલી કાળજી રાખતા તે કરતાં વધુ આ અનાથાશ્રમ તરફ રાખતા. આશ્રમના નિરાધાર બાળકોના તે પિતા હતા, અને બાળકો તેમને “ બાપાજી ” ની સંજ્ઞાથી બોલાવતા હતા. વિધવાઓ અને દુ:ખી સ્ત્રીપુરુષો ઘણી વખત તેઓની પાસે જતા, પણ તેઓ બિલકુલ કંટાળતા નહિ રાત્રે કે દિવસે ગમે તે વખતે જાય તોપણ કાળજીપૂર્વક તેમની હકીકત સાંભળતા; અને પૈસાની, ખાવાની, કે બીજી જે પ્રકારની મદદની જરૂર હોય તે આપી સંતોષતા હતા. આવા કોમળ હૃદયવાળા પરદુઃખભંજન મહાપુરુષનું મૃત્યુ દુ:ખદાયક થઈ પડે તેમા નવાઈ નથી. ખરી વાત છે કે આશ્રમના બાળકોના અને વિધવા સ્ત્રીઓના તે “ કલ્પવૃક્ષ ” જેવા હતા

ગુજરાતી બીજી ત્રીજી ચોપડી ભણેલો માણસ પણ ભાગ્યેજ તેમના નામથી અજાણ્યો હશે અંકગણિતના મૂળતત્ત્વો તેમણે એવી સ્પષ્ટ રીતે સમજાવ્યાં છે કે ગુજરાતીમા પ્રસિદ્ધ થયલા ગણિતો પૈકી એક પણ તેમની બરોબરી કરી શકે તેવું નથી. કેળવણીખાતા માટે તેમણે ઘણાં પુસ્તકો બહાર પાડયા છે, એ શિક્ષકવર્ગથી અજાણ્યુ નથી, તેથી તેના નામ ગણાવવા તે નિરર્થક છે સઘળા જાણતા હશે કે ગઈ સાલ કેળવણીખાતા તરફથી ગામડાની શાળાઓના અભ્યાસક્રમમા ફેરફાર કરવાને ભરાયલી કોન્ફરન્સમાં તેઓ નિમાયા હતા શાળાપત્રના તેઓ જૂના લેખક હતા, અને શાળાપત્રના જ્યુબિલિ અંકમા પોતાનો છેવટનો લેખ શિક્ષકવર્ગને પ્રસાદી તરીકે આપી ગયા છે.

ઇ સ. ૧૮૬૫માં તેઓ અમદાવાદ હાઈસ્કૂલમા ગણિતના શિક્ષક તરીકે નિમાયા, અને નોકરીના ટાઇમ ઉપરાત ખંત અને આગ્રહથી અભ્યાસ જારી રાખી તેજ સાલમા મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી. પાઠશાળામા જઈ આગળ અભ્યાસ વધારવાની ઇચ્છા હતી, પણ રજા નહિ મળવાથી તે દાખલ થઈ શકયા નહિ; છતાં નિરાશ થયા નહિ,

ખાનગી અભ્યાસ કરી ઇ સ. ૧૮૬૭ની સાલમાં મદ્રાસની "ફર્સ્ટ એકઝામિનેશન ઇન્ આર્ટસ" મા દાખલ થયા અને તેમાં ફતેહ મળવાથી કેળવણીખાતામાં તેમને સારો લાભ મળ્યો.

સાંસારિક ઘણા પ્રકારની અડચણો તેમને અભ્યાસમાં આડે આવી હતી, પણ હિંમતથી દૂર કરી પોતાનો હેતુ પાર પાડ્યો હતો. નોકરી કરવી, વ્યવહારો નિભાવવા, અને તેની સાથે દિવસે દિવસે ચડતી સ્થિતિ પ્રાપ્ત કરવા આગળ વધવુ એ સહેલું કામ નથી. સાધારણ સ્થિતિના માણસોએ આગળ કેવી રીતે વધવું તેને માટે ખતીલાપણાનો સચોટ દાખલો દેશની તમામ પ્રજાને એમણે પૂરો પાડયો છે જાતિભેદ રાખ્યા સિવાય ગરીબ વિદ્યાર્થીઓને તેઓ પૈસે ટકે ઘણી મદદ આપતા હતા. સ્વજ્ઞાતિના હિતાર્થે તેમણે રા. ઉમીઆશંકર કીરપાશંકર વીસનગરા નાગર બોર્ડિંગ ઉઘાડી છે. તે બોર્ડિંગનો હું પણ એક વિદ્યાર્થી છું અન્ય વિદ્યાર્થીઓની માફક મારા તે વિદ્યાદાતા અને નેતા હતા.

કેળવણીખાતામાથી ન્યાયખાતામા જવાનુ તેમના મનનુ વલણ થયુ, અને ૧૮૭૩માં હાઈ કોર્ટ અને સબજડજની પરીક્ષામા ફતેહ મેળવી; અને પંઢરપુરમા સેકન્ડ કલાસ થર્ડ ગ્રેડ સબ જડજ નિમાયા હતા તેઓએ જ્યાં જ્યાં નોકરી કરી છે ત્યાં દરેક ઠેકાણે પરોપકારી કામો કર્યાં છે પઢરપુરમા એક દિવસ સવારમા વહેલા નદી કિનારે ફરવા ગયા હતા. ચાલતાં ચાલતાં પગે ઠેસ વાગી, અને તપાસ કરતાં માલમ પડ્યુ કે તે તરતનું જન્મેલું બાળક હતું. તેને પોતાને ઘેર લઈ ગયા, અને પોતાના ધર્મપત્નીને તેની સારવાર કરવા સૂચવ્યુ. પરોપકારી પુરુષનું હૃદય આથી શાત થયુ નહિ, પણ વિચાર કર્યો કે હિંદુઓની ઉચ્ચ જાતિમાં પુનર્વિવાહની છૂટ નથી, તેથી વિધવાઓને આવા નીચ કર્મ કરવા પડે છે, તો આવી રીતે મરી જતાં બાળકોને બચાવવા કોઈ સસ્થા સ્થાપન કરવી જોઈએ. તે ઉપરથી તેમણે અથાગ શ્રમ લઈને શેઠીઆઓને સમજાવીને પૈસા એકઠા કર્યા અને બાળહત્યાપ્રતિબંધક બાળાશ્રમ સ્થાપવામા આવ્યુ, જે હાલ ઘણા સારા પાયા ઉપર ચાલે છે. ત્યા દુકાળ પ્રસગે ગરીબો માટે અને ઢોરના રક્ષણાર્થે એટલી બધી મહેનત લીધી કે ત્યાના લોક હજુ પણ તેમની તરફ પૂજ્યભાવ રાખે છે. આવા પરોપકારી કામો ઉપરાત પ્રામાણિકપણે ન્યાય આપવાની અલૌકિક શક્તિ જોઈને લોકો તેમને 'દેવ મુનસફ' કહેતા હતાં.

સને ૧૮૭૯માં ધંધુકા અને ધોળકામાં સેકન્ડ ગ્રેડ સબ જડજ તરીકે હતા, અને સને ૧૮૮૧માં વિરમગામમાં ફર્સ્ટ ગ્રેડ સબ જડજ તરીકે હતા. ધંધુકા અને વિરમગામમાં પ્રજાહિતાર્થે લાઈબ્રેરીઓ સ્થાપન કરાવી છે, અને લાઈબ્રેરિ અગતના દરેક પ્રસંગે તેઓ તેના આદ્ય સ્થાપકને યાદ કરે છે.

સને ૧૮૯૧માં અમદાવાદના ફર્સ્ટ ક્લાસ સબ જડજ તરીકે નિમાયા અને લાંબો વખત એ જગાએ નોકરી કર્યા પછી સને ૧૮૯૮મા તેઓ સ્મૉલકૉઝ કોર્ટના જડજ તરીકે રૂ. ૮૦૦ ના પગારથી નિમાયા, અને એજ હોદ્દેથી સને ૧૯૦૩ના મે માસની ૧૭મી તારીખે રૂ. ૪૦૦ ના માસિક પેન્શનથી રિટાયર થયા હતા.

જ્યારથી અમદાવાદમાં આવ્યા ત્યારથી તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિના ઑનરરિ સેક્રેટરિ તરીકેનું કામ હાથમા લીધું હતુ. સોસાઈટિનુ હાલનું મકાન પણ તેમની દેખરેખ હેઠળ તૈયાર થયલું છે. સોસાઈટિ ઉપર એમને ઘણો પ્રેમ હતો, અને તેનું હિત કયે પ્રકારે થાય તેને માટે હમેશાં વિચારમગ્ન રહેતા. સોસાઈટિમાં કરેલી મારી ટુંક વખતની નોકરી દર્મિયાન મને માલુમ પડ્યુ કે રાવબહાદુરે એ કામ જો હાથમા લીધુ ન હોત તો સોસાઈટિ અત્યારે જે જાહોજલાલીમા છે, તે ભાગ્યેજ મેળવી શકત. સોસાઈટિ સિવાય બીજી પદર સસ્થાઓ તેમના હસ્તકમા હતી, પરતુ હિસાબ એવી ચોક્કસ રીતે તપાસતા કે એક પણ ભૂલ તેમની દૃષ્ટિ આગળથી જવા પામતી નહિ. આ તેમની કેળવાયલી આંખની ખરેખરી ખુબી હતી. સ્વચ્છતાથી વ્યવસ્થાપૂર્વક અને ચોક્કસ કામ કરવાની તેમને ટેવ હતી.

છપ્પનની સાલના દુકાળમા ગરીબોના અને ઢોરના રક્ષણાર્થે એમણે ઘણીજ મહેનત લીધી હતી સરકારે તેમના કામની કદર જાણી કૈસરેહિંદનો સોનાનો ચાંદ એનાયત કર્યો હતો. ગઈ સાલના દુકાળ ફંડના તે ઑનરરિ સેક્રેટરિ હતા. વાનપ્રસ્થ થયા પછી સાર્વજનિક સસ્થાઓમા તેમણે ઘણો સારો ભાગ લીધો હતો. આવા પરોપકારી કામોથી તેઓ પ્રજા અને રાજા ઉભયને સરખા પ્રિય હતા.

તેમને પોતાને સતતિ નહોતી પણ પરોપકારી કામોથી તેમણે પોતાનું નામ અમર કર્યુ છે. શ્રીમાન્ માસ્તર સાહેબ છોટાલાલ જીવણલાલના નીચેના ગાયન મુજબ તો આવા પુરુષો ખરેખર જીવતા છે. છોકરાં-

વાળાનું નામ તો પાંચ કે દશ પેઢીએ પણ જાય છે, પરતુ મહાપુરુષોનાં નામ ઘણાં વર્ષો સુધી તેજવાળાં રહે છે.

" તે જ જીવે છે તે જ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે, તોપણુ તે જીવતા ગણુવા.
નથી મુઆ તે જે વિશ્વમાંહિ, ઉચ્ચ કાર્ય કરી ગયા,
નથી જીવતા તે જગતમાં, જે ભોગમાહિ ડુબી રહ્યા,
પુરુષાર્થ કરનારા જીવન, શી વસ્તુ છે તે જાણુતા,
વિષયે પચી રહેનાર જીવતાં, મૃત્યુને અહીં માણુતા,
તે જ જીવે છે તે જ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે, તોપણુ તે જીવતા ગણુવા.
શું થયુ વિજય ન જો મળ્યો, શું થયું શાંતિ ન સાંપડી,
શું થયું પગ વાળી ન બેસાયુ, નિરાંતે પા ઘડી.
પણુ અમન ચમનથી ઉચ્ચ અતિગુણુ, યત્નશાળી જીવન છે;
કાં જે ખરૂ એ જીવન છે, બીજુ જીવન નથી મરણુ છે "

કામ, કામ અને કામ એજ તેમનુ જીવન હતુ. સવારથી સાંજસુધી ?મલનુ, સોસાઈટિનું અને બીજી સંસ્થાઓનુ કામ કરવા ઉપરાત પોતાને ત્યાં રહેલા વિદ્યાર્થીઓ અને નાના ભાઈના બાળકોને રાત્રે વિદ્યાભ્યાસ કરાવતા તેમના પરિચયમાં આવેલા દરેકને ખબર હશે કે તેમની સ્મરણુ શક્તિ ઘણા ઊંચા પ્રકારની અને અજાયબી પમાડે તેવી હતી મને અનુભવ છે કે સને ૧૯૧૧મા એક સદ્દગૃહસ્થ સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદના જીવનચરિત્ર માટે હકીકત મેળવવા એટલે તેમણે જે જે ઠેકાણે ઉદાર-તાઓ કરેલી છે તેની નોધ લેવા સારૂ આવ્યા હતા તે પ્રસગે હુ સોસા-ઈટિમા હતો તેથી તે સદ્દગૃહસ્થને લઈને રાવબહાદુર પાસે ગયો વાત સાભળી મને તુરતજ ફરમાવ્યુ કે અમુક સાલના બુદ્ધિપ્રકાશમા તે સં-બધી હકીકત મળશે, અને તેમા શેઠ સાહેબના માન સારૂ એક કવિતા લખી છે. તેની દશબાર લીટી મને મોઢે બોલી સભળાવી હતી. આ પ્રમાણે આટલા બધા કામકાજ છતા, અને ઉત્તર વયે પહોચ્યા છતાં, પચીસ ત્રીસ વર્ષ પહેલા શેઠના માન સારૂ બનાવેલી કવિતા તેમને યાદ હતી, એ જોઈ અમને આશ્ચર્ય ઉપજ્યુ હતુ સાજે ફરવા જવાની તેમને

ટેવ નહોતી. સાંજ પડયા પછી અને વાળુ કર્યા પહેલાં સાદા ડ્રેસમાં એક પંચીઉ પહેરી, મલમલનું જૂની ઢબનુ સીવેલુ ઝીણું પહેરણુ પહેરી અને હાથમાં ગુથેલો ચોકડી ભાતનો રૂમાલ લઈને બંગલાના ઓટલા ઉપર કે અગાસી ઉપર તેમને ફરવાની ટેવ હતી.

રાત્રે સુવાના ટાઈમે કે કોઈ અગત્યના કામમાં દિવસે રોકાયલા હોય તોપણુ બહારથી સલાહ લેવા કે કામને સારૂ આવનાર માણુસની હકીકત ધ્યાન દઈ સાંભળતા, અને તેનો યોગ્ય જવાબ આપી ખુલાસો કરતા, પણ હમણાં નવરાશ નથી એવુ કહેવડાવતા નહિ. તેઓ સમજતા હતા કે જેઓ મારી પાસે આવે છે, તેમને લાંબો વખત રાહ જોવડાવવી તેના કરતાં જાતે અડચણુ વેઠીને પણ તેમનું કામ પ્રથમ કરી આપવું જોઈએ.

પહેરવેશ તદન સાદો હતો. રિટાયર થયા પછી તેઓ માથે ધોળી પાઘડી બાંધતા અંદર પહેરણુ કે કસ બાંધવાની બંડી પહેરતા અને તે ઉપર ઢીચણથી નીચું અગરખું પહેરતા ધોતીઆં પણ સાદી કોરનાં વાપરતા; અને ખેસ નાખવો તેમને બહુ પ્રિય હતો. નવી ફૅશન પ્રમાણે પાટલુન, કોટ ચઢાવવા, કે કૉલર પહેરી ફરવુ તેમને પસંદ નહોતું. ઘેર ઘોડાગાડીઓ છતાં ગાડી હોય તોજ બહાર જઈ શકાય એમ નહોતું ઘણી વખત શહેરમાં કાંઈ અગત્યનું કામ હોય તો નીચી દૃષ્ટિએ નિહાળતા, મૂછ ઉપર હાથ નાખતા, અદબની માફક એક હાથ બીજા હાથ ઉપર નાખી, જોસભેર ચાલ્યા જતા દૃષ્ટિએ પડતા હતા. પાછલી અવસ્થામાં પણ શિઆળામાં વહેલા ઊઠી બબે માઈલ પગે ચાલીને મુસાફરી કરતા હતા. મોટાઈનું અભિમાન તેમનામાં જરાક પણ દીસતું નહોતું.

બોલવામા તેઓ દરેક શબ્દ ઘણો વિચાર કરીને બોલતા હતા. વાક્ય બોલતાં બે ચાર શબ્દો બોલીને બે ત્રણ સેકન્ડ અટકવાની તેમને ટેવ હતી. અજાણ્યો માણુસ તે ભાષણુ સાંભળતા વિચારમાં પડી જાય, પણ દરેક શબ્દ એવી ચોકસાઈથી બોલતા કે તેમના બોલેલા શબ્દો દરેકે કબૂલજ કરવા પડતા. કાંઈ પણ શંકા જેવુ તેમના શબ્દોમાં રહેતુંજ નહિ.

તેઓ જ્યાં જતા ત્યાં છાપ પડતી, અને બુદ્ધિબળ એવા પ્રકારનું હતું કે મોટા અમલદારો, અને સદ્‌ગૃહસ્થો તેમને આગેવાન તરીકે સ્વીકારી માન આપતા. તન, મન અને ધનથી તેઓ દરેક કામમાં મદદ આપતા

હતા. ઉદ્યોગ, ઉદારદિલ, પ્રામાણિકપણું, નમ્રતા, ખંત, આગ્રહ, અને ચોકસાઈથી કામ કરવાની ટેવને લીધે તેઓની તરફ સઘળા માનબુદ્ધિએ જોતા હતા.

છેલ્લાં બે ત્રણ વર્ષથી તેમનું શરીર નબળું રહેતું હતું, અને ડુમસ, આબુ વગેરે ઠેકાણે હવા ખાવા જતા એટલે સારૂ થતું હતુ. આ વખતે ઉનાળામાં ડુમસ ગયા હતા, પણ તબીઅત બગડવાથી જુનના અડધમાં તેઓ પાછા ફર્યા હતા. ઑગષ્ટ માસમા શરીર સુધરશે એમ ચિહ્નો જણાયાં હતાં, પણ પાછળથી અતિસાર વધી પડયો અને ઇ. સ. ૧૯૧૨ના ઑક્ટોબરની ૧૮મી તારીખને શુક્રવારે રાતના બે વાગતા નિરાધાર બાળકોના પિતા, વિધવા અને દુ ખી સ્ત્રીઓના વડીલ ભ્રાતા, એક ઉત્તમ શહેરી અને વીસનગરા નાગર જ્ઞાતિના સ્તંભ રા. બ. લાલશંકર ઉમીઆશંકર આ દુનીઆ છોડી સ્વર્ગધામમાં સીધાવ્યા છે પરમાત્મા એમના અમર આત્માને શાંતિ આપો ! અસ્તુ !

---

# ગુર્જર ભાષામાં પ્રચલિત ભાષાસંકર.

(લેખક—છોટુભાઈ દાજીભાઈ સ્કૉલર, ત્રીજુ વર્ષ. પ્રે. રા ટ્રે કૉ)

સંસ્કૃત ભાષાની પુત્રી યાને ગુર્જર પ્રજાની માતા સ્વરૂપ ગુર્જર ભાષા સંસ્કૃતમા પ્રવીણ લેખકોના પ્રાબલ્યથી ઉત્તરોત્તર સસ્કારમય થતી જાય છે. એક ગ્રંથકાર લખે છે કે "લેખકને આધીન જમાનો છે, જમાનાને આધીન લેખક નથી" આથી વિદ્વાન્ લેખકો તથા ગુર્જર પ્રજાના જ્ઞાનની વૃદ્ધિથી આધુનિક ગુર્જર ભાષા પ્રાચીન ગુજરાતી કરતા સસ્કારી હોય એ સ્વાભાવિક છે.

સસ્કૃત અને અપભ્રંશના યોગથી પ્રાકૃત ભાષા થઈ તેમજ પ્રાકૃત અને અનાર્ય ભાષાઓના યોગથી દેશમા બોલાતી જુદી જુદી ભાષા, જેવી કે, ગુજરાતી, મરાઠી, બગાળી, પજાબી, માગધી વગેરે ભાષાઓ જન્મ પામી આ પ્રમાણે જોતા ગુજરાતી ભાષા પ્રાકૃત અને અપભ્રંશથી થઈ છે આમા પણ પાછળથી મુસલમાન, અગ્રેજ, ચીના, વગેરે લોકોના આગમનથી તે લોકોની ભાષાના પણ ઘણા શબ્દો ગુજરાતીમા સેળભેળ થયલા છે.

આવી રીતે ગુર્જરાતી ભાષાનો શબ્દકોષ ઘણોજ બ્હોળો થયો છે. વળી લેખકોના સંસ્કૃત જ્ઞાનથી પેહું સંસ્કૃતના નિયમ અનુસાર નવા શબ્દો રચાય છે કોઈ પણ નેવલકથા જોતાં તેમા અર્થચમત્કૃતિવાળા શબ્દો નજરે પડે છે આપણા સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈએ પોતાના સંસ્કૃત જ્ઞાન અને અનુભવથી ગુર્જરાતી ભાષા પર સારો પ્રકાશ પાડ્યો છે તથા ભાષાની કેટલીક અપૂર્ણતા દૂર કરી છે, તેની નીચેના ઉપજાવી કાઢેલા વાક્ય પરથી વાચકવર્ગને ખાતરી થશે –

અનેક પાંડિસવેતનો ( સ્કૅાલરૂશિપ ), અને ચદ્રક (ચાંદ) મેળવી પ્રસિદ્ધ થયલા સરસ્વતીચદ્રના પિતા અને અનેક સૂત્રયંત્ર ( મિલ )ના ધણી લક્ષ્મીનદન શેઠ પોતાના વિશ્રામભુવનમા બેઠા હતા ત્યાં અનેક એકાસન (ખુરશી), આરામાસન (આરામચેર), તથા અનેકાસન (બેન્ચ) હતા. આ વખતે પત્રદાયકે (પોસ્ટમૅન) આવી વર્તમાનપત્ર (ન્યુસપેપર) આપ્યુ તેમાં એક વિચિત્ર પ્રસિદ્ધિસૂચન (જાહેર ખબર) જોયું.

આમ પ્રત્યક્ષ રીતે ભાષાની વૃદ્ધિ થતી જણાય છે, પરંતુ પરોક્ષ રીતે જોતા અર્થચમત્કૃતિ દર્શાવવા જતા લેખકોના હાથથી વિશિષ્ટ ભૂલો થઈ ભાષામા બગાડ થાય છે આ દોષ પ્રદર્શિત કરવો યોગ્ય ધારી પ્રસિદ્ધ કરૂ છું.

દરેકના મનમા વિચાર તો થાયજ કે ચાર વર્ણમાથી અગણિત વર્ણો કેમ થઈ! એમ થવાનુ કારણ આર્ય તથા અનાર્યના સયોગથી સકર પ્રજા થઈ અને તેમા પણ દિન પ્રતિદિન વૃદ્ધિ થઈ. આજ પ્રમાણે સાહિત્યમાં છે અનેક ભાષાઓના સમાગમથી ભાષાસકર શબ્દો પ્રચલિત થયા છે. કોઈ પણ બે વિરૂદ્ધ ભાષાના શબ્દ, ઉપસર્ગ, કે પ્રત્યય મળી થતા શબ્દો તે ભાષાસકર કહેવાય. આમાંના કેટલાક અલ્પ પ્રયાસે મળી આવેલા શબ્દો નીચે લખુ છું.

કેટલાક શબ્દોને બદલે થતા શુદ્ધ શબ્દ- શબ્દભંજન પછી કૌંસમાં જણાવ્યા છે, તેમજ કેટલાક શબ્દોને માટે તે શામાંથી લીધા તે પણ જણાવ્યું છે.

અકલવાન ( અ + સં. ) = { અકલ ( અ ) બુદ્ધિ + વાન્ ( સં ઉ.) વાળો } અકલવાળો ( અકલમંદ ) ( બુદ્ધિમાન્. )

અકબરભક્ત ( અ. + સં. ) = { અકબર ( અ ) મોટા + ભક્ત (સં.)

ભજનાર } અકબરને ભજનાર, અકબરને શ્રેષ્ઠ ગણનાર.
'અકબરભક્ત વાચકોને આ જાણી ઘણી દીલગીરી થશે."
(હલદીઘાટનું યુદ્ધ.)

અણુવાકેફ (સં.+અ.) = { અણુ (સં. ઉ-) + વાકેફ (અ.) માહિતગાર } માહિતગાર નહિ તે. (નાવાકેફ) (અણુજાણુ).

અણુહદ (સ. + અ.) = { અણુ (સં. ઉ.) + હદ (અ.) સીમા, મર્યાદા } જેની મર્યાદા નથી તે. (બેહદ)

અતિ ખુશબો (સં. + ફા) = { અતિ (સં. ઉ.) + ખુશ (ફા.) + બો (ફા.) વાસ } ઘણી ખુશ કરે એવી વાસ. (જ્યાદા ખુશબો).
"તેના ગજવામાં અતિ-ખુશબો આપતી કસ્તુરીનો કડકો હતો."
(માર્સ્ડન ઈતિહાસ પા. ૧૪૮).

અણીદાર (સં. + ફા) = { અણી (સ, अणि-णि ઉપરથી) + દાર (ફા. ઉ.) } અણીવાળુ (અણીઆળું).

અતિ નુકસાન (સં+અ) = { અતિ (સં ઉ.) + નુકસાન (અ.)} ઘણુ નુકસાન. (જ્યાદા નુકસાન). "જે પદ્ધિમાં સ્વાર્થી અને પોતાના કામને અયોગ્ય અધિકાર અતિ નુકસાન કરી શકે તે પદ્ધિ નિશાળ ચલાવનાર મહેતાજીની છે." (શિક્ષાપદ્ધતિ પા. ૧૬).

અદબસર (અ. + સં.) = { અદબ (અ.) રિવાજ + સર (સ. शिरस् ઉપરથી) } અદબ પ્રમાણે (અદબ મુજબ).

અધગજ (સં + ફા.) = { અધ (સ अर्ध ઉપરથી) અર્ધો + ગજ (ફા.) } અર્ધો ગજ (અર્ધો ગજ).

અશર્મ (સં + ફા.) = { અ (સ ઉ) + શર્મ (ફા.) શર્મ } જેને શરમ નથી તેવો. (બેશરમ),
"નિંદાયો નરની મધ્ય ધનલોભી જે,
નરકમાંહી પડયો તેહ, સદા જે અશર્મ છે"
(વલ્લભરામ).

અસબબ ( સં. + અ ) = { અ ( સં. ઉ. ) નહિ + સબબ ( અ. ) કારણ } કારણ વગર. ( બેસબબ ).

અસરકારક ( અ. + સં. ) = { અસર ( અ ) + કારક (સં. कृ+अक) કરનાર } અસર કરે એવું.

આગબોટ ( સં + અ. ) = { આગ ( સં. अग्नि ઉપરથી + બોટ અં. હોડી ) } અગ્નિથી ચાલતી નૌકા. ( અગ્નિનૌકા ).

આપઅખત્યાર ( સં + અ. ) = { આપ ( સં आत्मन् ઉપરથી + અખત્યાર ( અ ) } પોતાના કબજામાં

"ધનાકાકી પાસે પોતાની ખાનગી થાપણ હતી તેથી તેઓ મોટે ભાગે પોતાના ધણીથી આપઅખત્યાર હતાં."

( દુન્યાઈ દોર પા. ૧૬ ).

આપખુદીથી ( સ. + ફા. ) = { આપ ( સ. ) + ખુદીથી ( ફા. ખુદ ઉપરથી પોતે ) { પોતેજ ( આ દ્વિરુક્ત શબ્દ છે. )

આપમતલબી ( સં. + અ ) = { આપ ( સ ) + મતલબી ( અ. ) સ્વાર્થી } પોતાનો સ્વાર્થ સાધનારો ( ગરજમતલબી ) (આપ-સ્વાર્થી )

ઈર્ષાખોર ( સ + ફા ) = { ઈર્ષા ( સ. ) અદેખાઈ + ખોર ( ફા. ખુર્દન્ ( ખાવુ ) ઉપરથી } ઈર્ષાવાળો ( હાસિદ ) ( સેર્ષ્ય ).

ઉઠાવદાર ( સં + ફા ) = { ઉઠાવ ( સ ઉત્+સ્થા. ) + દાર (ફા.) } કાર્ય ઉઠાવી શકે એવું

ઉદાસીનશીન ( સ. + અ ) = { ઉદાસી ( સ. उद् + आस् ઉપરથી) + નશીન ( અ નિશિસ્તન્ (બેસવુ) } ઉદાસી થવું તે.

"રંગી નવલ, જ્ઞાની નવલ, નવલ પ્રીતમ તલ્લીન,
દરદી નવલ બેબાકુળો, નવલ ઉદાસીનશીન."

(નવલગ્રંથાવળી નવલ જીવન કથા પા. ૧૪).

ઉધરાતદાર ( સ + ફા. ) = { ઉધરાત ( સં. उत् + ग्रह् પરથી उत् + ग्राहितम् ) + દાર ( ફા. પ્ર. ) વાળો } ઉઘરાવવાવાળો.

ઉરતુફાન (સં. + અ.)=(ઉર (સં.) હૃદય + તુફાન (અ.)) હૃદયમાં થતું તોફાન (દીલ તોફાન.) (ઉરભ્રમણ). "ઉરતુફાનમાં ઉર્મિ ઉછળે,"

(સ્નેહમુદ્રા પા૦ ૧૨)

(અપૂર્ણ.)

---

# વનસ્પતિવર્ણન.

( મિ. મગનલાલ વનમાળીદાસ મહેતા ).

## ખેર.

એ ઝાડ આશરે ૪૦ ફુટ ઊંચાઈનું માલમ પડે છે. એના થડનો પરિધ આશરે ૩૬ ઇંચ જેટલો હોય છે. એની છાલ કાળી, ભુરી, ખડબચડી, અને ઝીણા ઝીણા આંકાવાળી હોય છે. એની અંદરનો ભાગ (Heart-wood) કાળો અથવા લાલ હોય છે, અને તે કઠણ હોય છે. આ લાકડામા સફેદ ગોળાકાર લીટીઓ માલમ પડે છે અને તે લીટીઓથીજ એ ઝાડની ઉમ્મર જણાઈ આવે છે એને જુલાઈ અને સપ્ટેમ્બર માસમાં ફૂલ આવે છે. ફેબ્રુઆરી માસમા એને ફળ આવે છે. આ ઝાડમાથી કાથો બનાવવામા આવે છે. એનું લાકડું ઘણુ કઠણ હોય છે તેથી એ ઇમારતો બાધવાના કામમા ઘણું વપરાય છે. એને જીવડાં (insects) લાગતા નથી એટલે એનુ લાકડુ ખવાઈ જતુ નથી. આ લાકડાના કોલસા સારા પડે છે અને તે વજનદાર હોય છે તેથી બાળવાના કામમાં ઘણા સારા હોય છે નાનાં ઝાડો આજુબાજુનાં ઝાડોની છાયામાં ઊગી શકે છે. એની શીંગોને કુટીને બી તથા ફોતરા ક્યારામા નાખી તે ઉપર માટી નાખી પાણી પાવાથી બી ઉગે છે. બી ફોહોવડાવવા માટે ઘણી ભીનાશ જોઈએ. આ ઝાડો ઘણું કરીને પચમહાલ, રેવાકાંઠા એજન્સિ, સુરત એજન્સિ, કોકણ વગેરે સ્થળોમાં ઘણાં માલમ પડે છે. બરમામાં પણ એ ઝાડો પુષ્કળ માલમ પડે છે.

## મહુડો.

આ ઝાડ આશરે ૪૦–૪૫ ફુટ ઊંચુ હોય છે. એનાં પાન ૪–૫ ઇંચ લાંબાં અને ૨–૩ ઇંચ પહોળાં હોય છે. એની છાલ અર્ધો ઇંચ જાડી, ભુરી, ઊભા આંકાવાળી હોય છે. એનું લાકડુ રાતુ અને કઠણ હોય છે. સૌથી સારા ઝાડને આશરે ૩૦ મણ મહુડાં આવે છે. એના ફૂલમાથી દારૂ બનાવે છે. એ ઝાડમાથી સફેદ દૂધ જેવો ગુંદર એની છાલમા કાપા પાડવાથી નીકળે છે. એનાં ફળ સાબુ અને મીણબત્તી બનાવવાના કામમા આવે છે એના ફળને ડોળી કહે છે. સાધારણ રીતે ચાર શેર ડોળીમાંથી શેર તેલ નીકળે છે કેટલાક લોકો ડોળીને ઘીને બદલે વાપરે છે એ ડોળી પંચમહાલ જિલ્લામાં તથા રેવા કાંઠા એજન્સિમા ઘણી નીકળે છે રાજપીપળા સંસ્થાનમા એની ઘણી સારી ઉપજ આવે છે. એનો ઇજારો ( Monopoly ) આપવામાં આવે છે. જે માણસે એ ઇજારો રાખ્યો હોય તે એ ડોળી કઢાવે છે અને તે પરદેશ ખાતે ચઢાવે છે. એના બદલામાં તે સરકારમાં ઠરાવેલી ઉચક રકમ ભરી દે છે. મહુડાનાં લાકડાં ઘર બાંધવાના કામમા આવે છે. એના પાટડા ઘણા સારા બને છે. તદુપરાંત એનું લાકડું ગાડાનાં પૈડાંની નાળીઓ બનાવવાના કામમા પણ આવે છે.

## શેવણ.

એનું વૃક્ષ આશરે ૬૦–૬૫ ફુટ ઊંચું થાય છે એના થડનો પરિઘ આશરે ૫–૭ ફુટનો હોય છે એની છાલ પાતળી અને ઉપરથી ધોળી હોય છે. એનું લાકડુ વજનમા ઘણુ હલકુ હોય છે તેથી તે જુસરાં બનાવવાના કામમાં આવે છે. કારણ કે બળદ તેને સહેલાઈથી ઊંચકી શકે છે અને ભાર ખેંચવામા તેને કાંઈ હરકત પડતી નથી. વળી એ લાકડું સુંવાળુ અને સફાઈદાર હોય છે, તેથી સુતાર લોકો તેની પેટીઓ, ટેબલ, વગેરે ભિન્ન ભિન્ન ઉપયોગી વસ્તુઓ બનાવે છે. એના ફૂલનો રંગ પીળો હોય છે. આ ઝાડનાં ફળ કોરોટાના જેવાજ લબગોળ અને સોપારી જેવડાં હોય છે. એને ભાગવાથી અંદરથી બીજ નીકળે છે, તે બીજ ડુંગરમાં રહેનારા જંગલી લોકો ખાય છે. વળી એ દવાના કામમાં પણ આવે છે. ક્યારામા બી નાખ્યા પછી પાણી પાવાથી ૧૦–૧૫ દિવસમાં

એ ઊગવા માંડે છે. એ ઝાડનાં બીને પાણી ઘણું પાવુ પડે છે. બી બગડી ન જાય, કોહી જાય નહિ, બીનાશ બરાબર રહે, ઉધઈ ખાઈ જાય નહિ— આ સઘળા માટે ઘણી કાળજી રાખવી પડે છે. એ ઝાડ જ્યાં વાવ્યું હોય ત્યાં સૂર્યનો તાપ આખો દિવસ રહેવો જોઈએ.

## સાગ.

આ એક મોટુ અસ્થિર ( Deciduous ) ઝાડ છે, કારણ કે એનાં પાંદડાં ખરી જાય છે એ ઝાડ આશરે ૧૦૦–૧૨૫ ફુટ ઊંચું હોય છે. એનો પરિઘ આશરે ૨૦ ફુટ જેટલો હોય છે. એની છાલ સાધારણ રીતે જાડી અને ઝાંખી ભુરી હોય છે. એના પાન આશરે ૨×૧ લાબા પહોળાં હોય છે. એ કેટલા વર્ષનુ છે તે એના લાકડામાં લીટીઓ પડેલી હોય છે તે પરથી માલમ પડે છે; કારણ કે દર વર્ષના વધારાની લીટીઓ સાફ માલમ પડી આવે છે એનુ લાકડું પીળાશ પડતું, કઠણ અને ભારે હોય છે તેથી તે ઇમારતોના કામમાં ઘણું ઉપયોગી થઈ પડે છે. એ લાકડાને જો પહેલેથીજ કેળવ્યુ હોય તો તેમાં ફાટ પડતી નથી અને વાકુ પણ વળી જતું નથી મલબાર કાંઠે એની ઉત્પત્તિ વધારે હોય એમ માલમ પડે છે. સાગનું લાકડું ચીકણું હોય છે. મલબાર કાંઠાના સાગનુ લાકડું બીજા કરતાં વધારે ચીકણુ હોય છે, એટલે વહાણો બાંધવામા એનો ઘણો સારો ઉપયોગ થાય છે. આ ઝાડને જુન માસથી ઑગસ્ટ સુધીમા ફૂલ આવે છે અને નવેમ્બરથી જાન્યુઆરી સુધીમા બી આવે છે માર્ચ માસમા બી પરિપકવ થાય છે. એ ઝાડ વરસાદ જ્યા વધારે પડતો હોય તે જગાએ ઘણી સારી રીતે ઊગે છે. જ્યાં ઓછો થતો હોય અથવા તો હિમ પડતુ હોય તેવી જગાએ એ બિલકુલ ઊગતુ નથી. એ ઝાડને કાપ્યા પછી એના થડમાથી બીજા ફેળવા ઊગે છે. એના મૂળમાથી નવાં ઝાડ પણ ઊગે છે રેલ્વેની ગાડીઓ ( Trains ) બનાવવામાં પાટા ( Rails ) નાખવા માટે સ્લિપરોમાં ( Slippers ) પણ એનું લાકડુ વધારે પસદ કરવામા આવે છે. પેટી, પટારાં અને ખુરસીઓ બનાવવામાં પણ એનું લાકડુ ઘણુંજ વપરાય છે. એના લાકડાને બાળીને કોલસા બનાવવામાં આવે છે. એ કોલસા સોની અને લુહાર લોકોના ઉપયોગમા આવે છે. એક સળગતો કોલસો લઈ બહાર કાઢીએ તો તે તરત હોલાઈ જાય છે.

## આમલી.

આ ઝાડ હમેશા પાંદડાંવાળુ હોય છે. એના પાદડાં ઝીણાં હોય છે એની છાલ જાડી, કાળી અને આડી ફાટવાળી હોય છે. એ છાલ ઉતારી નાખીએ તો અદરથી એનુ લાકડું સફેદ નીકળે છે અને કેટલીક વખત પીળાશપડતુ પણ નીકળે છે. આ ઝાડ કેટલેક અંશે સમડીના ઝાડને મળતું આવે છે. હિંદુસ્તાનમાં તો આ ઝાડ સાધારણ ('Common') જેવું થઈ પડ્યું છે બર્મા તરફ પણ એની ઉત્પત્તિ છે ખરી. એ ઝાડને વાવ્યા વગર પડતર જમીનમાં પણ તે ઊગે છે. મે, જુન માસમાં એને ફૂલ આવે છે, અને માર્ચમા ફળ આવે છે, જેને આમલી કહે છે. એ ફળ ખાટા લાગે છે એનું લાકડું ઘણુજ ભારે અને ટકાઉ હોય છે. શેલડી પીલવાના કોલુમા આ લાકડુ કામ આવે છે ઘાણીનાં લાકડાં પણ એનાં બનાવે છે. એના બીને ગુંદર સાથે જો વાટી બરાબર મેળવવામાં આવે તો તેનો સીમેંટ (Cement) ઘણો મજબૂત થાય છે. પગે સોજો ચઢ્યો હોય તો આમલીનાં પાન બાધવાથી ઊતરી જાય છે.

## ધાવડો.

એનું વૃક્ષ આશરે ૫૦–૬૦ ફુટ ઊંચુ હોય છે. એની છાલ સુવાળી, સફેદ અને લીલાશપડતી હોય છે. એનુ છોડુ સાધારણ રીતે બેડાના છોડાને મળતુ આવે છે. એને લગભગ જુન માસમાં ફૂલ આવે છે, જેનો લાલ રગ હોય છે અંગ્રેજી વરસની આખર સુધીમા ફળ આવી પાકાં થાય છે. એ ઝાડની ઉમ્મર, એમાં દર વર્ષના વધારાની કાળી લીટી માલમ પડે છે, તે ઉપરથી પારખી શકાય છે. એનુ લાકડુ કઠણ હોય છે તેથી તે ખેતીવાડીના ઓજારો બનાવવાના કામમા આવે છે. એના થડમાંથી ગુંદર નીકળે છે. રેવાકાંઠા એજન્સિમા આવેલા ડુંગરોમાં એ ઘણે ઠેકાણે માલમ પડે છે.

## શીમળો.

આ ઝાડ સાધારણ ઝાડોના જેટલુજ ઊંચું હોય છે. એની છાલ કાળી અને ઝાંખી ભુરી હોય છે. એનુ લાકડું કાપીએ તે વખત સફેદ માલમ પડે છે. પણ કાપ્યા પછી તે કાળું પડતુ જાય છે. પછી આખરે તો એ કાળુંજ થઈ જાય છે. એનું લાકડું ઘણુ પોચુ હોય છે. પાણીમાં

## જાહેરખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૮ મી ઑક્ટોબર સને ૧૯૧૨ ના હુકમ નં. ૧૩૭૭૯ ઉપરથી. )

તાલુકે બોરસદ મોજે ઇસણાવની લોકલ બોર્ડ સ્કૂલના માસ્તર ઇશ્વરભાઈ ડુંગરભાઈ પટેલે આપેલું રાજીનામું ખાતા તરફથી મંજુર થયું છે, પરંતુ તેને કોઈ પણ ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડની અથવા મ્યુનિસિપાલિટિની પ્રાથમિક શાળામાં શિક્ષક તરીકે ફરી રાખવામાં આવશે નહિ.

P. Lory.

એ. ઈ. ઉ. ભા.

---

## જાહેરખબર.

(મે. ઉ. ભા. ના એ ઈ. સાહેબના તા. ૧૮ મી નવેંબર ૧૯૧૨ના હુકમ ન. ૧૪૪૧૩ ઉપરથી)

આથી ખબર આપવામા આવે છે કે ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડની, મ્યુનિસિપાલિટિની, એઇડેડ, અથવા સ્વીકારેલી શાળામાં નોકરી રહેલો કોઈ પણ શિક્ષક જો પ્રાવેશિક પરીક્ષાની શરૂઆત અગાઉ ઓછામાં ઓછા સાત દિવસ પહેલાં પહોચે એવી રીતે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલને ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અથવા મ્યુનિસિપાલિટિના અમલદારે, અથવા નિશાળના મેનેજર વગેરે જે કોઈ હોય તેની મારફત અરજી મોકલશે નહિ, તો તેને પી. આર. ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષામા બેસવા દેવામાં આવશે નહિ.

અમદાવાદ, ઑફિસ ઑવ્<br>ધિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા.<br>તા. ૧૮ મી નવેબર ૧૯૧૨.

P. Lory.

એ. ઇ. ઉ ભા.

## જાહેરખબરે.

ઉં. ભા. ના મે. એ. ઈ. સાહેબના તા. ૫ મી નવેંબર ૧૯૧૨ ના હુકમ નં. ૧૪૧૪૪ ઉપરથી. ધિ બૉમ્બે ગવર્ન્મેન્ટ ગૅઝેટ, તા. ૩૧ મી ઑકટોબર સને ૧૯૧૨ ભાગ બીજો. પાનાં ૧૭૪૧–૧૭૪૨

ન. ૧૩૭૫૭.

ઉત્તર વિભાગમાં નીચેના વિદ્યાર્થીઓને સ્કૉલર્શિપ માટે પસંદ કરવામાં આવ્યા છેઃ—

| જિલ્લો. | વિદ્યાર્થીનું નામ. | જે નિશાળમાં જતા તે. |
|---|---|---|
| | હાઈ અને સ્પેશ્યલ સ્કૂલો. | |
| અમદાવાદ. | મણિશંકર નંદશંકર વ્યાસ. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ |
| | લક્ષ્મીપ્રસાદ કેશવલાલ પટેલ | આર સી હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| | મહેબુબુલ્લાહ અમીન સાહેબ કાદરી | ” ” |
| ખેડા. | રસિકલાલ દલસુખભાઇ ચોકશી | હાઇસ્કૂલ, નડિયાદ. |
| | ડાહ્યાભાઇ જીભાઇ બારોટ | ” ” |
| | મહમદ બકુભાઇ મલેક | એડવર્ડ મેમોરિઅલ હાઇ સ્કૂલ, ખેડા. |
| પંચમહાલ. | નારાયણ કેશવ કોનકર. | તેલંગ હાઇ સ્કૂલ, ગોધરા. |
| | શિવાભાઇ ભુલાભાઈ પટેલ. | ” ” |

| | | |
|---|---|---|
| | કુઆનહુસેન અસગરઅલ્લી બોરા. | તેલંગ હાઈ સ્કૂલ, ગોધરો. |
| ભરૂચ. | જહુરાઇ દુર્લભજી ખંધેડીઆ. | યુનિઅન હાઇ સ્કૂલ, ભરૂચ. |
| | ચતુરભાઈ ઇશ્વરભાઇ પટેલ. | ,, ,, |
| | હુસેન રસુલ શેખ. | આર. એસ. દલાલ હાઇ સ્કૂલ, ભરૂચ. |
| સુરત. | નટવરલાલ છોટાલાલ પંડ્યા. | ગવર્ન્મેન્ટ મિડલ સ્કૂલ, સુરત. |
| | પ્રતાપ બહાદુરસિંઘ ક્રિશ્ચિઅન. | આઇ. પી મિશન હાઇ સ્કૂલ, સુરત. |
| | હુસેનમીઆં દાદામીઆં સિદ્દિકિ. | સોરાબજી જે. જે. હાઇ સ્કૂલ, સુરત. |
| થાણા. | શંકર વામન દેશપાંડે. | બી. જે. હાઇ સ્કૂલ, થાણા. |
| | જગન્નાથ ગોવિંદ બોઈ. | ,, ,, |
| | મહમદ ઇબ્રાહિમ વલદે અહમદ સાહેબ કાઝી. | જી. ઈ ઇન્સ્ટિટ્યુટ, મિડલ સ્કૂલ, કલ્યાણ |
| | **કાઝી શાહબુદ્દિન સ્કૉલરો.** | |
| અમદાવાદ. | ફકરદિન સૈયદમીઆં શિરાઝી | આર. સી. હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| ખેડા. | મહમદ યુસફ શેખ. | એ. વી. સ્કૂલ, કપડવંજ. |
| | *જમાલુદ્દિન અમીનસાહેબ હમકુલે. | એડવર્ડ મેમોરિઅલ હાઇ સ્કૂલ, ખેડા. |

*આ સ્કૉલરશિપ તા. ૧ લી સપ્ટેંબર ૧૯૧૨થી શરૂ થાય છે, અને ત્રણ વરસ ચાર મહિના ચાલશે.

# ગુજરાત શાળાંપત્ર, પુસ્તક ૫૧ મું, સને ૧૯૧૨.

અનુક્રમણિકા.

| | મિડલ અને સ્પેશ્યલ સ્કૂલો. | |
|---|---|---|
| અમદાવાદ. | કલ્યાણભાઇ લાલભાઇ શેઠ. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| | ઇશ્વરલાલ મણિલાલ મહેતા. | ” ” |
| | શાંતિલાલ આત્મારામ પટેલ | ” ” |
| | સોમાભાઇ બલદેવદાસ કસ્તીઆ. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ |
| | મુજફરખાન હુસેનખાન મેવાતી. | ” ” |
| | ગુલામઅલ્લી રાજેમહમદ પંજેતી | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| ખેડા | કીકાભાઇ પુંજાભાઇ જનોડીઆ. | મ્યુનિસિપલ મેઇન સ્કૂલ, નડિયાદ. |
| | ધોરીભાઈ જોરાભાઇ પટેલ. | ” ” |
| | કાશીભાઇ વાઘજીભાઇ દેસાઈ. | મ્યુનિસિપલ બ્રાંચ સ્કૂલ ન. ૩, નડિયાદ. |
| | ચતુરભાઇ ઉમેદભાઇ પટેલ | મ્યુનિસિપલ મેઇન સ્કૂલ, નડિયાદ. |
| | ઇસ્માઇલભાઇ કરીમભાઇ વહોરા. | મ્યુનિસિપલ ઉર્દુ સ્કૂલ, નડિયાદ. |
| | ચાંદમીઆ શાહભાઇ રંગ્રેજ. | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, નડિયાદ. |
| પંચમહાલ. | પુંજાલાલ મનસુખલાલ પારેખ. | તાલુકા સ્કૂલ, કાલોલ. |
| | ચંપકલાલ જેઠાલાલ શાહ. | તેલંગ હાઇ સ્કૂલ, ગોધરા. |
| | છગનલાલ નાથજીભાઇ કાછીઆ. | મેઇન સ્કૂલ, ગોધરા |
| | વિઠલભાઇ પરભુદાસ પટેલ. | મેઇન સ્કૂલ, દોહદ. |

# નિશાળોનાં ઇનામપત્રક.

**સીહોર તાલુકે વીરમગામ**—કમીટીના મેમ્બરો તથા આગેવાનો, નિશાળ જમાડી રૂા. ૧૦ ). ઊકરડીના ઠાકોર ભુપતશીંગ રાણાજી છોકરાંને પુસ્તકો વહેંચ્યાં રૂા ૫ ). **હીરાપુર કન્યા તથા મુખ્ય સ્કુલ**—હેડ મિસ્ટ્રેસ હીરા મથુરભાઈએ ઇનામ વહેંચ્યુ રૂા ૧૫ ). ગામના આગેવાનો, કન્યાશાળાની બાળકીઓને જમાડી રૂા ૩૭ ). **સીતાપુર**—ગામના આગેવાનો તથા મુખી લલુભાઈ, નિશાળ જમાડી તથા ઇનામ વહેંચ્યાં. **હાથીજણ**—ગામના આગેવાનો, નિશાળના છોકરાને મીઠાઈ આપી તથા એક છબી આપી રૂા ૫–૧૨–૦. **જાલીસણા**—ગામના આગેવાનો ઇનામ વહેંચ્યુ રૂા. ૧૫ ). પા. સાંકળચંદ પુરષોત્તમ શા. મહીપત રતનસી વોરા ઉમરભાઈ નિશાળ જમાડી રૂા. ૧૨ ) **ડાંગરવા**—મુખી જીજીભાઈ કુબેરદાસ તથા બીજા ગૃહસ્થો, કપડા તથા મીઠાઈ રૂા. ૪–૮–૦.

## સુરત વિભાગ.

**સુરત**—શેઠ ગંગાદાસ વરજદાસ ભરતીઆ ભાગાતળાવ સ્કુલ નં. ૧ રૂ ૭ ) રોકડા. શેઠ કુબેરદાસ ઝીણાભાઇ રૂ. ૬ ) પતાસા મણ ૧ ) શેઠ છગનભાઇ રણછોડજી રૂ. ૫ ) રોકડા શેઠ હીરાલાલ મગનલાલ રામદાસ મામાવાળા રૂ. ૩ ) નાં પતાસાં મણ ૦॥ શેઠ ઝવેરચંદ કૃષ્ણાજી નવાપુરા સ્કુલ નં. ૩ રૂ. ૧૨–૬–૦ નાં પતાસાં શેઠ ફકીરચંદ કેશવજી રૂ. ૩ ) રોકડા. શેઠ કાળીદાસ ત્રીકમદાસ ચેવલીવાળા રૂ ૩ ) રોકડા શેઠ સૈ મહમુદ સૈ ફેજુ બડેખા ઉર્દૂ સ્કુલ નં. ૪ રૂ. ૩ ) રોકડા રા બા નગીનચંદ ઝવેરચંદ ગોપીપુરા સ્કુલ નં. ૬ રૂ. ૫) રોકડા શેઠ ધરમચંદ ઉદયચંદ રૂ ૯ ) રોકડા. શેઠ મગનભાઇ તલકચંદ રૂ. ૩ ) રોકડા મી. કૃષ્ણલાલ રા ૩. સબજડજ રૂ. ૩ ) શેઠ વીઠ્ઠલદાસ સ્વજી કાપડીઆ રૂ. ૬ ) ની કીંમતના વાવટા. શેઠ જમનાદાસ ગુલાબદાસ ગાંધી, હરીપુરા સ્કુલ નં. ૭ રૂ. ૩ ) રોકડા અને રૂ. ૨–૧૦–૬ ની ચોપડી મી. બેજનજી માણેકજી જસુસરીઆ, સગ્રામપુરા સ્કુલ નં ૮ રૂ. ૫ ) રોકડા મી. નાગરજી વસનજી કન્ટ્રાકટર રૂ. ૩ ) રોકડા. મી. ચતુરસીંગ કુબેરસીંગ રૂ ૪–૨–૬ ની કીંમતનાં પતાસાં

મણુ ૦॥. શેઠ દયારામ પુરશોત્તમ ધી નસરવાનજી પુંજ્યાજી સધાડીયા-વાડ સ્કુલ ન. ૯ રૂ. ૬ ) મીઠાઈ સાર શેઠ કેશવલાલ બુલાખીદાસ રૂ ૩ ) રોકડા. મી. તૈયબભાઈ મુલ્લા મહમદઅલી મસ્કતી બેગમપુરા સ્કુલ નં. ૧૦ રૂ. ૬-૪-૦ ના પતાસા. શેઠ ઘેલાભાઇ પુરશોત્તમદાસ રૂ ૪-૧૦-૦ કીમતનું ઉકાળેલુ દૂધ પાયુ વીશા ખડાયતા વાણીઆની પંચના સદગૃહસ્થ સૈયદપુરા સ્કુલ ન. ૧૧ રૂ. ૩૦ ) મીઠાઇ તથા રૂ. ૧-૦-૮ મીણબત્તી. શેઠ ઇચ્છારામ લાલભાઇ ગલેમંડી સ્કુલ ન. ૧૨ રૂ. ૭-૮-૦ ના પતાસા મણ ૧॥. મીસ્તરી કલા શવા રૂ. ૫ ) શેઠ ડાહ્યાભાઇ હર ગોવીંદદાસ કાપડીઆ રૂ. ૫ ) શેઠ જેઠાભાઇ ઘાણ્વાળા રૂ ૫ ). શેઠ ગીરધરલાલ ફકીરચદ ઝરીવાળા રૂ ૩ ) ડૉક્ટર ગીરધરલાલ નારણદાસ રૂ ૩ ). શેઠ અહમદ હાજી અબ્દુલકરીમ નાતાલી સગ્રામપુરા ઉર્દુ સ્કુલ નં ૧૫ રૂ. ૩ ). મી રતીલાલ હરજીવનદાસ સલાબતપુરા સ્કુલ ન. ૧૬ રૂ. ૬-૪-૦ નામદાર શહેનશાહબાનુનો ફોટો જડાવ્યો તથા નીશાળનું પાટીયુ ચીતરાવ્યુ તેના ખર્ચના આપ્યા શેઠ ગગારામ વરજદાસ ભરતીઆ કેળાપીઠ સ્કુલ ન ૧૭ રૂ. ૩ ) રોકડા. શેઠ નાથુભાઇ નારણદાસ રૂઘનાથપુરા સ્કુલ ન ૧૮ રૂ ૩ ) રોકડા. શેઠ મગનલાલ પ્રાણજીવનદાસ નાણાવટી સગ્રામપુરા સ્કુલ ન ૧૯ રૂ. ૧૨-૯-૩ ની કીંમતનાં પવાલા જર્મનના વહેંચી આપ્યા શેઠ ઘેલાભાઇ ત્રીભોવનદાસ જરીવાળા રૂ. ૧૦-૨-૩ ની કીંમતની મીઠાઇ તથા દેશી હીસાબ વહેંચી આપ્યા. શેઠ આત્મારામ રામચદ બદરીઆ રૂ. ૯-૭-૮ ની જર્મનીની રકાબી વહેંચી આપી. શેઠ પરશોત્તમદાસ મોરારદાસ રૂ. ૭-૯-૦ ના પીત્તળના પ્યાલા વહેંચી આપ્યાં. મી. એદલજી માણેકજી જખુસરીઆ રૂ ૫ ) રોકડા શેઠ રામચદ્ર માણેકચદ રૂ. ૧૧ ) રોકડા. શેઠ કાળીદાસ રામચદ્ર રૂ. ૧૧ ) રોકડા ખત્રી દુર્લભરામ રૂ. ૭ ) રોકડા. ખત્રી હરજીવન વલ્લભ રૂ. ૫ ) રોકડા. ખત્રી ડાહ્યા ચુનીલાલ રૂ. ૫) રોકડા. મી. ડાહ્યા ધનજી રૂ ૩ ) રોકડા શેઠ ત્રીભુભણદાસ દયારામ નવાપુરા કરવારોડ સ્કુલ ન. ૨૦ રૂ. ૩ ) રોકડા. શેઠ ઝવેરચદ કૃષ્ણાજી „ રૂ. ૪-૧૪-૦ પતાસા તથા રૂ. ૨ ) રોકડા. શેઠ ભગવાનદાસ જમનાદાસ ધી નદશંકર નાણાવટ કન્યાશાળા ન. ૨૨ રૂ. ૩ ) રોકડા. શેઠ અબ્દુરેહે-

માન અમીરમીયાં કાગદી રાણીતળાવ ઉર્દુ કન્યાશાળા નં. ૨૫ રૂ. ૩) રોકડા. શેઠ અબ્દુર્રઉફ કાસમભાઇ કાગદી „ રૂ. ૩ ) રોકડા. શેઠ મીયા અબ્દુલ્લાહ મીયા મહમુદ મુબાઇવાળા રૂ. ૩ ) રોકડા. મહંત જીવણ-દાસ અમીદાસ કાછીપુરા લોકારટ સ્કુલ નં. ૨૭ રૂ. ૧૧-૧૪-૬ ની કીમતનાં લુગડા.

**ગોડસંબા બોર્ડિંગ સ્કુલ**—ગોડસંબાની કાછીઆ જ્ઞાતિ સમસ્ત પોતાના ધર્મનો મેળો ભર્યો ત્યારે શીરાપુરીનુ જમણ આપ્યુ તેના રૂ. ૧૫) **પીરાણાના**—ધર્મ ગુરૂ રામજીકાકા ડોનેશન ફંડમાં રોકડા રૂપિયા ૧૦). ડાહ્યાભાઇ ગાડાભાઇ દેશાઇ લાડુનુ જમણ આપ્યુ રૂ. ૧૨ ) શેઠજી ફકીરજી નવરોજજી ઇલાવિયા જમણ આપ્યુ તેના રૂ. ૨૫-૬-૯. શેઠજી કરામજી ઉકડજી અમલસાડીવાળા રોશની, દારૂખાનુ, વરઘોડા વિગેરેના ખર્ચ પેટે આપ્યા તે રૂ. ૫ ).

**અમદાવાદ વિભાગ.**

**કૌકા**—ગામલોકો રૂ. ૧૨ ) ગરીબ છોકરાને પુસ્તકો તથા સ્લેટો આપવાના કડમા. **બાવળા કન્યા**—ગામના આગેવાન લોકો રૂ. ૮ ) કે પડાં અને મિઠાઇ. **બગોદરા**—ગામલોકો તરફથી રૂ ૬-૮-૦ પુસ્તકો, કપડા અને મિઠાઇ. **જવારજ**—ગામલોકો તરફથી રૂ. ૧૨ ) પુસ્તકો, મિઠાઇ અને કન્યાઓને વસ્ત્રો. **કોઠ મુખ્ય સ્કુલ**—મે ઠાકોર સાહેબ સાહેબ રૂ. ૨૫ ) પુસ્તકો **કોઠ કન્યા.**—મે. ઠાકોર સાહેબ સાહેબ રૂ. ૨૫) કન્યાઓને કપડા **રામપુર**—ગામલોકો તરફથી રૂ. ૮-૬-૦. પુસ્તકો અને મિઠાઇ. **સાંથળ**—ગામલોકો તરફથી રૂ. ૪-૭-૦ નાની વાડકીઓ **મો ડાસર**—ગામલોકો તરફથી રૂ. ૩ ) કપડાં, મિઠાઇ અને નોટ બુકો

**કચ્છ વિભાગ.**

**નખત્રાણા સ્કુલ**—ગામના સદ્‌ગૃહસ્થો ઇનામ તરીકે રૂમાલો તથા સાકર રૂ. ૧૨-૪-૦. ગઢસિસાના પંડિત શ્રી જોશી કાનજી મોનજી ઇનામ તરીકે સાકર રૂ ૨-૮-૦. **મજલ સ્કુલ**—શેઠ ત્રીકમદાસ કુંવરજી ભોજા ઇનામ તરીકે સાકર રૂ. ૨-૧૨-૦. શેઠ ધનજી નાનજી તથા વીરજી ભોજાએ ઇનામ પુસ્તકો તથા સાકર રૂ ૨ ) **વીરાણી સ્કુલ**—એના ગામના સદ્‌ગૃહસ્થો છીંટ તથા સાકર રૂ ૮-૮-૦. **લાકડીઆ કન્યા**

શાળા—કોરોનેશન મેડલો નંગ ૨૧ જાગીર તરફથી ઇનામ તરીકે પતાસાં રૂ. ૧) રાપર કન્યાશાળા—અત્રેના રાજેશ્રી ન્યાયાધિશ સાહેબ તરફથી છીંટ તથા પતાસાં રૂ ૬) આડેસર સ્કુલ—અત્રેના ઠક્કર દાન ગણેશ સ્કુલ જમાડી તેનું ખર્ચ રૂ. ૪). સરહદના ટપેદાર સમેજા ઇરમાલ ગલુએ ઇનામ રૂ ૪). અજાર સ્કુલ—અત્રેના નંદવાણા ભવાનીશંકર વેલજી પતાસા રૂ. ૯-૮-૦. માતાનોમઢ સ્કુલ—તેરાના શેઠ ચત્રભુજ મુરારજી રૂમાલ તથા સાકર રૂ. ૬). મનફરા સ્કુલ—અત્રેની જાગીરના પીર તરફથી તથા ગામના વેપારી તરફથી સાકર રૂ. ૫) ભુજપર સ્કુલ—અત્રેના ચારણ લક્ષ્મણ સુમાર સાકર રૂ ૨) શા. પેથા માલસિંહ સાકર રૂ ૪-૮-૦ ગામ તરફથી વહેંચાયેલ સાકર રૂ. ૫-૪-૦. નોથાળા સ્કુલ—મોની વીરજી જેઠા રૂમાલ તથા સાકર રૂ. ૫-૪-૦. પલાંસવા સ્કુલ—જાગીરના કારભારી તથા મ્યુનિસિપાલિટિ તરફથી પેંડા રૂ. ૬-૧૪-૦. નીરૂણા સ્કુલ—ગામના વેપારીઓ તરફથી સાકર રૂ. ૪-૮-૦ તેરા કન્યાશાળા—અહીંના શેઠ તેજપાલ રૂમાલ તથા સાકર રૂ. ૧૬) શેઠ ચગણદાસ ચત્રભુજના પત્ની વ્રજકુવરબાઇ લુગડુ તથા સાકર રૂ ૧૮-૧૨-૦ ,, શેઠ રામદાસ મુરારજી તથા ગોરજી હીરાચંદજી પુસ્તકો તથા સાકર રૂ ૯-૪-૦. તેરા સ્કુલ—અત્રેના ભાટીઆ ઠા તેજપાલ રૂમાલ તથા સાકર રૂ ૧૫-૮-૦. ,, વ્રજકુવરબાઇ રૂમાલ તથા સાકર રૂ. ૨૦) શેઠ રામદાસ મુરારજી તથા ગુરજી હીરાચંદજી પુસ્તકો તથા સાકર રૂ ૧૬). માંડવી નં. ૨ ની સ્કુલ—શ્રીદરબાર તરફથી પુસ્તકો રૂ. ૨૪-૮-૦ તથા પતાસાં રૂ. ૩-૪-૦. શેઠ વિસનજી નંદજી તરફથી પુસ્તકો રૂ. ૪-૪-૦. શેઠ કેશવજી હસરાજ તરફથી પુસ્તકો રૂ ૮). દુર્ગે સ્કુલ—ગામના વેપારીઓ તરફથી સાકર રૂ ૩). ,, ઠા રામજી આણંદજી પતાસા રૂ. ૧-૪-૦. રાપર સ્કુલ—રા રાપર ન્યાયાધિશ તરફથી રૂમાલ તથા પતાસાં રૂ. ૧૨) ફતેગઢ સ્કુલ—રૈયત તરફથી સાકર રૂ ૨-૮-૦. ગુંદીઆળી સ્કુલ—અત્રેના શેઠ કેશવજી દામજી રૂમાલ તથા સાકર રૂ ૧૦) ભદ્રેશ્વર સ્કુલ—અત્રેના ઠા. હીરજી કુવરજીના ભત્રીજા રામજી માધવજી રૂમાલ તથા સાકર રૂ. ૧૧). શેઠ કેશવજી નથુ ગજફરાક

રૂ. ૪-૧૨-૦. **સણવા સ્કુલ**—જામીરદાર તરફથી સાકર રૂ. ૧-૮-૦. **સુંદરા સ્કુલ**—શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ. ૨૪-૮-૦. મેતા વજેરામ મયાશંકર સાકર રૂ ૫-૮-૦. **સુદરા નાઈટ સ્કુલ**—શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ. ૭-૮-૦. ,, મેતા વજેરામ મયાશંકર સાકર રૂ ૧). **ગઢસિસા સ્કુલ**—શેઠ પાચુ ટોકરસિંહના ભાઇ દેવરાજ પુસ્તકો તથા રૂમાલ રૂ ૩૭) તથા કન્યાઓ માટે ઓઢણી રૂ. ૧૩) તથા સાકર રૂ. ૧૧). **રામવાવ સ્કુલ**—અત્રેના ગામના સદ્ગૃહસ્થો તરફથી પુસ્તકો તથા સાકર રૂ ૧૧-૪-૦. **ખેડોઇ સ્કુલ**—શેઠ હાજી નુરમામદ સાકર રૂ. ૩-૧૨ મુદરા કન્યાશાળા—શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ.૧૩-૧૨-૦. ,, રાવબહાદુર કેશવજી નથુ જે. પી. તથા શેઠ ધનજી માવજી સાકર રૂ ૯). સોની ખેંગાર માવજીની વિધવા સ્ત્રી કુંવરબાઇ ઇનામ રૂ. ૫-૧૨-૦. **રોહા સ્કુલ**—જાગીરદાર રૂમાલ તથા સાકર રૂ. ૧૬-૧૨-૦. **લવાલાધર સ્કુલ**—શેઠ ઉકડો અરજુન પુસ્તકો તથા સાકર રૂ. ૧૨-૪-૦. **બાયડ સ્કુલ**—ગામના સદ્ગૃહસ્થો વહેંચાયેલ પુસ્તકો રૂ. ૫) **દેશલપર સ્કુલ**—ગામ તરફથી ઇનામ રૂ ૨-૮-૦. શા દેવસિંહ દેશરના દીકરા ગાગજી રૂમાલ તથા સાકર રૂ ૧૮). **લાખણીઆ સ્કુલ**—જાગીરદાર તરફથી તથા માહાજન પુસ્તકો તથા સાકર રૂ ૧-૪-૦. **કુમરા સ્કુલ**—શા. કુંવરજી ટોકરસિંહ પુસ્તકો રૂ ૧૨-૧૨-૦ ગામના મહાજન મિઠાઇ રૂ ૨-૮-૦. **સાંભાણ સ્કુલ**—ગુરજી નેમીદાસ હીરાચંદ તરફથી પુસ્તકો રૂ. ૧-૧૨-૦. મી. અંબાશંકર લાલજી તરફથી સાકર રૂ ૧-૮-૦. **વિંઝાણ સ્કુલ**—શા. કાનજી ઘેલા સાકર રૂ. ૨) ઠા ગોવિંદજી પદમસિંહ સાકર રૂ ૪) **બેરાજા સ્કુલ**—અત્રેના શા. પદમસિંહ ઠા... સિંહ તથા શા. કચરા માલસિંહ અને શા ભીમસિંહ ધના તરફથી પુસ્તકો રૂ. ૧૧-૪-૦. **વુણા સ્કુલ**—ઓડ ખીમજી લધા પુસ્તકો તથા સાકર રૂ. ૧૨) **ખોંભડી સ્કુલ**—સ્વામી શ્રી ધર્મગીરજી તરફથી ઇનામ તરીકે સાકર રૂ. ૨-૮-૦.

અપૂર્ણ.

---